# પુત્રદા અને પારણું

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः



લેખક અને પ્રકાશક:

વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

સંચાલક :

વિશાળ ઔષધ ભંડાર

પાટડી (જી. અમદાવાદ)



મૂલ્ય રૂ. ૪—૦—૦

# પુત્રદા અને પારણું

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः


લેખક અને પ્રકાશક:

વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

રખે વહેમાતા, અનુભુત યોગાવલી, પૂછ્યું અને કહ્યું, નવદંપતીને, શીતળા, ચંદ્રોદય એટલે શું, સંતતિ-સંયમન, વીણેલાં, બા અને બાળક વગેરેના લેખક અને

સંચાલક : વિશાળ ઔષધ ભંડાર

પાટડી (જી. અમદાવાદ)



પાંચમી આવૃત્તિ　　　　પ્રત ૭૫૦

સંવત ૨૦૦૧　　　　સને ૧૯૪૫

મૂલ્ય રૂ. ૪-૦-૦

સ્ત્રીઓ સમાજનું અમૂલ્ય ધન છે. તેની સુયોગ્ય કેળવણીથી જ સમાજ સાચી ઉન્નતિ પામે છે. ગૃહલક્ષ્મી વિનાનું ગૃહ નિસ્તેજ લાગે છે, પરંતુ જે ગૃહની લક્ષ્મી નિર્બળ, અસહાય, અચેતન અને તન-મનથી હતાશ હોય છે, તે ગૃહ તો કોઇ ભગ્ન ખંડીયેર સમું જ ભાસે છે.

: મુદ્રક :
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ
સ્વાશ્રય મુદ્રણાલય : [illegible] રોડ, રાયપુર

# અ ર્પ ણ

ગાર્ગી, સાવિત્રી અને અરૂંધતી જેવી
હિન્દની સન્નારીઓના પગલે ચાલી,
જેઓ આર્યસંસ્કૃતિની રક્ષા કરી
રહેલી છે, તેવી સર્વ
ભ ગિ ની ઓ
ની
સે વા માં

વિનમ્ર
વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી.

# પાંચમી આવૃત્તિની પ્રસ્તાવના

હું તો ઇશ્વરેચ્છાને માનનારો છું અને એમ પણ માનું છું કે બુદ્ધિદાતા પ્રભુ માનવીને પ્રેરણા આપી, હરેક કાર્યો કરાવે છે. શુભ અને અશુભ આ બન્ને કાર્યોની પાછળ એ પ્રેરણાદાતા જ પ્રેરે છે. મારા બહાર પડતા સઘળા ગ્રંથોમાં આમ જ બનવા પામ્યું છે.

જગતને હચમચાવી નાંખે એવું યુદ્ધનું વાવાઝોડું અને તેનો પવન જોરશોરથી ફુંકાતાં હતાં. કોઇ પણ વસ્તુના ભાવ સ્થીર ન હતા. કાળાં બજારો કામે લાગી ગયાં હતાં. માનવીનાં મન, બુદ્ધિ અને જ્ઞાન બેબાકળાં બન્યાં હતાં: તે વખતે કોઈ ગ્રંથની આવૃત્તિ પ્રગટ કરવી તે ઉપાધિ નહિ તો આપત્તિ જરૂર છે જ. એવા દુસ્તર સંયોગોમાં 'પુત્રદા અને પારણું' એની પાંચમી આવૃત્તિ છપાઇને બહાર પડે છે.

વાચકોને મારી મુશ્કેલી, કાગળની મોંઘવારી, છપાઈની અને બાઇન્ડિંગની વાતો લખી કડવી કહાણી શા માટે કહું? પણ એટલું તો કહ્યા વગર ચાલતું નથી કે મારા દિલની ભાવના જે સસ્તા જ્ઞાન-પ્રચારની છે તે આ યુદ્ધના સમયે મારી નાંખી છે અને જે પુસ્તક શરૂઆતે એક રૂપીએ ગ્રાહકોને મેં આપેલું તેની કિંમત આજે ચાર રૂપીઆ કરવી પડે છે, એ પ્રતાપ આપણા ઉપર લાદવામાં આવેલા યુદ્ધકાળનો છે. પ્રભુ યુદ્ધમાંથી અને યુદ્ધના સંચાલકોમાંથી હિંદની મુક્તિ અપાવે એ પ્રાર્થના સિવાય બીજો ઇલાજ પણ નથી.

ચાર રૂપીઆ જેટલી રકમ લઇનેય મારા દેશબાંધવોને હું મારાં પુષ્પ-ફળથી ભરેલો થાળ ભેટ કરૂં છું. એમાં મધુર રસ ભર્યો છે. ઉત્તમ ખુશબો પણ ભરી છે. એ ખુશબો તેમનાં દિલ-દિમાગને મસ્ત બનાવશે. મધુર રસ તેમનાં જીવન અને દેહલાલિત્યમાં ઓર ઉમેરો કરશે. જે ખુશબોને જાણીને માણી શકે છે, જે રસનું પાન

કરીને તેને જીરવી શકે છે, તેઓનાં શરિર સૌષ્ટવમાં વધારો કરી, આ ગ્રંથ તેમને માનવી તરીકેનું ઉત્તમ જીવન જીવવામાં તત્પરતા લાવી આપે છે.

મધ્યમ વર્ગના આપણા સ્ત્રીવર્ગને ઉત્તમ પ્રકારનું રૂચીકર જ્ઞાન કે જે જ્ઞાનમાં શરીર અને મનની મરામત ભરી હોય, અને જેમાં સંસારયાત્રાની વિવિધ ગલીકુંચીવાળી કેડી ઉપર ધીરે કદમે આગળ લઈ જઈ, માર્ગ ચીંધાતો હોય, તેવો સરલ, સુપાત્ર એકે ગ્રંથ નથી. મને જાણીને આનંદ એ થાય છે કે 'પુત્રદા અને પારણું' એ ગ્રંથે આ ખોટ પૂરી પાડી છે, અને સ્ત્રીસમાજે પોતાના નિત્યના સહચારીની માફક આ ગ્રંથને અપનાવ્યો છે.

પુરુષ લેખકે સ્ત્રીઓના માનસ, શરીર, અને સંસારના અંતરંગોને સ્પર્શીને લખવાનું હોય છે, ત્યાં ઘણી મુશ્કેલીઓ નડે છે. એક લેખક તરીકે એ લખવા બેસે તો ત્યાં તેને કલ્પનાનું સામ્રાજ્ય ખડું કરવું પડે છે. કારણ કે જ્યાંસુધી એ સેંકડો અને હજારો સ્ત્રીઓના સંપર્કમાં નથી આવતો ત્યાંસુધી સ્ત્રીમાનસ અને સ્ત્રીસ્વભાવ, તેમ જ સ્ત્રીદેહમાં રહેલા ભિન્ન ભિન્ન સ્વાભાવિક અને વ્યક્તિગત પ્રકારોના સંબંધમાં તેને મૌલિક જ્ઞાન મળતું પણ નથી. એટલે તે લખવા બેસે તો કલ્પનાની સૃષ્ટિ અથવા તો ગતાનુગતિક લેખકોના અભિપ્રાય ઉપરથી તેને મૌલિકતા ઉભી કરવી રહે છે; જ્યારે મને આ વિષય લખવામાં મારા અભ્યાસે મૌલિકતા સર્જાવી આપી છે. લેખક ઉપરાંત હું એક ચિકિત્સક પણ છું અને મારા સ્વભાવ અને સમભાવનાને પ્રતાપે વર્ષોથી હજારો સન્નારીઓના સંપર્કમાં મારે આવવું પડે છે. અને તેથી તેમના દેહ અને માનસિક સામ્રાજ્યનો ઊંડો અભ્યાસ કરવાનું મને ઘણું સુગમ થઈ પડે છે. અને પછી એ અભ્યાસમાંથી મારૂં સાહિત્ય ઉદ્દભવે છે. એટલે સ્ત્રીજીવનના તલસ્પર્શી વિચારોને મક્કમપણે હું આ ગ્રંથમાં દર્શાવી શકયો છું. આ ગ્રંથને એક નવલકથા કે વાર્તા ન કહી શકાય, તેમ જ એને નિબંધ પણ

ન કહી શકાય, કેવળ વૈદક ગ્રંથ પણ નહીં કહી શકો. પરંતુ સ્ત્રીજીવનના સામાજીક. શારીરિક અને માનસિક બાબતના પ્રશ્નોના ઉકેલના તાણા-વાણા લઇને એક સુંદર રંગીન શાળુ મેં વણી કાઢ્યો છે, અને મારી ભગિનીઓ, માતાઓની સંસ્કૃતિને-હિંદના સન્નારીત્વને દીપાવવાને મેં પરિધાન કરાવ્યો છે. જો બહેનો શાન્ત ચિત્તે અભ્યાસપૂર્વક તેનું વાચન કરી, સમજીને પોતાના જીવનમાં ઉતારશે તો તેમને ઘણું જાણવાનું, આચરવાનું, અને સુખી થવાનું તેમાંથી સંપાદન થશે.

'વરને વખાણે વરની ફોઇ' જેવું કેટલુંક આ સ્થળે મેં લખી નાંખ્યું છે. પરંતુ એની સચ્ચાઇને માટે હું વધુ નહિ કહું. માત્ર સાદ્યંત આ ગ્રંથ મનનપૂર્વક અને વિચારપૂર્વક વાંચી જવાની સહુને વિનતિ કરૂં છું. આ તો મારી પાંચમી આવૃત્તિની પ્રસ્તાવના છે. તેની ચાર આવૃત્તિ ચપોચપ ઉપડી ગઈ છે, અનેક સ્ત્રીપુરુષોએ તેને વાંચી, અનેકોને વંચાવી, ઉત્તમ ગ્રંથ તરીકે તેની પ્રસંસા કરી છે. એવા સેંકડોના પત્રો મારા ઉપર આવ્યા છે, અને વિદ્વાન તથા વિચિક્ષણ સાહિત્યકારોએ પણ આ ગ્રંથની મુક્તકંઠે પ્રશંસા કરી છે. પાંચ વર્ષમાં તેની પાંચ આવૃત્તિ બહાર પડે છે. એ જ તેની લોકરૂચી સંપાદન કરવાના પ્રતિકરૂપ સાધન છે.

માત્ર મારા ઉદ્દગારો કોઇ અભિમાનરૂપે કૃપયા ન કલ્પે. આત્મસંતોષનો જે આનંદ ઉત્પન્ન થાય, તેવું જ મારી કૃતિ પ્રત્યેનું આ મારૂં આનંદદર્શન છે. સમર્થ લેખકો પાસે તો મારી ગણના પણ શી ? સૂર્ય સમાન તેજસ્વી વિદ્વાનોએ આપણને જે દિવ્ય સંદેશા આપ્યા છે, જે અમરવાણી સુણાવી છે, તેની ગણના પાસે મારી અને મારા ગ્રંથની કશી વિસાત નથી. છતાંયે મહેલાતોમાં ઝળાંઝળાં થતા વિદ્યુતના પ્રકાશમાન દીવડાઓ જેમ એ મહેલાતોના અંધકારનો નાશ કરીને પ્રકાશ ફેલાવે છે, તેમ ગરીબનાં ઝુંપડાંઓમાં દીવેલ પૂરેલાં અને વાટની અણીએ પ્રકાશતા દીવાઓ પણ એ

ઝુંપડાંના અંધકારનો નાશ કરી શકે છે. એ વિદ્યુતજ્યોતો અને દીપદાનીના દીવડાઓના પ્રકાશમાં ફરક કદીક જરૂર હશે, પરંતુ એ મહદ્ જ્યોતિનો પ્રકાશ અને દીપદાનીનો પ્રકાશ પોતે ખરી રીતે તો એક જ છે ને ?

માનવી માત્રને જીંદગીની પ્રવૃત્તિમાં અવનવા અનુભવ સાંપડે છે. એ અનુભવોમાં વિચારોની હારમાળા તૈયાર થાય છે. અને તે શબ્દના ચોકઠામાં મૂર્ત સ્વરૂપે બહાર મુકાય છે. તેનું નામ ગ્રંથ. કેટલીક વખત આવા ગ્રંથોમાં તાણી ખેંચીને ઘડતર ઘડાયું હોય છે, અને ક્યારેક કોઈ દૈવેચ્છાએ આવું સ્વરૂપ પ્રેરણા પામીને તૈયાર થયું હોય છે. મારા હરેક ગ્રંથ અને હરેક લખાણમાં મને તો કોઈ આત્મીય પ્રેરણા જ જણાય છે. મારા ગ્રંથનાં સ્વરૂપોમાં ખેંચતાણથી કશું મેળવાતું નથી.

સુશીયાણી આવી વાતો કરવાનો આગ્રહ છોડી મારાં લખાણો પ્રત્યે મમતા ધરાવતાં પ્રિય આત્માના સ્વરૂપ સમાં નરનારીવૃંદોને આ પાંચમી આવૃત્તિ આપી હું એક વિનતિ કરી લઉં છું કે આપ જ્ઞાનનો પ્રચાર કરવામાં મને તનમનથી મદદ કરો. માનવી માત્ર જેમ જેમ જ્ઞાનસંપન્ન થવા જાય છે, તેમ તેમ અજ્ઞાન રૂપી અંધકાર નાશ પામે છે. જ્ઞાન એ જ સર્વોત્તમ છે. એટલે આવા ગ્રંથોનું તમારા મિત્રો અને સાહેલીઓમાં વાચન કરાવો, એકેક પ્રત ખરીદી લેવાની તેમને સલાહ આપો. તે આર્થિક રીતે નાણાં ખરચી ન શકે તો તમારો ગ્રંથ તેમને વાંચવા અને વિચારવા આપો. એથી એમના જ્ઞાનની, સમજણની વૃદ્ધિ થશે, તેમનાં તનમનનાં દુઃખ હશે તે દૂર થશે, અથવા આવી પડતાં દુઃખોમાંથી તેઓ પોતાની જાતને બચાવી લેવા તત્પર રહેશે અને એ રીતે પણ તમારા એ પ્રચારથી તમે પુણ્યભાગી બની શકો છો.

કારણ કે દરેક શુભ કાર્યના ચાર હિસ્સા પડે છે. કર્તા, કારિતા, સાહિતા, અનુમોદિતા : અર્થાત્ કરનાર, કરાવનાર, સહાય

કરનાર અને સાંભળીને ખુશી પ્રગટ કરનાર: એ સર્વ શુભ કાર્યના સરખા ભાગીદારો હોય છે. મારો આશય જ્ઞાનપ્રચારનો છે, અને આપ મને તનમનથી આટલી પણ જો મદદ કરો તો મારા ગ્રંથો આજે ગુર્જરગીરા જાણનાર આખા ય વર્ગમાં વ્યાપક બની જાય. આ મારો સંદેશો મારા આત્માના બળથી મારી લેખિની દ્વારા આપની તરફ વહેંવડાવું છું. અધ્યાત્મવાદના જાણકારો કહે છે કે પ્રબળ ઇચ્છા-શક્તિથી ધારેલાં શુભ કાર્યો ફલીત થાય છે, અને એ વાક્ય ઉપર મને વિશ્વાસ પણ છે કે આજે નહિ તો આવતી કાલે મારા નિર્મળ દિલમાંથી પ્રગટેલા અવાજો દિગંતમાં પ્રસરશે. આ પંચભૌતિક શરીર નહિ હશે તો પણ મારો શબ્દબ્રહ્મ ભૂમંડલમાં વ્યાપ્ત બની, અલખના નાદે ગુંજતો રહેશે. **ઇતિ શુભમ્.**

હવે તો એક જ વાત કહેવાની રહી. આ લખી રહ્યો છું તે સમયે અખબારોમાં અવાજ સંભળાય છે: "જાપાને શરણાંગતિ સ્વીકારી છે–યુદ્ધનો અંત આવી રહ્યો છે."

ધન્ય ભાગ્ય, ધન્ય ઘડી હિન્દુસ્તાનની, અન્ય દેશોની, ભૂમંડલની, સમગ્ર પૃથ્વીની.

હવે માનવકુળનાં સંહારક યુદ્ધો અને યુદ્ધના ઉત્પાદકો ન આવો! ન જોઇએ માનવ–માનવ પ્રત્યે વેર–ઝેર, ખેંચતાણ, દેશ–ધન–ભૂમિલાલસા: અમને તો જોઇએ છે કેવળ શાન્તિ, આનંદ, સુખ, માનવધર્મ, સમાન ભાવના, ભ્રાતૃભાવ અને સર્વત્ર શાન્તિ!

જ્યારે દેશી-વિદેશીઓ, આમજનો, માન્ધાતાઓ અને મહારાથીઓ એ સર્વ મારા ભારતવર્ષના પવિત્ર પુરુષ–મહાત્મા ગાંધીજીના શબ્દબ્રહ્મને અપનાવશે–મનસા–વાચા–કર્મણા અહિંસાનો આશ્રય લેશે ત્યારે જ આવાં વિશ્વવ્યાપી મહાયુદ્ધો સદાને માટે નાબૂદ થશે અને ત્યારે જ "પરમાણુ બોમ્બો"–બ્રહ્માસ્ત્રો અને નારાયણાસ્ત્રો નિરર્થક નીવડશે.

| | |
|---|---|
| સંવત ૨૦૦૧<br>શ્રાવણી-બળેવ<br>પાટડી | વિનમ્ર સેવક<br>**વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી** |

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના



**શરીરના** કોઈ પણ ક્ષીણ થતા અંગ તરફ શરીરધારી માનવીઓની આપોઆપ નજર જાય છે અને તેને યોગ્ય ઉપચારથી ફરી સજીવન બનાવવા યત્ન કરવામાં આવે છે. સ્ત્રી એ સમાજનું એક અગત્યનું અંગ છે. સ્ત્રી એ પુરુષની સહધર્મચારિણી છે. એટલે સમાજમાં સ્ત્રીઓની ઉન્નતિ, સ્ત્રીઓનું સ્થાન ચોક્કસ હોવું જ જોઈએ, એમ હરેક સમજદાર વ્યક્તિ માને છે.

જગતના આદિ કાળથી સ્ત્રી પુરુષની સાથે રહી છે અને જુદા જુદા કાળમાં તેની નિર્માણ કરેલી યોગ્યતાથી તે સાથ આપતી રહી છે. અનંત કાળથી તેને ભારે અન્યાય થતો રહ્યો છે. એનું કારણ પુરુષ છે. પુરુષે દુનિયાનું સૂત્રસંચાલનકાર્ય પહેલેથી જ જાણે કે એકહથ્થુ રાખ્યું હોય તેમ જણાઈ આવે છે અને જુદા જુદા કાળમાં પુરુષને જેમ ભાસ્યું તેમ સ્ત્રીઓનું સ્થાન નિર્માણ થતું આવ્યું છે.

પરંતુ ધીરે ધીરે સ્ત્રીઓનું સ્થાન 'ગૃહસ્વામિની' અને ગૃહલક્ષ્મી'ના પદ ઉપરથી ઉતરીને 'દાસી'–'સેવિકા'ના સ્થાન ઉપર જતું જોવામાં આવે છે. જગતની ઉત્પત્તિમાં હેતુરૂપ સ્ત્રી જ્યારે પોતાના સ્થાન ઉપર નથી રહેતી, ત્યારે તેની સ્વતંત્રતાને બાજુ ઉપર રાખીએ તો પણ સમાજને હાનિ જરૂર થાય છે, કારણ કે સમાજને એ નારી ઉત્તમ રત્નો આપીને સજીવન રાખે છે.

કોઈ પણ ક્ષેત્રને મરામત, સાફસુફી અને પાણી આપ્યા સિવાય આપણે તેને ફળદ્રુપ બનાવવાની આશા રાખીએ તે નકામી નીવડે છે. તેમ સમાજના અતિ મહત્ત્વના અંગ સમા સ્ત્રીજાતિનાં તન-મનના પોષણ સિવાય તેની પાસેથી ઉત્તમ સંતતિ યા ઉંચો સહકાર માગીએ તે પણ નિરર્થક છે.

 

સ્ત્રીઓની ઉન્નતિ માટે થોડાએક વખતથી વિવિધ રૂપમાં કાર્યો થવા લાગ્યાં છે. એ કાર્યોની વિચારસરણી તપાસવામાં આવે તો બહુધા હિન્દની સંસ્કૃતિ ભુલાઇ જઇને તેમાં પરદેશી સ્ત્રીસમાજના વિચારોનો વધુ પડતો આવિર્ભાવ જોવામાં આવે છે. એથી લાભને બદલે હાનિ વધુ થવા સંભવ છે. સ્ત્રીઓ સ્વતંત્રતા માટે હાલમાં પ્રયત્નો કરતી જણાય છે. એ પ્રયત્નોમાં હિંદના ગાર્હસ્થ્ય જીવનની મીઠાશ નાશ પામતી હોય એમ જણાય છે. એટલે સ્ત્રીઓ માટે નિશ્ચિંત માર્ગ એવો હોવો જોઇએ કે તેને થતા અન્યાયો નાબૂદ થાય, તેની યોગ્યતા સચવાઇ રહે, સમાજજીવનમાં તેનું સ્થાન હોય, અને તે પુરુષ સાથે હાથ મિલાવી, સહકારથી પોતાનું પદ નિશ્ચિંત બનાવે.

ઉપરાંત સ્ત્રીઓને થતા વ્યાધિ સંબંધમાં પણ તેઓની રહેલી પરાધીનતાને કારણે કહો કે તેમના જીવનમાં જડ કરી બેઠેલી અજ્ઞાનતાના કારણે, પોતાનું સ્વાસ્થ્ય કેમ સાચવવું એ તે જાણતી નથી. અને એથી જ આજે નવી પેદા થતી સંતતિ હીનવીર્ય તથા માંયકાંગલી બનતી જાય છે. આવા સમયમાં સ્ત્રીઓ પોતાના શરીરમાં થતા ફેરફારો, તેનાં કારણો અને વ્યાધિઓને સમજતી થાય, શરીરને તંદુરસ્ત રાખવાની કળા સમજે, સ્ત્રીધર્મને યોગ્ય, સમય પરત્વે થતા ફેરફારોને તેના સાચા સ્વરૂપમાં ઓળખે એ પણ એટલું જ જરૂરી છે.

ઉપરાંત ત્રણ અવસ્થામાં વહેંચાતી સ્ત્રી–કુમારી, વહુવારૂ અને માતા–તે ત્રણે વખતે જેમ તેના દેહમાં રૂપાંતર થાય છે, તેમ મનનું રૂપાંતર પણ થાય છે. તેની સાથે તેની જવાબદારી અને યોગ્યતામાં પણ પલટો આવે છે. એ સ્થિતિને જો સ્ત્રી વાસ્તવિક સ્વરૂપમાં સમજે તો તેની જીવનયાત્રા કાંઇક અંશે સફળ નીવડે ખરી.

આ વિચારસરણીપૂર્વક સ્ત્રીઓના સંબંધમાં અનુભવથી એકાદ ગ્રંથ તૈયાર કરવાની ઇચ્છા ઘણા વખતથી હતી. આજસુધીમાં અનેક લેખકોએ તે વિષયમાં લખેલાં પુસ્તકો જુદા જુદા રૂપમાં વહેંચાઇ ગયાં છે. અર્થાત સામાજીક જીવન, કામશાસ્ત્ર, સ્ત્રીરોગ–

ચિકિત્સા, લગ્નમિમાંસા, વગેરેઃ એ રીતે નહીં લખતાં, સ્ત્રીસમાજને ઉપયોગી અનેકવિધ બાબતોની એક જ ગ્રંથમાં ગુંથણી કરવાનો મેં પ્રયત્ન કર્યો છે. અર્થાત્ પાંચ વરસની બાળકીથી માંડી તે માતા બને ત્યાંસુધીની તેની દરેક ભૂમિકાને પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિચારને સામે રાખી, અનુભવનો સુમેળ સાંધી આ ગ્રંથ લખવામાં આવ્યો છે. છતાં આ પુસ્તક બે જુદા જુદા વિભાગમાં વહેંચાઈ જાય છે. શરૂઆતનાં બત્રીશ પ્રકરણોમાં હિંદના ગાર્હસ્થ્ય જીવનને યોગ્ય સુસંસ્કૃતિને અવલંબન મળે, મર્યાદા સચવાય, એ રીતે સ્ત્રીની મહત્તા, તેની સ્વતંત્રતા, કેળવણી, શૃંગારમાં રહેલી વિવિધ કળાઓ, વસ્ત્રપરિધાન, આદર્શ લગ્નપદ્ધતિ, જાતીયતા, પ્રેમ, સ્ત્રી અને પુરુષના માનસમાં રહેલી વિશિષ્ટતા, વગેરે વિષયોની મેં સારી રીતે ખીલાવટ કરી છે, અને એવા વિષયોમાં પણ વૈદ્યકીય વિષય વણી લેવામાં આવ્યો છે. તેમાં જ્યાં ત્યાં મારા અનુભવમાં ઉતરેલા સાચા ઉપાયો બતાવ્યા છે. બાકીના ભાગમાં સ્ત્રીઓને હમેશાં સતાવતા વ્યાધિઓ કે જે વ્યાધિઓને સ્ત્રીઓ મૂગા મોઢે સહન કરી રહી છે તેવા ખાસ અટકાવના વ્યાધિથી માંડી સગર્ભાનાં દર્દો સુધીમાં જુદાં જુદાં પ્રકરણો રોકી તે વ્યાધિની ચર્ચા કરી છે અને ઉપાયો બતાવ્યા છે.

પ્રદર, અટકાવનાં દર્દો, વંધ્યાચિકિત્સા, અને એવા વ્યાધિ માટે અનેક પ્રકરણો રોકવાં પડયાં છે. કારણ કે એક ચિકિત્સકની નજરથી હું જ્યારે જોઉં છું ત્યારે સ્ત્રીઓ આવા વ્યાધિ માટે ઘણી મુંઝાતી નજરે પડે છે, એ વ્યાધિ માટે ખાસ ઉપાયો કરતી નથી હોતી અને ખુલ્લા દિલે ચિકિત્સક પાસે કહી શકતી નથી. એથી તેને તે દુઃખ સહન કરવાનું રહે છે.

આવા વ્યાધિમાં મેં ખૂબ ખુલ્લા દિલે લખ્યું છે. તે લખવાની ખાતર લખ્યું છે તેમ નથી, પણ મારો વૈદ્ય તરીકેનો વીશ વરસનો અનુભવ મેં કોઈ પણ જાતની ગુરૂગમ કે ગુપ્તતા રાખ્યા સિવાય રજૂ કર્યો છે. આયુર્વેદનો હું ઉપાસક છું અને હું માનું છું કે હિંદુ-

સ્તાનનાં મનુષ્યો માટે આયુર્વેદની પદ્ધતિ એ જ એક સર્વોપરિ અને બધી રીતે બંધબેસતી છે. એથી જે જે ઉપાયો તેમાં બતાવ્યા છે તે સચોટ, અનેક વખત અજમાવેલા અને સંપૂર્ણ છે.

લેખનશૈલીમાં મને કોઈનું અનુકરણ કરવાની ટેવ નથી, માત્ર મારા વિચારો હું સ્વતંત્ર રીતે રજૂ કરૂં છું; અને એ રીતે આ મારૂં પુસ્તક મૌલિક હોવાનો દાવો કરી શકું છું. પરંતુ જ્યાં જરૂર જણાઈ હશે ત્યાં શાસ્ત્રોના દાખલા દલીલો આપી, મારી માન્યતા મેં સબળ બનાવી લીધી છે. છતાંયે આ પુસ્તક કેવળ શાસ્ત્રીય ન બની જાય એની મેં કાળજી રાખી છે. કારણ કે એક વાત નજર સામે હમેશાં મને તરવરે છે કે વિદ્વાનો, જ્ઞાનીઓ, અને સાક્ષરો માટે તો અનંત ગ્રંથો છે. મારે તો મધ્યમવર્ગ, તેમાં પણ થોડું ભણેલ સ્ત્રીવર્ગને માટે કાંઈક આપવાનું છે. જો કેવળ શાસ્ત્રીય ચર્ચાથી જ પુસ્તક ભરી દેવામાં આવે તો આ વિષય વધુ વજનદાર બની જઈ અનેકોને ઉપયોગી પુસ્તક બનાવવાનો મારો આશય મંદ પડે. છતાં એટલું તો હું કહીશ કે આયુર્વેદના સિદ્ધાંતને ક્ષતિ ન આવે અને મૂળભૂત સિદ્ધાંત સચવાઈ રહે એ રીતે આ સ્ત્રીવિષયક ગ્રંથની ગુંથણી કરવામાં આવી છે.

તથાપિ પુરુષોને પણ આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળશે. કારણ કે પુરુષ એ પણ સ્ત્રીનો ઘણો નજીકનો સાથીદાર છે, એને પિતા તરીકે પુત્રીની, પતિ તરીકે પત્નીની, પુત્ર તરીકે માતાની હમેશાં દેખરેખ–સંભાળ રાખવાની રહે છે. એ જાતની દેખભાળમાં તેની જવાબદારી અને ધર્મ સમાયેલાં છે.

દરેક લેખકને અનેક ગ્રંથોનું વાચન કરવું પડે છે, અનુભવ મેળવવો પડે છે અને વિચારોની મક્કમતા કરવી પડે છે. એ રીતે મેં પણ કરેલ છે. અને એથી મારા વિચારોને પુષ્ટિ આપતા અનેક ગ્રંથોના ભૂતપૂર્વ લેખકોનો હું આભાર માનું છું, કે જેમના શુભ

સંકેતોના પરિણામે પુસ્તક રૂપે આજે મારા વિચારો અહીં હું રજૂ કરી શકયો છું.

પુસ્તકનાં શરૂઆતનાં પ્રકરણમાં નિર્દેષ કર્યા પ્રમાણે આ ગ્રંથ બાળઉછેર સુધી નથી પહોંચાડી શકાયો, તેનું કારણ હું છેવટના પ્રકરણમાં બતાવી ગયો છું. એટલે એ પૂરું વાંચી જવા સર્વ વાચક મહોદયને હું વિનતિ કરું છું.

અને તેથી આ ગ્રંથમાં રહેલી ઉણપ-સુવાવડી, સુવાવડ તેની સારવાર અને બાળઉછેર, આ વિષયોને ઉચકી લઇ '**મા અને બાળક**'ના નામથી જુદા પુસ્તક રૂપે તૈયાર થઇ ગયું છે. એટલે '**પુત્રદા અને પારણું**' તથા '**મા અને બાળક**' એ બન્ને ગ્રંથો મળીને સ્ત્રીઓને લગતું આવશ્યક જ્ઞાન તેમાં પર્યાપ્ત બનશે.

આ પુસ્તક લેખમાળા રૂપે, રાણપુરમાંથી પ્રગટ થતા 'બહુરૂપી' સાપ્તાહિકમાં પ્રગટ થઈ ગયેલું છે. અને શરૂઆતથી જ વાચકોને તે ઘણું ગમી ગયેલું છે. એ વાચકોની તીવ્ર ઇચ્છાથી અત્યારે આ ગ્રંથ રૂપે બહાર પડે છે. એની પહેલી આવૃત્તિની એક હજાર પ્રત પ્રગટ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરતાં, એ હજાર ઉપરાંત ચારસો વધારે ગ્રાહકો થઇ જવાથી બીજી આવૃત્તિ પણ પ્રેસ ઉપર ગઇ છે. એટલે આ પ્રથમ આવૃત્તિ વાચકોના હસ્તે સોંપાશે તે વખતે બીજી આવૃત્તિ પણ તૈયાર થઇ ગઈ હશે.

'**પુત્રદા અને પારણું**'ની લેખમાળા, પુસ્તક અને તેનો પ્રચાર આ બધાનો યશ, ખરૂં તો 'બહુરૂપી' અને તેના તંત્રીને ખાતે જાય છે. મારૂં આ પુસ્તક કેવળ પુસ્તક રૂપે જ પ્રગટ થયું હોત તો આટલો બહોળો ફેલાવો પામત કે કેમ એ એક સવાલ છે.

ઉપરાંત પુસ્તક પ્રકાશન કરનારની અનેકવિધ મુંઝવણો પણ મારા પરમ સ્નેહીઓએ કેટલાક અંશે હળવી બનાવી આપીને મને

સાચા દિલથી સહકાર આપ્યો છે. લેખમાળા ચાલતી હતી ત્યારથી જ આ બિરાદરોએ તેને પુસ્તકરૂપે પ્રગટ કરીને સમાજના કરકમળમાં મૂકવાને આગ્રહ કરેલો. તેમાં મુખ્યત્વે શ્રીમાન શેઠ શ્રી. ખેતશીભાઈ ટોકરશી, શેઠ શ્રી. ખીમજીભાઈ ટોકરશી–મુંબઈ, શેઠ શ્રી. માધવજી એમ. મારૂ–કસુન્ડા, શેઠ શ્રી. દ્વારકાદાસ મેઘજી–મુંબઈ, શ્રી. નટવરલાલ સી. જાની–કલકત્તા, શ્રી. ચંદુલાલ ઇશ્વિરલાલ સોની–શામળાદ, વગેરે ઉમદા દિલના સાહિત્યપ્રેમી સજ્જનોએ મને એક નહિ તો બીજી અનેક રીતે સહકાર આપી મદદ કરી છે, અને એ ગૃહસ્થોની કૃપાના ફળરૂપે આજે આ અંતઃબાહ્ય સુંદર સજાવટ સાથેનું છસો કરતાં વધારે પાનાંનું પુસ્તક નજીવી કિંમતે વાચકોને આપવા હું ભાગ્યશાળી બન્યો છું.

આ ગ્રંથની પ્રથમાવૃત્તિ સ્વર્ગસ્થ શેઠ શ્રી. ટોકરશીભાઈ જીવરાજને અર્પણ કરવામાં આવી છે. મારી વૈદ્ય તરીકેની પ્રવૃત્તિમાં મને સ્વર્ગસ્થ શેઠજીના સુપુત્રો શ્રી. ખેતશીભાઈ તથા શ્રી. ખીમજીભાઇનો મુંબઈ ખાતે પરિચય થયો. તેમની પાસેથી સ્વર્ગસ્થ શેઠ શ્રી. ટોકરશીભાઇનાં ઔદાર્ય, સાહસ તથા પરોપકારાદિ સદ્દગુણોને લગતી રસભરી વિગતો સાંપડી. એ વિગતોને આધારે મેં સ્વ. શેઠ શ્રી. ટોકરશીભાઇના જીવનની ટુંકી રૂપરેખા તૈયાર કરીને તેનો આ ગ્રંથની પ્રથમાવૃત્તિ સાથે સમાવેશ કર્યો છે. હું માનું છું કે માનવજીવનને ધન્ય બનાવનારા તેમના સદ્દગુણો, સાહસ અને સત્પ્રવૃત્તિ, તેમના ચિત્રના વાચકોને તેમના પોતાના જીવનક્રમમાં અનેક રીતે ઉપયોગી અને માર્ગદર્શક બનશે.

પરમાત્મા દયાળુ છે અને એ માનવીના શુભ આશયોને પૂરા કરે છે. અત્યારના લડાઇના સંજોગોમાં કાગળોની વધતી જતી મોંઘવારીમાં તદ્દન સસ્તી કિંમતે પુસ્તકો આપવાં એ મારા જેવા શ્રમજીવી માટે ભારી મુશ્કેલીની વાત હતી. એ સમયમાં એ પ્રેરણાના પ્રેરકે એ કાર્ય પોતાનું સમજી પાર ઉતારી દીધું. હવે તો માત્ર આ પુસ્તકનાં વાચકોને વિનતિ કરવાની કે તેઓ પુસ્તકને સાદ્યંત વાંચી જાય.

માત્ર એકાદ ભાગ કે એકાદ પ્રકરણ વાંચવાથી પુસ્તકનું પૂરૂં રહસ્ય સમજાતું નથી. અને એથી પુસ્તકના અભિપ્રાય માટે ઉતાવળા બની જવાય છે. માટે પૂરેપૂરૂં વાંચે અને પોતાના સ્નેહીમંડળ, મિત્ર, ભગિની કે સાહેલીને વાંચવા ભલામણ કરી, પુસ્તકનો બહોળો ફેલાવો કરવામાં પોતાનાથી બનતી મદદ આપે.

પૂર્ણ સકલગુણસંપન્ન પરમાત્મા છે. માનવી માત્ર અધૂરાં છે. અને તેથી કેટલીક ખામીઓ આ પુસ્તકમાં રહેવા પામી હશે એ હું પણ કબૂલું છું. એકની નજરે જે ખામી ન જણાય તે બીજાને જણાઇ આવે છે. એટલે વાચકો આ પુસ્તકના વિષય સંબંધમાં પોતાનો અભિપ્રાય લખી મોકલે અને તેમાં દેખાતી ઉણપ મને જણાવશે તો તેને યથાસમય સુધારી લેવામાં આવશે.

છેવટે પુસ્તક તૈયાર કરવામાં જે જે ભાઇ–બહેનોએ મને તન, મન, ધનથી સહકાર આપ્યો છે તેમનો હું ઋણી છું. પ્રથમાવૃત્તિના અગાઉથી ગ્રાહક બની, પુસ્તકપ્રકાશનમાં લગભગ પંદરસો જેટલાં ભાઈ–બહેનોએ જે સરલતા કરી આપી છે તે કદરદાન સાહિત્યપ્રેમી સમુહને હું ભૂલી શકતો નથી.

આ ગ્રંથ હિંદના નારીજીવનનો સાથીદાર બની તેમનાં તન–મનનાં દુઃખો દૂર કરી, નિર્મળ શાંતિ સ્થાપવામાં અને તેમનું સ્વાસ્થ્ય તથા તેમનું સ્વાવલંબન લાવી આપવામાં યત્કિંચિત ઉપયોગી નીવડશે તો મારી મહેનતનો બદલો મને મળી ગયેલો સમજીશ. બાકી તો મારા જેવો સામાન્ય માનવી સમાજની બીજી શી સેવા કરી શકે ?

પારડી
સંવત ૧૯૯૭
ભાઇબીજ

વિનમ્ર સેવક
વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

## અ * નુ * ક્ર * મ * ણિ * કા

# પુત્રદા અને પારણું



## પ્રકરણ ૧લું

### સ્ત્રીઓની મહત્તા

**જય** હો મંગળમય, પરમ કલ્યાણકારી ભગવાનનો. **તેની** જ કૃપાથી **આજે મારી** લેખિની દ્વારા જગતની **મહાન** દૌલત સમાં સ્ત્રી **અને** બાળકો વિષે ચર્ચા કરવાની ઊર્મિ મને પ્રાપ્ત થઈ છે. **એની** પ્રેરણા સિવાય કાંઈ બનતું નથી, મનુષ્ય કાંઇક કરી શકે છે, ઘણું કરી શકે છે, કાંઈ કરી શકતો નથી. એ બધું એની ઇચ્છાને આધીન છે, અને આ નશ્વર શરીરમાં એ ભગવાન બિરાજીને જ મને પ્રેરણા કરે છે.

હજરત પયગંબર મહમ્મદ સાહેબ કહે છે: 'તારૂં સ્વર્ગ તારી માતાનાં ચરણો નીચે છે.' મહાભારત સૂચવે છે: 'સ્ત્રી એ પુરૂષની અર્ધાંગના છે, તેનો સહુથી મહાન મિત્ર છે; ધર્મ, અર્થ, કામનું મૂળ છે. જે તેનું અપમાન કરે છે તેનો કાળ નાશ કરે છે. સ્ત્રી એ ઘરનું ધન, શોભા અને સર્વસ્વ છે. માટે સદા તેની, ઉન્નતિ અને રક્ષા કરવી જોઇએ. મહા ભાગ્યવતી અને પુણ્યશાળી સ્ત્રી પૂજનીય છે.'

સ્વામી દયાનંદ સરસ્વતી કહે છે : 'ભારત વર્ષનો ધર્મ ભારતવર્ષનાં પુત્રોથી નહિ પણ પુત્રીઓના પ્રતાપે સ્થીર છે. ભારતીય સ્ત્રીઓએ પોતાનો ધર્મ છોડયો હોત તો ભારતવર્ષ કયારનો યે નષ્ટ થયો હોત.'

માર્ગેરાઈટ લીન્ડલી નામનો એક સમર્થ વિદ્વાન કહે છે : 'આપણી બાળાઓને ઉછેરવામાં જેટલી કાળજી અને ડહાપણ વપરાય તેટલાં ઓછાં છે. તેઓ આવતા જમાનાની ગૃહિણીઓ અને માતાઓ થવાની છે અને તેમની ઉપર પ્રજાની ઉન્નતિનો આધાર છે. તેઓની શક્તિ અને કૌવતની દુનિયાને ઘણી અસર થવાની છે, અને જે મહાન કાર્ય તેમની આગળ છે તે માટે તેમને તૈયાર કરવાનો આધાર આજના કેળવણી આપનારા ઉપર છે.'

અદ્‌ભુત તેજ, પવિત્રતા, સત્ય, અનંત આનંદ અને અમર પ્રેમના ભંડાર સમી ઓ પુત્રી, ગૃહિણી, માતા ! આજે તારે માટે હું કલમ ઉઠાવું છું. તેં મને જન્મ આપ્યો છે, અમીરસથી ભરપૂર સ્તનપાન કરી, તારાં રક્તબિંદુઓથી પોષણ પામી, સંસારમાં માનવ પ્રગટાવ્યો, તેં ગૃહિણી બની, સંસારની આંધીથી બચાવવા બેલડીએ રહી માર્ગ બતાવ્યો છે. તારાં ઋણ આ શરીર ઉપર ઓછાં નથી. એનો શો બદલો આપું ? માત્ર મારા જ્ઞાનથી તારી સેવા ! હા, હું જરૂર તારી સેવા કરીશ. તારૂં શરીર, તારૂં સ્વાસ્થ્ય, તારા મન અને આત્માની થતી વિકૃતિને સુધારવા, મારૂં અનુભવ-જ્ઞાન જગત સન્મુખ ઠાલવીશ.

તારા હાસ્યમાં જગત વસે છે. તારા ખીલતા વદનથી બ્રહ્માંડ ખીલે છે. તારા સ્વાસ્થ્યથી જગત નીરોગી રહે છે. તું ક્ષમાની દેવી છે, દયાની મૂર્તિ છે, સ્નેહની પ્રતિમા છે. તું છે તો જગત છે. સૃષ્ટિ સર્જતાં પહેલાં એકલો અટુલો અટવાતો બિચારો પુરુષ પ્રકૃતિ(માયા)નો આશ્રય કરીને જ બ્રહ્માંડ રચવામાં સફળ થયો. તારૂં સ્થાન અને ગૌરવ પુરુષથી અણું માત્ર પણ ઓછુ નથી, કાર્ય-ક્ષેત્ર માત્ર જુદાં છે. છતાંયે જો તું સર્વાંગસંપૂર્ણ નથી તો પુરુષ પણ એવો જ બનવાનો.

કારણ કે તારા આશ્રયે પુરુષ છે. તારી ઉન્નતિમાં પુરુષની ઉન્નતિ ઓતપ્રોત થયેલી છે. તારી કેળવણી, તારી સ્વતંત્રતા, તને થતા અન્યાયો અને સમાજમાં ઊંડાં મૂળ નાંખી બેઠેલાં વિનાશકારી તત્ત્વો માટે હું કાંઈ કરી શકું એમ નથી. તે તે કાર્યો માટે તો જુદાં જુદાં કાર્યક્ષેત્રો છે અને આજે એ માટે બનતા પ્રયત્નો થઈ રહેલા છે.

એ પ્રયાસો સઘળા સ્ત્રીઉન્નતિ માટે થતા જાય છે. તો પણ કેટલીક વખત એવું પણ બને છે કે માતા અણુસમજુ બાળકને દૂધ પીવરાવે છે તેના ભલાની–પોષણની ખાતર, પરંતુ જો હદ ઉપરાંત દૂધ પીવરાવવામાં આવે છે અથવા દૂધ બગડેલું હોય છે તો બાળક દુગ્ધપાનથી માંદું પડે છે અને મરી પણ જાય છે.

તેમ ભારતની સંસ્કૃતિ અને ધર્મ સચવાઈને ઉન્નતિ સધાય તો તો નારીસમાજ જરૂર પુષ્ટિ મેળવશે. પરંતુ વધારે કિંવા વિકૃત થયેલું દૂધ જેમ બાળકના મંદવાડ કે મૃત્યુને લાવી આપે છે, તેમ સમાજ તરફથી જો ઉન્નતિ અર્થેના લક્ષ્યબિંદુ તરફ નજર નહિ રાખવામાં આવે તો ભારતીય માતાઓ માતાઓ રહી શકશે કે કેમ તે એક પ્રશ્ન છે. સ્વામી વિવેકાનંદનાં વચનોમાં કહીએ તો 'અત્યારે પણ આ દેશની કન્યાઓમાં અને સ્ત્રીઓમાં જેવું સદ્‌વર્તન, સેવાભાવ, સ્નેહ, દયા, સંતોષ તથા પતિભક્તિ જોવામાં આવે છે, તેવું પૃથ્વીના બીજા કોઈ ભાગમાં મેં જોયું નથી. એક માત્ર ભારતવર્ષની કન્યાઓને જોવાથી જ આંખો ઠરે છે. તેમનામાં લજ્જા, વિનય, આદિ સદ્‌ગુણો હજી પણ જેવા ને તેવા રહી શકયા છે.'

આવા મહા પુરુષને બીજા દેશો કરતાં હિંદની સ્ત્રીઓમાં જે વિશિષ્ટ પ્રકારના ગુણો જણાય છે તેવા સદ્‌ગુણો જળવાઈ રહે અને એ જ પ્રકારની ઉન્નતિ તથા સ્વતંત્રતા સ્ત્રીઓને પ્રાપ્ત થાય તથા એ તરફ સુધારકોની નજર રહે, એ સિવાય આ વિષય મારો નહિ હોવાને કારણે વધારે વિવેચનમાં ઉતરવું અસ્થાને ગણાય.

આ વિષય કન્યાથી માંડી, ગૃહિણી બની, ગર્ભાધાન કર્યા પછી પુત્રવતી બને, અને બાળકને ઉછેરે ત્યાંસુધીના તેના આરોગ્ય-અનારોગ્ય સંબંધીની ચર્ચા કરવાને માટે શરૂ કરવામાં આવે છે. આપણા દેશમાં અત્યારે સ્ત્રીઓ પોતાનું શરીર કેવી રીતે નીરોગી રહે તે સંબંધી જોઇએ તેવી સારી અને પૂરતી કેળવણી નાનપણથી લેતી નથી, અથવા નાનપણથી તેને ફરજીયાત કેળવણી આપવામાં આવતી નથી; જેને લઇને સ્ત્રીઓ નીરોગી, મજબૂત અને સુખી થઇ શકતી નથી.

જો સ્ત્રીઓનાં શરીર પ્રથમ સુધરે તો તેમનાં બાળબચ્ચાંનાં શરીર પણ બળવાન અને નીરોગી થઇ શકે, કારણ કે સ્ત્રી પોતાના રોગરહીત શરીર, ચંચળતા અને આનંદી સ્વભાવથી પોતાના ઘરને આનંદમય અને સુખપ્રદ બનાવે છે, અને એવી સ્ત્રી જ જ્ઞાતિમાં તથા સમાજમાં આનંદ રેલાવે છે.

સ્ત્રી જો માંદલી, અશક્ત અને નબળા તથા ચીડીયા સ્વભાવવાળી હોય તો પોતાના ઘરને શોકમય અને દુઃખપ્રદ બનાવે છે. જ્યાંસુધી સ્ત્રીઓની શારીરિક હાલત સુધરે નહિ ત્યાંસુધી આપણું અને આપણી પ્રજાનું જીવન લેશ માત્ર સુધરે નહિ. સ્ત્રીઓને શરીર સંબંધી કેળવણી આપવી અથવા જ્ઞાન આપવું-તેની પાસે શાળાનું શિક્ષણ પણ તુચ્છ છે. સ્ત્રીઓ પોતાનું શરીર રોગરહીત રાખતાં, પોતાનો સ્વભાવ આનંદી અને ઉત્સાહપ્રેરક બનાવતાં, પોતાના શરીરને બરાબર કસરત આપીને તથા ઘરનું કામકાજ કરીને મજબૂત રાખતાં, પોતાના મનને પવિત્ર રાખીને ખોટા વેગને દબાવતાં, જરૂર પડે તે વખતે હોંશિયારી અને ચાલાકી વાપરતાં, પોતાનાં બાળબચ્ચાં તરફ પોતાની કેટલી જવાબદારી છે તે સમજતાં તથા જન્મેલાં બાળકને કેવી રીતે મજબૂત બાંધાવાળાં કરવાં તે બધું શીખે તેવી કેળવણીની ઘણી જરૂર છે.

આજના કાર્યક્રમો કે અભ્યાસનાં પુસ્તકોમાં આ બાબતનું ખાસ લક્ષ અપાતું નથી. સ્ત્રી એ જન્મદાત્રી છે. ગર્ભ ધારણ કરવાની, બાળકને જન્મ આપવાની અને બાળઉછેરની ફરજ તેના શિર

ઉપરથી કોઈ પણ કાળે મટવાની નથી. ગમે તેવા સુધારાઓ દાખલ થાય, તેમને ગમે તેટલી સ્વતંત્રતા આપવામાં આવે, સ્ત્રી-પુરૂષના સમાન હક્કોનું પ્રતિપાદન થાય, છતાં તેની ઉપર રહેલી કુદરતી ફરજમાંથી એ મુક્તિ મેળવી શકશે નહિ; અને એથી જ અમે જણાવેલા જ્ઞાનની સ્ત્રીજાતિને અત્યંત આવશ્યકતા હતી, અત્યારે છે તથા સદાને માટે રહેવાની છે. અને આવા જ્ઞાનનો જો પ્રેમપૂર્વક સ્ત્રીઓના અંતરમાં આવિર્ભાવ કરવામાં આવે તો અત્યાર કરતાં સ્ત્રીઓ વધારે તંદુરસ્ત અને તેજસ્વી તથા શક્તિશાળી બની શકે.

ઉછરતી બાળાઓનાં શરીરની અને મનની હાલતમાં સુધારો કરવા માટે દરેક ઘરનાં વડીલ સ્ત્રી-પુરૂષોએ તેમની અવસ્થા, તેમના અધિકાર, તેમનાં કર્તવ્યો, તેમની ધર્મ તરફની વૃત્તિ, તેમના વહેમ, તેમના ખોટા શોખ, તેમની સખીઓનાં વર્તન અને તેમની વાતચીત ઉપર ખરા અંતઃકરણથી ધ્યાન આપવું જોઈએ અને દરેક પ્રસંગે તેમને ખરો માર્ગ બતાવવો જોઈએ. ઘર આગળ પણ એવી સારી કેળવણી આપવી જોઈએ કે તે બાળાઓ ઉત્તમ માતાઓ નીવડે. ઘણી બાળાઓ નાનપણમાં પોતાનો દેખાવ સુધારવાનો અને તેમ કરીને બીજાઓની પાસે વખણાવાનો શોખ કુદરતી રીતે ધરાવતી હોય છે. પોતાનો બહારનો દેખાવ સુધારવો એ ખચીત સારી વાત છે; પણ તે ખરી તંદુરસ્તીથી અને નિર્મળ મનથી સુધારવો જોઈએ. અંદરથી મલીન અને માંદાં રહીને ઉપરથી કપડાંલત્તાં કે ઘરેણાંથી દેખાવ સુધારવો જોઇએ નહિ. બહારનો દેખાવ સુધરેલો જોઇને આપણાં કોઈ વખાણ કરે તેના કરતાં આપણું નીરોગી શરીર, સ્વચ્છ પણ સાદાં કપડાં, નિર્મળ મન અને શુદ્ધ તથા ઉંચા ધર્મપરાયણ વિચારો જોઇને કોઇનું હૃદય ઊંડેથી ખુશ થાય તો તે હજાર દરજ્જે વધારે સારૂં છે.

આ પ્રકારનું પવિત્ર જ્ઞાન બાળાઓના હૃદયમાં સચોટ ઉતારવું જોઇએ. આજની સ્ત્રીકેળવણી આ દિશા તરફ બિલકુલ બેદરકાર છે.

સ્ત્રીને કેળવણી આપવી એના અમે પક્ષપાતી છીએ, પૂરા હિમાયતી છીએ. મધ્યકાળના યુગમાં જ્યારથી સ્ત્રીકેળવણી તરફ દુર્લક્ષ થયું ત્યારથી ભારતની પડતી આવી છે અને ફરી જ્યારે સ્ત્રીકેળવણીની શરૂઆત થાય છે ત્યારથી કેળવણીની દિશા બદલાઈ ગઈ છે. વેદ-કાળમાં પણ કેળવણી આપવામાં આવતી અને તે કાળની સ્ત્રીઓ મહાન વિદુષી હતી, એમ વેદનું નિરીક્ષણ કરતાં જણાય છે. અથર્વ વેદની એક ઋચા છે: **प्रबुध्यस्व सुबुधा बुध्यमाना दिर्घायुत्वाय शतः शरदाय।** (અથર્વવેદ ૧૪–૨–૭૨) અર્થાત્ સ્ત્રીઓએ દીર્ઘાયુ: અને ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ. વૈદિક કાળની સ્ત્રીઓની સ્થિતિનું વર્ણન કરતાં સ્વ. ડૉ. એની બીસેન્ટ લખે છે કે "વૈદિક કાળમાં સ્ત્રીઓ સઘળી રીતે પુરુષોની માફક સભ્યતા, શિક્ષા, અને સંસ્કૃત જ્ઞાનમાં પૂર્ણ હતી." વેદકાળ પછી પુરાણકાળ આવે છે. તેમાં ખાસ આજ્ઞા જણાય છે કે **कन्याऽप्येवं पालनीया रक्षणीयाऽतियत्नतः** અર્થાત્ કન્યાનું પણ યત્નપૂર્વક પાલન કરી, તેનું યોગ્ય જ્ઞાનથી રક્ષણ કરવું. મહાભારતમાં દ્રૌપદીને વનપર્વમાં 'પંડિતા' શબ્દથી સંબોધી છે. ઐતિહાસિક કાળમાં થઈ ગયેલા પંડિત મંડન-મિશ્રનાં પત્ની સરસ્વતી એટલાં બધાં સમર્થ વિદ્વાન હતાં કે પંડિતજી સાથે શંકરાચાર્ય મહારાજનો શાસ્ત્રાર્થ થયો ત્યારે તેમણે મધ્યસ્થનું સ્થાન પંડિતજીનાં પત્નીને આપેલું. એ ઉપરાંત, ગાર્ગી, મૈત્રી, અનસૂયા, જાનકી આદિ કેટલીયે વિદુષીઓનાં ચરિત્રો ઉપલબ્ધ થાય છે કે જેમની વિદ્યા, જ્ઞાન, અને પ્રતિભાથી આપણે ચકિત થઇએ છીએ.

મનુ મહારાજ પોતે રચેલી સ્મૃતિમાં જણાવે છે કે સૃષ્ટિઉત્પત્તિના સમયે પરમાત્માએ પોતાના શરીરના બે ભાગ બનાવ્યા. તેમાંથી એક ભાગને પુરુષ અને બીજા ભાગને સ્ત્રી બનાવી, અને એ સ્ત્રી તથા પુરુષ બન્ને ભાગમાં પરમાત્માની વિરાટ સૃષ્ટિની લીલાનો વિસ્તાર થયો. આ ઉપરથી સમજાય છે કે સ્ત્રી એ પુરુષનું અરધું અંગ છે અને એથી જ

પતિ વિદ્વાન હોય અને પત્ની મૂર્ખ હોય તો પુરુષનું અર્ધું અંગ મૂર્ખ છે એમ કહી શકાય. અર્ધું અંગ વિદ્વાન અને અને અર્ધું મૂર્ખ રહેવાથી શી સ્થિતિ થાય ? કોઈ પણ મનુષ્યનું અર્ધ શરીર લકવાના રોગથી બંધ પડે છે ત્યારે જે હાલત શરીરની થાય છે તે જ હાલત જે સમાજની સ્ત્રી કેળવણીથી બહિર્મુખ છે તેની સમજવી જોઇએ. પુરુષ મહા વિદ્વાન હોઈ મોટાં મોટાં વ્યાખ્યાનો આપે અને સુધારક વિચારો કરે છતાં પણ તે ક્રિયાત્મક કશું કરી શકતો નથી. કારણ કે તેનું અર્ધ અંગ તેને પાછળ ખેંચે છે. રથનું એક ચક્ર ઘણું સુંદર અને પરિપૂર્ણ હોવા છતાં બીજું ચક્ર જો અપૂર્ણ હોય છે તો તે રથ ગતિ કરી શકતો નથી. પતિ બી. એ. થયો હોય કે સાહિત્યાચાર્ય હોય, કોલેજોમાં વિજ્ઞાન અને તર્કવાદ ઉપર લેકચરો કરતો હોય અને પત્ની પોતાનું નામ પણ લખી જાણતી ન હોય, એવા સમાજની ઉજ્જવળ ઉન્નતિની આશા રાખવી એ રેતીમાંથી તેલ કાઢવા બરાબર છે. એટલા જ માટે ખૂલ્લા દિલે કહેવું જોઇએ કે સ્ત્રીકેળવણીને જગદ્‌વ્યાપી બનાવવા માટે–કોઈ પણ કન્યા યોગ્ય જ્ઞાનના અભાવે મૂર્ખ ન રહે તે માટે પુષ્કળ પ્રયત્ન કરવાની જરૂર છે. જેની સ્ત્રી કેળવણી પામેલી છે તેનો સંસાર સુખમય બને છે. એક કવિ કહે છે કે :

यस्यास्ति भार्या पढिता सुशिक्षिता
गृह--क्रिया कर्म सुसाधने क्षमा ।
स्वजीविक धर्म धनार्जनं पुनः
करोति निश्चिन्त यथोहि मानुष ॥

અર્થાત જેની સ્ત્રી સારી રીતે ભણેલી ગણેલી હોય છે અને ઘરકામમાં કુશળ હોય છે તે પુરુષ પોતાની આજીવિકા, ધન, અને ધર્મનું ઉત્તમ રીતે સંપાદન કરી શકે છે. ઉત્તમ જ્ઞાનના પ્રભાવે સ્ત્રીઓએ પુરુષનું કેટલીક વખત રક્ષણ કર્યું છે. ગોસ્વામી તુલસીદાસજી અને પંડિત કાળીદાસનાં જીવનચરિત્રો જેમણે વાંચ્યાં હશે તેમને

ખ્યાલ હશે કે એ બન્ને મહાનુભાવોનું પ્રારંભિક જીવન કેટલું અંધ-કારમય હતું; અને તેમાંથી તેમને ઉજ્જવળ પ્રકાશમાં લઈ જનાર તેમની સ્ત્રીઓ જ હતી.

શ્રી. દાદાભાઈ નવરોજી કહે છે કે 'મારી માતાએ મારા ઉપર નજર રાખીને મને મારા સહચરોના બૂરા પ્રભાવથી બચાવ્યો.' એક વિદ્વાન અંગ્રેજીમાં લખે છે કે 'પ્રકૃતિ સ્ત્રીઓ દ્વારા જ પુરુષોના હૃદય ઉપર પોતાનો સંદેશો લખે છે.' સ્ત્રીકેળવણી એ જ સમાજકેળવણીનો પાયો છે. સુશિક્ષિત માતાઓ જ પોતાના બાળકમાં ઉચ્ચ સંસ્કાર અને જ્ઞાન સીંચી શકે છે; કારણ કે બાળકોને જીવનમાં પ્રાથમિક કેળવણી માતા જ આપે છે. કોઈ પણ રાષ્ટ્રની ઉન્નતિ સ્ત્રીઓની શારીરિક, માનસિક અને ધાર્મિક ઉન્નતિ ઉપર અવલંબે છે.

સમાજનો એક વર્ગ એમ પણ માનનારો છે કે સ્ત્રીઓને કેળ-વણી આપવાથી, ભણાવવાથી એ બગડી જશે. પરંતુ ખરી રીતે આ માન્યતા હકીકતમાં બરાબર નથી. બગડવું એ ભણવાથી બને છે એ ખોટું છે. વિદ્યા કદાપિ બિગાડ કરતી નથી. સદ્‌વિદ્યા તો પાત્રતા જ લાવી આપે છે. પરંતુ આજે અપાતી વિદ્યા એ શું સદ્‌વિદ્યા છે? એમ જો પ્રશ્ન થાય તો એ પ્રશ્ન જરૂર વિચારણા માગે છે.

પરદેશી અથવા આંગ્લવિદ્યાનો જ્યારથી હિંદમાં આવિર્ભાવ થયો ત્યારથી અનાવશ્યક અને વિઘાતક વિદ્યાનો સેળભેળ થયો છે. તેની સાથે આર્ય મહિલાઓમાં પણ ભારતીય વિદ્યાની સાથે પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારો રોપાવા લાગ્યા છે. તેને લઇને વિદ્યા સંપાદન નથી કરતી તે મૂર્ખ રહી છે, જ્યારે સ્ત્રીને ભણાવવાનો અથવા વિદ્યાદાન આપવાનો પ્રયત્ન કરવામાં આવતાં તેનામાંથી આર્ય મહિલાના સંસ્કારો નાબૂદ થઈ માનસપલટો થાય છે.

તે દોષ છે સ્ત્રી કેળવણીના સાંપ્રત હિમાયતીઓનો. સ્ત્રીશિક્ષાનાં પ્રેમી માતા–પિતાઓ બાળકીને ઉચ્ચ કેળવણી આપવાના આશયે તેમને

ઉંચી કળવણી માટે કોલેજોમાં અભ્યાસ કરાવે છે. તેના પરિણામે આદર્શ માર્ગ પાછળ રહી જાય છે અને એ સ્ત્રી સ્વતંત્રગામી બને છે.

એક દાખલો લઇએ: પુના ગર્લ્સ હાઇસ્કુલની અધ્યાપિકા, સ્વર્ગસ્થ સર રામકૃષ્ણ ભાન્ડારકરનાં પૌત્રી શ્રીમતી પાનંદીકર, જેમણે બી. એ., બી. ટી. ની ઉચ્ચ શિક્ષાપ્રાપ્ત કરી છે, તેઓએ પોતાનો વિવાહ વિજાતીય–અહિન્દુ ગુલ્લાબખાં સાથે કર્યો. આવા દાખલાઓ તો આજે કેળવાયેલા વર્ગમાં સંખ્યાબંધ બનવા લાગ્યા છે. જગતના મહા પુરુષોએ વિચાર કરવો રહ્યો કે આ દોષ કોનો છે? જે બને છે તે બરાબર છે? અને એવી જ રીતે જો બનતું રહે તો હિંદ પોતાની સદ્વિદ્યા, સંસ્કૃતિ અને આદર્શ ગુણોએ પંકાય છે તે ટકી રહેશે?

આજકાલની શિક્ષાપ્રણાલિમાં તેમ જ પુરૂષ અને સ્ત્રીઓને આપવામાં આવતી શિક્ષામાં વર્ગીકરણ કરવામાં નહિ આવે તો સ્ત્રીઓ ભણવાથી બગડી જાય છે એમ જે વર્ગ માને છે એ વર્ગની માન્યતા વધારે દૃઢ બનશે.

સ્ત્રીઓને આપવામાં આવતી શિક્ષામાં આર્ય મહિલાઓના ધર્મ આપણી દૃષ્ટિ સામે જરૂર રાખવા જોઈએ. સ્ત્રી તે એક સ્ત્રી છે અને સ્ત્રી જ રહેવાની છે એ ન ભૂલવું જોઇએ...માનો કે કોઈ પણ આર્યરમણી પ્રાતઃકાલે લેડીસૂટ પહેરીને ખુરશી ઉપર બેસી ચમચા-કાંટાથી ચહા અને બિસ્કીટ ખાવા–પીવા લાગી જાય, ગૃહ-વ્યવસ્થા અને બાળબચ્ચાંની સેવા–શુશ્રુષાને ઉપાધિ માની, ' ક્રોનિકલ ' અને 'ટાઇમ્સ'નાં પાનાં ઉથલાવવા લાગે તો ભારતીય ગાર્હસ્થ્ય-જીવન કેવું વિષમય બની જાય? આ દોષ સદ્વિદ્યાનો નથી. આ દોષ છે પાશ્ચિમાત્ય વિદ્યા, સભ્યતા અને શિક્ષાપ્રણાલિનો.

ભારતીય સ્ત્રીઓને તો પૌર્વાત્યોની શિક્ષાપ્રણાલિની જરૂર છે. તેના અંતઃકરણ ઉપર પહેલેથી રામાયણ અને મહાભારતના ગાર્હસ્થ્યજીવનની ઊંડી છાપ પાડવાની જરૂર છે, કારણ કે તે એક આર્ય મહિલા છે. એનું જીવન ગાર્ગી, અનુસૂયા, સીતા, મૈત્રી, લીલાવતી, સાવિત્રી

આદિ મહા દેવીઓનાં પગલે ચાલનારૂં હોવું જોઈએ, અને એથી જ સ્ત્રીશિક્ષાની આયોજના કરતી વખતે આપણા વિદ્વાનોએ યાદ રાખવું જોઇએ કે વર્તમાન પ્રણાલિમાં જે દોષ છે એનો પ્રભાવ બાળકીઓ ઉપર પડવા ન પામે.

વર્તમાન શિક્ષા માનવીઓના સદ્દગુણોનો વિકાસ નથી કરતી, બલકે ભારતીય અને રાષ્ટ્રીય વિશેષતાઓનો ધીરે ધીરે લોપ કરે છે અને તેની જગ્યાએ વિદેશી સંસ્કારો પ્રગટાવે છે.

પરદેશીય રાજસત્તાનાં કારણોને લઇને બાળકોને નિરૂપાયે પણ આંગ્લવિદ્યાની શિક્ષા આજીવિકાની ખાતર આપવી પડે છે. પરંતુ બાલિકાઓને શિક્ષા આપવાના પ્રબંધમાં આ ત્રુટીઓને જો લક્ષમાં નહિ રાખવામાં આવે તો ભારતની સંસ્કારિતા બહુ થોડા દિવસમાં લુપ્ત થઈ જશે.

એટલા જ માટે બાલિકાઓની શિક્ષાપ્રણાલિમાં માતૃભાષા, ધર્મ-શાસ્ત્ર, ગૃહવિજ્ઞાન, ધાત્રીશિક્ષા, સંગીત, ગણિત, નીતિ, વ્યાયામ, શારીરઆરોગ્ય, બાળઉછેર, આવા વિષયો મુખ્ય રાખવામાં આવે અને ગૌણપણે અન્ય ભાષા અને ઇતિહાસ-ભૂગોળનો સમાવેશ કરી શિક્ષાપ્રણાલિનો પ્રબંધ રચવામાં આવે તો ભારતની મહિલાઓ જ્ઞાનવાન બનશે, ભારત ફરી નંદનવન બનશે, અને એમાં જે બિગાડ થવા લાગ્યો છે તેમાંથી બચાવ થશે.



# પ્રકરણ ૨જું

## સ્ત્રીસ્વાતંત્ર્ય

એકંદર સ્ત્રીકેળવણીની આટલી ચર્ચા પછી મારા કહેવાનો આશય એ છે કે સ્ત્રીઓને કેળવણી આપવી એ ઘણી જરૂરી છે, પરંતુ અમુક મર્યાદામાં રહીને. ભારતના ગાર્હસ્થ્યજીવનને અનુસરીને, હિંદની સંસ્કૃતિનો વિનાશ ન થાય તે દૃષ્ટિને સામે રાખીને અવસ્ય

કેળવણી–જ્ઞાન આપવાં જોઇએ. મારો વિષય કેળવણી બાબતનો નહિ હોવા છતાં એ બાબતમાં મેં ચંચુપાત કર્યો છે. કારણ કે જો સ્ત્રીઓ ભણીગણી હોય છે તો જ તેઓ શારીરિક આરોગ્યના વિષયો વાંચી વિચારીને પચાવી શકે છે અથવા જીવનમાં ઉતારી શકે છે.

આજના કેળવણીકારોથી મારા વિચાર ભિન્ન હોય, તોપણ ઉપેક્ષણીય તો નથી જ એવી મારી માન્યતા છે, છતાં તેમાં ત્રુટી જણાય તો ક્ષમાયાચના છે.

હવે મૂળ વિષય ઉપર આવતાં પહેલાં સ્ત્રીઓની સ્વતંત્રતા સંબંધી થોડીક વિચારણા કરવાની જરૂર છે. આજકાલ વાતાવરણમાં એક અવાજ ગુંજી રહેલો સંભળાય છે કે સ્ત્રી એ પુરુષની સમાન છે, તેની અર્ધાંગના છે, તો તેણે પુરુષની ગુલામી શા માટે સ્વીકારવી ? તેનો અધિકાર કેટલો–એનો શા માટે નિર્ણય ન કરવો ? સ્ત્રી પરતંત્ર શા માટે હોવી જોઇએ ? આ બાબત માટે સ્ત્રીઓનાં મંડળો સ્થપાયાં છે અને વર્તમાન કાળમાં સ્ત્રીસ્વાતંત્ર્ય માટે ઠીક ઠીક ઝુંબેશ ઉઠાવાય છે. પોતાની જાતિના હક્કો સાબિત કરવાને સામા પક્ષ સામે આક્ષેપોની ઝડીઓ સારા પ્રમાણમાં વરસે છે, સ્ત્રીને પરતંત્ર રાખવાની મનોવૃત્તિ ધરાવનાર શાસ્ત્રકારોને પણ છોડયા નથી, અને આ બધી ધમાલમાંથી માત્ર એક જ અર્થ નીકળે છે કે નારીને પુરુષની સમોવડી બનાવવી જોઇએ.

શું હિંદમાં સ્ત્રીઓ ખરેખર પરાધીન છે ? અને જો પરાધીન હોય તો તેમને સ્વતંત્રતા આપી શકાય ? અને અપાય તો કેટલા અંશે ?

કેવળ ન્યાયની દૃષ્ટિએ જોવામાં આવે તો સ્ત્રીઓને ખરેખર અન્યાય થઈ રહેલો જોવામાં આવે છે. એ જન્મથી માંડી મરણપર્યંત પરાધીન, પરતંત્ર અને પરાવલંબી બની છે અને બની રહે છે. જ્યારે જ્યારે કોઈ પણ વસ્તુનું જેટલા જોરથી પતન થાય છે ત્યારે ત્યારે તેટલા જ જોરથી એ પ્રત્યાઘાતી ઉછાળો મારે છે. એમ આજે સ્ત્રીસ્વાતંત્ર્યની ઝુંબેશ ઉઠાવનારની મનોવૃત્તિ નિહાળતાં જણાય છે. બાળકી

જન્મે ત્યારથી તેના તરફ તેના સહોદર ભાઈઓ પ્રત્યે હોય છે તેટલો માતા-પિતાનો પ્રેમ બધે જોવામાં આવતો નથી. તેનું કારણ માત્ર એક જ છેઃ છોકરી પારકે ઘેર જવાની છે! અને એથી જો છોકરાંઓનાં કપડાં-લત્તાં, ખોરાક, દેખરેખ તંદુરસ્તી અને કેળવણીનું ઝીણી નજરથી નિરીક્ષણ કરવામાં આવે તો બાળકો અને બાળકીઓમાં ચોખ્ખો પક્ષપાત થતો જણાય છે. વળી છોકરીને વરાવવા સંબંધમાં પણ અનેક જ્ઞાતિઓ, વાડાઓ અને ગોળોને અંગે છોકરીની દુર્દશા-થતી જોવામાં આવે છે. છોકરીને તો લગ્ન સંબંધમાં વડીલો જે કરે તે મંજૂર રાખવાનું હોય છે. વડીલો રૂઢીનાં બંધનોએ લાચાર બનેલા હોઈ પોતપોતાની જ્ઞાતિના ચાલતા આવેલા રિવાજ પ્રમાણે અથવા કુપ્રથાઓથી સદ્વિચારો જેના નાશ પામેલા છે એવાં વડીલો છોક-રીનાં લગ્ન અનેકગણી કિંમત લઈને કરી આપે છે, જ્યારે કેટલીક જ્ઞાતિઓમાં કુળવાનનો ફાંકો ધરાવનાર મુરતીયાને શોધવામાં કન્યા ગ્રહણ કરવા બદલ ચાંદલો આપવાનો હોય છે, અને તે પણ ઉંચા-નીચા વર્ગમાં રહે છે. આ પ્રમાણે કન્યા મટી ગૃહિણી થયા પછી તો તેની પરાધીનતાની હદ આવી રહે છે, અને સાસુ, સસરા, પતિદેવ અને સસરા પક્ષના અનેક વરૂઓની વચ્ચે રહેલી હરિણીની માફક તેને પોતાનો માર્ગ કાઢવાનો હોય છે.

તેમાં પણ પિતાએ ધનવાન અને ચાંદલીયો પુરુષ શોધી આપ્યો હોય છે, તો તે કન્યાને કસાઇવાડે બાંધેલી બકરી જેવું સુખ મળે છે. દરેક ક્રિયામાં પૂરી પરતંત્રતા રહે છે, તેને અન્યની દયા ઉપર-લાગણી ઉપર જીવવાનું રહે છે! ખાવામાં, કપડાંલત્તામાં, સુવા-બેસવામાં, હાલવા-ચાલવામાં, વાતચીત કરવામાં, સુખદુઃખમાં, આરોગ્ય અને અનારોગ્યમાં-કોઇ પણ જગ્યાએ તે સ્વતંત્ર નથી. આવી બાબતોમાં છેલ્લા થોડા સમયથી કેટલેક અંશે સુધારો થતો જાય છે, છતાં પણ હજી સ્ત્રીઓની હાલત સંપૂર્ણ સુધરી નથી. હજી હિંદી સમાજ સામાજીક બાબતમાં સુધારણા માગે છે. હજી બાળલગ્નો, વૃદ્ધલગ્નો,

વિધવાઓ અને એમની કંગાળ હાલતો—આ બધા સમાજના સડાઓ ચાલૂ છે. તે માટે કાયદાઓ થવા લાગ્યા છે, યુવાનો કમર કસી મેદાને પડયા છે, સ્ત્રીઓ પણ પોતાના હક્કોને થતા અન્યાયો માટે ન્યાય માગી રહી છે. એમાં કેટલુંક અનિચ્છનીય પણ બને છે. પરંતુ સ્ત્રીઓને યોગ્ય અધિકાર મળવો જ જોઈએ, એમ કોઈ પણ મનુષ્યે મનુષ્ય તરીકે માનવું જ રહ્યું.

સ્ત્રીઓ અને પુરુષોની આકૃતિ, શરીર, અને આંતરિક સ્વભાવમાં જેમ અનેક સમાનતા છે તેમ ભેદ પણ છે. વિચાર કરવામાં આવે તો જણાશે કે સમાનતા અધિક છે, ભેદ થોડો છે. સ્ત્રી અને પુરુષમાં મનુષ્ય તરીકે જીવવાનો–સુખી થવાનો હક્ક અને અધિકાર છે, અને મનુષ્યસ્વભાવ પ્રમાણે બેઉનાં સ્થાન સરખાં અને બરાબર હોવાં જોઈએ. પરંતુ એનો અર્થ એમ નથી થતો કે પોતાનો જોડીદાર એક આંખે કાણો હોય તો બીજાએ પણ એક આંખ કાણી કરવી! એક જ કોચ ઉપર બેસનાર બન્ને સરખી રીતે બેઠેલાં હોવાં છતાં એકનો જ્યાં જમણો હાથ હોય છે તે જગ્યાએ બીજાનો ડાબો હાથ રહે છે. એટલે બરાબરી અથવા સમાનતાનો જો યથાર્થ અર્થ સમજવામાં ન આવે તો ગરબડ થઈ જવા સંભવ છે. પુરુષ પુરુષની વચ્ચે પણ સમાનતા નથી. સંસારની કોઈ પણ બે વસ્તુ સમાન થઈ શકતી નથી. જરૂર કાંઈ ને કંઈ ભેદ તો રહેવાનો જ છે. છતાં પોતે પોતાના સ્થાન ઉપર, કર્તવ્ય ઉપર જો સ્થિર થાય તો સમાનતાનું ત્રાજવું આપમેળે ઠેકાણે આવશે.

સ્ત્રી અને પુરુષ પોતપોતાના આસન ઉપર જરીયે એકબીજાથી ન્યૂન નથી. બન્ને એક જ આત્માના પ્રકાશ છે, બન્નેને ભોજન, આસન, સુખ, વાયુ અને પ્રકાશ અથવા મનુષ્ય તરીકે જીવવા માટે સમાનતાની આવશ્યકતા છે. પરંતુ બન્નેનાં કાર્યક્ષેત્ર જુદાં જુદાં છે, બન્નેની પ્રકૃતિ અને કર્તવ્યમાં અંતર છે.

બીજી એક બાબત અવશ્ય લક્ષમાં લેવા જેવી છે કે અધિકાર અને કર્તવ્યમાં શો ભેદ છે? અધિકાર એને કહેવામાં આવે છે કે જે મેળવવા માટે અથવા અન્ય પાસેથી લેવા માટે ઝગડવું પડે છે, લડવું પડે છે. કર્તવ્ય એ છે કે તે કરવા માટે સ્વેચ્છાથી ઉપાર્જન કરી શકાય છે. એ કર્તવ્ય માટે બીજા તરફથી સહાય–મદદ મળે યા ન મળે, છતાં કર્તવ્યની આડે કોઈ આવી શકતું નથી. અધિકારમાં સ્વાર્થની ગંધ છે, કર્તવ્યમાં સેવાની ઝલક છે. કર્તવ્ય અને અધિકારનો અર્થ બરાબર નહિ સમજવાથી જ અખંડ અશાંતિ અને ઝઘડા થતા જોવા આવે છે. જો મનુષ્યો અધિકારનો મોહ છોડી પોતપોતાના કર્તવ્યનું પાલન કરવાનું શીખી લે તો સર્વત્ર શાંતિ સ્થપાઈ જાય. સ્ત્રી અને પુરુષ પોતાનાં કર્તવ્ય સામે નજર રાખી કાર્ય કરવા લાગે તો અધિકારની બાબત કોઇ બાકી રહે નહિ.

કુદરતે બન્ને જાતિમાં–સ્ત્રી અને પુરુષમાં પોતપોતાનાં કર્તવ્ય આદિ કાળથી જ સોંપેલાં જણાય છે. સ્ત્રીઓને પુરુષ કરતાં વિશેષ કોમળ અંગવાળી, નિર્મળ હૃદયવાળી અને પ્રેમથી ભરેલી બનાવી છે. સંતાનનું પાલનપોષણ કરવું અને તેના અંગે જેવા પ્રેમની, માયાળુતાની, સ્નેહાર્દ્ર હૃદયની જરૂર ગણાય તે સર્વ પુરુષ કરતાં સ્ત્રીને વિશેષ આપેલ છે, અને એને લઇને કુદરતે સ્ત્રીઓને ગર્ભાશય તથા સ્તન આપી, પ્રજા ઉત્પન્ન કરવાનો–પાલનપોષણ કરી ઉછેરવાનો ભાર સોંપેલો છે. બાળકને દૂધ આપવું અને તેનું પાલનપોષણ કરી તેને ઉછેરવું એ પુરુષથી બની શકે તેવું નથી. એટલે જ એ અધિકાર સ્ત્રીનો છે, અથવા બીજી રીતે કહીએ તો એ સ્ત્રીનું કર્તવ્ય છે.

પક્ષીઓમાં પણ જોવામાં આવે છે કે જ્યારે ઇંડું મૂકીને માદા તેનું સેવન કરતી હોય છે ત્યારે નર બહાર જઇને તેના માટે ખાદ્ય પદાર્થ લાવે છે અને તેની પાસે બેસી તેને સાંત્વન આપે છે તથા બચ્ચાંઓનાં પાલનમાં મદદ કરે છે, કારણ કે સ્ત્રીઓ કરતાં પુરુષોમાં શારીરિક બળ કુદરતી રીતે જ અધિક છે, અને એને લઇને એ શારી-

રિક શ્રમ વધારે સહન કરી શકે છે. તેમ જ તે શ્રમ-મહેનત કરીને પણ બાળબચ્ચાં અને પત્નીનું પોષણ કરે છે તથા એ દ્વારા પોતાનું કર્તવ્ય સંપાદન કરી શકે છે. જો પુરુષ સંતાનપાલન કરવાને ઘરમાં રહે તો દ્રવ્ય ઉપાર્જન કરવામાં-પરિશ્રમ કરવામાં મોટી હરકત આવશે; અને સ્ત્રીઓને ગર્ભધારણ આદિ પ્રાકૃતિક કારણોને લઇને પરિશ્રમ કરવામાં બાધા ઉત્પન્ન થશે.

આ સર્વ હકીકત નજર સામે રાખીને શાસ્ત્રકારોએ આજ્ઞા ફરમાવી છે કે બાળકોનું પાલનપોષણ કરવું, ઘરમાંનાં સર્વ મનુષ્યોનાં ભોજન અને વસ્ત્રોનો પ્રબંધ કરવો, પતિએ ઉપાર્જન કરેલા ધનનો સદ્દ્વ્યય કરવો એ સ્ત્રીઓનું કર્તવ્ય છે, અને ધનોપાર્જન કરવું, સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોનું સંરક્ષણ કરવું એ પુરુષનું કર્તવ્ય છે.

પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રી અને પુરુષોના અધિકાર માટે હિંદ કરતાં મોટા પ્રમાણમાં ઝઘડા ચાલે છે. પુરુષો સામે મોટાં બંડ ઉઠાવી સંપૂર્ણ સ્વતંત્રતાપૂર્વક રહેવામાં એ દેશની સ્ત્રીઓએ ઝંડો ઉઠાવી કલહ ઉત્પન્ન કર્યો છે. હમણાં એક છાપામાં વાંચવામાં આવેલું કે કેટલીક સ્ત્રીઓએ તો સ્ત્રીસ્વાતંત્ર્ય માટે પુરુષોથી કંટાળી જુદું નગર વસાવી કેવળ સ્ત્રીઓની જ વસતિ ત્યાં રાખી છે. ભૂલેચૂકે ત્યાં કોઈ પુરુષ આવી ચડે તો તેને મોતની શિક્ષા આપવામાં આવે છે!

એક સમાચારપત્રી જણાવે છે કે પાશ્ચાત્ય દેશની સ્ત્રીઓ પુરુષ સમોવડી બનવા માટે પુરુષની માફક સ્વતંત્ર ફરે હરે છે, નાચે કૂદે છે, છૂટથી રહે છે, એથી તેમને ધીમે ધીમે મૂછો આવવા લાગી છે, અને એમ કરતાં કરતાં કદાચ એ પુરૂષ બની જાય તથા કેટલાક યુવાનો નમૂછીયા થઈ, માથામાં પટીયાં પાડી, અવાજમાં કોમળતા, ચાલવામાં હંસગતિ અને બોલવામાં મંદ હાસ્ય વાપરતાં વાપરતાં કદાચ સ્ત્રીઓ બની જાય તો પણ આશ્ચર્ય થશે નહિ!

કુદરતની કરામત સામે પણ કદાચ માણસ ઝુંબેશ ઉઠાવે અને વિધાતાની રેખ ઉપર મેખ મારે તો તેનો આ જમાનો છે!

શું થશે અને શું કરશે એ કહી શકાય નહિ. પરંતુ હિંદને જો હિંદુત્વનું રક્ષણુ કરવું જ હોય, આર્યત્વના સાચા ગૃહસ્થજીવન પ્રમાણે જીવવું હોય અને હિન્દુસ્તાનને આર્યભૂમિ જ રહેવા દેવાની ઇચ્છા હોય તો પરદેશીઓના ચાળે ચઢવામાં કાંઈ મજા નથી. મધ્ય યુગમાં પતનની પરાકાષ્ઠાએ પહોંચેલા નારીસમાજનો ઉદ્ધાર જરૂર સંભવે છે, પણ તેની યે મર્યાદા બાંધવી પડશે. કારણુ કે હિંદનું સાંસારિક જીવન આશ્રમોમાં વિભક્ત થયેલું છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ જેવા તેના બહુ મહત્ત્વના લાક્ષણિક વિભાગો છે અને એ બંધનોમાં આર્યભૂમિ સુખી છે. એનું મુખ્ય કારણુ છે આર્યલગ્નની શુદ્ધ અને હેતુપુરઃસરની લગ્નભાવના. પરદેશીઓ લગ્નને વાસનાની તૃપ્તિ સમજે છે, અને એટલે જ એ લોકો કર્તવ્યથી વિમુખ બને છે તથા પોતાનાં બાળબચ્ચાંની કર્તવ્યપૂર્વક સંભાળ લેતા નથી. ઘણું કરીને તો બાળક થવું એ એમને માટે ભારે આફતરૂપ મનાય છે. સ્તનપાન કરાવવાથી શરીરનો બાંધો તૂટી જાય છે, સુવાવડ આવવાથી કેડનો ભાગ નબળો બને છે, પ્રજા થવાથી મોજશોખમાં હરકત આવે છે, એટલે જ સંતતિનિયમન માટેનાં સાધનો એ દેશમાંથી શોધાઇને આ દેશમાં આવી લાગ્યાં છે.

એ સાધનોની સાથે સાથે ત્યાંની રહેણીકરણી, રિવાજો અને વિચારોએ હિંદની પવિત્ર રીતિને બગાડી છે. હિંદનાં આર્ય સંતાનોના પવિત્ર શાસ્ત્રીય વિચારો રૂપી શુદ્ધ દૂધમાં ખટાઈ પડી જવા પામી છે. એટલે જ આજે ઉન્નતિના વિચારો આવતાં, વિદેશીઓ જે પ્રકારે ઉન્નતિ શોધી રહ્યા છે, જે પ્રકારે સ્વતંત્ર થવાના વિચારો સેવી રહ્યા છે, તેનો અંશ ધીમે ધીમે પણ મક્કમપણે હિંદના સમાજમાં ઘૂસતો જાય છે અને એને લઇને જ આજે છૂટાછેડા તથા તલ્લાક જેવા કાયદાઓ ઘડાઈ રહ્યા છે, અને હિંદના કેટલાક સુધારકો સ્ત્રીઓની સ્વતંત્રતા માટે આ અને આવા કાયદા જરૂરી માને છે! સ્ત્રી-પુરુષો પોતાનું કર્તવ્ય સમજી, સુમેળ સાધી, અરસપરસની મદદથી સંસાર-

યાત્રા પૂરી કરે તેમાં આનંદ છે કે જીંદગીમાં દશ વીશ વખત પુરુષ સ્ત્રીથી જુદો પડી અન્ય સ્ત્રી સાથે અને સ્ત્રી પુરૂષથી જુદી પડી અન્ય પુરુષ સાથે જોડાય તેમાં મજા છે? એ પ્રકારનાં ગૃહસ્થ-જીવનમાં શી મજા છે? કઈ સુવાસ છે? કેટલો આનંદ છે? તે તો તટસ્થ વૃત્તિથી પાશ્ચાત્ય અને પૌર્વાત્ય દેશોના સાંસારિક જીવનની સમીક્ષા કરે તેને જ સમજાય. પશ્ચિમની સ્ત્રી પોતાના મિત્રો (પુરુષો) સાથે ગમે તેટલો વખત બહાર હરેફરે, પ્રેમાલાપ કરે, ચુંબનો લે-દે, સાથે નાચે, અને એ બધાં કારણોના કાર્યરૂપ છૂપો વ્યભિચાર પણ કદાચ કરી લે, તો તેને કોઇ રોકટોક કરી શકે નહિ! અને રોકટોક કરનારો કદાચ સ્ત્રીઓના અધિકાર તથા તેની સ્વતંત્રતા છીનવી લેનાર ગણાય! આવી જાતના અધિકારો અને સ્વતંત્રતા હિંદને શું બંધબેસતાં છે? તમને નથી લાગતું કે આવી સ્વતંત્રતામાં કામુકતા અને વાસનાતૃપ્તિની ઝલક ભરેલી છે? હિંદમાં આ જાતની વર્તણુંક સ્ત્રી અને પુરુષોને માટે અકર્તવ્યરૂપ માની ગઈ છે, અને વાસનાના પાયા ઉપર ગૃહસ્થજીવન રૂપી વિશાળ મહેલ ટકી શકતો નથી. જ્યાં વિષયવાસના છે ત્યાં સ્વાર્થ છે, અને જ્યાં સ્વાર્થ છે ત્યાં પ્રેમ ટકી શકતો નથી. જ્યાં પ્રેમ નથી ત્યાં શાંતિ નથી. શાંતિના અભાવે કલહ અને ઝગડા થાય છે. આ શાસ્ત્રીય સત્ય પરદેશીઓના જીવનમાં ઉતર્યું નથી. હિંદના માનવોમાં એ રગેરગમાં વ્યાપ્ત છે. તેમાં બિગાડ થવા પામ્યો છે ખરો, છતાં અનંત કાળથી નાંખેલાં મૂળનો વિનાશ નહિ થાય. સત્ય એ તો સદાકાળ ત્રિકાળાબાધિત સત્ય જ રહેવાનું. પરદેશીઓ પણ ઇંદ્રિયનિગ્રહ, પતિ-પત્નીવ્રત, મન, કર્મ અને વચનથી પાલન કરવાનું પોતાનું કર્તવ્ય સમજે તો તેમના સામાજીક જીવનમાં ઉત્પન્ન થયેલાં બંડો આપો-આપ શમી જશે.

શરૂઆતમાં કેળવણી અને સ્વતંત્રતા સંબંધી અમે ભૂમિકારૂપે વિવેચન કર્યું છે અને તેની જરૂર પણ હતી; છતાં અમારા વિચારો સંપૂર્ણ છે એમ મનાવી લેવાનો અમારો ખોટો આગ્રહ નથી. આ

સિવાય લગ્નમિમાંસા, એકપત્નીવ્રત, પ્રેમ, ગર્ભાધાનસંસ્કાર, આદિ જેવા વિષયો ચર્ચા માગે છે. છતાં શરૂઆત કન્યાઓથી માંડીને કરવાની હોવાથી, જેમ જેમ તેની અવસ્થા પરત્વે વાજબી જણાશે એવા વિષયો જરૂરી હશે તે આપીશું. છ-સાત વરસની કન્યા થતાંની સાથે તેને નિશાળે મૂકવી જોઇએ. યોગ્ય શિક્ષણના અભાવે કન્યા પોતાનો સંસાર સુખરૂપ ચલાવી શકતી નથી. એટલે તેને માટે પ્રાથમિક શિક્ષણની શરૂઆત કરી દેવી, અને તેની સાથે સાથે નવરાશના સમયે ગૃહકાર્યનું શિક્ષણ પણ આપવું જોઇએ. વાસણ માંજતાં, રસોઈ કરતાં, સાફસફ રાખતાં, વિનયથી વાત કરતાં, માથાના વાળ હમેશાં ઓળીને સાફ કરતાં, તેને આવડવું જોઇએ. એવી કેટલીક ઝીણી ઝીણી બાબતોમાં ઘરઆંગણે માતાઓ તરફથી બાળકીને જો શિક્ષણ અપાતું રહે છે તો તે મોટી ઉંમરની થતાં કોઈ પણ કાર્યમાં મુંઝાતી નથી

ધનવાનો કે મોટી નોકરીઓ કરતા ગૃહસ્થોનાં મકાનોમાં જ્યાં નોકર-ચાકર, રસોયા, ઘાટી અને માળી, વગેરે રહેલા હોય છે, જ્યાં ખુદ માતાઓને જ કોઇ પણ ઘરકામ કરવાનું હોતું નથી, ત્યાંની બાળકીઓને આવી જાતના શિક્ષણનો અભાવ રહે છે. ભલે હાઇસ્કૂલો અને કોલેજોમાં જઈ મેટ્રિક કે ઈંટર તે પસાર કરે છે, પરંતુ લગ્નગ્રંથીથી જોડાયા પછી જ્યારે ઘરકામ શિર ઉપર આવે છે, ત્યારે તેની મૂંઝવણ, દુઃખ અને તેમાંથી જન્મતા કલહનો પાર રહેતો નથી. ધનવાન મા-બાપોની પુત્રીઓને એવો જ ધનવાન પતિ મળશે એ ચોક્કસ ન હોઇ શકે. માતા-પિતાને ત્યાં જેમણે રસોયાથી, ઘાટીથી કે નોકરોથી કામ લીધું હોય તેમને પોતાના હાથે કામ કરવું પડે છે ત્યારે જરૂર દુઃખ થાય છે; એટલે અમારી તો ખાસ અપીલ છે કે દરેક ગૃહસ્થ-જીવનમાં સ્ત્રીઓએ જાતે કામ કરવા દ્વારા મળતી કસરત માટે પણ ઘરનું કેટલુંક કામકાજ પોતાની જાત ઉપર રાખવું, તેના સાથે મોટી ઉંમરની થતી જતી કન્યાઓના માનસિક વિચારો ઉપર પિતાએ નહિ તો માતાએ તો ખાસ કાળજી રાખવાની જરૂર છે.

સ્નાન કરતી વખતે ગુપ્ત ભાગને પાણીથી બરાબર સાફ કરવા માટે સંપૂર્ણ સ્પષ્ટ શબ્દોમાં માતાએ પુત્રીને સમજાવવી જોઇએ. ચાર પાંચ વરસની બાળકીઓને કેટલીક વખત ગુપ્ત ભાગની ઉપરની જગ્યાએ ખંજવાળ આવે છે અને બાળકીઓ અવારનવાર તે જગ્યાએ હાથ લઈ જઇ ખંજવાળે છે. એમ થવાનું કારણ શોધી કાઢવું જોઇએ. કેટલીક વખત પેસાબ કર્યાં પછી બરાબર રીતે એ ભાગ સાફ કરવામાં નથી આવતો તો પેસાબનો અમુક અંશ ગુપ્ત ભાગને લાગી રહે છે અને તે જગ્યાએ ખંજવાળ પેદા કરે છે. પછી ધીમે ધીમે એ આદતમાંથી બાળકીઓ હસ્તમૈથુનની ટેવ ઉપર જાય છે. એટલે આવું કાંઈક જણાય તો તુરત માતાએ સાવચેતી રાખી, દીકરીને સ્વચ્છ કરવી જોઇએ અને એ જગ્યા ઉપર દીવેલ લગાવી દેવું જોઇએ. દસ્તની કબજીયાત રહેલી હોય તો દર ચોથા દિવસે સુંઠના ઉકાળા સાથે દીવેલ પીવડાવી કબજીયાત દૂર કરવી ઘટે. આવી ખંજવાળ કેટલીક વખત કૃમીને કારણે પણ હોય છે, અને દસ્તમાં કોઈ વખત એવી બાળકીઓને કૃમી પડે છે. જો તેવું જ કોઈ કારણ હોય તો જેઠીમધ તો. ૨ાા, વાવડીંગ તો ૨ાા, દીકામાળી તો. ૧, કાળીજીરી તોલો ૧ અને હરડે તોલા પાંચની ફાકી બનાવી, દિવસમાં બે વખત પાણી સાથે ચાલૂ આપવાથી કૃમિનો નિકાલ થઈ જશે અને નવાં કૃમી થતાં બંધ થશે. પરંતુ ગુપ્ત ભાગ ઉપર આવતી ખંજવાળ તરફ દુર્લક્ષ કરવા જેવું નથી. જેમ જેમ સમજણમાં બાળકી આવતી જાય, તેમ તેમ માતાએ કે ઘરમાં રહેતી પ્રૌઢ અવસ્થાની સ્ત્રીએ સીધી રીતે દેખરેખ રાખવાની જરૂર છે. પુત્રી ખોટા ભપકા ઉપર ન ચઢી જાય, દેખાદેખી કરી માનસ ન બગાડે તેની કાળજી કરવાની જરૂર છે. ઘરના વાતાવરણની પણ ભારી અસર બાળક-બાળિકા ઉપર થાય છે એ ન ભૂલવું જોઈએ.



## પ્રકરણ ૩ જું

### વેણીબંધન અને બાલસુધાર

**સ્ત્રી સૌંદર્યમાં** સ્ત્રીઓના વાળ–બાલ એ એક અમૂલ્ય અંગ છે. બાલનો આધાર સ્ત્રીઓના બાંધા ઉપર રહે છે, તેમ જ તેની સંભાળ પણ બહુ અગત્યની છે. બાલનું પોષણ શરીરના પોષણની સાથે સંકળાયેલું હોવા છતાં બહારથી પણ જો તેની યથોચિત સંભાળ રાખવામાં નથી આવતી તો વાળ કેટલીક વખતે દુઃખદાયી થઈ પડે છે. ખરી રીતે વાળનું સંમાર્જન કરી, ખૂબ ચોળી, ઓળી, તેને બાંધી લેવા એ ખાસ કરીને સ્ત્રીઓની જીવનચર્યા અથવા દિનચર્યામાં એક અગત્યનું કાર્ય લેખાય છે. કારણ કે વાળ સ્ત્રીઓને અત્યંત પ્રિય છે. તે સુંવાળા, ચકચકિત, કાળા ભીંગોર, ખૂબ લાંબા અને સુશોભિત રીતે રાખવાની ઇચ્છા તેમના મનમાં રહ્યા જ કરે છે. પણ જ્યારે એ વાળ શરીરના પોષણની ખામીને લઇને કે રાખવી જોઇતી કાળજીના અભાવે ટુંકા રહે છે, બરછટ બને છે, ખરી પડે છે અથવા અકાળે સફેદી ધારણ કરે છે, ત્યારે સ્ત્રીઓ નારાજ રહે છે–થાય છે. તેને ફરી સજીવન બનાવવા માટે એકબીજાના પરંપરાના સામાન્ય જ્ઞાન સિવાય વાળ સંબંધે યોગ્ય અને સફળ જ્ઞાન તેઓને પ્રાપ્ત થતું નથી. એથી પછી તેઓ વાળને સુયોગ્ય બનાવવા માટે બજારૂ તેલનો ઉપયોગ કરે છે, પણ તેમાં બહુધા ધાર્યો લાભ મળતો નથી.

કોઇ પણ વૃક્ષના છોડની સાથે વાળને સરખાવીએ તો તે અયોગ્ય નથી. છોડની ક્યારીમાં પાણી પાવા જતાં જમીન ક્ષારવાળી હોવાથી એ છોડ જોરથી વધી શકતો નથી. તેમ બહારથી ગમે તેવાં તેલોનાં સિંચન કરવામાં આવે છતાં જો શરીરમાં પોષણની ખામી હોય તો શરીરનાં અંગોપાંગ જેમ યોગ્ય વખતે ખીલતાં નથી તેમ વાળ ઉપર પણ તેની અસર થાય છે.

ખીલતી જતી અથવા વધતી જતી ઉમરની છોકરીઓ માટે બાલ્યકાળથી જ તેના વાળની સંભાળ અને સાવચેતી રાખવામાં આવે તો યુવાવસ્થા પ્રાપ્ત થતાં તેના વાળનો વધારો થઇને ભરપૂર વેણી બને છે. કેટલીક બાળાઓ જન્મથી જ તદ્દન બોડકાં માથાં લઈ અવતરે છે અને બે ત્રણ વરસની થાય ત્યાંસુધી તેમના વાળની ખીલાવટ જોવામાં નથી આવતી. તેનું કારણ માતાના ઉદરમાં જ તેના શરીર ઉપર થવી જોઇતી મરામત અને ગર્ભપોષણની ખામી હોય છે. પરંતુ જ્યારે એ દૂધ છોડીને અન્ન ઉપર આવે છે ત્યારે તેમાં દેખીતી રીતે જ સારો સુધારો થવા લાગી જાય છે.

કેટલીક બાળાઓના વાળ રૂપેરી અથવા ઝાંખા પીળા હોય છે અને તે નવેક વર્ષની થાય ત્યાંસુધી બધા નહિ તો વાળના છેડા તો થોડી રૂપેરી, તપખીરી ઝમકવાળા જોવામાં આવે છે. એવો રંગ એ વાળ વધવાની નિશાની રૂપ છે. એકાદ વાળને ઉઠાવી તેનો છેડો પકડી સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવે તો ખીલતા છોડની ફેલાતી ડાળીની માફક છેડા ઉપર એક વાળમાંથી બે ત્રણ જુદા અંકુરો અથવા જુદા વિભાગો થયેલા જોવામાં આવશે અને એક વાળના બે છેડા જેવું જણાશે. એ અંકુરો વધી જાય છે અને એક વાળના બે વાળ બને છે. આમ ક્રમે ક્રમે થતા વિકાસને વધવા માટે વાળના મૂળને પોષણ આપવામાં આવે, તેમ જ વાળને બહારનાં વિઘાતક કારણો આડાં ન આવે તો મસ્તકના વાળ સ્ત્રીઓના નિતંબને સ્પર્શ કરે તેટલા તો જરૂર વધી શકે છે.

વાળનું પોષણ ઉપરની રીતે દેખરેખથી જેમ થાય છે તેમ શરીરની અંદર લેવાના ખોરાક અને માનસિક વિચારોનું દબાણ વાળ ઉપર ઓછું વધતું અસરકારક નીવડે છે. ક્રોધ, ચીડીઓ સ્વભાવ, માનસિક વિટંબણા, ભયભીતપણું અને ચિંતા એ બધાં વાળના વિકાસકાર્યમાં અવરોધકો છે. ક્રોધથી વાળની મુલાયમતા નાશ પામે છે, ચીડીયાપણાથી વાળ ખરવા લાગે છે, ભયથી વાળની અમીકુંપીઓ શુષ્ક બની

પોષણ મળતું અટકી પડે છે અને વાળ વધતા અટકે છે, વળી ચિંતાથી વાળ સફેદ બને છે. આ અને આવાં કારણોથી શરીર અને વાળ ઉપર થતી ધીમી છૂપી અસરની બહુધા સ્ત્રીઓને ખબર હોતી નથી. એથી કેટલીક વખત જ્યારે વાળ લચકાબંધી ઉતરવા લાગે છે ત્યારે તે સ્ત્રીને નજર લાગવાની ખોટી માન્યતા દર્શાવાય છે.

આથી સમજાશે કે ખોરાક અથવા આહારવિહારની વાળ ઉપર કાંઈ ઓછી અસર થતી નથી. છતાં આજસુધી વાળ વધારવા, વાળને પોષણ આપવા, વાળને ખરતા અટકાવવા, અથવા વાળને આવવા લાગતી સફેદીને બંધ કરવા માટેના ઔષધીપ્રયોગો અને વૈદ્યકીય ઉપચારો પૌર્વાત્ય કે પાશ્ચિમાત્યમાં જણાતા નથી.

વાળ એ શરીરની સપ્ત ધાતુઓ સાથે સંબંધ રાખતો શરીરનો ચોક્કસ વિભાગ છે. વૃક્ષનાં છાલ, પાંદડાં, ફૂલ, ફળ વગેરે ઉત્તમ બનાવવાં હોય તો તેને અપાતાં પાણી, ખાતર અને ભૂમિ ઉપર જેમ ખાસ કાળજી રાખવી પડે છે. તેમ વાળ માટે પણ કાળજી રાખી હોય તો તે અવશ્ય ખીલી નીકળે છે.

વાળની ઉપરની માવજતની ચર્ચા પાછળ રાખીને અંદરના પોષણ માટેની વિચારણા કરતાં તેને માટે બે પદાર્થની જરૂર જણાય છેઃ એક ચૂનાનાં તત્વો (કેલસ્યમો)ની, બીજી સ્નિગ્ધ પદાર્થોની. આ બન્ને પદાર્થો જેને ખોરાકમાં પૂરતા પ્રમાણમાં મળી રહે છે તેના વાળ સુંદર રીતે ખીલી નીકળે છે. એટલે જ જોવામાં આવ્યું છે કે જે બાળકીને દૂધ પૂરતા પ્રમાણમાં આપવામાં આવ્યું નથી હોતું અથવા જેની માતા જન્મ આપ્યા પછી તરત મરી ગઈ હોય છે, તેવી બાળાઓના વાળનો વિકાસ બરાબર થતો નથી. દૂધ એ ઉંચા પ્રકારનાં કેલ્શ્યમોથી ભરપૂર છે અને તેમાં સ્નિગ્ધતા પણ પૂરતા પ્રમાણમાં છે. માતાના દૂધમાંથી એ મળી રહે છે; અને ત્યારપછી ગાય, બકરી કે ભેંશના દૂધ મારફત મેળવી લેવાનું હોય છે. આ બન્નેમાંથી એક પણ જો આપવામાં આવતું નથી તો બાલ્યાવસ્થાથી વાળનો વિકાસ અને વૃદ્ધિ અટકી પડે છે.

જ્યારે વાળ વધારવાની ઇચ્છાવાળી છોકરીઓ અમારી પાસે આવે છે ત્યારે તેને દૂધ વિશેષ આપવાની ભલામણ કરવામાં આવે છે. તેની સાથે બદામ, ટોપરૂં, ખસખસ, ચીલગોજા અને કાજુ જેવા તૈલી પદાર્થો દરરોજ થોડાં થોડાં ચવરાવીને નિયમિત ખવરાવવાથી તેનો બાંધો મજબૂત બને છે અને વાળ વધવા લાગે છે. સીધી રીતે કદાચ વાળ વધારવાનો ગુણ આ પદાર્થો ન ધરાવતા હોય, તો પણ અનુભવથી એ વાત ચોક્કસ થઇ છે કે આવા તૈલી પદાર્થો મગજ અને તેની સાથે સંબંધ ધરાવતા વાળના મૂળને જોઇએ તેટલી તાકાત આપે છે, તેનું પોષણ કરે છે અને વધવામાં મદદ કરે છે. તેની સાથે તે પદાર્થો ધીમે ધીમે ચાવીને ખાવાથી મોઢાના અને માથાના સ્નાયુને કસરત મળે છે. એ કસરત પણ વાળને વધવાને માટે ખાસ જરૂરી છે.

કેટલીક વખતે બાળકીઓના રક્તમાં લોહનાં તત્ત્વો ઓછાં હોય છે અથવા ફીકાશ આવે છે, ત્યારે પણ વાળની વૃદ્ધિ અટકી પડે છે. તે વખતે એ બાળકીઓને કેરી, ટામેટાં, જાંબુ અને શેરડી આપીએ છીએ. એથી લોહીની ફીકાશ ઓછી થઈ રતાશ આવે છે, તેની સાથે વાળ પણ વધે છે.

**આંબળાં :** એ વાળને પોષણ આપવાનું તથા તેની શ્યામલતા જાળવી રાખવાનું ઉત્તમ કામ કરે છે. આંબળાં શીતવીર્ય, પુષ્ટિકારક, લોહનાં તત્ત્વથી ભરપૂર, રસાયન, ગુણકારી અને એક ઉત્તમ પદાર્થ છે. તે ઉપરથી વાળમાં નાંખવાથી જેમ અમૃત સમાન ગુણ કરે છે તેમ ખાવામાં આપવાથી પણ વાળને ખરતા અટકાવે છે, ઘેરી શ્યામલતા લાવી આપે છે અને તેની વૃદ્ધિ કરે છે. લીલાં આંબળાંનો મુરબ્બો બનાવેલો હોય તે લેવાથી સરસ ફાયદો કરે છે. જ્યાંસુધી લીલાં આંબળાં મળે ત્યાંસુધી બીજાં ફળોની માફક તેને દરરોજ બાળકીઓને ખવરાવવામાં આવે તો જોતજોતાંમાં વાળ ઉપર તેની અલૌકિક અસર થાય છે. લીલાં આંબળાંના અભાવે સૂકાં આંબળાંને ખાંડી તેના

અરધા ભાગે સાકર મેળવી નિયમિત પાણી સાથે પાવલીભારની ફાકી આપવાથી મગજ ઉપર રહેતી ઉષ્ણતા નાબૂદ થાય છે, આંખનું તેજ વધે છે, વાળનો વિકાસ સધાય છે અને વાળના મૂળને મજબૂત બનાવે છે. પિત્ત પ્રકૃતિવાળી ગરમીપ્રધાન છોકરીઓ તથા જેમની ઉંચાઈ વધુ હોય છે, શરીર દુબળું હોય છે, હાથ પગ ઠંડા અને માથું નરમ રહે છે, જે વધુ રીસાય છે, અને જેને જરીક ઠપકો આપતાં રોઈ પડે છે, તેવી બાળકીને માટે આંબળાં અને સાકર વધુ સરસ હોઈ જલ્દી માફક આવે છે. તેના વાળની વૃદ્ધિ સાથે તે મગજને પણ પુષ્ટિ પહોંચાડે છે.

શરીરે ભરાઉ અને કદમાં નીચી છોકરીઓ માટે આંબળાંની જગ્યાએ આહન, ઘી અને સાકર સાથે આપવાથી વધુ લાભ થાય છે. આવી છોકરીઓ વાત-કફપ્રધાન શરીરવાળી હોય છે, અને મૂળથી જ એમના વાળ વધુ લાંબા હોતા નથી. જેમ તેમના વાળ વધુ લાંબા વધતા નથી તેમ જ તેમનું શરીર ઉંચાઇમાં પણ વધી શકતું નથી. એટલે જ આહન આપવાથી શરીરની ઉંચાઇનો વધારો થાય છે, તેની સાથે વાળ પણ વધી શકે છે.

હોઠ પાતળા, આંખો અણીઆળી, પગની પેની ખાંચાદાર, શરીરે પાતળી, પેટે દુબળી, વર્ણે શ્વેત, ઉજ્જવળ, લાલાશ પડતા કે ઘઉંલા રંગવાળી છોકરી કે સ્ત્રીના વાળ-કેશકલાપ કટિથી નીચે પહોંચી શકે તેટલા વધે છે.

આંખોએ પીળાશવાળી, હોઠે જાડી, કદમાં ટુંકી, પગની પેની થાપા પડતી અને કેડ પાછળના ભાગ (નિતંબ)ને બદલે પેઢાથી ફૂલેલી છોકરીના વાળ એક ફૂટથી અધિક લાંબા થઈ શકતા નથી.

હવે વાળની આંતરિક મરામત ને પોષણની ચર્ચા પછી બહારની માવજત સંબંધે વિચારણા આવશ્યક છે.

વાળની બહારની માવજતને ત્રણ ભાગમાં વહેંચી શકાય : એક તો વાળને હમેશાં નહિ તો બીજે કે ત્રીજે દિવસે ધોઈ નાંખી, મૂળ-

માંથી થયેલા પસીનાથી તેમ જ બહારનાં ધૂળ, કચરો, અને આવી પડેલા કે નાંખેલા પદાર્થોથી ચોખ્ખા બનાવવા. બીજો: વાળને સુગંધિત બનાવવા માટે, શ્યામલ અને ચમકતા રાખવા માટે, વાળના મૂળને અને મગજને પોષણ આપવા માટે, તેમાં નાંખવામાં આવતાં તેલ ધૂપેલોથી. ત્રીજો : તેલ, ધૂપેલ નાંખી તૈયાર થયેલા વાળને ઓળીને તેની વેણી, અંબોડો, છૂટા કેશ, સેંથો, સેંથી, ઉભા વાળ, કાતરા કે ગુચ્છાદાર ઓળીને વાળ બાંધી લેવાથી. આ ત્રણ પ્રકારે વાળની માવજત થઈ શકે છે.

વાળ ધોવા માટે પાણી ઉપરાંત બીજા એવા પદાર્થની જરૂર છે કે જે માથાની અંદર થયેલો મેલ, વાળની ચીકાશ અને તેલના કારણે વાસી થયેલી ખુશબોને ટાળી નાંખે અને વાળને સ્વચ્છ બનાવે. આ માટે સ્ત્રીઓ પોતાની મેળે કેટલાક પદાર્થો વાપરે છે; જેમાં કેટલાક ઇચ્છવા યોગ્ય અને કેટલાક નુકસાનકારક છે. માથું ધોવા માટે સહેલાઈથી મળી શકતો સાબુ સ્ત્રીઓને વાપરતી જોઈએ છીએ. આજકાલના સાબુમાં અમુક ઉત્તમ પ્રકારના સાબુને બાદ કરીએ તો બજારમાં મળતા ઘણાખરા સાબુ કાસ્ટિક સોડાથી બનેલા હોય છે. કાસ્ટિક સોડા મેલને કાપે છે, પરંતુ તેની દાહક અસરને લઈ વાળનાં મૂળને બાળી નાંખે છે તથા વાળને બરછટ અને જાડા બનાવે છે. એટલે ખરી રીતે એવા સાબુથી માથું ધોવું એકંદરે હાનિકારક છે.

તેવી જ રીતે કપડાં ધોવાના સોડાથી માથું ધોવું એ પણ નુકસાનકારક છે. એ કરતાં તો ગામડાંની સ્ત્રીઓનો માથું ધોવાની રીત વધારે વખાણવા જેવી અમને લાગે છે. તેઓ જાડી છાશની અંદર કાળી માટી નાંખી માથું ધૂવે છે, એથી માટી મેલને ખેંચી લે છે, છાશ ઠંડક આપે છે અને વાળની ચીકાશ છાશના કારણે નાબૂદ થાય છે. કોઈ વખત કાળી માટી, છાશ અને મીઠું (થોડા પ્રમાણમાં) મેળવીને માથું ધૂવે છે અને એથી વાળ વધુ સ્વચ્છ થાય છે.

આ રીતમાં કાળી માટી કોઈને અણગમતી જણાય, તો પણ છાશની અંદર બહુ જ ઓછા પ્રમાણમાં મીઠું નાંખી માથું ધોવું

એ ખોટું નથી. એથી ઠંડક થાય છે, માથું ઉઘડે છે, જોઇએ તેટલી ચીકાશ વાળને મળે છે. આ ઉપરાંત નીચેની ત્રણ રીતો પણ વાળ સુંવાળા બનાવવામાં અને ચોખ્ખા કરવામાં અત્યંત ઉપયોગી છેઃ

(૧) આંબળાં તો. ૫, ચીકાખાઈ તો. ૫, હાથીદાંતનો વહેર તો. ૨ા, અરીઠાં તો. ૨ા.

આ ચારે વસ્તુને ખાંડી તૈયાર કરી રાખવી. માથું ધોવું હોય, તેની અગાઉ અઢી રૂપીઆભાર જેટલો ભૂકો તેમાંથી લઇને એક શેર પાણીમાં પા કલાક ગરમ મૂકી, તેના પાણીથી પ્રથમ માથું ધોઇ નાંખી પછી બીજા ચોખા પાણીથી નાહી લેવું.

(૨) ટોપરૂં સૂકું, રતાંજલી, સુખડ, બાલછડ, મેંદીનાં પાંતરાં, આંબળાં, ચીકાખાઈ એ બધી વસ્તુ સરખા વજને લઈ બારીક ખાંડી, પાણીમાં અથવા ગાડરના દૂધની અંદર મોટી સોગઠી બનાવી રાખવી. જ્યારે માથું ધોવાની ઇચ્છા થાય ત્યારે પત્થર ઉપર પાણી સાથે ઘસી, પ્રથમ તે માથામાં ભરી દેવું જોઈએ. પા કે અરધા કલાક પછી સમશિતોષ્ણ પાણીથી માથું ધોઇ લેવાથી વાળ સ્વચ્છ અને સુંવાળા થઈ મગજને ઠંડક મળે છે તથા વાળ વધારવામાં તે મદદ કરે છે.

(૩) તલમાં તળેલાં આંબળાંનું ચૂર્ણ તો. ૪, ગોવાઈ ટોપરૂં તો. ૪, કપુરકાચલી, કચુરો, મોથ, વાળો, અગર, તગર, સુખડ ગુલાબનાં ફૂલ એ દરેક એકેક તોલો ખાંડી–કૂટી ડબો ભરી રાખવો.

માથામાં નાંખવું હોય અથવા માથું ધોવું હોય તે દિવસે પ્રથમ આ ભૂકામાંથી ૨ રૂપીઆભાર પત્થર ઉપર મૂકીને પાણી સાથે અથવા ગુલાબજળ સાથે ઘૂંટીને પછી માથામાં ભરવું અને પાએક કલાક પછી ચોળીને નાહી લેવું.

એ વાળ સુંવાળા બનાવે છે, ખરતા અટકાવે છે, કાળાશ લાવે છે અને વધારે છે. આ અત્યંત ઉપયોગી, ગુણકારી, મગજને ઠંડક આપનારી મૂલ્યવાન વસ્તુ છે.

ઉપરના ઉપાયો માથાને સ્વચ્છ રાખવા, વાળ વધારવા અને ઠંડક રાખવા માટેના છે. પરંતુ ક્યારેક વાળ ઉપર રાખવી જોઈતી સંભાળના અભાવે અથવા બીજી મેલીઘેલી અને બેદરકાર છોકરીઓના સહવાસમાં આવવાથી અથવા માથામાં અત્યંત વળતા પરસેવાને કારણે, માથામાં અને વાળમાં જુઓ તેમજ લીખો થઈ આવે છે, અને એ જંતુઓ એક વખત માથામાં પડયા પછી ઝપાટાબંધ તેનો વધારો થાય છે. કેટલીક છોકરીઓ તથા ઘરકામથી નવરી નહિ થતી સ્ત્રીઓ વારાફરતી હાથ બદલાવી માથું ખણુતી જણાય છે અથવા કોઈની પાસે માથું જોવરાવી, જુઓ વીણાવે છે. પણ વીણવાથી તેનો પાર આવતો નથી અને કંટાળે છે. તેમને માટે નીચેના ઉપાયો અસરકારક બનશે.

(૧) નાગરવેલનાં પાનનો રસ તો. ૧, પારો તોલો ૧ બન્ને સાથે ઘૂંટવાથી પારો અદૃશ્ય થશે. એ થયા પછી એની અંદર ધતુરાનો રસ તો. ૦ા નાંખી ઘૂંટવું અને તે માથામાં ભરવું. જુઓ–લીખો મરી જઈ માથું સ્વચ્છ બને છે.

(૨) ૧૦ તોલા ધતુરાના પાનને વાટી લુગદી કરવી. બીજા દશ તોલા ધતુરાનો રસ કાઢવો અને તલના તેલ તો. ૨૦માં એ રસ અને લુગદી નાંખી અગ્નિ ઉપર મૂકી પકાવવું. રસનો ભાગ બળી જઈ કેવળ તેલ રહે, એટલે ગાળી લેવું. એ તેલ બે–ત્રણ વખત નાંખવાથી માથામાં પડેલી જુઓ–લીખો નાબૂદ થાય છે.

(૩) વાવડીંગ, ગંધક, મનશીલ, એ દરેક વસ્તુ એકેક તોલો, સરસીયું તેલ તો. ૨૨ અને ગાયનું મૂત્ર તો. ૮૬. ઉપરની ત્રણ વસ્તુ ખાંડી, ત્યારબાદ તેલ અને ગૌમૂત્ર મેળવી, ચૂલે ચઢાવી, ગૌમૂત્રનો ભાગ બળી જઈ તેલ બાકી રહે એટલે નીચે ઉતારવું, એને ગાળી લઈ બાટલીમાં ભરવું. એકાદ બે વખત માથામાં નાંખવાથી માથાની જુઓ–લીખો નાશ પામે છે.



# પ્રકરણ ૪થું

## વેણીગુંથન

**બાલની** સ્વચ્છતાની જેટલી જરૂર છે તેટલી તેની અંદર વાયુસંચારની પણ જરૂર છે. એટલે બાલને ધોયા પછી તેને બરાબર સૂકવવા જોઇએ. જો ભૂલથી કે ઉતાવળથી બાલમાં ભીનાશ રહી જવા પામે અને ઉપરથી તેલ નાંખવામાં આવે તો એથી બાલને અત્યંત નુકસાન થાય છે અને દુર્ગંધ પણ ઉત્પન્ન થાય છે. એટલે જ માથું ધોયા પછી ઓછામાં ઓછું ત્રણ કલાક તેને ખુલ્લું રહેવા દેવું જોઇએ કે જેથી તેમાંથી પાણીની હવા ઉડી જવા પામે અને બાલની વચમાં થઈ છિદ્ર સુધી હવા પહોંચે. ખુલ્લી હવાની બાલના મૂળને ખાસ જરૂર હોય છે.

કેટલીક સ્ત્રીઓની આવી નજીવી ભૂલોથી જ બાલ વધતા અટકે છે. એટલું જ નહિ પણ વાળ ખરવા લાગી ટુંકા બનતા જાય છે, અને કેટલીક વાર ફરજીયાત બાલ કતરાવી કાઢી, પ્રારંભથી જીવની માફક જાળવેલા બાલોની સ્વહસ્તે કાતર મૂકવાની જરૂર પડે છે !

એક બહેન તેમની નાની ઉમરથી જ બાલ ઉપર બહુ પ્રેમ ધરાવતાં. હું તેમને ઓળખું છું. તેઓને બાલ વધારવાનો એટલો શોખ કે બાલ માટે નવાં નવાં તેલો શોધતાં રહે. એક દિવસ તેઓ પોતાની બહેનપણીને ત્યાં ગયાં. તેમને ત્યાં ચૌટેથી આણેલું ખુશબો-વાળું તેલ હતું, તેની બાટલી પર ચોટેલા લેબલમાં તેલનાં એવાં સરસ વખાણ કરેલાં કે આ બહેન પોતાના વાળમાં એ તેલ નાંખવાની ઈંતેજારી દબાવી ન શકયાં અને બાટલી ખોલી માથાના બાલમાં તે માંહેનું તેલ નાંખીને તેમણે અંબોડો વાળ્યો. છએક કલાક પછી અંબોડો તપાસતાં વાળ એકબીજા સાથે ચોટી ગયેલા જણાયા. તેને ખૂલ્લા કરવાને કાંસકાનો ઉપયોગ કર્યો, પણ બાલ તો પત્થરની માફક ગંઠાઈ ગયેલા. તેને છૂટા કરવા સાબુ, સોડા અને એવા કેટલાયે પદાર્થોથી

બાલ ધોયા, પણ તેમ તેમ તો બાલ એક બીજાથી જામ થઇને દોરડું જ બની ગયા. છેવટે આ બાલ માથા ઉપરથી કાતરે કાપીને જુદા કરવા પડયા. તેનું કારણ તપાસતાં કાંઇ ન સમજાયું. માત્ર તેલ નાંખ્યું ત્યારે વાળ ભીના (પાણીવાળા) હતા, એ તેલ અજાણ્યું હતું અને વર્ષોની મહેનતે લાંબા વધેલા વાળ કપાવીને તેમને બોડું માથું કરાવવું પડેલું !

ચૌટામાં બાટલીઓની અંદર પેક મળતાં તેલો બધાં જ સારાં હોતાં નથી. તેલો બનાવી વેચનારાઓને વેપારદૃષ્ટિ સિવાય તેલ નાંખનારાના હિતની કશી કાળજી હોતી નથી. તેઓ માત્ર સારી ઘાટદાર બાટલી, રંગીન લેબલ અને ઉંચી ખુશબો અથવા તીવ્ર સુગંધ પસંદ કરી, તેલ તૈયાર કરવામાં જ પોતાની બધી બુદ્ધિ ખરચી નાંખે છે. એટલે પછી તેની અંદર જેને તેલ કહી શકાય એવું કશું હોતું નથી. કેટલાંક બજારૂ **હેર ઓઇલ**'ને **'ઝેર ઓઇલ'** કહેવામાં જરાયે ખોટું નથી. કારણ કે બજારૂ તેલ એકાદ કલાકમાં મણબંધી બનાવી શકાય છે. એવાં ઘણાં ખરાં તેલોમાં કોઇ સારી જાતની વનસ્પતિ હોતી નથી કે નથી હોતું તલ કે કોપરેલનું તેલ. ત્રણ વસ્તુથી જાતજાતનાં તેલ બનાવી શકાય છે. 'વ્હાઇટ ઓઇલ' એ એક જાતનું ગ્યાસતેલના જેવું પણ ગંધ વગરનું તેલ બજારમાં મળે છે અને ઘણું કરીને તો એ તેલ જમીનમાંથી જ નીકળે છે. બીજી વસ્તુ તે રંગ. તેલનો કલર (રંગ) પણ બજારમાં જે જાતનો જોઇએ તે પરદેશથી આવે છે. અને તેની સાથે સુગંધ માટે 'એસેન્સ' એ પણ તૈયાર ! બોરસલી, નારંગી, આંબળાં, મેંદી, ખસ વગેરેની જેવી ખુશબો જોઇએ તેનું કહેવાતું એસેન્સ સસ્તું મળી શકે છે.

તેલની અંદર, લાલ, પીળો, કેસરી જેવો રંગ કરવો હોય તેવો બનાવી શકાય છે. એ તેલને આંબળાનું બનાવવું હોય તો લીલો રંગ નાંખી, આંબળાનાં એસેન્સનાં ત્રીશ ટીપાં એક શેર તેલમાં નાંખી દીધાં એટલે બન્યું આંબળાનું તેલ ! તેમાં નથી હોતાં સાચાં આંબળાં,

નથી હોતી આંબળાની ઠંડક ! બલકે એવાં તેલની ઘણીવાર મગજ ઉપર ખોટી ગરમાઈ પેદા થાય છે, વાળનાં મૂળને બાળી નાંખી તેજાબ જેવી અસર કરે છે અને વાળને ટુંક સમયમાં સફેદ બનાવી નાંખે છે એટલે જ વાળની કાળજી કરનાર બહેનો બજારૂ હેર ઓઇલથી હમેશને માટે દૂર રહે.

બાલને હોળવા માટે વપરાતા કાંસકા કે કાંસકીઓ પણ સારી બનાવટની હોવી જોઇએ. વનસ્પતિના લાકડાની બનેલી કાંસકી અને કાંસકા વધારે સારાં છે. પહેલે નંબરે સુખડની કાંસકી, બીજે નંબરે કોઈ પણ લાકડાની કાંસકી, ત્રીજે નંબરે કચકડાની કાંસકી વાપરવી ઠીક છે. પરંતુ હાડકાની બનાવેલી કાંસકી વાપરવી તંદુરસ્તીની દૃષ્ટિએ સારી નથી.

કોઇ પણ વસ્તુ લીલી હોય કે સૂકી, સજીવ હોય કે નિર્જીવ, પણ દરેકમાં જુદા જુદા પ્રકારનો ગુણ સમાયેલો રહે છે; અને તે શરીરના સંબંધમાં આવીને પોતાનો પ્રભાવ જણાવે છે. એટલે જ સુખડના લાકડાની બનેલી કાંસકી–કાંસકો મગજને ઠંડક આપે અને એ જ રીતે બીજી વનસ્પતિઓ–વૃક્ષોના લાકડાથી બનાવેલા કાંસકા પોતપોતાનો પ્રભાવ દેખાડે છે. હાડકાના કાંસકા પશુઓના હાડકાથી બનેલા હોય છે અને એ વાપરનારમાં પશુત્વની અસર નીપજાવે છે.

કાંસકી અથવા કાંસકો વાપર્યા પછી એને દર વખતે સાફ કરવાં ઘટે. હાથથી કે કપડાથી સાફ કરવાં તે બરાબર નથી. તેને ગરમ પાણીથી સાબુ વડે સાફ કરી લેવાં જોઇએ. તેમ જ દરેક બહેને પોતાનો કાંસકો જુદો જ રાખવો એ વધારે સારૂં છે. બીજાની કાંસકી અથવા કાંસકો વાપરવાથી જંતુઓની અને રોગની લેવડદેવડ થાય છે. માટે ખાસ કરીને બીજાના ઉપયોગમાં આવતાં કાંસકી કે કાંસકા ન વાપરવાની ખુબ કાળજી રાખવી જોઈએ.

બહેનોએ દરરોજ માથામાં તેલ નાંખવાની જેમ જરૂરનથી, તેમ દરરોજ માથે નહાવાની પણ જરૂર નથી. પરંતુ માથું હોળવાની

તો દરરોજ જરૂર રહે છે. દિવસ પછીની રાત્રિએ વેણીબંધને ઢીલાં પડી જાય છે, માથું વીંખાઈ જાય છે, એટલે ફરી એને સમારી લેવાની જરૂર છે. સૂર્યોદય પહેલાં વાળ સમારનાર દેવપંક્તિમાં ગણાય છે. દિવસના પહેલા પહોરમાં વાળ સમારનાર ગાંધર્વપંક્તિમાં ગણાય છે. બપોર આસપાસ વાળ સમારનાર મનુષ્યમાં ગણાય છે; જ્યારે રાત્રે વાળ સમારવાની તો સાફ મના કરેલી છે. એવું એક કથન પણ છે કે રાત્રે વાળ ઓાળનાર બીજે ભવ ગુણિકા અવતરે છે!

વાળ સમારવા–હોળવા એ હાથકારીગરીનું કામ છે, ધીમે ધીમે, જરીએ બળ અજમાવ્યા સિવાય, બાલના જથ્થાની એકેક લટ જુદી જુદી પકડી, બાળ હોળવામાં આવે તો તે જલ્દી ખુલ્લા બને છે અને તેમાં પડેલી ગુચો ઉકેલી શકાય છે. છતાં યે દર વખતે વાળ થોડા ઘણા ઉતરે તો છે જ, અને અમુક પ્રમાણુમાં બાલ ઉતરવા પણુ જોઇએ. તો જ તે સ્થાનમાં નવા બાલ ઉગે છે. જૂના વાળ નિકળી જઈ, નવા આવવા–આ ક્રિયા સદૈવ થતી જ રહે છે. દર ત્રણુથી ચાર વરસની અંદર જૂના બાલ બિલકુલ નિકળી જઈ નવા બને છે. આ ક્રિયા કયારે અને કેમ થઈ તે નજરે જોવામાં આવતી નથી પણુ તેમ બને છે અવશ્ય.

સ્ત્રીઓના માથાના વાળ દોઢ ગજથી વધુ લાંબા વધી શકતા નથી, અને વીશ ઇંચથી ટુંકા વાળની વેણી મજેથી બાંધી શકાતી નથી. આખી જીંદગીમાં ક્રમવાર બનતા વાળનો સરવાળો કરવામાં આવે તો બધા મળી ૨૨ થી ૩૦ ફીટ વાળ વધે છે, સંખ્યા–ગણુતરી સ્ત્રીઓના મસ્તકના વાળની સવાલાખથી બે લાખની હોય છે એમ વિજ્ઞાનીઓ જણાવે છે.

કયા પ્રકારથી વાળ ઓાળવા એ આ જમાનામાં ચોક્કસ કહી શકાય તેમ નથી. પરંતુ ખરી રીતે શરીરનાં અવયવો જેમ સમાન છે, આંખ, કાન, બાહુ, પગ, એ બધાં અવયવો શરીરનાં સમાન હોય છે, તેમ બાલ પણુ સમાનતાએ ઓાળવા તે વધારે સારૂં ગણી શકાય, એથી લાભ એ થાય છે કે બરાબર માથાના મધ્ય ભાગમાં સેંથો

પડે છે એથી બ્રહ્મરંધ્રની જગ્યા ખુલ્લી રહે છે. એ સ્થાન સત્, ચિત્ત, આનંદનું છે. ત્યાં વાયુલહરી અથડતી રહેવાથી મન પ્રફુલ્લિત રહે છે અને સંસારના તરંગોમાંથી મનને નિર્મળ શાંતિમાં લઈ જાય છે. બીજું: બે તરફ સરખા ભાગ પડવાથી બાલ સરખી રીતે જ વધી શકે છે અને એની સરખી લંબાઈ રહે છે.

ડાબી કે જમણી તરફ વાંકી પાંથી પાડીને વાળ ઓળવાથી બાલ સરખા વધી શકતા નથી અને એ સ્થાન મગજની અવહેલના (મજાક) કરવાનું અને કરાવવાનું હોય છે. એટલે એવી ત્રાંસી પાંથી પાડનારની એ શક્તિ ખીલે છે, થોડું અભિમાન, અને દંભ એમ કરવાથી પોષાય છે. બધા ઉભા બાલ ઓળવાથી ગંભીરતા અને વૈરાગ્ય વધે છે, શાંતિ અને મગજની સમતુલના જાળવી શકાય છે, વિચારો ઉપર કાબૂ રહે છે અને તેથી જ સંસારથી દુઃખમય થયેલી ઘણીખરી વિધવા બહેનો જો મસ્તક પર વાળ રાખે છે તો ઉભું માથું ઓળે છે.

નવી ફેશન કે જેમાં કાન ઢાંકી કાતરા પાડવામાં આવે છે એ અને એવી દાખલ થયેલી નવીન રીતિ આર્યભૂમિની નથી. માત્ર એટલું જોવામાં આવતું કે અગળના જમાનામાં વારાંગનાઓ પોતાની તરફ લોકોને ખેંચવા માટે બાલને જુદી જુદી ઢબથી ઓળતી અને એનો જ આ એક પ્રકાર લાગે છે! અંબોડાને થોડો ઢીલો રાખવો, કાન પડખેના વાળને જરાક નીચેથી વાળી લઈ ઉપર લઈ જવામાં થોડી કાનની ઉપરની બાજુ દબાતી રહે એને માટે વાંધો ન લઈ શકાય અને એ સુંદર પણ લગે છે. પરંતુ બન્ને લમણાની પાસે વાળની લટના જુદા જુદા આડા-ત્રાંસા વળાંકો તો ખરે ખર બેહૂદા લાગે છે. એવા કાતરા જે બહેનો પાડે છે તેઓ પોતાના મનને ખુશ કરવા ખાતર કે દેખા-દેખીથી અથવા આકર્ષક બનવાને માટે કરતી હશે, પરંતુ એકંદરે એ તેને માટે અહિતકર્તા છે.

પાછળનો અંબોડો અને વેણીબંધન તે પણ જુદી જુદી રીતે બંધાય છે. કાઠિયાવાડની સ્ત્રીઓ અને મારવાડી સ્ત્રીઓ અંબોડે

ખૂબ ઉંચો બાંધે છે અને અણીદાર રાખે છે. ગુજરાતી સ્ત્રીઓ અંબોડાને ઢીલો રાખી ગરદન ઉપર થોડો ઝુલતો રહેવા દે છે. દક્ષિણી સ્ત્રીઓ અંબોડાને બાજુ ઉપર ચક્રાકારે ફેલાતો રાખે છે. એમ દેશ-દેશની સ્ત્રીઓની જુદીજુદી રીતો અંબોડા અથવા વેણીબંધનની હોય છે.

ગરદનની ઉપરની બાજુ અને જ્યાં બાલ ઉગવાની સમાપ્તિ થાય છે તે જગ્યા 'પ્રેમ'ની છે. અબોડાની ગુંથણીને આપણે પ્રેમગુંથણી કહીએ તો ચાલે. જલેબી પાડીને વેણી ગુંથવી, ગાંઠઅંબોડો, ભૂલ-ભુલામણી, ચક્રાકાર, અને છૂટી વેણી એ બધા વેણીગુંથણીના પ્રકારો છે. છૂટી વેણી અવિવાહિત બાળકીઓ અથવા યુવાન થયા છતાં જેનાં લગ્ન થયાં નથી તેને માટે સારી છે. બધા બાલની એક જ વેણી બાંધીને છૂટી લટકતી રાખે અથવા બન્ને બાજુ સરખા ભાગે જુદી જુદી ગુંથીને લટકતી રાખે તો પણ સારી. છૂટી વેણીથી બાલ વધી શકે છે અને પ્રેમના સ્થાન ઉપર દબાણ થતું નથી. એટલે 'કામવાસના' ઓછી અથવા મોડી જાગૃત થાય છે. અંબોડો સખ્ત બાંધવાથી વાસના ઉશ્કેરાય છે અને પ્રેમ તરફ આકર્ષણ વધે છે. વિવાહિત સ્ત્રીઓ છૂટી વેણી ન રાખે તે જ સારૂં છે. તેમ જ તેમણે રાત્રે અંબોડો ખુલ્લો કરીને નિદ્રા લેવી એ પણ વધારે સારૂં. રાત્રે સખ્ત અંબોડો રહી જવાથી સ્વપ્નાં આવે છે અને સ્વપ્નમાં ખાસ કરી પ્રેમ અને કામવાસના ઉશ્કેરાય છે. આવી જાતનાં સ્વપ્નાં સેવતી યુવતીઓ ખુલ્લા બાલ રાખી નિદ્રા લેવાનું રાખે અને આ સત્ય કથનની ખાતરી કરે.

બાલમાં તેલ નાંખવું એ જરૂરી છે, એટલું જ નહિ પણ લાભ-દાયક છે. કપડાં બગડવાની ખાતર કેટલીક પારસી બહેનો તેલ નથી નાંખતી અથવા એમની રેશમી સાડી બગડવાની બીકે બાલ ઉપર કપડાનો કકડો બાંધે છે. યુરોપીયન સ્ત્રીઓ તેલ નાંખવાની કળાને સમજતી જ નથી. એટલે જ સુઘરીના માળા જેવા તેમના ચહેરા ઉપર અહીંતહીં વિખરાયેલા વાળ જોઈએ તો આપણે આપણી દૃષ્ટિએ એમને 'ભૂતડીઓ' જ કહીએ.

તેલ નાંખવું એટલે માથામાં તેલ પચાવવું; નહિ કે તેલ ટપકતું રહે, કપડાંને અડકતાં ડાઘ પડી જાય! વળી ઓઢવાની સાડીને મથરાવટી પડે એવી કાઠિયાવાડની રીત પણ વખાણવા લાયક નથી. આવી રીતે તેલ નાંખવાથી અને તેને આઠ આઠ દિવસ સુધી ધોઈને સાફ નહિ કરવાથી એક પ્રકારની ખરાબ વાસ આવવા લાગે છેઃ પાંથીએ પાંથીએ તેલ ઘસી મગજમાં અને વાળના મૂળમાં ઉતારી દેવું જોઈએ. ઉપરથી વાળને જો માત્ર આછો હાથ જ લાગે તો તેલ નાંખવાનો હેતુ બરાબર ન ચવાય.

જેમને સગવડ હોય તેમણે તો જાતે જ તેલ બનાવી લેવું સારૂં છે. ઘણી બહેનો પોતાને ઘેર એ તેલ પાડીને વાપરે છે. બધાથી સારૂં તેલ ધૂપેલ છે. તેમાં ગુણ હોય છે, ઠંડક હોય છે, સ્નિગ્ધતા હોય છે અને વાળ તથા મગજને જે જે જાતનાં પોષક તત્ત્વો જોઈએ તે બધાં ધૂપેલમાંથી મળે છે. કારણ કે તેમાં તલનું તેલ પડે છે અને બીજી જરૂરી વનસ્પતિઓ હોય છે. બીજાં તેલની માફક બજારમાં ધૂપેલની ખુશબોવાળો અર્ક નાંખી તૈયાર કરી ધૂપેલના નામે વેચાય છે. એટલે સહુથી સરસ તો ઘરઆંગણે તેલ બનાવવું એ જ સારૂં છે.

મેંદી, બ્રાહ્મી, આંબળાં, બોરસલી, અને નારંગીનાં તેલો તે તે વનસ્પતિઓના યોગથી બનાવવામાં આવે તો જ ઉત્તમ ગુણ કરે છે. બાટલીઓ ઉપર 'આંબળાનું તેલ' એવું લેબલ મારવાથી કાંઈ આંબળાનું તેલ બની જતું નથી. એટલે જ આ નીચે થોડાંએક ઘેર બનાવી શકાય તેવાં ઉત્તમ તેલોની બનાવટો આપી આ વિષય પૂરો કરીશું.

**બ્રાહ્મિનું તેલ**

સારી લીલી બ્રાહ્મી તો. ૨૦, દંતીમૂળ તો. ૨।।, વાળો તો. ૫, કપુરકાચલી તો. ૨।।, ઘઉંલા તો. ૧, ગરમાળો તો. ૫, તલનું તેલ શેર ૫, નસોતર તો. ૨।।, કચુરો તો. ૩।।, મરી તો. ૧, વાવડીંગ તો. ૧।।, ચંદન તો. ૧।।, આંબળાં તો. ૧૦, પાણી શેર ૮.

**રીત**—એક મોટા વાસણમાં ઉપરની વસ્તુઓનું ચૂર્ણ નાંખી, તેમાં પાણી નાખી ઉકાળવું. ચોથા ભાગનું પાણી રહે ત્યારે નીચે ઉતારી ચોળીને ગળી લેવું. તે પાણીમાં તેલ નાંખી પુનઃ ચૂલે ચઢાવી, પાણીનો ભાગ બળતા સુધી ધીમે તાપે પકાવવું, અને તમામ પાણી બળી જાય તથા ઉભરો ન આવે એટલે નીચે ઉતારી, તેલને ગળી લેવું. આ રીત તદ્દન સાદી તથા સલામત છે.

**ઉપયોગ**—માથામાં નાંખવાથી ગરમાઈ મટાડે છે. વાઈ, હીસ્ટીરીયા, ઉન્માદ, મગજની નબળાઈ, યાદશક્તિની ખામી, મગજનો દુઃખાવો મટાડે છે, વાળ ખરતા અટકાવી, બુદ્ધિની વૃદ્ધિ કરે છે.

**આંબળાનું તેલ**

તલનું તેલ શેર ૨, લીલાં આંબળાં તો. ૨૦.

પ્રથમ લીલાં આંબળાંને છુંદી નાખવાં અને અંદર તલનું તેલ મેળવી એક બાટલી અથવા બાટલામાં ભરી, બૂચ મારી અગાસી અથવા છાપરા ઉપર જ્યાં આખો દિવસ તડકો આવતો હોય ત્યાં મૂકી રાખવું. પંદર દિવસ સુધી દિવસનો તાપ અને રાત્રિની ઝાકળ લાગવા દઈ પછી તેલને કપડે ગાળી લઈ તેનો ઉપયોગ કરવો. બજારૂ આંબળાંના તેલ કરતા ઘણું સરસ ને ગુણવાળું બને છે. સુગંધીનો જેમને મોહ હોય તેમણે આંબળાંનું એસેન્સ ૧૦ ટીપાં આ તેલમાં ઉમેરી લેવું. લીલાં આંબળાંની મોસમમાં તેલ બનાવી લઈને બાર મહિના વાપરી શકાય છે.

**આંબળાના તેલની બીજી રીત**

લીલાં આંબળાં છુંદીને તેમાંથી કાઢેલો રસ તો. ૧૦૦ (અઢી શેર), શતાવરી, આસંધ, બલદાણા, ખપાટનાં બીજ, ગંગેટી, ગોખરૂનું પંચાંગ, ઋદ્ધવંતી, અરણી, આંબળાં, હરડાં, બેડાં, ભાંગરો, હળદર, આંબાહળદર, દારૂહળદર, ગળો, જવ, ધઉંલા, એલચી, વાવડીંગ, ચણકબાવા, ગોરખમુંડી, કમળનાં ફૂલ, ગુલાબનાં ફૂલ, કપુરકાચલી, દેવદાર.

ઉપરની દરેક ચીજ અઢી અઢી તોલા લઈ ખાંડીને તેનો ૮૦૦ તોલા પાણીમાં ઉકાળો કરવો. ઉકળતાં પહેલાં બે દિવસ પાણીમાં

ઉપરની ચીજો પલાળી રાખવી, પછી ઉકાળવું. ચોથા ભાગનું પાણી રહે એટલે ગાળી લઈ તેમાં આંબળાંનો રસ મેળવવો અને તેની અંદર તલનું તેલ તો. ૩૨૦ (આઠ શેર) નાંખી ધીમી આંચે કલાઇના વાસણમાં ઉકાળવું. વાસણ મોટું લેવું, કારણ કે તેલ અને પાણી મળવાથી ઉભરો આવે છે. પાણીનો તથા રસનો ભાગ બળી જઇ તેલ રહે એટલે નીચે ઉતારી કપડાથી ગાળી લઈ બાટલીઓ ભરવી.

આ તેલ નહિ પણ અમૃત છે. માથામાં નાંખવાથી વાળ વધે છે, માથાનો દુઃખાવો, ખોડો, ફોતરી ઉતરવી, સંડા અને ગડગૂમડ મટાડે છે, શરીર ઉપર પણ માલીસ કરી શકાય છે, કાનમાં નંખાય છે, બાળકને માલીસ કરાય છે, ધોળા થયેલા વાળ કાળા બને છે. હમેશાં તેલ નાંખવાથી વાળ ધોળા થતા નથી. જરા તેલ બનાવવાની મહેનત છે, છતાં તે અત્યંત ગુણકારી છે.

**મનરંજન તેલ**

નારંગીની છાલ, નાગરમોથ, પાનડી, મોટી ઇલાયચી, નાની ઇલાયચી, ધાણા, કંકોલ, તજ, સુગંધી વાળો, નરકચુરો, આંબળાં, ગુલાબનાં ફૂલ, કપુરકાચલી, સફેદ ચંદન, લવીંગ, ચંપાની કળી, ખસ, હાઉબેર, બાલછડ.

દરેક વસ્તુ એકેક તોલો લઈ અધકચરી ખાંડી લેવી. કોપરેલ તેલ તો. ૮૦માં ઉપરની વસ્તુ મેળવી બાટલીમાં ભરી પેક બૂચ મારી, ૩૯ દિવસ તાપમાં રહેવા દેવું. સખ્ત ગરમીની મોસમ હોય તો આઠ દિવસ પણ બસ થશે.

બાદ કપડેથી ગાળી લેવું. માથામાં નાંખવા અને શરીર ઉપર માલીસ કરવા માટે ઘણું જ ઉમદા તેલ બને છે. ગાંધીને ત્યાં આ બધી વસ્તુ મળે છે. માત્ર ખાંડી લઇ તેલ સાથે મેળવી, બાટલીમાં ભરી અગાસીમાં મૂકી રાખવા જેટલી મહેનત કરી લેવામાં આવે તો ઉત્તમ ગુણકારી, મનપસંદ ખુશબોવાળું તેલ બને છે. બાલને ચમકદાર કાળા કરનાર, દિલ અને દિમાગને બહેલાવનાર, સફેદીથી

બચાવનાર, અજબ ગુણકારી થોડી મહેનતે બનનારૂં આ તેલ અમે સેંકડો વખત બનાવ્યું છે. એ બનાવીને વાપરવાથી તેના ગુણથી મુગ્ધ થવાય છે.

અહીં તેલની પરીક્ષા માટે એક રીત આપીએ છીએ. બજારમાંથી વેચાતું કોઈ પણ તેલ તમે લ્યો તો તેની પરીક્ષા તમે આ રીતે કરી શકો છો. થોડું રૂ લઈને તેની દીવેટ બનાવો. આડી નહિ પણ ઉભી દીવેટ બનાવો. પછી તેને એ તેલમાં બોળી કોડીયામાં મૂકીને સળગાવો. જો જમીનમાંથી કાઢેલું ઘાસલેટીયા કિંવા એ પ્રકારનું વ્હાઈટ ઓઈલની જાતનું તેલ હશે તો તેમાંથી વધારે પડતો ધૂમાડો નિકળવા લાગશે, જેવો ઘાસલેટના દીવામાંથી નિકળે છે. જો તલનું, કોપરેલનું કે એ પ્રકારનું વનસ્પતિનું તેલ હશે તો તેમાંથી એવો ધૂમાડો બિલકુલ નિકળશે નહિ, અને ઘી કિંવા તેલનો દીવો જેવી રીતે બળે છે તેવી જ તેની શેડ દેખાશે. કોઈ પણ તેલની આ રીતે પરીક્ષા કર્યા પછી જ તે ખરીદવું અને ઉપયોગમાં લેવું.



## પ્રકરણ ૫મું

## સૌન્દર્ય અને શૃંગાર

ઈશ્વરની કલાકૃતિ એ જ સુંદરતા યાને સૌન્દર્યનો નમૂનો. સંસારબગીચામાં મઘમઘતાં મીઠડાં સુંદર સ્ત્રી–પુરુષોરૂપી સોળે કળાએ ખીલેલાં, સુવાસથી મહેકતાં ફુલડાંની પરાગ જ્યારે કુદરતની કલાના આલોચકને આવે છે ત્યારે તે ફરી એક વખત કહી દે છે: 'વાહ કુદરત ! તુજ બલિહારી !'

સૌન્દર્યની વ્યાખ્યા કરવી એ એક કઠિન નહિ તો વિકટ કામ તો છે જ. કારણ કે પ્રત્યેક દેશ, જાતિ અને રિવાજ પ્રમાણે સુંદરતા માનવામાં આવે છે. છતાં પણ કુદરતી સુંદરતા અને ઉપજાવી કાઢેલી સુંદરતા–એમાં ફરક છે. કેટલીક વખત તો માનવજાતિએ

કુદરતની કલાકૃતિ ઉપર પણ તરાપ મારી, સ્વરૂચીની ખાતર એમાં વિકૃતિ દાખલ કરી છે.

સૃષ્ટિના આદિ કાળથી લઈએ તો સ્ત્રી અને પુરુષ બંને વર્ગે સુંદરતા માટે, સુંદર દેખાવા માટે, કંઇ કંઈ પ્રયત્નો કરેલા જણાય છે. છતાંયે પુરુષ કરતાં સ્ત્રીઓ–સ્ત્રીસમાજ સુંદરતાની ખાતર કેટલીક વખત પાગલ બનેલ જણાય છે.

એટલું તો કબૂલ કરવું ઘટે કે સુંદરતા એ આકર્ષક છે, એ પૂર્વપુણ્ય છે, મોહક અને સાચું વશીકરણ છે.

દેશ દેશની સમાલોચના કરીએ તો ચીન અને જાપાન ચપટું નાક, ગાલની ઉચકાયેલી હડ્ડી–એને સુંદરતાનો નમૂનો માને છે. ચીનમાં એ જ સ્ત્રી વધારે નાજુક ગણાય છે કે જેના પગના પંજા નાજુક હોય, અને એમ નાજુક દેખાવાની ખાતર બાલિકાઓને લોઢાના બૂટ પહેરાવવામાં આવે છે. તેને પરિણામે ઉમરની સાથે વધતી જતી પગની પાનીને નાજુક રહી જવાની ફરજ પડે છે.

ઇંગ્લાન્ડમાં કમરનું પાતળાપણું એ સુંદરતા મનાય છે અને એથી કમરને દબાવવા ખાતર અનેક જાતના સખત કમરપટ્ટા શોધાય છે અને તેનો ઉપયોગ થઈ રહ્યો છે.

હબસી જાતિ જાડા હોઠ અને કાળો રંગ પસંદ કરે છે અને એ માટે કંઇક અવનવા પ્રયત્નો કરે છે.

પરંતુ આ બધી બાબતો ઉપરથી એમ નહિ માની લેવું જોઇએ કે સુંદરતા એ કોઈ વસ્તુ જ નથી. વાસ્તવિક સુંદરતા એક જુદી વસ્તુ છે, જ્યારે પોતાના મનમયૂરે માની લીધેલી સુંદરતા એ વળી એક જુદી વસ્તુ છે.

એકાદ સ્ત્રી યા પુરુષ પોતાના ચિત્તની પ્રસન્નતાની ખાતર એકાદ ગાયનને બેસૂરૂં અને બેતાલ ગણગણાટ કરી ગાઈ લે અને એથી પ્રસન્નતા અનુભવે, તેની આડે કોઈ આવી શકે નહિ. પરંતુ એ ગાયનને સંગીતમય તો નહિ જ કહી શકાય.

વાસ્તવિક ગાયન એને જ કહી શકાય કે જે સાંભળવાથી સંગીત જાણનાર અને નહિ જાણનાર બન્નેનાં ચિત્તની પ્રસન્નતા પ્રગટે.

સુંદરતાની સાથે કલાનું ઐક્ય બને છે ત્યારે તેનું નિરીક્ષણ કરનારનાં નયનો ઉપર તે જાદુ કરે છે. પછી ભલે તે ગમે તે દેશની અને ગમે તે જાતિની સુંદરતા હોય.

વિદેશીઓની સુંદરતા અને કલાને આપણે ન છેડીએ અને કેવળ ભારતીય સુંદરતા અને કલા સંબંધી વિચારણા કરીએ તો પણ આપણને ઘણુંયે જાણવાનું મળી આવે છે. પ્રાંતિક ભેદોમાં વહેંચાયેલા ભારતે-અનુકરણમાં પાવરધા બનેલા ભારત દેશે ઘણું યે નવું આણ્યું છે. અને એથી જ આજે ભારતમાં એક જ સંસ્કૃતિના સહસ્ર ટુકડા થએલા જણાય છે.

પ્રાચીન કાળમાં જેને સુંદરતા માનવામાં આવતી હતી, જે સૌંદર્ય હતું તેમાં આજે પલટો થયો છે અને પ્રથમ થયેલા માનસ-પલટાએ ભારતીય દુનિયાને પલટાતી કરી છે.

પ્રાચીન કાળની સુંદરતાને આજે બેશક નમૂના રૂપે–ગુફાઓમાં તે કાળના કલાકારોએ આલેખેલી મૂર્તિઓ રૂપે આપણે જ્યારે જોઈએ છીએ ત્યારે આપણને કબૂલ કરવું પડે છે કે આજની સુંદરતા, કલા, સંસ્કૃતિ પ્રાચીન કાળથી દૂર છે.

અજન્ટાની ગુફામાં કોતરેલી પ્રાચીન કાળની મૂર્તિઓનું નિરીક્ષણ કરો તો તેના એકેએક સુડોળ અંગ અને તેની ઉપરની શૃંગારિક ભવ્યતા ઉપર તમોને વારી જવાનું મન થાય. અને કલાની ખેલડીએ વળગેલો કવિ ગાયા વગર રહે નહિ :

'कमलाक्षी विलम्ब्यतां क्षणं,
कमनीये कुचभार बंधने,
दृढ लग्नमिदं दृकशो युगं,
शनकैरव समुद्धराम्यहम्.'

**અર્થ**—થોભી જા, ઓ કમલનયની ! ક્ષણવાર થોભી જા ! સુંદરતાની ઓ મૂર્તિ ! તારી દેહલતા અને કેશકલાપમાં કેદ થયેલાં મારાં નેત્રો પાછા ફેરવું ત્યાંસુધી થોભી જા !

રામનાં નયનમનોહર સ્વરૂપ ઉપર વારી જનારી સુર્પણખા પોતાનું જાતીય ભાન ભૂલી ગઇ, વલ્કલધારી એ મનમોહન ઉપર પોતાનાં તન, મન, ધન, ન્યોચ્છાવર કરવા તૈયાર થઇ. એનું નામ તે સુંદરતા !

મચ્છીનો આહાર કરનાર પશ્ચાત્ જાતિ ઢીમરની કન્યા મત્સ્ય-ગંધા, જેના કેળના દંડ જેવા હસ્તયુગલમાં શોભતાં નાવડીનાં હલેસાં જોઇ મુગ્ધ બનેલા મહા સમર્થ મુનિ પારાશર પોતાની ઉચ્ચતા ભૂલ્યા.

વન વન ભટકતી, બદ્રીફળ વીણી આહાર કરનાર ભીલડીને જોતાં પોતાની પ્રભુતા ભૂલી જનાર શિવજીએ ભીલડીમાં શું જોયું ? સુંદરતા !

દેવો પણ જેને માટે તલપાપડ થઇ રહેલા એવાને ય ઉવેખી માનવજાત પર મરી ફીટનાર દમયંતીની દૃષ્ટિમાં રાજા નળની રહેલી એ એક જ સુંદરતા !

પરંતુ એ સુંદરતાના યે બે વિભાગો છે : બાહ્ય અને આંતરિક : કુદરતી અને કૃત્રિમ :

એક હોવા છતાંયે બીજાની ઉણપે, ઇંદ્રામણાના ઉદરમાં ભરેલી ભારોભાર કડવાશ તેની સુંદરતા ઉપર પણ અણગમો ઉપજાવે છે.

કુદરતે બક્ષેલી સુંદરતા કેટલીક વખત કૃત્રિમતાથી બેડોળ અને બેહુંદી બને છે, કેટલીક વખત ઓપ પણ ચઢે છે. એકની દૃષ્ટિમાં જે સુંદર છે, તે જ બીજાની દૃષ્ટિમાં કુરૂપ જણાય છે, એટલે જ સુંદર-તાની ચોખવટ અથવા નિરૂપણ કરતાં જતાં એ વધારે ગહન બને છે. છતાંયે ભારત તો રત્નોની ખાણ છે. સુંદરતા અને કલાને ભાર-તના જુદા જુદા પ્રાંતમાં વહેંચણી કરીને પણ સંગ્રહી રાખી છે.

સિંહલદ્વિપની સુંદરી અને ગરવી ગુજરાતણ એક બીજાની કલાથી ન્યારી જણાય, પણ સુંદરતામાં સરસાઇ કરે ખરી. દક્ષિણી,

બર્મી ને બંગાળી; પારસી, પંજાબી અને મદ્રાસી; નેપાલી, મારવાડી અને કાઠિયાવાડી—એમ પ્રાંત પ્રાંતમાં એ કામણગારાં રૂપો વિરાજી રહેલાં છે. પરંતુ પાડોશીઓ કે વિદેશીઓ પાસેથી આણેલાં અને આપતકાળ કે વિષમ કાળના કારણે રૂઢ થઈ પડેલાં કેટલાંક રૂઢીબંધનો સુંદરતામાં ખલેલ પહોંચાડે છે.

એ રૂઢીબંધનો જેમ સુંદરતાને નાબૂદ કરે છે તેમ શારીરિક તંદુરસ્તીને પણ હાનિ પહોંચાડે છે. તંદુરસ્તી વિના સુંદરતા નથી. સાચું સ્વાસ્થ્ય જ સુંદરતામાં મદદ કરે છે.

સુંદરતાની ત્રણ વિભાગમાં વહેંચણી કરી શકાય :

(૧) કુદરતી સુંદરતા, (૨) ઉપજાવી કાઢેલી સુંદરતા, (૩) શૃંગારિક સુંદરતા.

(૧) અંગપ્રત્યાંગ સુઘટિત અને સુડોળ, માંસપેશીઓ બલિષ્ટ, સ્નાયુ મજબૂત, રક્તાભિસરણ યથાર્થ અને આવશ્યક ચરબી હોવા ઉપરાંત કુદરતી સુંદરતા નીચેના વર્ગીકરણમાં સમાઈ જાય છે.

સ્ત્રીઓનાં શરીરમાં ચાર ચીજો ઉજ્જવળ હોવી જોઈએ :

(૧) નેત્ર, (૨) દંતપંક્તિ, (૩) નખાવલિ, (૪) મુખની કાન્તિ.

ચાર ચીજો શ્યામ વર્ણની હોવી જોઇએ :

(૧) કેશકલાપ, (૨) પાંપણોના બાલ, (૩) ભ્રૃકુટી, (૪) આંખની પુતલી.

ચાર ચીજો લાલ વર્ણની હોવી જોઇએ :

(૧) દાંતનાં મસોડાં, (૨) જીભ, (૩) ગાલ, (૪) હોઠ.

ચાર ચીજો ગોળાકાર હોવી જોઇએ :

(૧) મસ્તક, (૨) આંગળીઓનો અગ્રભાગ, (૩) પગની એડી, (૪) બાહુપ્રદેશ.

ચાર સુગંધીમાન હોવી જોઇએ :

(૧) નાક, (૨) મુખ, (૩) બગલ, (૪) ગુહ્ય ભાગ.

ચાર અંગ મોટાં હોવાં જોઈએ :

(૧) નિતંબ, (૨) ડોક, (૩) પીંડલી, (૪) જાંગ.

ચાર અંગ વિશાળ હોવાં જોઈએ :

(૧) મસ્તક, (૨) નેત્ર, (૩) છાતી, (૪) સ્કંધ.

ચાર અંગ સંકુચિત હોવાં જોઈએ :

(૧) નાકનું છિદ્ર, (૨) મુખ, (૩) નાભિ, (૪) ગુહ્યભાગ,

ચાર અંગ કોમળ હોવાં જોઈએ :

(૧) નિતંબ, (૨) નાભિ, (૩) ઉદર, (૪) ગુહ્યભાગ.

ચામડીની સફેદાઈ કે શ્યામતા એ તો જન્મ સાથે સંબંધ રાખનાર વસ્તુ છે. સફેદાઈમાં સુંદરતા છે અને શ્યામતામાં નથી, એમ કહેવું એ સત્યથી પર છે. શ્યામ શરીર પણ સુડોળ અને સુઘટિત હોય છે તો તેમાં સુંદરતા ઝળકી ઉઠે છે. સફેદ શરીર હોવા છતાંયે તે જો રોગીષ્ટ અને સ્વાસ્થ્યથી પર હોય છે તો તે તરફ નિગાહ કરવાનું પણ દિલ થતું નથી. પાનખર ઋતુમાં પીળાં થઈ ખરી પડતાં વૃક્ષનાં પાંદડાં જેવાં 'ધોળાં ધફ' અને 'પીળાં પચરક' શરીર કરતાં તો લાલ લોહીથી તસતસતાં ઘઉંવર્ણાં કિંવા એથીયે સહેજ ઘેરી રતાશવાળા શરીરથી ઓપતું મદઝરતું યૌવન, ફાટ ફાટ થતું વક્ષસ્થળ, કમળવેલ જેવા સુંદર હાથ, ભુજંગ સરીખો કેશકલાપ એ હુબહુ સુંદરતાના નમૂના છે.

ભારતના વિદ્વાનોએ અને કવિઓએ આ રીતે સુંદરતાના લક્ષણની જેવી સરસ વ્યાખ્યા કરી છે તેવી કોઈ દેશના કવિઓએ કરી નથી; અને ખરેખર ભારતની મહિલાઓ સુંદર છે—જો તેઓ પોતાની એ સુંદરતા સાચવી શકે તો.

ભારતની સુંદરતા આરોગ્યની સાથે સંકળાએલી છે. આપ વિચાર કરી જુઓ : શિરના બાલ, પાંપણ, ભ્રૂકુટી અને આંખોની પુતળી શ્યામ ક્યારે હોઈ શકે ?

મગજની પૂર્ણ તાજગી, લોહીની પૂર્ણ સ્વચ્છતા, નયનોની પૂર્ણ નીરોગીતાથી.

ઓષ્ટ, ગાલ, જીભ અને મસોડાં ક્યારે લાલ હોઈ શકે?

ચામડીની સંપૂર્ણ સ્વચ્છતા, યકૃત (લીવર)ની પૂર્ણ તૈયારી અને આહારની પૂર્ણ શુદ્ધતાથી.

આ બધી ચર્ચા આપણને એ માર્ગ ઉપર લઇ જાય છે કે જો આપણે સુંદર રહેવું હોય, સુંદર દેખાવું હોય, તો પ્રથમ પૂર્ણ સ્વાસ્થ્ય એ જ કુદરતી સાચું સૌન્દર્ય મેળવવાનો સાચો અને સચોટ ઉપાય છે. પ્રાચીન આર્ય મહિલાઓ ખરેખર સુંદર હતી ઉપરાંત બલીષ્ટ પણ હતી, પ્રેમની સાંકળોથી તે પુરૂષને હૃદયપટમાં પૂરી શકતી, વળી તે પતિની સાથે રણમેદાનમાં જંગ પણ ખેલી શકતી. ભાંગેલા રથની ધરી કૈકેયીએ પોતાના બાહુબળથી સાચવી રાખી, રણસંગ્રામમાં તેના સ્વામી અયોધ્યાપતિ દશરથને મદદ કરીને પોતાના શૌર્ય અને સામર્થ્યની ઝાંખી કરાવી આપી હતી. અને તેવી જ પત્ની પતિની પાસે વચનો માગી શકે અને પળાવી પણ શકે! એવી જ પત્ની સમાનતાનો હક્ક રજુ કરી શકે અને ભોગવી પણ શકે!

ભારત આજ પણ ઉન્નત મસ્તકે પોતાની આર્ય સંસ્કૃતિ માટે ગર્વ લઇ શકે છે. આજે પણ પોતાની સભ્યતા અને આદર્શ સુંદરતાના પાઠ વિદેશીઓને પઢાવી શકે છે. પશ્ચિમના વિદ્વાનોએ સૌંદર્યના વિષયમાં અનેક પુસ્તકો લખ્યાં છે, હજી પણ તેઓ લખી રહ્યા છે, પરંતુ સુંદરતાના લક્ષણથી એ બહુ દૂર છે. એમને એ દિશા હજી હસ્તગત થઈ નથી, અને નહિ જ થાય; જ્યાંસુધી તેઓ આર્યાવર્તનું અનુકરણ નહિ કરે ત્યાંસુધી.

જ્યારે હિંદની ભવ્યતા અને સુંદરતા પૃથ્વી ઉપર અજોડ મનાય છે, ત્યારે હિંદના નવયુવાનો અને નવયુવતીઓ આંખો બંધ કરીને વિદેશીઓની નકલ કરવા લાગી ગયાં છે. તેમણે સમજવું જોઈએ કે સ્વાસ્થ્યના નિયમો ઉપર ચાલવું એના જેવો એક પણ સુંદરતા માટે સરસ અને સદ્ય ફળ આપનારો ઉપાય નથી.

પશ્ચિમની સ્ત્રીઓ સુંદરતા માટે જેટલો પ્રયત્ન કરી રહી છે તેટલો ભાગ્યે જ કોઇ દેશમાં થતો હશે. સુંદર બનવાની ખાતર ત્યાં નવી નવી શોધો થાય છે, નવા નવા પાઉડરો, ઔષધિઓ, સાબુઓ, સુગંધી દ્રવ્યો, તેલો, સેન્ટો, કારસેટો તૈયાર થાય છે, વપરાય છે, વેચાય છે અને વિજ્ઞાપનદ્વારા સેંકડો નહિ બલ્કે હજારો રૂપિયા કમાવાય છે અને ગુમાવાય છે.

છતાંય અતૃપ્ત એ વિદેશી મહિલાઓ સુંદરતાનો શોખ કાબૂમાં રાખી શકતી નથી. તેની જીવનચર્યા સુંદરતાની પાછળ જ ચાલી જાય છે. રાતદિવસ બસ સુંદર અને વધુ સુંદર બનવાની ખાતર તે એક જ ધૂનમાં મસ્ત રહે છે અને બીજાઓને મસ્ત રાખે છે!

સુંદર બનવા ખાતર એ સ્વાભાવિક અને અસ્વાભાવિક ઉપાયોને અજમાવે છે, એ પતિના પૈસાનો ધૂમાડો કરે છે, એ દીવાળું કઢાવવા તૈયાર થાય છે અને એ બધાના ભોગે પોતે પૂરી બનીઠની ન રહે ત્યાંસુધી તેનો આત્મા પ્રસન્નતાની બાંગ પોકારી શકતો નથી.

વિદેશીઓની વધારે પડતી છૂટ અને કૃત્રિમ ઉપાયો જેમ સુંદરતાની વાસ્તવિકતાને નાબૂદ કરે છે તેમ આર્યભૂમિના કેટલાક કઢંગા રીતરિવાજો પણ સુંદરતામાં ખલેલ પહોંચાડે છે.

પિંજરામાં પાળેલાં પક્ષીઓની માફક પરદાનો રિવાજ, બાલવિવાહ, નિરક્ષરતા, કુટુંબકલહ, સ્વાસ્થ્યકર પોષાક–ખોરાકનો અભાવ, સ્વચ્છ વાયુનો લાભ ન મેળવી શકાય એવી હરવા–ફરવાની બંધી, આ અને તેના જેવા જ કેટલાક રિવાજો સુંદરતાના વિનાશક છે. નિષ્પક્ષપાતપણે કહેવું જોઈએ કે આવા રિવાજોમાં યોગ્ય સુધારા કરવામાં નહિ આવે તો ધીરે ધીરે પણ હિંદની મહિલાઓની આદર્શ સુંદરતાનો દીપક જે ઝાંખો ઝાંખો પણ જલી રહ્યો છે તે ઓલવાઇ જશે.

કહેવાની મતલબ એ નથી કે હિંદી મહિલાઓ પણ વિદેશીઓની માફક ફેશનની બીબી બની જાય! માત્ર એમને આરોગ્યની દૃષ્ટિએ જોઇતી છૂટ આપવામાં આવશે તો આપોઆપ સુંદરતાનુ પ્રતિબિંબ ઝળકી ઉઠશે.

હિંદમાં ચાલુ થયેલી કુપ્રથાઓ, કારણવશાત્ થયેલા પરદાઓ અને બાલવિવાહો, અગાઉ પરદેશીઓનાં થયેલાં આક્રમણ વખતે, વિદેશી સૈનિકો સ્ત્રીઓનાં ખુલ્લાં મુખ જોઇ ન જાય, મોહિત ન થાય, વિવાહ થયેલો હોય તો પછી પરાઈ સ્ત્રી માનીને તેને ઉચકી ન જાય—આવાં અને તેવાં કારણોથી શરૂ થયેલી એ પ્રથાનાં કિરણો ઓલવાઇ ગયાં હોવા છતાં એ કાર્યપ્રણાલિ જે મોજુદ રહી છે, તેનો સમજી-વિચારી વિનાશ કરવો જ ઘટે છે.

આજ પણ ભારતના જે જે પ્રાંતોમાં પરદો નથી, જ્યાં સ્ત્રીઓ છૂટથી હરી ફરી શકે છે, જ્યાં સ્ત્રીઓ સ્વાસ્થ્યરક્ષાની ખાતર પરિશ્રમ કરે છે, અર્થાત્ જ્યાં શરીરસ્વાસ્થ્ય સચવાય એટલી કસરત મળે છે, તેવા દેશોમાં સ્ત્રીઓની સુંદરતા ઝળકી રહી છે. પંજાબ અને બુંદેલખંડની સ્ત્રીઓનું આપ નિરીક્ષણ કરો તો તેમનામાં સુંદરતા ખીચોખીચ ભરેલી જણાશે.

જે જે પ્રાંતોમાં સ્ત્રીઓ હાથથી ચક્કી પીસે છે, પાણી ભરે છે, પ્રેમથી ઘરકાર્યને મજૂરી નહિ માનતાં કર્તવ્ય અને સ્વાસ્થ્યરક્ષક માને છે તે તે પ્રાંતની સ્ત્રીઓ કુદરતી રીતે સુંદર જણાય છે.

જે દેશમાં સ્ત્રીઓ ઘરકામ કરવું તેને પરાધીનતા માને છે, એથી પોતાને મજૂરણ મનાવે છે, જે દેશનો આટો મશીનો પીસે છે, પાણી નળ ભરે છે, રસોઈ લોજ પકાવે છે, તે દેશની સ્ત્રીઓ દુર્બળ, વૃદ્ધ, કુરૂપ, અને મૃત્યુ તરફ વહેલી ઘસડાય છે અને ત્યાંની મૃત્યુસંખ્યા પણ મોટી જોવામાં આવે છે.

એટલા માટે જે સુંદરતા મેળવવા આતુર હોય, પોતાનાં રૂપ દ્વારા અન્યને આકર્ષવા ઇચ્છા રાખતી હોય, તેણે દરેક કાર્ય કરતાં પહેલાં પોતાની સ્વાસ્થ્યરક્ષા કરવા લાગી જવું જોઇએ. કારણ કે સ્વાસ્થ્ય વિના સુંદરતા નથી. એટલે પ્રથમ સ્ત્રીઓની સ્વાસ્થ્યરક્ષા માટે આપણે વિચાર કરીને પછી શૃંગાર તરફ વળીશું.



## પ્રકરણ ૬ ઠ્ઠું

## સૌન્દર્ય અને શૃંગાર-(ચાલુ)

કુદરતી સૌંદર્ય ટકાવી રાખવા અને વધારવા માટે સ્વાસ્થ્યની જરૂર છે, એ આપણે આગળ જોઇ ગયા. સ્વાસ્થ્ય શાથી ટકે છે? સાત્ત્વિક આહાર, ઉચ્ચ રહેણી કરણી, સ્વચ્છ હવા અને યોગ્ય કસરતથી સ્વાસ્થ્ય ટકી રહે છે. એટલું જ નહિ પણ શરીરની ક્રમે ક્રમે વૃદ્ધિ થાય છે, ખીલે છે અને સુસ્વરૂપ સચવાઇ રહે છે, તેમ જ તે ચમકી પણ ઉઠે છે.

સાત્ત્વિક આહાર કોને કહેવો? જેમાં ખારૂં, ખાટું, તીખું, વગેરે ન હોય તેને? નહિ જ. તેને સાત્ત્વિક આહાર આ જગ્યાએ અમે કહ્યો નથી. કારણ કે શરીરમાં ખરી રીતે પ્રમાણસર છ યે રસની જરૂર છે અને એ રસો શરીર જુદા જુદા પદાર્થોમાંથી મેળવે છે. એટલે પ્રમાણસર દરેક રસ સંમિલિત હોય એવા પદાર્થો દરેકે ગ્રહણ કરવા જોઇએ.

છ રસની વૈદિક ચર્ચા કરવા કરતાં હાલના વૈજ્ઞાનિકોની દૃષ્ટિએ આપણે સમાલોચના કરીએ તો તેમના મત પ્રમાણે શરીરમાં પાંચ પ્રકારના પદાર્થોની જરૂર છે:

### [૧] ઓજવર્ધક પદાર્થ

જેવા કે મટર, મસૂર, મગ, મઠ, માંસ, માછલી ઇત્યાદિ પદાર્થમાંથી શરીરમાં ઓજ–ધાતુની વૃદ્ધિ થાય છે. અર્થાત્ એ પદાર્થોથી શક્તિ વધે છે અને માંસપેશીઓ મજબૂત બને છે. બાહુના મસલ, પગના મસલ, તેમ જ સાથળ અને સ્તનનો પ્રદેશ ખીલવવા માટે અથવા મજબૂત બનાવવા માટે ઉપરના પદાર્થ વિશેષ ખાવા જોઇએ.

### [૨] કાર્બોહાઇડ્રેટસ

આટાના સ્ટાર્ચમાંથી આ સત્ત્વ શરીરને મળી આવે છે, તેમ જ કેટલાંક વનસ્પતિઓનાં શાકમાંથી પણ મળે છે. એથી શરીરની ગરમી સચવાઇ રહે છે અને એ ગરમીના કારણે લોહી શરીરમાં બરાબર દોડી શકે છે.

### (૩) ક્ષાર અને ખનીજ પદાર્થ

શરીરમાં ક્ષાર અને ખનીજ પદાર્થની પણ જરૂર છે, અને એ ફળોના રસમાંથી તથા વનસ્પતિઓના શાકમાંથી મળે છે, તેમ જ તે પદાર્થોની સાથે નાંખવામાં આવતું નમક (મીઠું) પણ ક્ષારસંવર્દ્ધનનું કામ કરે છે.

ખોરાકમાં લીધેલા બીજા પદાર્થોને પચાવવા ખાતર અને લોહીનાં પરમાણુંઓને મજબૂત બનાવવા ખાતર આવા પદાર્થોની ખાસ કરીને આવશ્યકતા છે.

### (૪) ચરબી અને વસાયુક્ત પદાર્થ

ઘી, માખણ, તેલ, મલાઈ અને દૂધ વગેરેથી ચરબી અને વસા પેદા થાય છે. શરીરમાં માપસરની ચરબીની પણ જરૂર છે, જે સાંધાઓને પોષણ આપે છે, વધેલી ગરમીને માફકસર રહેવા દે છે અને વીર્યની વૃદ્ધિ કરે છે.

### (૫) જળ પદાર્થ

શરીરના સંચાલન માટે જળતત્ત્વ (પાણી)ની પણ અવશ્ય જરૂર છે. તે ફળોના રસ અને પ્રત્યક્ષ રીતે લીધેલા સ્વચ્છ અને મીઠાં જળથી પૂરાય છે.

ખોરાકનો એકંદર સરવાળો કરવામાં આવે તો આપણને વધારેમાં વધારે સ્ટાર્ચવાળા પદાર્થો–જવ, ઘઉં, બાજરી, વગેરેની જરૂર છે. તેથી ઓછા પ્રમાણમાં ઓજવર્ધક પદાર્થ–મગ, મટર, વગેરેની. તેથી ઓછી જરૂર ચરબી વધારનાર–ઘી, તેલ આદિની અને એથી ઓછી જરૂર ક્ષારતત્ત્વની છે.

માંસ–મચ્છી આદિ ઓજ વધારનાર પદાર્થ છે, છતાં વૈજ્ઞાનિકોએ તાજેતરમાં કબૂલ કર્યું છે કે એ વસ્તુથી પણ વિશેષ મગ, મઠ, અડદમાંથી ઓજ મળી આવે છે. એટલે માંસાહારની શરીરરક્ષણ માટે જરૂરીયાત નથી, બલકે સૌંદર્યની ખાતર તો માંસાહારનો ત્યાગ કરવો ઘટે. વનસ્પતિના આહારથી શરીરમાં જેવી નિર્મળ અને

સ્વાભાવિક સુંદરતા ખીલી ઉઠે છે તેવી માંસાહારથી નહિ. માંસાહાર શરીરમાં ખરસઠપણું લાવે છે. ચરબીનો વધારો કરે છે અને કેટલીક વખત શરીરનાં અંગોપાંગમાં અણઘટતી વૃદ્ધિ કરી બેડોળ બનાવે છે. એટલું જ નહિ પણ કોઈ વખતે મહાન રોગના ભોગ બનાવી આપે છે. એટલે સૌંદર્યના ઉપાસકે વનસ્પત્યાહારી બનવું જ જોઇએ.

આહારમાં એવો કોઈ સરસમાં સરસ સર્વ અંગની સંપૂર્ણ ખિલાવટ કરનારો, કોમળતા અને સૌંદર્યની આભા ઝલકાવનારો, છ રસથી ભરપૂર ખોરાક હોય તો તે માત્ર દૂધ છે. દૂધને પીતાં બાળકોની નિર્મળ મનમોહિની કાન્તિ, ચહેરા ઉપર ચમકતું લાલિત્ય અને સરખી રીતે–સમતુલનાએ થતી અંગોપાંગની ખીલાવટ કોઈ અજબ હોય છે. જે સ્ત્રી યા પુરુષના આહારમાં દૂધ એ મુખ્ય વસ્તુ છે. જે આગ્રહપૂર્વક પોતાના નિત્યના ખોરાકમાં દૂધને જ વધુ પડતું સ્થાન આપે છે, અને જેમને દૂધ-સાચું ચોકખું દૂધ પીવા મળે છે તેમના ચહેરાની લાલી અજબ દેખાય છે અને તેમની ચામડીની કોમળતા સ્પર્શ કરવાથી સમજાશે. ગાય બકરીના ચોકખા દૂધ સાથે થોડો અનાજનો આહાર કરનાર રબારી ભરવાડો–જંગલવાસીઓ અને એમની ગોવાલણોને જુઓ.

ગાલો પર પડતી લાલ ચુમકીઓ, ભરચક બાહુ, લહેકતો મીઠડો કંઠરવ, મદમસ્ત ધીર ગંભીર લટકાળી ચાલ, એ બધું શુદ્ધ દૂધને આભારી છે. તેમને નથી કરવા પડતા પાઉડરના લેપડા કે નથી લગાવવા પડતા સ્નો, છતાં કુદરતી સુંદરતા આવા જંગલવાસી લોકોમાં સંપૂર્ણ ખીલેલી હોય છે.

એટલે જ ખોરાક અથવા આહારવિહાર જો વિવેકપુરઃસર લેવાયો હોય છે તો તે શરીરની ખીલાવટ કરવામાં અને સૌંદર્યને વધારવામાં પૂરતી મદદ કરે છે. કેટલીક સ્ત્રીઓમાં જાતજાતના સ્વાદિષ્ટ કહેવાતા પદાર્થો ખાવાની ખોટી લાલસા જોવામાં આવે છે. તેવી સ્ત્રીઓ એમ સમજતી હોય છે કે સારા પદાર્થો–મિષ્ટાન્નો આદિ ખાવાથી શરીર

સુંદર રહેશે. પરંતુ એમની એ સમજ ભૂલભરેલી છે. કેવળ વધુ પડતાં મિષ્ટાન્નો કે દૂધ, ઘી, ખાવાથી શરીર વધારે સારું થાય છે કે સૌંદર્યવાન બને છે એમ માનવું ન જોઈએ. કેટલીક વખત તો આવા વધુ પડતા પૌષ્ટિક ખોરાકો શરીરમાં હાનિ નિપજાવે છે. તે શરીરમાં મેદ વધારે છે, શરીરને બેડોળ અને કદરૂપું કરી મૂકે છે. માટે દરેક પદાર્થ મધ્યમપણે રૂચીને અનુરૂપ બરાબર જમાય અને જમેલું બરાબર હજમ થાય તો જ આપણે જમ્યા એ બરાબર ગણાય છે.

જમવાની રીત પણ સમજીને આચારમાં મૂકી હોય તો તે જરૂર સુખકર્તા થઈ પડે છે. આપણે એટલું જ જો સમજીએ કે આપણા લીધેલા ખોરાકનો રસ (પ્રવાહી) બને ત્યારે જ તેમાંથી લોહી બની શકે છે, તો આપણે બરાબર રસ બને તે માટે ચાવવામાં કસર રાખીએ નહિ. કારણ કે મોઢામાંથી જેટલું આખુંપાખું પેટમાં ઉતારવામાં આવે છે તેટલી હોજરીને વધુ મહેનત પડે છે. એટલે મોઢામાં મૂકયા પછી એક કોળીયાને જેમ વધુ ચાવવામાં આવે તેમ તે વધુ બારીક બને છે. મોઢાનાં ગ્લાંડોમાંથી છૂટેલો પાચક રસ (સેલીવા) ખોરાક સાથે મળે છે, ખોરાકનાં બારીક રજકણો બનીને મોઢામાં જ તે પ્રવાહી રૂપમાં ફેરવાઇ જાય છે; અને ત્યારપછી જ તેને પેટમાં ઉતારવામાં આવે છે, તો તેના ઉપર હોજરીને થોડી મહેનત કરવી પડે છે અને વધુ પોષણ મેળવી શકાય છે. દાંત ઇશ્વરે ચાવવા માટે આપ્યા છે. એ દાંત પાસેથી તમે બરાબર કામ લ્યો તો એ પણ કસરતને કારણે મજબૂત બને છે અને તમને ખોરાક ખાવામાં સરસ સ્વાદ આપે છે.

એકાદ રોટલીનો ટુકડો, ભાખરીનો કકડો, કોઈ પણ દાળ–શાકમાં બોળ્યા સિવાય મોઢામાં મૂકો અને ધીમે ધીમે ચાવવા લાગો. તે જેમ જેમ છૂટો થતો જશે તેમ તેમ તેમાં કુદરતી ગળપણ–મીઠાશ અને સ્વાદ આવવા લાગશે. ઘઉંના સ્ટાર્ચ અને ગ્લુકોઝનાં તત્ત્વો મોઢામાં જ જુદાં પડશે અને તેની ખરી મીઠાશની ખૂબી સમજાશે.

પણ તમને જો ચટપટા અને તરેહતરેહના સ્વાદની લગની લાગી હશે તો પછી તમારા ભોજનમાં અનેક પ્રકારની ચટણીઓ અને નકામા ભભકાથી તમે ભોજનની સાચી લહેજત ગુમાવી બેસશો.

મારા અનુભવે મને જણાયું છે કે બહેનોને ખાસ કરીને ચટપટા ખોરાકો ઉપર વધુ પડતી રૂચી જણાય છે. એક વખત હું મુંબઈ ગયેલો. ત્યાં ગોળપીઠા ઉપર આવેલા બદ્રિકાશ્રમના માળામાં મારો ઉતારો મારા સ્નેહીને ત્યાં હતો. એ માળામાં અને ખાસ કરીને હું ઉતરેલો એ ચાલીમાં બધા સુખી શ્રીમંતો રહે. જરીના–રેશમી કાપડના વેપારીઓ અને વીમાના એજન્ટો. દશ–અગિયાર વાગે જમી પરવારી પુરુષવર્ગ ઓફીસે–દુકાને જાય. ઘરનું કામકાજ કરનાર ઘાટીઓ હોય. એટલે બહેનોને તો બે તપેલીઓ ઉતારી એટલે પછી કેવળ નવરાશ, અને બેસી રહેવાનું મળે. બપોરના બે ત્રણ વાગ્યાને સુમારે આખી ચાલીની દશ પંદર બહેનો એકઠી થાય, ભૂસું કે ભેળ વેચનાર ભૈયાને ઉપર બોલાવવામાં આવે અને તેનો ચટણી શાખેનો ભૂંસા કે ભેળથી ભરેલો ખુમચો ખાલી કરી નાંખી ભૈયાને રજા આપવામાં આવે. અને પછી ? પછી શું ? સાંજે સ્વામી ઘેર આવે એટલે શરીરનાં રોદણાં : માથું દુઃખે અને પેટમાંયે દુઃખે ! કમર કળ્યાની અને તોડ થયાની, મોઢું આવી જવાની અને કબજીયાત રહેવાની ફરિયાદો થાય !

અને એ મટાડવા માટે ઓળખીતા મિત્રો વૈદ્ય–ડૉકટરોનાં ઘર બતાવે, અને એ બિચારા રોજનું બીલ ચઢાવ્યે રાખે ! તેમાં વાંક કોનો ? ભૈયાનો, ભૂંસાનો કે બત્રીસ દાંતની લાડકવાયી બહેન જીભલડીનો ? વાંક ગમે તેનો હોય, પણ આવા ખોરાકો શરીરને બગાડે છે, શરીરની તેજસ્વીતાનો નાશ કરે છે, અને ચહેરા ઉપરના ઓજને સૂકવી નાંખી ઝાંખાશ અને ફીકાશ લાવે છે. એ ફીકાશ કાપવા માટે પછી ભલેને ડાકટર હીમોગ્લોબીન સીરપ લખી આપે કે વૈદ્ય મંડુરની માત્રા આપે, પણ રોજ ત્રણ વાગે અને ભૈયાના ભૂંસાની પાર્ટી ચાલૂ રહેતી હોય તો તાકાત નથી વૈદ્યો અને ડાકટરોની કે તેઓ એ બહેનોને તંદુરસ્ત બનાવી શકે !

ખેર, આવી ટીકા હું વધુ નહિ કરૂં. કારણ કે બહેનો મારા ઉપર ખીજાય અને કહી નાંખે કે 'વૈદ્યરાજ! તમને એકતરફી ઉતરી પડવાનું ભારી આવડે છે! અમે પણ મનુષ્ય છીએ. ભોગજોગે ફેરીઓ આવી ચડયો અને એના ખુમચામાંથી અમે બે પકોડી કે બે દહીંવડાં ખાઈ લીધાં, તેમાં તમારી આંખે ચઢયાં! આ તમે લોકો–પુરુષો ઘરમાં ગમે તેવી સરસ રસોઈ બનાવી હોય તોય બહાર જઈ, પુરોહિત કે ઈંદ્રવિલાસમાં ખાસ્સા આરસનાં ટેબલો સામે બેસી, ફાફડા ઉપર ચટણી ચડાવીને ઝાપટો! તે ઉપરાંત પાતરાની અને ખમણની ડીશો રોજ આરોગો, એનું કાંઈ નહિ! અને 'પારકી રોટલીની જાડી કોર'ની માફક તમે પુરુષ લેખક એટલે સ્ત્રીની તરફેણ શેની કરો જ?'

એવું કશું જ નહિ, હો બહેન! મારે મન તો પુરુષ અને સ્ત્રી એટલે જમણી અને ડાબી આંખો બેઉ સરખી, બેઉથી જોઈ શકાય. એમાંથી એકમાંયે ઝાંખાશ આવે ત્યારે પછી મારે તેમાં બોરીક લોશન નાંખી ઝાંખાશ તો કાપવી જ પડે ને!

કહેવાનો આશય એ છે કે ખોરાક એવો હોવો જોઇએ કે શરીરને ટકાવી રાખે, તેને પોષણ મળે અને સૌંદર્ય સચવાઈ રહે. આપણો વનસ્પતિજન્ય ખોરાક એવો જ છે, જો તેમાં હીનત્વ અને મિથ્યાત્વ દાખલ ન થાય તો.

પરંતુ લીધેલો આહાર જ્યારે હોજરીમાં જઈ તે બરાબર પચે તો જ સારી રીતે પોષણ મળે. બરાબર પચે છે એમ કયારે કહેવાય? જ્યારે શરીરમાં સંપૂર્ણ સ્ફૂર્તિ રહે, ભોજન બાદ જરાયે અકળામણ, બેચેની કે પેટમાં બોજો ન જણાય, બલકે ભોજન લીધા પછી પણ મન પ્રફુલ્લિત રહે, કામકાજ કરવાની રૂચી જણાય અને બાર કલાકે કે ચોવીસ કલાકે સ્વચ્છ મળત્યાગ થાય ત્યારે.

એ બધું વ્યવસ્થિત રીતે થવામાં શરીરને કસરત–મજૂરીની જરૂર છે. કસરતથી શરીરનાં બધાં અવયવો પોતાનું કાર્ય બરાબર બજાવી

શકે છે અને એટલા જ માટે શરીરની તંદુરસ્તી યાને સૌંદર્ય જાળવવા સારૂ જેટલી આહારની જરૂર છે તેટલી જ કસરતની છે.

કસરતના ઘણાયે પ્રકારો છે. પદ્ધતિસરની કસરતને જ કસરત કહી શકાય એમ કાંઈ નથી. કેટલીક વખત આપણી પ્રવૃત્તિ અને કામકાજમાંથી પણ કસરત મળી શકે છે, અને જુદી જુદી ક્રિયાથી શરીરનાં જુદાં જુદાં અવયવોને જોઇએ તેટલી કસરત મળે છે.

સ્ત્રીઓ પોતાના ઘરનું કામકાજ પોતાની જાતથી કરવાનું રાખે તો તેમને શરીરને યોગ્ય તમામ કસરત મળે છે અને પછી તેમને દંડ કે બેઠક કરવાની જરૂર રહેતી નથી. એ ઘરનું કામકાજ એટલે શું?

પરોઢના પાંચ વાગે ઉષાના આવિર્ભાવ વખતે વહેલી ઉઠી ઘરના માણસો માટે આટાની જરૂરિયાત પ્રમાણે ચક્કી પીસે. ઘરનાં માણસો અને પાડોશીઓ અર્ધો નિદ્રામાં પડયાં હોય ત્યારે ઘેરો ઘંટીનો અવાજ, તેની સાથે સાથે, મીઠા અવાજે ગ્રામ્યગીત લલકારતી હોય, હાથનાં કંકણો અને બાજુબંધો પણ ઘંટીના અવાજ સાથે તાલ પૂરી રહ્યાં હોય, કાનુડાનાં રીસામણાં અને માતા યશોદાનાં મનામણાંનું ગીત! જાણે દિલરૂબાથી ગાતી કોઈ સુંદર સંગીતસમ્રાજ્ઞીથી યે આ સંગીત આકાશમાં ઉંચે ઉંચે ઉડ્ડયન કરાવનારૂં નથી લાગતું?

અને એ ચક્કી પીસવાથી છાતીનાં ફેફસાં, હાથના માંસલ સ્નાયુ અને પેટના સ્નાયુને એટલી તથા એવી સરસ કસરત મળે છે કે તે સ્ત્રીનાં સ્તનો સુઘટિત રહે છે, બાહુ મજબૂત થાય છે, પેટ ઉપર મેદ વધતો નથી અને ગર્ભાશય ઉપરનો સોજો ઉતરી જાય છે. એથી અટકાવ પણ સાફ આવે છે. એક વૃદ્ધ ઉમરનાં ડોશીમા કહેતાં કે સ્ત્રીઓને પાંચમો મહિનો બેસે ત્યારથી તેની પાસે દરરોજ બશેર અનાજ દળાવવું જ જોઇએ. તેથી તેને સુવાવડ વખતે જરીકે તકલીફ નથી પડતી અને ડોકટર કે નર્સની મદદ માટે દોડાદોડી કરવી નથી પડતી. દળવાને સ્ત્રીઓ જો વેઠ ન માનતી હોય તો પછી લક્ષાધિ-

પતિ કે કરોડાધિપતિએ પણ બીજાં ફરનીચરો સાથે મજેની એકાદ સુંદર ઘંટી પણ ઘરમાં વસાવી લેવી. એટલે પ્રાતઃકાળની કસરત માટે હીરાજડિત વીંટીથી શોભતો હાથ ઘંટીના હાથા સાથે લાગી જાય. તેથી તેને અનેક લાભ થશેઃ ઘરનાં માનવીઓને ભોજન માટે ઘરનો દળેલો (ખાદી) આટો મળશે, સ્ત્રીની સુંદરતા વધશે, વૈદ્ય-ડોકટરનાં બીલ બચશે, અને આવરદામાં વધારો થશે. વળી ઘંટીએ દળવાથી પોતાની શ્રીમંતાઇમાં રહેજ પણ ઘટાડો થવાનો નથી.

તેવી જ રીતે છાશ વલોવવામાં, કૂવા ઉપરથી પાણી સીંચીને ભરી લાવવામાં, કપડાં ધોવામાં, વાસણ માંજવામાં, ઘરનું સીધું-સામાન સમારી સાફ કરવામાં, સાંબેલાથી ડાંગરને હાથથી ખાંડી ચોખલીઆ કાઢવામાં કેવી સરસ કસરત મળે છે, ઘરનો પૈસો સચવાય છે, તેની સાથે તંદુરસ્તી અને સુદરતા પણ સચવાય છે!

મધ્યમ વર્ગ કે મજૂરવર્ગને તો આવી કેટલીક ઘરકાર્યની સેવા આપમેળે બજાવવાની હોય છે, પરંતુ જેઓ ગૃહસ્થ છે કે દેખા-દેખીથી ખોટી ગૃહસ્થાઇ ભોગવવાનો ડોળ કરે છે તેવાં કુટુંબોને આ મારી કડવી સલાહ જો ગળે ઉતરે તો આપણું નારીધન જે ઘસાતું જાય છે, તેમને દવાઓના રગડા પીવા પડે છે, સંતાનપ્રાપ્તિ માટે ચિંતાઓ સેવવી પડે છે, તે જરૂર દૂર થાય. કાંઇ પણ કામકાજ વગર ખાઇને બેસી રહેવું એ લોઢાના ટુકડાને પાણીથી ભીંજવી રાખી મૂકવા જેવું છે. તેને કાટ વળ્યા વગર રહેતો નથી. એટલે કે શરીર ઉપર ખોટો મેદ વધે છે—બાલી જવાય છે, કે પછી શરીર ઘસાતું જઇ સુકાવા લાગે છે, અને ધીમે ધીમે એ શરીર એવું પોમલું બની જાય છે કે બેઠા હોઇએ ત્યાંથી ઉઠવામાં પણ પરિશ્રમ પડે છે.

પરદાબીબીઓની સુંદરતાના વર્ણન કરતાં પરિશ્રમવાહક કનૈયાની માતા યશોદા જ્યારે મહી વલોવી રહ્યાં છે તેમનું સરસ વર્ણન મહા કવિ વ્યાસમુનિ કરે છે:

क्षौमंवासः पृथुकटीतटे बिभ्रति सूत्रबद्धं ।
पुत्रस्नेह स्रुत कुचयुगं जातकं पंच शुभ्रः ॥
रज्वाकर्ष श्रमभुज चलत्कंकणो कुंडले च ।
स्वीन्नं वक्रं कवर विगलन्मालती निर्ममन्थः ॥

પુત્રના સ્નેહથી જેનાં સ્તનમાંથી દૂધની ધારાઓ થાય છે, ઉન્નત નિતંબ અને સુંદર ભ્રૂકુટીવાળાં યશોદા છાશ વલોવવાનાં બે નેતરાં હાથમાં પકડી જ્યારે દહીં વલોવે છે, ત્યારે હાથનાં કંકણ અને કાનમાંનાં કુંડલ (એરીંગ) તાલબદ્ધ અવાજ કરતાં, પરિશ્રમથી પસીનાનાં મૌક્તિકો ભાલ પ્રદેશ ઉપર લાગેલાં છે અને માલતીનાં પુષ્પની વેણીમાંથી ફૂલ ખરી રહ્યાં છે.



## પ્રકરણ ૭મું

### સોળ શૃંગાર

**મનુષ્ય** બધાં પ્રાણીઓ ઉપર પોતાનો પ્રભાવ પાડી શકે છે તેનું કારણ એ વિચારશીલ છે. એ વિચાર કરે છે અને તેને આચારમાં પણ મૂકી શકે છે. વિચાર એ મનનો ગુણધર્મ છે. વિચાર કરવો એમ નહિ, પરંતુ વિચાર થાય છે અને થયા જ કરે છે. તેને રોકી શકાતો નથી. રોકે છે કોઇ વિરલાં સ્ત્રી પુરુષો. અનેક કાર્યના અવગાહન પહેલાં વિચાર ઉદ્ભવે છે અને પછી તેને આચારમાં મુકાય છે. સર્વ કાર્યો માટે જેમ વિચાર આવે છે, તેમ શૃંગાર માટે પણ વિચાર ઉદ્ભવે છે. શૃંગાર સઘળા દેશનાં સ્ત્રી-પુરુષો દેશ, જાતિ, અને શિક્ષણ પ્રમાણે સજે છે. સ્વાભાવિક સૌન્દર્ય સાથે શૃંગારને કોઇ સંબંધ નથી, છતાંયે વિચારપૂર્વકનો શૃંગાર સ્વાભાવિક સૌન્દર્યને ઉજ્જ્વળ અથવા દેદીપ્યમાન બનાવે છે, એક ગ્રામ્યકવિ કહે છે :

'એક નૂર આદમી, હજાર નૂર કપડાં,
લાખ નૂર ટાપટીપ, કરોડ નૂર નખરાં.'

ઈશ્વરે કુદરતી સૌન્દર્ય બક્ષ્યું હોય તેને શૃંગારથી સજાવટ કરવામાં આવે, તેની સાથે સૌન્દર્ય અને શૃંગારને શોભે તેવું આંતરિક જીવન હોય, શુદ્ધ ચારિત્ર્ય હોય, નિર્મળ સ્વભાવ હોય, તેવા મનુષ્ય જગતના સર્વ જીવોને મોહન અને વશિકરણ કરી શકે છે. કવિ કાલીદાસે શકુંતલાના વખાણ કરતાં કહ્યું છે:

**इयमधिक मनोज्ञा वल्कले नापि तंन्वा,**
**किमिव हि मधुराणां मन्डनम् नाकृतिनाम् ॥**

વલ્કલથી સજ્જ થયેલી શકુંતલામાં પણ સૌન્દર્યની પરિસીમા જોઈ મહાકવિએ આ ઉદ્દગાર કાઢયા છે. એટલે વાસ્તવિક સૌન્દર્યને શૃંગારની એટલી જરૂરિયાત નથી. માત્ર શૃંગારથી કૃત્રિમ સુંદરતા ઉત્પન્ન થાય છે. એ શૃંગારનો જો અતિયોગ થઈ જાય છે તો એ સ્વરૂપ બેહૂદું બને છે. બજારૂ સ્ત્રીઓ શારીરિક આકર્ષણની ખાતર અનેક જાતની ટાપટીપ એટલી હદ વટાવીને કરે છે કે તેને ઉપલક નજરે જોનારને એ ધૃણા ઉપજાવનાર લાગ્યા વગર રહેતી નથી. એ ટાપટીપ છતી આંખે અંધ માનવનું પોતાના તરફ આકર્ષણ કરવા અને તેનું ધન હરવા માટે હોય છે.

બજારમાં સંતરાં, દાડમ, મોસંબી જેવાં રંગરૂપવાળાં કૃત્રિમ ફળો લાકડાં કે માટીનાં મળે છે. તેને ઉપલક નજરથી જોવાય તો કુદરતી ફળો અને બનાવટી ફળોમાં કોઈ ભેદ જણાતો નથી. પરંતુ તે ફળો ખાઈ શકાતાં નથી, તેમ તેમાં માધુર્ય કે રસ પણ નથી.

તેમ જ ફૂલોનું : ફૂલના ગુચ્છા બનાવટી કાગળોના બજારમાં તૈયાર મળે છે. ભલે તે ફૂલ દેખાવમાં કુદરતી ફૂલો જેવાં આબેહૂબ હોય, પરંતુ તેનો પમરાટ પ્રસરવાનો નથી અને તેના ઉપર કોઇ પણ કાળે ભમરા ગુંજારવ કરવાના નથી. એટલે બજારૂ કૃત્રિમ સૌન્દર્ય પ્રત્યે સુજ્ઞ મનુષ્યો કદાપિ આકર્ષાતા નથી.

ત્યારે શું શૃંગાર એ મનુષ્યને માટે નિરૂપયોગી છે ? નહિ, શણગાર એ જુદી જ વસ્તુ છે—તેની જરૂર છે, પરંતુ તે જ્યાંસુધી શાસ્ત્રીય

રહે છે ત્યાંસુધી તેની મહેક વાતાવરણને મસ્ત બનાવે છે. જ્યારે તેમાં વિકૃતિ આવે છે ત્યારે તેમાંથી બદબો પ્રગટે છે. આદિ કાળથી શણગારની વ્યાખ્યા નિર્ણિત થયેલી છે, અને કાળે કરી તેમાં આડંબર વધ્યો છે. એટલે શાસ્ત્રીય શણગાર તરફ આપણે નજર લંબાવીએ. એક કવિના શબ્દોમાં શૃંગારની ગણના નીચે પ્રમાણે કરવામાં આવી છે:

'અંગ સુચી મજ્જન વસન, માંગ મહાવર કેશ,
તિલક ભાલ તિલ ચીબુકમેં, ભૂષણ મહેંદી વેશ;
મિસ્સી કાજળ અર્ગજા, બીરે ઔર સુગંધ,
પુષ્પકલિયુત હોય કર, તબ નવ સપ્ત નિબંધ.'
(રાજશેખર)

## સોળ શણગાર

(૧) અંગશુદ્ધિ (માલીસ) (૨) સ્નાન. (૩) દાંત ઉપર પાઉડર ઘસવો. (૪) વસ્ત્રધારણ. (૫) શરીર સુગંધિત કરવા—અત્તરો યા લેપો. (૬) બાલસમાર. (૭) સેંથો પૂરવો. (૮) આંખમાં કાજળ લગાવવું. (૯) કપાલમાં તિલક, ચંદન, ચાંદલો યા ટીલડી. (૧૦) દાઢી પર ચીબુક-તલ (છુંદણાં). (૧૧) શરીરના અમુક અંગો ઉપર રંગ કરવો. (૧૨) હાથપગના નખ ઉપર મેંદી મૂકવી—રંગ કરવો. (૧૩) કસ્તુરી યા પાંદડીથી શરીરમાંથી હમેશાં સુગંધ ઉત્પન્ન થાય તેવા પદાર્થોનો ઉપયોગ. (૧૪) પાન-તાંબુલ ખાવું. (૧૫) પુષ્પની માળા પહેરવી. (૧૬) આભુષણ-ઘરેણાં પહેરવાં.

## (૧) અંગશુદ્ધિ-માલીસ

શરીરના કોઈ પણ સ્થાનની ચામડીને સ્વચ્છ રાખવા, તેને મુલાયમ બનાવવા, કોમળતા આણવા અથવા ખીલ, ફોલ્લીઓ કે ચામડીના વ્યાધિથી બચાવવા શરીર ઉપર માલીસ કરવાની જરૂર છે. સ્નાન પહેલાં માલીસ કરવાથી ચામડીનાં છિદ્રો ખુલ્લાં થાય છે, તે કોમળતા આપે છે. કોઈ પણ પદાર્થના માલીસ કરતાં તેલનું માલીસ

શ્રેષ્ઠ છે. ગુજરાતમાં માલીસ કરવાનો રિવાજ લગભગ લોપ થયેલો જણાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં આ રિવાજ ઠીક ઠીક પ્રચલિત છે. એને લઇ ત્યાંનાં શરીરો ગુજરાત કરતાં વધુ મજબૂત છે. જેવી રીતે હમેશાં સ્નાનની જરૂરિયાત છે તેટલી બલ્કે તેથી અધિક તેલના માલીસની જરૂર છે. તેલ માલીસ કરવાથી શરીરમાં લોહીનું વહન (રક્તાભિસરણ) બરાબર થાય છે, સાંધાઓ મજબૂત બને છે. સુશ્રુતાચાર્ય કહે છે કે :

**जलर्द्धसिकतस्य वन्ते, यथामूले कुरास्तराः ।**
**तथा धातु विवृद्धिर्हिं, स्नेह सिकतस्य जायते ॥**

અર્થાત્ જેમ વૃક્ષ અને વેલનાં મૂળમાં પાણી સીંચવાથી તેની ડાળીઓ અને અંકુરો વૃદ્ધિ પામે છે તેવી રીતે શરીરે તેલ માલીસ કરવાથી સાતે ધાતુઓ વૃદ્ધિ પામે છે.

એટલે દરરોજ સ્નાન કરતાં પહેલાં તેલનું આખાય શરીર પર માલીસ કરવું અથવા કરાવવું જોઇએ. એથી શરીરનું દરેક અંગ મજબૂત તથા દૃઢ બને છે અને કોથળા જેવું રહેતું નથી અથવા બનતું નથી.

તેલના માલીસમાં તલનું સાદું તેલ વધારે ઠીક છે. એ કરતાં વધારે સુંદર જેની અંદર સુખડ, વાળો, કપુરકાચલી, મેંદી, આંબળાં, આદિ પડતાં હોય તેવાં તેલો અથવા ધૂપેલ પણ વાપરી શકાય. માત્ર 'વ્હાઇટ ઓઇલ'થી બનેલાં તેલો કદાપિ માલીસ કરવાં કે વાપરવાં ન જોઇએ. તેલ–માલીસનો સુંદર વખત પ્રાતઃકાળ છે. સ્નાન અગાઉ એકાંત સ્થાનમાં કપડાં શરીર ઉપરથી અલગ કરી, ધીમા હાથે શરીરના દરેક અંગ ઉપર ઉલટસુલટ મર્દન, હાથમાં થોડું થોડું તેલ લેતા જઈ કરવું. ભલે તેલ ઓછું લેવામાં આવે પણ રૂંવાટી મારફત શરીરમાં બને તેટલું તેલ પચાવવું એ જરૂરી છે. માલીસ કરતી વખતે મસ્તક અને ચહેરા ઉપર પણ તેલ માલીસ કરી લેવું. શરીરનાં બધાં અંગો કરતાં મુખ ઉપરની કાન્તિ, ઓજસ અને ચમક શરીરની

સુંદરતા અને મનની ભાવના પ્રગટ કરવાનું પ્રમુખસ્થાન છે. ચહેરો એ શરીર અને મનનું દર્પણ છે. એટલે ચહેરો વધારે સુંદર રાખવા માટે આજકાલ જાતજાતનાં 'સ્નો'ની બનાવટ વપરાય છે. બજારમાં પ્રગટ થતાં, વેચાતાં જાતજાતનાં સ્નો ચામડીને ચમકીલી બનાવે છે કે સુંદરતામાં વધારો કરે છે તે માનવું ભૂલ ભરેલું છે. તેમાં એવી કોઈ વસ્તુ નથી જે ચામડીને સુંદર રાખે. બલકે કેટલીક વખત આવા હલકા પદાર્થો ચહેરા ઉપર લગાવવાથી કુદરતી ચામડીની ખુશનુમા નાબૂદ કરી કાળાશ અને શ્યામ ઝાંય વધારે છે. કારણ કે એ બધાં સ્નો શાસ્ત્રીય રીતે બનાવવામાં આવતાં નથી. એ કરતાં આપને એક દરરોજ ઘરમાં પેદા થતો સુંદર પદાર્થ હું બતાવું. તેને સ્નો કહો કે ક્રીમ કહો, પણ એ પદાર્થ એટલો સરસ છે, એવો ગુણકારી છે, એટલો કુદરતી છે કે તમે તેનો એકાદ મહિનો સતત ઉપયોગ કરશો તો તમારો ચહેરો એક આદર્શ સુંદરતાનો નમૂનો બનશે, ચહેરા ઉપરની શ્યામતા, ડાઘ, કાળી ઝાંઈ નાબૂદ થશે અને ચહેરાની ચામડી ચમક ચમક ચમકી ઉઠશે. જેમ પહેલ પાડેલો હીરો !

પણ તે બતાવ્યા પછી 'ઓહો ! આમાં શું ?' એમ નહિ કહેવાનું. તેનો ઉપયોગ કરો અને આટલા ગુણોની મારી ફલશ્રુતિ ઉપર મુગ્ધ બનશો. ઠીક ત્યારે એ પદાર્થ છે મલાઇ. દૂધને ગરમ કરતાં ઉપર જે તર બાઝે છે તે તર લઇ ધીમા હાથે ચહેરા ઉપર લગાવો અને રગડો. આ તમારૂં સ્વદેશી બરગથુ ક્રીમ. વિલાયતથી આવતાં સેંકડો ઉંચામાં ઉંચાં સ્નો અને ક્રીમ કરતાં આ ક્રીમ [ મલાઈ ] લાખગણું ગુણવાન છે. મારા હાથથી હજારો બહેનોને મલાઇનો ઉપયોગ શરૂ કરાવ્યો છે અને ત્યારપછી તેઓ બજારૂ સ્નો–ક્રીમને ભૂલી ગઈ છે. તેમ છતાં તમોને સુગંધીદાર, ચહેરાને ચમકદાર બનાવનાર સ્નો જોઇએ તો નીચે મુજબ બનાવો, વાપરો અને ચહેરાનું તમારા આયનામાં નિરીક્ષણ કરો.

## સુંદર સ્નો

વાટેલી બદામ તોલા ૫, ગુલાબજળ તોલા ૩૦, ક્ષાર વગરનો ઉંચી જાતનો સાબુ તો. ૧, મીણ તો. ૧, રેકટીફાઈડ સ્પીરીટ તો. ૭।।, ઓઈલ વર્ગામોટ તો. ૧, ઓઈલ લવન્ડર ટીપાં ૧૦, ગુલાબનું અત્તર ટીપાં ૫.

પ્રથમ બદામને થોડું થોડું ગુલાબજળ નાંખતા જઈ ખૂબ બારીક પીસો. ત્યારબાદ મીણ અને સાબુ થોડી અગ્નિની આંચ ઉપર ગરમ કરી લ્યો. બાદ એક ચીનાઈ થાળીમાં સઘળું એકત્ર બનાવી લેવું. માત્ર ગુલાબનું અત્તર અને રેકટીફાઈડ સ્પીરીટ તથા તેલ જુદાં રાખવાં. ઉપરની વસ્તુ બરાબર એક થઈ ગયા બાદ કપડેથી ગાળીને અંદર અત્તર તથા તેલ અને સ્પીરીટ મેળવી બાટલીમાં ભરી રાખવું.

સ્નાન પહેલાં ચહેરા ઉપર માલીસ કરી સ્નાન કરવું અથવા રાત્રે લગાવી આખી રાત્રિ રહેવા દઈ સવારમાં સ્નાન કરવાથી ચહેરો સુંદરતાથી ચમકી ઉઠે છે અને ચહેરા ઉપર પડેલા ડાઘ, ચાઠાં, ઝાંઈ, નાબૂદ થાય છે. સ્ત્રી, પુરુષ, બાલક કોઇ પણ મનુષ્ય આ બન્ને ઉપાયનો છૂટથી ઉપયોગ કરે અને લાભ મેળવે.

કેટલીક વખત સ્ત્રીઓના હાથપગ ફાટી જાય છે અને શિયાળાની ઋતુમાં તો હોઠ અને ગાલની ચામડી પણ ફાટી જઈ સુંદરતાનો નાશ કરે છે. પગનાં તળીયાંની સુંદરતા આવી રીતે ચામડી ફાટી જવાથી નાબૂદ થાય છે. ઘણું કરીને જે સ્ત્રીઓ પાણીમાં પોતાના પગ વધારે ભીંજાયેલા રહેવા દે છે અથવા કપડાં ધોવામાં તથા વાસણ માંજવામાં જેમના હાથ પગ વધુ વખત ભીંજાએલા રહે છે અને એ ભીંજાયા પછી કપડાંથી તેને તદ્દન કોરા કરી નાંખવા જોઈએ, તેમ નહિ કરતાં તાપની અંદર સગડી પાસે અગ્નિથી તે કોરા થાય છે, તેવી સ્ત્રીઓના હાથ પગ ફાટયા વગર રહેતા નથી. ઘણું કરીને તો તેમની આવી બેદરકારીથી અથવા વાસણ માંજવાની રાખ

કે માટી હાથ–પગની રેખાઓમાં ભરાઈ રહેવાથી તે જરૂર ફાટે છે, અને ઠંડી ઋતુમાં તો તે કેવળ ત્રાસ આપે છે. એટલે ખ્યાલપૂર્વક હાથ પગની સંભાળ રાખવી, છતાં જેમના પગનાં તળીયાં ફાટેલાં હોય તેમને માટે નીચેનો ઉપાય બહુ સુંદર છે:

**મજેનો મલમ**

જેતુનનું તેલ તો. ૫, ઓઈલ યુકેલીપટસ તો. ૧, સફેદ મીણ તો. ૧૫.

મીણને ગરમ કરી પીગળાવી, તેમાં બીજી બે વસ્તુ મેળવી, બરણીમાં રાખી મૂકવું. જ્યાં જ્યાં પગની અંદર ફાટો પડી હોય ત્યાં ત્યાં લગાવવું. બહારની ધૂળ અંદર લાગે નહિ એટલી કાળજી રાખવાથી થોડા દિવસની ફાટો પુરાઈ જઈ, પગ તદ્દન મુલાયમ અને કોમળ બનશે. અથવા

રાળ તો. ૨, ઘી તો. ૧, સફેદ મીણ તો. ૩, કોકમનું ઘી તો. ૪, ઓઈલ યુકેલીપટસ તો. ૧.

બધી વસ્તુને સગડી ઉપર કડાઈમાં ગરમ કરી મેળવી લેવી અને બરણીમાં ભરી રાખવી. પગનાં તળીયાંમાં પડેલી ફાટમાં ભરવાથી–લગાવવાથી તદ્દન સારાં થઈ જાય છે.

હોઠ અને ગાલ ફાટતા હોય ત્યારે નીચેનો ઉપાય અજમાવવો:

લેનોલીન તો. ૧૦, ટંકણખાર તો. ૧, ગુલાબજળ તો. ૧૦.

એ બધાંને સાથે મેળવવાથી દૂધ જેવો પદાર્થ બનશે. તે ગાલ ઉપર, તેમ જ હોઠ ઉપર લગાવવાથી ફાટતા અટકે છે અને ચહેરાની સુંદરતા વધારે છે. ક્યારેક ચહેરા ઉપર ફોલ્લીઓ થાય છે, ખીલ ઉઠે છે અથવા કોઈ ઘા વાગવાથી, ચપ્પુ કે છરી વાગવાથી વ્રણ પેદા થાય છે, તેને માટે નીચેનો ઉપાય ઘણો સરસ છે. વિલાયતથી આવતો 'ઝાંબુક' આ દેશમાંથી સેંકડો રૂપીયા પરદેશ લઈ જાય છે. તેવી જ બનાવટ નીચે મુજબ ઘણા ઓછા ખર્ચમાં તૈયાર થઈ

શકે છે. દરેક સ્ત્રી પોતાની જાતે ઘરમાં બનાવી તૈયાર રાખે તો આખા કુટુંબનું તે ઉત્તમ રીતે રક્ષણ કરી શકે છે :

યુકેલીપ્ટસ ઓઇલ તો. ૧૪, પેલ રેઝીન ( રાળ ) તો. ૨૦, સોફ્ટ પેરેફીન તો. ૫૫, હાર્ડ પેરેફીન તો. ૧૧, લીલો રંગ તો. ૦I.

સગડી ઉપર રાળ અને પેરેફીન પીગળાવી લઇ નીચે ઉતારી, અંદર યુકેલીપ્ટસ અને રંગ મેળવી કાચની બરણીમાં ભરી રાખવું. શરીર ઉપર ફોડકા, ફોલ્લીઓ, ચહેરા ઉપરના ખીલ, ખીલ પછી પડેલા ડાઘ, દાદર, ખુજલી, વગેરે ઉપર લગાડવાથી અચૂક ફાયદો થાય છે. શરીરના કોઇ પણ ભાગ ઉપર ચપ્પુ કે છરી વાગી ગયેલ હોય ત્યાં લગાવી દેવાથી પાક થતો નથી પણ રૂઝાઇ જાય છે. બજારમાં એક શીશી 'ઝાંબુક' એકાદ રૂપીએ મળે છે, ઘરમાં એક શીશી બે દોઢીએ બને છે. તે બનાવી રાખો–વાપરો. પૈસા બચશે, લાભ થશે. ઉપરની લખેલી ચીજો કેમીસ્ટોને ત્યાંથી સસ્તી મળે છે.

વારૂ, ઉપર જણાવ્યા પ્રમાણે તેલ માલીસ કર્યા પછી ચામડી ઉપર તે તેલની થોડી ઘણી ચીકાશ રહી જાય તે નાબૂદ કરવા માટે સ્નાન પહેલાં અમુક પદાર્થ લગાવવાની જરૂર છે. એ પદાર્થની જગ્યાએ આજકાલ લગભગ દરેક માણસો સાબુનો ઉપયોગ કરે છે. સાબુ–બજારૂ સાબુ સેંકડે ૯૫ ટકા ચામડીની મુલાયમતા નાશ કરે છે અને ચામડીમાં રહેલી રૂવાંટીનાં છિદ્રોને બાળી મૂકે છે. એટલે સાબુથી નહાવું તે આરોગ્યની દૃષ્ટિએ અને સુંદરતાની દૃષ્ટિએ હાનિકર્તા છે. છતાં જેને સાબુનો મોહ ન જ છૂટતો હોય તેમણે સાબુની પસંદગી કરતાં પહેલાં તેની બનાવટની ખાતરી કરી લેવી ઘટે. એકેક આને મળતો બજારીઓ સાબુ ખરેખર ચામડીને બાળી નાંખવાનું કામ કરે છે. એ કરતાં તો સાબુ ન લગાવવો એ જ વધારે સારૂં છે.

તેને બદલે એક બીજો પ્રયોગ છે. શાસ્ત્રીય રીત પ્રમાણે આને ઉબટન કહે છે. ઉબટન લગાવવાથી ચામડીની શુદ્ધિ થાય છે, શરીર

માંહેનાં રોગનાં પરમાણુંથી ભરેલો અને શરીર બહાર ફેંકેલો પસીનો દૂર થાય છે, છિદ્રો ખૂલ્લાં બને છે. એટલે તેલ લગાવ્યા પછી અને સ્નાન કરતાં પહેલાં ઉબટન લગાવવું એ ઘણું જ ઉપયોગી છે. આપણે પરરાજાને પીઠી કરીએ છીએ એ ઉબટનનો એક પ્રકાર જ છે.

**પ્રયોગ નં. ૧**

ચણાનો બારીક આટો તો. ૫, બાજરીનો બારીક આટો તો. ૫, હળદર પીસેલી તો. ૦ાા, કપુરકાચલીનું ચૂર્ણ તો. ૦ાા, સોડા બાય કાર્બ તો. ૦ાા. તેલ તલનું તો. ૧, એ બધું મેળવી ડબામાં રાખી મૂકો. સ્નાન કરતાં પહેલાં એકાદ બે તોલા વાટકીમાં કાઢી જરા પાણી મેળવી શરીર ઉપર લગાવો અને સ્નાન કરી લ્યો.

**પ્રયોગ નં. ૨**

સોડા બાય કાર્બ તો. ૫, બદામ તો ૩૦, ઘઉંના છીલટા તો. ૧૦, ગુલાબનાં ફુલ તો. ૫, કેશર તો. ૧, મજીઠ તો. ૧૨, મસુરની દાળ તો. ૫, સફેદ જીરૂ તો. ૩, કાળું જીરૂ તો. ૨, હળદર તો. ૫, સુખડ (ચંદન) તો. ૩, રતાંજલી તો. ૩, સરસવ તો. ૨.

ઉપરની વસ્તુઓ ખૂબ બારીક ખાંડી એક બાટલીમાં ભરી રાખવી. સ્નાન કરતાં પહેલાં એક વાટકીમાં એકાદ બે તોલા કાઢી અંદર પાણી મેળવી શરીર ઉપર લગાડવું. એથી શરીર ઉપરનો મેલ દૂર થઈ ચામડી ગોરી અને ગુલાબી બનશે, આયુષ્યની વૃદ્ધિ થશે, જે પસીનો છૂટશે તે પોતાની પાસે બેસનારને મુગ્ધ બનાવશે, મન પ્રસન્ન થશે, ચામડી ઉપર કોઇ રોગ નહિ થાય, ખીલ નહિ નીકળે. આ ઉબટન લગાડવાનું શરૂ કર્યા પછી તમોને લાગશે કે નહાવાના સાબુને તો દેશનિકાલ જ કરવા જોઇએ.



# પ્રકરણ ૮મું

## સ્નાન

**શરીરનાં** બધાં અવયવોમાં ચામડી એ એક મહત્ત્વનું અવયવ છે. વિવિધ શારીરિક રચના કરનાર કુદરતી કલાકારે બદન ઉપર ચામડીનું કવર ચઢાવીને મળમૂત્રાદિ, માંસ, રૂધિરાદિથી સભર ભરેલા અણગમતા દેહને ત્વચાના આચ્છાદનથી દેદીપ્યમાન બનાવી, પોતાના ચાતુર્યની ખરેખર ઝાંખી કરાવી છે. ચામડી એ માત્ર આચ્છાદનનું કામ કરવા પૂરતી નથી. પરંતુ તેનાં બીજાં બે મહત્ત્વનાં કાર્યો છેઃ (૧) સંદેશવાહક જ્ઞાનતંતુઓને પોતાનામાં કેન્દ્રિત કરી આખા શરીરની પ્રવૃત્તિ જારી રાખે છે. (૨) શરીરનાં અવયવોએ એકઠો કરેલો દૂષિત મળ બહાર ફેંકી દઈ છિદ્રો મારફત પ્રાણવાયુ (ઓકસીજન)ને ગ્રહણ કરી તે શરીરને પૂરો પાડે છે. એટલે દેહમાં ચામડી એ હૃદયથી બીજા નંબરે શરીરને ઉપયોગી કામ કરે છે. ડૉ. વૂડઝ હચીન્સન તો ચામડીને 'સેકન્ડ હાર્ટ' બીજા નંબરનું હૃદય ગણાવે છે. કારણ કે ફેફસાં જેમ શ્વાસોચ્છવાસનું કામ કરે છે; તેમ ચામડી પણ એની માફક કેટલેક અંશે તેવું જ કામ કરે છે. વિજ્ઞાન-વેત્તા જણાવે છે કે મનુષ્યશરીરમાં એક ઇંચ જગ્યામાં ત્રણ હજાર બારીક છિદ્રો આવેલાં છે અને તે છિદ્રો દરેક ક્ષણે પ્રાણવાયુને આકર્ષવાનું અને શરીર માંહેના બિનજરૂરી કચરાને પરસેવા રૂપે ત્યાગવાનું કામ કરે છે.

ત્વચા–મનુષ્યની ચામડી ઉપરથી જોનારને ઘણું જાણવાનું મળી શકે છે. અંતઃકરણના ભાવો, શરીરનાં અવયવો અને યંત્રોની પરીક્ષા, રક્તની તાઝગી અને મનની સામ્યાવસ્થા જાણવાને માટે ચામડી એ દર્પણ છે. આયુર્વેદશાસ્ત્રની નિદાન પરીક્ષા આઠ પ્રકારની બતાવી છે. તેમાં ચામડીના સ્પર્શની પણ ગણના છે. શાસ્ત્રકારોએ બતાવેલી દશ ઇન્દ્રિયોની ગણનામાં ચામડીને જ્ઞાનેન્દ્રિયમાં મૂકી છે : સ્પર્શસુખનો અનુભવ ચામડીથી થાય છે.

આ ચામડીને સજીવન અને સુંદર રાખવા માટે તેમ જ તેની પ્રતિકૂળતાઓ દૂર કરવા માટે સ્નાનની જરૂર છે. શાસ્ત્રકારોએ તો સ્નાનનો એવો મહિમા બતાવ્યો છે કે હિંદુઓનું એ એક મહત્ત્વનું ધાર્મિક અવિભાજ્ય અંગ બની ગયેલું જણાય છે. માત્ર સ્નાનને અંગશુદ્ધિકર માન્યું છે એટલું જ નથી, સ્નાનને '**पापोशमनम्**' '**ओज्ञोबलप्रदम्**'–પાપને શમન કરનાર, ઓજ અને બળ વધારનાર માનવામાં આવ્યું છે. સ્નાન માટેના ઉત્તમ જળને વહન કરનારી નદીઓને દેવીઓ માની છે–માની છે જ નહિ પણ પૂજી છે. ભગવતી ભાગિરથી, યમુના અને નર્મદા જેવી નદીઓ આજે ભાવિક હિંદુના હાથનાં શ્રીફળ, ધૂપ, દીપ અને નૈવેદ્ય પામી, મનુષ્ય-પ્રાણી માત્રનાં પાપો (મળ)ને હરી લઈ કલકલ નિનાદ કરતી વહન કરી રહી છે. મનુષ્ય તેના જળપાનથી તૃપ્ત થાય છે, સ્નાનથી શુદ્ધિ મેળવે છે, દર્શનથી પુલકિત હૃદય બને છે. અસ્તુ !

ધન્ય હો એ મહર્ષિઓને કે જેમણે મનુષ્યના આરોગ્યને દૃષ્ટિ સામે રાખી, સ્નાનને આટલી મહત્તા અને ધર્મની ભાવના આપીને આચારમાં મૂકાવેલ છે. જપ, તપ, હોમ, યજ્ઞ, જેવાં કાર્યો મંગળ સ્નાન સિવાય થતાં નથી.

દિનચર્યામાં સ્નાનને સ્થાન છે, સુંદરતામાં સ્નાનની જરૂર છે, આરોગ્યની ખાતર સ્નાન અનિવાર્ય છે, ધર્મકાર્ય સ્નાન વગર થઈ શકતું નથી, મલીનોની પવિત્રતા સ્નાનથી સરજાય છે, દેહ અને આત્મા જુદા પડવા પછી પણ છેવટ એ પંચભૂતના પુતળાને સ્નાનની સેવા જ અર્પણ કરાય છે. અહોહો ! કેટલું દિવ્ય ! કેટલું જરૂરી આ સ્નાન !

હર્બર્ટ સ્પેન્સર નામનો મહાન ફિલસુફ પોતાના 'સોશીયોલોજી' નામના ગ્રંથમાં લખે છે :

'સ્નાન સાથે ચારિત્ર્યનો ઘનિષ્ટ સંબંધ છે. કોઈ પણ કેદખાનામાં રહેલા કેદીઓની અગલી જીવનચર્યા તપાસો તો તેમનામાંથી ઘણા

ખરા લાંબા દિવસ સુધી સ્નાન નહિ કરતા હોવાને કારણે જ તેમનામાં જેલ જવા લાયક ગુન્હા કરવાની ઇચ્છા ઉદ્‌ભવી હશે; અને એમનાં તે વખતનાં પહેરેલાં કપડાં આ વાતની સાક્ષી આપશે. એટલે અસ્વચ્છતાની સાથે ગુન્હાને જેટલો સંબંધ છે તેટલો બીજાની સાથે નથી.'

અને એથી સ્નાનનો દિવ્ય મહિમા સમજી આપણા આચાર્યોએ તેના ગુણોનું વર્ણન કર્યું છે.

निद्रादाह श्रमहरं स्वेद कण्डू तृषापहम् ।
हृद्यं मलहरं श्रेष्ठं सर्वेन्द्रिय विशोधनम् ॥
तन्द्रा पापोपशमनम् तुष्टिदं पुंसत्ववर्धनम् ।
रक्तप्रसादन चापि स्नान मग्नेश्च दीपनम् ॥

(સુશ્રુત. સ. ચિ. સ્થા.)

અર્થાત્ સ્નાન, નિદ્રા, દાહ અને શ્રમને હરનાર છે. પસીનાને, કંડુ (ખુજલી)ને અને તૃષાને હણનાર છે, મનને આનંદ આપનાર છે, સર્વ ઇન્દ્રિયોની શુદ્ધિ કરનાર છે, તંદ્રા અને પાપનું શમન કરનાર છે, તુષ્ટિ (સંતોષ) અને શક્તિ આપનાર છે, પુરુષાતન વધારનાર છે, લોહીને સાફ રાખનાર અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે.

સ્નાનના અનેક ભેદો છે. અવભ્રથ સ્નાન, સચૈલ સ્નાન, કટિસ્નાન વગેરે. ઇતિહાસો અને પુરાણોમાંથી આવા ભેદો મળી આવે છે. પરંતુ એ ભેદો ધર્મકાર્યો અને અમુક પ્રકારના અવલંબનને લઇને પડેલ છે. અહીં તો સર્વાંગસ્નાનની જ આપણે ચર્ચા કરવાની છે.

સ્નાન બે પ્રકારે થઇ શકે છે. જળની અંદર પડીને તથા જળ શરીર ઉપર રેડીને. પહેલો પ્રકાર સર્વ રીતે સુંદર છે. પહેલાના અભાવે બીજાથી સંતોષ માનવાનો રહે છે.

જ્યાં તળાવો, નદીઓ, ધરાઓ અને સમુદ્રો છે ત્યાં સ્નાન માટે મનુષ્યો જળની અંદર પડીને સ્નાનની ખરી મજા લૂટી શકે છે.

સભર ભરેલા સરોવરીઓમાં સરખી સાહેલીઓ સાથે જળક્રિડા કરતી મુગ્ધાઓનો અલૌકિક આનંદ વર્ણનાતીત છે, એ દશ્ય નિહાળવા ઘડીભર સ્વર્ગના દેવો પણ સ્તંભી જાય છે.

આજે એ મોજ માટે તો શ્રીમંતો પોતાના ઘરઆંગણે બગીચાઓમાં કુંડો અને હોજો બનાવે છે, તેમાં નળ વાટે પાણી ભરે છે અને છૂટા સ્નાનની આછી મોજ માણવાનો પ્રયત્ન કરે છે.

સ્નાન જળથી થાય છે. જળ એ પંચભૌતિક પદાર્થ હોવા છતાં એ પૃથ્વીના ગુણ–ધર્મ પ્રમાણે જુદા જુદા ગુણવાળું બને છે. સમુદ્રનું જળ, સરોવરનું જળ અને કૂવાઓનું જળ એકબીજાથી પૃથક્ ગુણ ધરાવનાર હોવાથી સ્નાન કરનારના શરીર ઉપર જુદી જુદી અસર કરે છે.

હિન્દુસ્તાનની પૃથ્વી ઉપર હાલ પણ એવાં કેટલાંયે ઝરણાં, ધરા, અને કુંડો છે, કે જેમાં સ્નાન કરવાથી રોગની મુક્તિ થાય છે, મન પ્રસન્ન થાય છે. અને માનસિક વિચારોનો પલટો આવે છે.

પૃથ્વીના તળીયાના અને વાતાવરણના ગુણોને લઇને એ જળ જુદા જુદા ગુણ ધરાવનારૂં બને છે. ઋતુની અસર પણ જળાશયો ઉપર અને પાણી ઉપર થાય છે.

શાસ્ત્રમાં વર્ષાઋતુમાં નદીઓને 'રજસ્વલા' કહી છે અને વર્ષાઋતુમાં નદીમાં સ્નાન કરવાની મના કરી છે. કારણ કે તે વખતે પૃથ્વી ઉપરથી વરસાદ સાથે અનેક પ્રકારનો કાદવ ખેંચાઈ આવે છે, તેની સાથે કાંટા, કચરો, સર્પ, વીંછી આદિ તણાઈ આવે છે અને સ્નાન કરનારને ઘણી વાર નુકસાન કરે છે.

સ્નાન કરવાનો સમય પ્રાતઃકાળનો સરસ છે. તે વખતે મળત્યાગ થવાથી શરીર પ્રફુલ્લિત હોય છે, પેટ હલકું હોય છે. ઘણા મનુષ્યો સવાર સાંજ બેઉ વખત સ્નાન કરે છે તે પણ ખોટું નથી. આખા દિવસના પરિશ્રમને અંતે સ્નાન કરવાથી શરીર હલકું બને છે, પસીનાથી છિદ્રો પુરાઈ ગયાં હોય તે ખુલ્લાં થાય છે.

સ્નાન કરવાનો હેતુ શરીરની પવિત્રતા અને સ્વચ્છતા એમ બે છે. કોઈ પણ ધર્મકાર્ય કરતાં પહેલાં પવિત્ર થવું જોઇએ અને એ

માટે ઘણા ધાર્મિકો જમતાં પહેલાં સ્નાન કરી લે છે. અને ત્યાંથી આગળ વધીને જાજરૂ ગયા પછી, પેશાબ કર્યા પછી, કોઇને અડકયા પછી, કોઇના વસ્ત્રનો છેડો અડકી ગયા પછીનાં સ્નાનો પણ જુદા જુદા ધર્મમાં દાખલ થયાં છે. તેમાં કેટલીક વખત તો હદ ઉપરાંતનો સ્નાનનો અતિરેક પણ થઇ જવા પામ્યો છે, તેની સાથે સ્નાનની વાસ્તવિક્તા પણ સચવાતી નથી.

શરીર ઉપર બે લોટા પાણી ઢોળી નાંખવા તેને ઘણું કરી આવો ધર્મઘેલો વર્ગ સ્નાન સમજે છે. પણ એથી સ્નાનની વાસ્તવિક્તા સચવાતી નથી, બલ્કે એક દિવસમાં આવી રીતે અનેક વખત સ્નાન કરનારને લાભને બદલે હાનિ જ થાય છે

સ્નાન માટે ઘરની અંદર એક સ્નાનાગાર (બાથરૂમ) હોવું જ જોઇએ. કારણ કે સ્નાન એ આખા શરીર માટેનું છે. જેટલી સ્વચ્છતા બહારનાં દેખાતાં અવયવો માગે છે, તેથી અધિક સ્વચ્છતા ગુપ્તભાગ માગે છે. એ ભાગને જો હમેશાં પૂર્ણ રીતે સ્વચ્છ કરવામાં નથી આવતા તો તે ભાગમાં ખસ ખુજલી જલદી થઇ આવે છે. એટલા માટે નહાવાનું સ્થાન એકાંત અને સ્વતંત્રતાવાળું હોવું જોઇએ એ ઘણું જ જરૂરી છે, તેમાં પણ સ્ત્રીઓના સ્નાન માટે એકાંત જગ્યાની ખાસ જરૂર છે.

સ્નાન માટેનું જળ ઠંડું કે ગરમ લેવું તે પણ ઋતુ અને પ્રકૃતિ ઉપર આધાર રાખે છે. છતાં ઠંડું પાણી શરીરમાં તાકાત વધારનાર અને હિતકારી છે. જેનાથી સહન થઇ શકે તેણે તો હમેશાં ઠંડા પાણીએ સ્નાન કરવું એ વધારે સારૂં છે.

વૈદકીય દૃષ્ટિએ ઠંડા પાણીએ સ્નાન કરવાથી રક્તપિત્તની શાંતિ થાય છે, જ્યારે ગરમ પાણીએ સ્નાન કરવાથી વાયુ અને કફ હણાય છે.

છતાંયે ઠંડા જળથી સ્નાન કરવાની તરફેણમાં ઘણા વિદ્વાનોનો મત છે. પંડિત ભાવમિશ્ર કહે છે કે : 'ચામડીમાં રહેલું બ્રાજક પિત્ત શરીર ઉપરના ઠંડા જળના સ્નાનથી શરીરની અંદર જઇને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે.'

ડૉ. ઘોષ લખે છે કે: 'ઠંડા પાણીના સ્નાનથી પ્રથમ રક્ત-સ્થાનકો સહેજ સંકોચ પામે છે. અને પછી થોડી વારમાં તે વિસ્તૃત થઇ મનુષ્યને ઉષ્મા અને હર્ષ આપે છે. ઠંડા સ્નાન પછીથી શરીરમાં જે સ્ફૂર્તિ અને ગરમી લાગે છે તેવી ગરમ પાણીએ સ્નાન કરવાથી લાગતી નથી.'

આ ઉપરથી નિર્ણય થાય છે કે યુવાન સ્ત્રી અને પુરૂષોએ ઠંડા પાણીથી સ્નાન કરવું એ જ તંદુરસ્તી અને સુંદરતા વધારવાની નજરે ઘણું સારૂં છે.

સ્નાન બે વખત કરવાની ઇચ્છા ધરાવનારે સવારમાં ઠંડા પાણી વડે અને સાંજે ગરમ પાણીએ સ્નાન કરવાથી આખા દિવસના કામ-કાજ અને પરિશ્રમથી લાગેલો થાક સાંજના ગરમ સ્નાનને કારણે દૂર થાય છે. ગરમ પાણીથી નહાનારે પણ કોઇ દિવસ મસ્તક ઉપર ગરમ પાણી રેડવું ન જોઇએ. કારણ કે મગજ ઉપર ઉષ્ણ જળ પડવાથી આંખોને અવશ્ય નુકસાન કરે છે.

સ્ત્રીઓ માથું ધોવા માટે કેટલીક વખત સખ્ત અને ખળખળતું ઉનું પાણી માથા ઉપર રેડી સ્નાન કરે છે. તેમનો હેતુ એ હોય છે કે ખૂબ ગરમ અને ખળખળતા પાણીથી માથું ધોવાથી માથાના બાલ ઉઘડે, અને કદાચ એમ બનતું પણ હશે. પરંતુ એથી માથાના બાલના મૂળમાં તથા આંખો ઉપર ગરમી લાગે છે અને તેથી ધીમે ધીમે ન સુધારી શકાય તેવું નુકસાન થાય છે. એટલે પોષ મહિનાની ઠંડી ઋતુમાં, જેમનાથી ઠંડું પાણી સહન ન થતું હોય તેમણે પણ શરીરની ગરમી જેટલું ગરમ પાણી જ માથા ઉપર નાંખવું સારૂં છે. પછી ભલે શરીરના બીજા ભાગ ઉપર ગરમ પાણીથી સ્નાન કરવામાં આવે. એટલે કે મસ્તક ઉપર તો બને ત્યાંસુધી ઠંડું પાણી રેડીને જ બાલને સ્વચ્છ બનાવવા.

સ્નાન કરતી વખતે પ્રથમ મસ્તક ઉપર જળ રેડી ત્યાં સ્વચ્છતા કર્યા પછી ઉત્તરોત્તર બીજાં અવયવોને જળથી સ્વચ્છ કરવાની આજ્ઞા

છે. અને છેવટ ગુપ્ત ભાગને સ્વચ્છ કરી, માટી કે સાબુથી બરાબર હાથ સાફ કર્યા પછી બીજાં અવયવને અડકવું જોઇએ એવું શાસ્ત્રનું ફરમાન છે. ઘણાકો આવી બાબતમાં દુર્લક્ષ કરે છે. પરંતુ આરોગ્યની દૃષ્ટિએ પણ એ વાત દુર્લક્ષ કરવા જેવી નથી. ગુપ્ત ભાગ એ મળમૂત્ર ત્યાગ કરવાનાં સ્થાનકો છે. અને એ મળમૂત્રાદિનો અણુ પરમાણુ રૂપે કેટલોક અંશ એ ભાગને લાગેલો હોય છે. એ જગ્યાને હાથ અડકાડ્યા પછી હાથને શુદ્ધ કર્યા સિવાય આંખ, કાન કે મુખ ઉપર એ હાથ અડકાવો તે હાનિકર્તા છે. જો ભોગજોગે ગુપ્તભાગમાં પ્રદર, ધૂપણી, ઉપદંશ કે ચાંદી પ્રમેહ જેવા વ્યાધિની થોડીઘણી અસર રહી હોય અને એ જગ્યાએ અડકેલો હાથ આંખ કે મોઢાને લાગી જાય છે તો આંખ દુઃખવા આવી અસાધ્ય વ્યાધિ થાય છે, મોઢા ઉપર ચેપી રોગ પ્રસરે છે.

એટલા માટે ગુપ્ત ભાગની સ્વચ્છતા અને સંભાળ બરાબર રાખવી જોઇએ અને ત્યાં અડકાડેલો હાથ પૂર્ણ સ્વચ્છ કર્યા પછી બીજે અડકાડવો જોઇએ. જળને ગરમ કરીને જેમ સ્નાન કરી શકાય છે તેમ તેને ઔષધી કે વનસ્પતિયુક્ત બનાવીને પણ સ્નાન થઈ શકે છે. ચામડીના જુદા જુદા વ્યાધિઓ મટાડવા માટે તેમ જ સુંદરતા અને કોમળતા વધારવા માટે પણ પાણીની અંદર અમુક જાતની વનસ્પતિઓ નાંખવાનો ઉલ્લેખ મળી આવે છે.

પંડિત ભાવમિશ્ર કહે છે:

**यः सदामलकै स्नानं करोति स विनिश्चित ।**
**वलिपलित निमुक्तो, जिवेद् वर्ष शत नरः ॥**

અર્થાત્ જે મનુષ્ય હમેશાં આંબળાના પાણીથી સ્નાન કરે છે તે વળીયાં (મોઢા ઉપર કરચલી) અને પળીયાં (ધોળા વાળ) આદિથી મુક્ત રહી સો વર્ષ સુધી જીવે છે.

એ વાત સંભવિત જણાય છે. કારણ કે આંબળાં મહાન રસાયન ગુણ ધરાવનાર છે. તેની અંદર લોહનું તત્ત્વ મોટા પ્રમાણમાં છે. તેના જળથી સ્નાન કરવાથી લોહ કેટલાક સૂક્ષ્માંશે શરીરનાં છિદ્રોદ્વારા શરીરમાં પેસે છે અને આ કારણે શરીર ઉપર તેની ઉત્તમ અસર થાય એ સ્વાભાવિક છે.

આગળ થઈ ગયેલાં મહારાજા અને મહારાણીઓનાં સ્નાન માટેના જળમાં ઘણી જાતની વનસ્પતિઓ નાંખવામાં આવતી: અગર, ચંદન-આદિ પ્રક્ષેપ દ્રવ્યો નાંખી તૈયાર કરેલા જળથી તેમની રાણીઓ સ્નાન કરતી અને એથી તેમની ઉજ્જવળતા અને કાંતિ ઓપી ઉઠતી.

એવી જ રીતે રાજાને ધર્મકાર્ય ને યજ્ઞ પછી 'અવભ્રથ' સ્નાન કરાવવામાં આવતું. અર્થાત સુપ્રાપ્ય એવી કેટલીક વનસ્પતિઓના યોગથી તૈયાર કરેલા જળથી સ્થાન કરાવવામાં આવતું. આપણામાંથી આજે આવાં સ્નાનનો સદંતર લોપ થયો છે. આજે તો સારા-બૂરા સાબુઓ લગાડી નાહી લેવામાં આવે તેને પૂર્ણ સ્નાન કહેવામાં આવે છે, અને એથી જ આજે ચામડીની તેજસ્વિતા અને સુંદરતાનો નાશ થયેલો જણાય છે.

ચ્યવન મુનિને દેવોના વૈદ્ય અશ્વિનિકુમારે કુંડના જળમાં વનસ્પતિઓ ભરી તેમાં સ્નાન કરાવી નવયુવાની આપવાની, ઇતિહાસ સાક્ષી પૂરે છે.

એટલે કાન્તિ વધારવાની ઇચ્છા ધરાવનારાએ આંબળાં અને સુખડ નાંખી પાણી ઉકાળી ઠંડું કર્યા પછી તે પાણીથી સ્નાન કરવું જોઇએ.

લુખસ, ફોલ્લીઓ અને ચામડી ઉપરની ખરસટતા નાબૂદ કરવાની ઇચ્છા ધરાવનારે લીંબડો (કડવો) અને કપુર નાંખી ઉકાળીને ઠારેલા પાણીથી સ્નાન કરવું જોઇએ. આંખ અને કાન તથા નાકની શક્તિ વધારવા માટે બીલી, ગુલાબ અને બાવળ નાંખી ઉકાળેલા પાણીથી સ્નાન કરવું જોઇએ.

ખોટી ગરમાઈ–ઉષ્ણતા અને રતવા તથા બગીયા, ગુરખીબી વગેરેથી શરીરનું સંરક્ષણ કરવા ઇચ્છનારે કેસુડાં (ખાખરાનાં ફૂલ) અને મેંદી પાણીમાં નાંખી ગરમ કરી ઠારેલા પાણીથી સ્નાન કરવું જોઇએ.

સ્નાન કરતા પહેલાં કોઈ પણ જાતનું ઉબટન (અગાઉ બતાવેલ છે) લગાવી, બરાબર શરીર ચોળી, સ્નાન કરવું. સાબુ લગાવવાની દરરોજ જરૂર નથી. ચાર આઠ દિવસે લગાવવો હોય તો પણ બહુ જ સારી જાતનો, જેની અંદર ક્ષાર અથવા કાસ્ટિક સોડા ન હોય, અને વનસ્પતિનાં તેલોમાંથી બનેલો સાબુ કોઈ વખત વાપરવામાં કશી હરકત દેખાતી નથી.

સ્નાન કર્યા પછી એક સ્વચ્છ અને ખરબચડા ટુવાલથી શરીરને બરાબર ઘસીને લૂછવું જોઇએ. માથાના બાલ બરાબર તદ્દન કોરા કરી લેવા જોઇએ.

એક જ ઘરમાં પણ દરેક મનુષ્યે સ્નાન પછી શરીર લૂછવાના ટુવાલ જુદા જુદા રાખવા એ જ હિતકારી છે.

સ્નાન દરેક ઋતુમાં દરેક ઉમરના મનુષ્યે ઓછામાં ઓછું ચોવીસ કલાકમાં એક વખત તો કરવું જ જોઈએ. છતાં સ્નાન નહિ કરવા લાયક નીચેનાં મનુષ્યો છે :

**स्नानं ज्वरेतिसारेच, नेत्रकर्णा तिलार्तषु ।**
**आध्मान पीनसाजिर्ण, भुक्त वस्तु च गर्हितम् ॥**

અર્થાત્ જ્વર (તાવ), ઝાડા, નેત્રરોગ, કાનની પીડા, વાયુ, આફરો, તથા અજીર્ણવાળાને સ્નાન અહિતકર છે, તેમ જ ભોજન કરીને તરત, કસરત કરીને તરત, સંભોગ કરીને તરત, દોડવાથી કે ચાલવાથી શ્વાસ ચઢેલો હોય ત્યારે સ્નાન અત્યંત નુકસાન કરે છે.



# પ્રકરણુ ૯મું

## મીસી લગાવવી

**શરીરનાં** બીજાં અંગો સાથે દાંત એ બહુ મહત્ત્વપૂર્ણ અંગ છે. મુખ-ગોલખમાં પંક્તિ રૂપમાં બિરાજી રહેલા દાંત જો સુડોળ અને સમાનપણે ઉગેલા હોય છે તો સુંદરતામાં કોઈ ઓર વધારો કરે છે. સૌન્દર્યના વર્ણનમાં કવિઓએ દાંતની સુંદરતાને દાડમની કળીઓ (બીજ) સાથે સરખાવી છે, અને કેટલાક કવિઓએ દાંતને સાચાં મોતીની ઉપમા આપી છે. જ્યારે હાસ્યના ફુવારા છૂટતા હોય, અને મુખવિકાસ થાય ત્યારે જોનારની દૃષ્ટિ સહેજે હસનારના દાંત ઉપર પડે છે. સરખા રીતે સમાનતાથી જોડાયેલા, ખીલેલા મોતીના કલર જેવા દાંત ચમક ચમક ચમકી ઉઠે છે ત્યારે જોનારનું દિલ હરી લે છે. દાડમના લાલ ગર્ભમાં ચોંટેલા શ્વેત દાણાની અંદર ભરેલા પાણીથી જે શોભા જણાય છે તેવી જ શોભા લાલ પેઢાંઓમાં ચોંટેલા દાંતની છે. ચહેરાની ઉત્તમ સુંદરતા હોવા છતાં જો એના દાંત બેડોળ હોય છે, પ્રમાણથી વધુ મોટા હોય છે તો તે સ્ત્રી પુરુષની સુંદરતામાં ખલેલ પહોંચાડે છે. એથી વધુ ખલેલ પહોંચાડે છે દાંત પ્રત્યેની બેદરકારી. જ્યારે દાંત માટેની બિલકુલ બેદરકારી રાખવામાં આવે છે ત્યારે તેના ઉપર વિવિધ પ્રકારનો મેલ લાગે છે અને દાંતની કુદરતી પ્રતિભા નાશ પામે છે. એથી સુંદરતા નાશ પામે છે એટલું જ નહિ, પરંતુ તેની સાથે એક પ્રકારની દુર્ગંધ પેદા થાય છે, અને કેટલીક વ્યક્તિઓમાં એ એટલી વધારે થઈ પડી હોય છે કે તેની નજીક બેસનારને પણ તેનો પરિચય થયા વગર રહેતો નથી. આ દાંત પ્રત્યેની બેદરકારીનું જ પરિણામ છે.

દાંત ઉપર પણ મનુષ્યોએ કૃત્રિમતાનો ઓપ ચડાવ્યો છે, અને તેની કુદરતી સુંદરતાને આવરી લીધેલી જણાય છે. જ્ઞાતિ અને દેશાચારને અંગે જૂના જમાનાથી દાંત ઉપર રંગ લગાડવાની સ્ત્રીઓમાં પ્રથા

પડેલી છે. મુસ્લીમ કોમમાં દાંતને કાળા રંગવામાં આવે છે. હિંદુઓમાં દાંત ઉપર લાલ રંગ લગાડાય છે અને ખાસ કરીને કાઠિયાવાડ તથા મારવાડમાં તો છોકરીના લગ્ન વખતે પોથાનો રંગ દાંત ઉપર ફરજીઆત કરવો પડે છે. લગ્નને થોડા દિવસો બાકી હોય છે ત્યારે પોથા, મજીઠ, ફટકડી અને કરમ્મર જેવા પદાર્થોના રોટલા બનાવે છે. પ્રથમ દાંત ઉપર આંબલી જેવા ખાટા પદાર્થ બાંધી રાખી બાર કલાક સુવરાવી રાખે છે, ત્યારબાદ ઉપરની ચીજોનો રોટલો દાંત ઉપર મુકાય છે અને બીજા બાર કે ચોવીસ કલાક એ દવાઓ રહેવા દેવાથી વર્ષો સુધી ન જાય તેવો લાલ રંગ દાંતને લાગી જાય છે. આથી ચાર છ દિવસ દાંત એવા અંબાઈ જાય છે કે પ્રવાહી પદાર્થ સિવાય છોકરીથી કોઇ પણ ખોરાક ખાઇ શકાતો નથી. દાંતને કાળા રંગવા માટે, માયુ, હીરાકસી, ફટકડી જેવા પદાર્થોનો ઉપયોગ પણ ઉપર મુજબ થાય છે, અને તેથી દાંત એકદમ કાળા બને છે તથા વર્ષો સુધી તેવા જ રહે છે.

ક્ષત્રિય કોમમાં દાંતની અંદર સોનાની રેખો દાંતમાં સાર પાડીને પહેરવાનો અથવા દાંત ઉપર આખી ખોળી ચડાવીને પહેરવાનો રિવાજ પણ બહુ જૂનો છે. દાંતની ઉપરની પંક્તિમાં આગળના બે દાંતમાં ઘણું કરીને એવી રેખો ક્ષત્રિય (ગરાસીઆ) કોમની સ્ત્રીઓ પહેરતી જણાય છે. કેટલાક પુરુષો પણ આવી રેખો જડાવે છે અને જીવનની છેલ્લી ઘડી સુધી આ રેખો સાચવી રાખે છે. અને આ રિવાજે હમણાં તો બીજી ઘણી કોમોમાં પગપેસારો કર્યો છે. ઘણાય યુવાનો એકાદ દાંત સોનાની ખોળવાળો મઢાવે છે. સોનાની કિંમત ખરચવાની જેની શક્તિ ન હોય તેમને માટે વેપારીઓએ નીકલ–સોનાનાં કવર બનાવી પહેરાવવા માંડયાં છે; અને હમણાં હમણાં તો યુવાનોમાં આ રસ ઠીક ઉતર્યો જણાય છે ! જરાક મોઢું મરકે કે એકાદ બાજુના દાંત ઉપર સોનાની ખોળ ડોકીયાં કરતી જણાય જ ! એ સુંદરતા વધારતી હોય યા નહિ, પણ એનાથી પહેરનારનું મોજીલું જીવન અને છેલબટાઉપણું તરી આવ્યા વગર રહેતું નથી.

વાસ્તવિક રીતે વિચાર કરતાં દાંતની કુદરતી સુંદરતા ઉપર કશીયે કૃત્રિમતા લાદવી તે કેવળ અનાવશ્યક છે, એટલું જ નહિ પણ તેથી દાંત ઉપર ખોટી રીતના રંગ અને રેખાથી નુકસાન પણ થાય છે.

શરીરનું ઘડતર કરનારને દાંત જો રંગીન બનાવવા હોત, તો જીભને જેમ લાલ બનાવી અને આંખની પુતળીને કાળી કરી, એ પ્રમાણે તે જરૂર કરત. પરંતુ શ્વેત દંતપંક્તિ બનાવીને જ તેણે જે સંતોષ માન્યો છે તે ઘણું સુંદર કર્યું છે.

માત્ર મનુષ્યની ફરજ એ છે કે તેની કુદરતી સુંદરતા નાશ ન પામે એ વિષે કાળજી રાખવી જોઈએ. વળી યાદ રાખીએ કે તે સુંદર દેખાવા પૂરતા જ ઉપયોગી છે એમ નથી. તે શરીરને પોષણ આપવા માટે લેવા પડતા ખોરાકને ચાવીને રસદાર બનાવે છે, અને જ્યાંસુધી દાંત મજબૂત તથા તંદુરસ્ત છે ત્યાંસુધી શરીરમહેલના પાયા પણ મજબૂત રહે છે.

નિરીક્ષણ કરતાં જણાયું છે કે પુરુષો કરતાં સ્ત્રીઓના દાંત વધારે નાજુક, વધારે મજબૂત અને ટકાઉ હોય છે. કુદરતે તેને વધારે ટકાઉ બનાવ્યા છે એમ નથી, પણ દાંતને પુરુષો કરતાં સ્ત્રીઓ ઓછા બગાડે છે. અર્થાત્ પુરુષોનાં જાતભાતનાં વ્યસનો, દહાડામાં દશ વખત બજારૂ પાન ખાવાની ટેવ, સીગારેટનું પાન, ટેસ્ટ વધારવા પાન સાથે ખાવામાં આવતી તમ્બાકુ, તથા ચુના સાથે તમ્બાકુ ચોળીને ચપટી ભરી ગલોફામાં માવા લેવાય છે, એ ખરેખર દાંતનાં મૂળને ઢીલાં કરીને વહેલા ઉખેડી નાંખે છે. એટલું જ નહિ પણ દાંત ઉપર ભૂખરો, કાળો વિચિત્ર એવો કલર થાય છે કે તે દીઠોય ન ગમે. પુષ્કળ પ્રમાણમાં બજારૂ પાન ખાનારનાં મોઢાં અને હોઠનો રંગ તથા લુહારની કોડની ધમણ જેવો દુર્ગંધવાળો શ્વાસ બેહદ અણગમો પેદા કરે છે. છતાં ય એવા દાંત ધરાવનારને પોતાને કદિયે તેનો તિરસ્કાર આવતો નથી હોતો. જો આવતો હોય તો એ તે જ ઘડીએ સુધારવા પ્રયત્ન કરે. કેટલાક સિનેમા—નટોના દાંત પડદાપર જોતાં એવા ખરાબ લાગે છે કે વાત જ ન પૂછો!

પુરુષોનાં આવાં વ્યસનો સ્ત્રીઓને પણ ધીમે ધીમે વળગે છે. આવી પ્રથા સુરત જીલ્લામાં જોવામાં આવી છે. ત્યાં પુરુષો અને સ્ત્રીઓ પાન અને તમ્બાકુ છૂટથી ખાય છે. ત્યાંના મજૂરવર્ગની સ્ત્રીઓ પણ બનાવેલી પાનપટ્ટી તથા તમ્બાકુ પોતાની સાથે રાખે છે. અને અર્ધા અર્ધા કલાકે પાન તમ્બાકુ ચઢાવે છે. તેમનાં મોઢાં, દાંત, મસોડાં અને હોઠ દેખાવમાં દયા ઉપજાવે તેવાં જોયાં છે.

શારીરિક સુંદરતા અને તંદુરસ્તીને સમજતી જતી સ્ત્રીઓ હવે આવી બાબતો ઉપર ઠીક લક્ષ આપતી જણાય છે. એકદમ સ્વચ્છ, ચમકદાર, મેલ કે ડાઘ વગરના દાંત આખા શરીરના બંધારણની સાક્ષી પૂરે છે અને નિર્વ્યસની સ્ત્રી–પુરુષો જ આવા ખૂબસુરત દાંત ધરાવતાં હોય છે.

માત્ર થોડી સંભાળ, થોડીક સાવચેતી અને ઈંગિદાપૂર્વકની કાળજી દાંતને સરસ રીતે સાચવી રાખે છે.

દાંત માટે હમણાં હમણાં ઠીક લેખો લખાય છે, અને તેને તંદુરસ્ત રાખવા–સાચવવા માટે સાહિત્ય પણ પ્રગટ થાય છે. છતાંયે અમે અહીં બે ત્રણ મુદ્દા સમજાવી આપીએ છીએ. તેની ઉપર જો બરાબર લક્ષ આપવામાં કે રાખવામાં આવે તો દાંત માટે કોઈ ખાસ ખરચ કરવો પડતો નથી.

પ્રથમ મુદ્દો એ છે કે દર વખતે–દર ખોરાક કે પીણા વખતે દાંતને બરાબર કોગળા કરીને સાફ કરી નાંખવા. ગમે તે જાતનો ખાદ્ય પદાર્થ લીધા પછી દશ વીશ કોગળા જરૂર કરવા જોઈએ. તેમાં પણ ભોજન લીધા પછી તો ગંડુસ (કોગળા) કરવાની શાસ્ત્રાજ્ઞા છે. મોઢામાં આંગળી નાંખી દાંતની ચારે બાજુ ફેરવી કોઈ પણ જગ્યાએ ખાધેલા ખોરાકનો કણ રહે નહિ તેની કાળજી જરૂર રાખવી જોઈએ. કારણ કે એ રહી જતા કણો જ દાંતમાં સડો પેદા કરે છે. દાંતની વચમાં પોલ કે માર્ગ હોય ત્યાં પણ સળી નાંખીને ખોતરી કાઢી, પાણીથી સાફ કરવા ઘટે. એ સળી બનતાં સુધી ઘાસની વાપરવી

સારી છે. કેટલાક ધાતુની વાપરે છે કે દાંત ખોતરવા ખાતર ચાંદી-તાંબાની બનાવી રાખે છે. એથી નુકસાન એ થાય છે કે દાંતમાં પોલ અને માર્ગ વધુ પડતાં થઈ જાય છે, એટલે ઘાસની સળી વધારે સારી છે.

કોઈ પણ વ્યાધિ વગરના માણસો માટે કોગળાનું પાણી સાદું જ વાપરવું વધારે સારૂં છે. અત્યંત ગરમ પાણીથી કોગળા કરવામાં આવે તો દાંતનાં મૂળ ઢીલાં પડી જાય છે અને અત્યંત ઠંડું પાણી પણ હાનિકારક છે. સમશિતોષ્ણ પાણીથી કોગળા કરવા વધારે સારા છે. કોઈ વખત દાંતમાંથી રસી, પરૂ કે લોહી જેવું જણાય ત્યારે તો પાણીમાં મીઠું નાંખીને કોગળા કરવા વધારે લાભકારક છે. મોઢું આવી ગયું હોય અર્થાત્ મોઢામાં અને મસોડામાં ગરમી જણાય ત્યારે પાણીમાં ફટકડી અથવા ત્રિફળાં કે લીમડાનાં પાન નાંખી તૈયાર કરેલા પાણીથી કોગળા કરવાથી સરસ લાભ થાય છે, વિલાયતી પોટાશ પરમેંગનેટ અને હાઇડ્રોજન પેરોક્ષાઈડ નાંખીને પણ કોગળા કરાવાય છે. દેશી દવામાં તો બાવળની છાલ, બોરડીની છાલ, જાંબુની છાલ, પોંપળાની છાલ અને ઉંબરાની છાલ એકત્ર કરી, તેનો પાણીમાં ઉકાળો બનાવી જો કોગળા કરવામાં આવે છે તો ઉપરની વિલાયતી દવાઓથી પણ ચઢી જાય તેવું સુંદર કામ કરે છે. કડાકુટથી કંટાળનાર માટે ઉપરની તૈયાર દવાનું શરણું શોધવું જ પડે છે અને તે પણ દાંત જ્યારે રોગીષ્ટ બન્યા હોય ત્યારે જ. પોટાશ પરમેંગનેટની કણીઓ પાણીમાં વધુ પ્રમાણમાં પડી ગઈ હોય અને તે પાણીથી કોગળા કરે તો એથી પેટમાં ઉછાળા વળે છે, ઉલટી થઈ જાય છે. માટે ઉપર જણાવેલ દેશી વનસ્પતિનું ચૂર્ણ તૈયાર કરી રાખવું વધારે સારૂં છે.

દાંતને સરસ રાખવા માટે બીજો મુદ્દો છે હોજરી તથા આંતરડાંને સાફ રાખવાનો અને પાચક અવયવને નીરોગી રાખવાનો. દાંતને ઉપરથી ગમે તેટલા સ્વચ્છ રાખવામાં આવે તો પણ જેમનાં પાચક અવયવો નબળાં છે, રોગીષ્ટ છે, તેમના દાંત સ્વચ્છ રહી શકતા જ નથી. મોઢાની સુગંધ કે દુર્ગંધનો મોટો આધાર હોજરી અને આંત-

રડાંની નિર્મળતા ઉપર છે. જેમનાં એ અવયવો સારાં છે તેમના દાંત પણ સ્વચ્છ હોય છે.

ત્રીજો મુદ્દો છે દાતણ, બ્રશ અને દંતમંજનનો. આપણી દિનચર્યામાં પ્રથમ દંતધાવન છે. હિંદુ અને મુસ્લીમ દરેક કોમ પ્રાતઃકાલે દંતધાવન કરે છે. લીલાં, સારાં, તાજાં, બાવળ, લીંબડા કે ઝીલટાનાં દાતણને દાંતથી ચાવી, તેનો મુલાયમ કૂચો કરી દાંતની ઉપર, નીચે, અંદર, ચારે બાજુ ઘસી સાફ કરીને દાતણને ફેંકી દેવામાં આવે છે અથવા એ જ દાતણની ચીરાડો બનાવી જીભ ઉપરથી ઉલ ઉતારવામાં આવે છે. તે પછી પાણીના કોગળા કરી મોઢું સાફ કરવામાં આવે છે. દાતણ કરનાર કેટલાક સહેતુક કરે છે, કેટલાક દાતણ કરવું જ જોઇએ એટલે એક ફરજ બજાવી લેવાની ખાતર માત્ર વેઠ ઉતારે છે !

દાતણની સાથે કોઇક એવો પદાર્થ દાંત ઉપર ઘસવો જોઇએ કે જે દાંતની ઉપરનો મેલ નાબુદ કરી શકે. તે માટે જાતજાતનાં દંતમંજનો વપરાય છે. આજકાલ મોટે ભાગે વિલાયતી દંતમંજનો તથા ટુથપેસ્ટ વપરાય છે. વળી કેટલાક લોકો એમ માને છે કે તંબાકુમાં જંતુનાશક ગુણ હોય! દાંતે છીકણી ઘસવામાં આવે તો તેથી દાંત જંતુરહીત અને સ્વચ્છ રહે છે. આ માન્યતાથી છીકણી દાંતે ઘસવાનો પ્રચાર હવે તો ખૂબ વધી ગયો છે.

જો કે ખરી રીતે છીકણી ઘસવાથી લાભને બદલે હાનિ જ વધારે થાય છે આજકાલ કાઠિયાવાડમાં મોટે ભાગે સ્ત્રીઓમાં છીકણી ઘસવાનો રિવાજ ખૂબ પ્રચારમાં આવ્યો જણાય છે, કેટલાક પુરુષો પણ છીકણી ઘસે છે ખરા.

એક ભાઇ ડબલ ગ્રેજ્યુટ થયેલા, મોટા સરકારી હોદ્દા ઉપર હતા. અત્યારે રિટાયર થઇ અન્ય સ્થળે ભારે પગારથી નોકરી કરે છે. તેઓ દાંતે રોજ બે વખત છીકણી ઘસે છે. એટલું જ માત્ર નહિ, પણ તેઓ બધાને એવો ઉપદેશ આપે છે કે 'દરેક માણસની ૩૫ વરસની ઉમર થયા પછી તેણે દાંતે છીકણી ઘસવી જ જોઇએ !'

પરંતુ ખરી રીતે જોઇએ તો એ વ્યસન બહુ જ ખરાબ છે. એથી દાંતને નુકસાન થાય છે, દાંત દુર્ગંધ મારે છે. તેને લીધે મ્હોંમાંનો પાચક રસ વધારે પ્રમાણમાં બહાર વહી જાય છે અને પછી તો એનું સખ્ત વ્યસન લાગૂ પડી જાય છે.

બીજું એ સખ્ત વ્યસન શરૂ થયા પછી સ્ત્રીઓમાંથી સંતાનોત્પાદક શક્તિનો વિનાશ થાય છે, અર્થાત્ છીકણી ગર્ભાશયની આંતરત્વચામાં બીજગ્રહણ શક્તિને નાબુદ કરે છે. એટલે **બર્થ કંટ્રોલની** આ બહુકાળપરંપરાથી વપરાતી આવતી દવાને કારણે પણ ચાલીશ વર્ષની ઉમર પછી છીકણી દાખલ થાય છે ને ઘસાય છે. એકંદરે તે દાંત વહેલા પાડે છે, દાંતનાં મસોડાંને સંકોચાવી ઉંચાં ચઢાવે છે, મૂળને ઢીલાં કરે છે અને સંતાન થતાં અટકાવે છે. છતાંય એ જાદુગરી છીકણી ઘસનારને એક ટંક પણ વિસરતી નથી.

દાંતે ઘસવાના ઉત્તમ પાઉડરોની ઘણી બનાવટો પુસ્તકોમાં મળે છે. દાંતને સ્વચ્છ અને નીરોગી રાખવા જેને પાઉડર ઘસવાની જરૂર જણાય એવી બહેનો બજારમાં મોંઘા મળતાં મંજનોનો ત્યાગ કરી ઘરના મરી, મસાલા જેમ તૈયાર કરે છે તેમ આવાં એકાદ બે મંજનો તૈયાર કરી રાખી, પોતાના શરીર માટે, કુટુંબ માટે અને બાળબચ્ચાં માટે ઘરનાં બનાવેલાં મંજનો ઘસવાનો આગ્રહ રાખશે તો અનેકગણાં નાણાંનો વ્યય થતો બચશે, સારૂં મંજન સંપાદન કરી શકશે અને તેમને પારકા ઉપર આધાર રાખવાનો નહિ રહે.

**દંતમંજન નં. ૧**

ફુલાવેલી ફટકડી તો. ૧, અક્કલકરો તો. ૧, કપુર તો ૧, એલચીનાં બીજ તો. ૧, ફુલાવેલો ટંકણખાર તો. ૧, તજ તો. ૦॥, આકનો ભૂકો તો. ૧૨.

સઘળી વસ્તુનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી બાટલી ભરી રાખવી. દાતણના કૂચા વડે દરરોજ દાંત ઉપર ઘસવાથી દાંતના વ્યાધિઓ નાબૂદ કરે છે અને નીરોગી રાખે છે. દરરોજ ખુશીથી વાપરી શકાય તેમ છે. સ્ત્રીઓને ખાસ માફક આવે છે.

**દંતમંજન નં. ૨**

ફુલાવેલી ફટકડી, સૂંઠ, રૂમી મસ્તકી, અક્કલકરો, જાયફળ, જાવંત્રી, કાળાં મરી, તજ, એલચીબીજ, માયુફળ, હીરાદખણ એ દરેક તો. ૦ાા, કેશર તો. ૦ા, કપુર તો. ૦ા, કસ્તુરી રતી ત્રણ, એ સઘળી વસ્તુ કપડછાણ કરી બાટલી ભરવી. દાંતને સ્વચ્છ રાખવા માટે તથા જેનું મોઢું દુર્ગંધ મારતું હોય તેને માટે આ મંજન સરસ છે. કસ્તુરીને હિસાબે ત મોંઘું પડે છે, છતાં ઘણું સરસ મંજન બને છે.

**દંતમંજન નં. ૩**

રૂમીમસ્તકી તો. ૧, તજ તો. ૧, સૂંઠ તો. ૧, કપુરકાચલી તો. ૧, સફેદ કાથો તો. ૧, મોરથુથુ શેકેલું તો. ૧, ફુલાવેલી ફટકડી તો. ૧, શેકેલા ધાણા તો. ૧, સીંધાલૂણ તો. ૧, સોપારી તો. ૧, કાળાં મરી તો. ૧, બદામના છીલટાને બાળીને કરેલા કોલસા તો. ૫, એ સઘળું બારીક ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પેઢાં ઉપડી જતાં હોય તેમજ દુઃખદાયી અને ખૂબ પીડા આપતા દાંતવાળાઓ માટે આ મંજન ઉત્તમ કામ કરે છે.

દેશી મંજનોને બદલે વિલાયતી બનાવટો ઉપર કેટલીક બહેનોને મોહ હોય છે. એમને ખુશ કરવાની ખાતર આ નીચે બે બનાવટો આપી છે. તુલનાત્મક દૃષ્ટિથી દેશી અને વિલાયતી ઔષધોના ગુણની વિચારણ કરશે તો દેશી મંજન વાપરવા તરફ તેમની વૃત્તિ વળશે.

**બનાવટ નં. ૧**

પોટાશ્યમ ક્લોરેટ ડ્રામ ૮, સાબુનું ચૂર્ણ ઔંસ ૧, કાર્બોલીક એસીડ ડ્રામ ૨, તજનું તેલ ડ્રામ ૧, પ્રિસિપિટેટ કેલશ્યમ કારબોનેટ ઔંસ ૪. ખરલમાં નાંખી સઘળી વસ્તુ મેળવી લેવી. આ જંતુઘ્ન દંતમંજન છે. ઘસતાં જરા ફીણ વળે છે. ગુણ ઠીક કરે છે.

**બનાવટ નં. ૨**

મેગનેશીયા કાર્બ ૨ ઔંસ, કાર્બોલીક એસીડ ૦ાા ડ્રામ, પલ્વ ઉરીસરૂટ ૪ ડ્રામ.

એ બધું મેળવી રાખી મૂકવું. દાંતે ઘસવું. સુગંધીદાર મંજન બને છે.



# પ્રકરણ ૧૦મું

## વસ્ત્રપરિધાન

**મનુષ્યના** માનસનું અવલોકન કરવું હોય તો તેનાં વસ્ત્રો ઉપરથી કરી શકાય. માનસ, વલણ, રજોગુણી–તમોગુણી સ્વભાવ, વસ્ત્રનો પહેરવેશ, અને તેનાં રંગ, રૂપ, અને આકાર ઘણું કરી તેના માનસિક વલણનો સચોટ પુરાવો આપી દે છે. વેદકાળથી મનુષ્યો વસ્ત્રો પહેરતાં આવ્યાં છે. ઋગવેદમાં વસ્ત્ર વણવાના ધંધાનો ઉલ્લેખ છે. એ કાળમાં સુતરાઉ, રેશમી, અને વલ્કલ (વનસ્પતિની છાલો)નાં વસ્ત્રો સ્ત્રી–પુરુષો ધારણ કરતાં, પરંતુ શીવણકળા તે વખતે નહોતી. પુરુષો બે કે ત્રણ વસ્ત્રો–એક કટીથી નીચે પહેરવામાં, એક ઉત્તરીય વસ્ત્ર એટલે ખભે ખેશ રાખવામાં અથવા ઓઢવામાં અને કોઈ વખત એકાદ ટુકડો મસ્તક ઉપર બાંધી લેવા માટે ઉપયોગ કરતા. સ્ત્રીઓ એક વસ્ત્ર કટી ઉપર પહેરી એ જ વસ્ત્ર મસ્તક ઉપર ઓઢતી. એકાદ ટુકડાનો વક્ષસ્થળને ઢાંકવા માટે ઉપયોગ કરતી.

આ રીત ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ સુધી ચાલી આવી. એટલે આજથી બે હજાર વર્ષ પહેલાં વસ્ત્રોને શીવીને પહેરવાનો રીવાજ ન હતો. અર્થાત્ શીવણકળા શરૂ થઈ નહોતી.

ત્યારપછીના વખતમાં પ્રથમ સ્ત્રીઓ માટે વક્ષસ્થળ (છાતી) ઉપર પહેરવાના કપડાને શીવવાની શરૂઆત થઈ અને ધીરે ધીરે તેમાં સુધારો વધારો થતો ચાલ્યો. આગળ વધતાં મોગલ સલ્તનતના કાળમાં શીવણકળા પૂરા રૂપમાં પ્રગટવા પામી. છતાં શરીર ઉપરનાં એકાદ બે કપડાં સિવાય બીજાં કપડાં–સાડીઓ અને ધોતીઓનાં કપડાં ચાલુ રહ્યાં.

જેમ શીવણકળા આગળ વધી તેમ વસ્ત્રોમાં પણ વણાટના કાર્યમાં સુધારો થતો ગયો. એ વખતે પરદેશ સાથે સંબંધ નહિ હોવાથી, અર્થાત્ પરદેશમાંથી વસ્ત્રો નહિ આવતાં હોવાથી દેશના

વણાટ ઉદ્યોગની ખીલવટ વધી અને જુદા જુદા પ્રદેશની ખાસ વિશિષ્ટતાવાળાં વસ્ત્રો તૈયાર થવા લાગ્યાં. ગુજરાતનાં પટોળાં, જામનગરની બાંધણી, દક્ષિણ હિંદની મદુરાની સાડીઓ, કાશીની બનારસી સાડી, ગ્વાલીયરની ચંદેરીયો, ઢાકા અને મુર્શીદાબાદની બારીક સાડીઓ, એ રીતે હિંદમાં ઉંચા પ્રકારની કલાકૃતિ જેવા નમૂના રૂપે વસ્ત્રો બનવા માંડયાં.

ત્યારપછી અન્ય દેશો સાથે યાંત્રિક વહેવારનાં સાધનો વધવા લાગ્યાં તેમ તેમ પહેરવેશ અને વસ્ત્રપરિધાનમાં પલટો આવતો ગયો, અને દરેક કોમ ઉપર પૂર્વસંસ્કૃતિની થોડી અસરો સાથે નવા યુગની અસર પણ થવા લાગી. તેની સાથે જુદા જુદા પ્રાંતનો જેમ જેમ પરદેશ સાથે વધારે સંપર્ક સંધાતો ગયો, તેમ તેમ તે તે સ્થળે વસ્ત્રપરિધાનમાં ફેરફાર થતો ચાલ્યો.

'રામાયણ' અને 'મહાભારત'ના કાળમાં વસ્ત્રપરિધાનકળા સંપૂર્ણપણે ખીલેલી હતી, છતાં કાળબળે એ યુગથી વર્તમાનકાળ ઘણે દૂર ગયેલો જણાય છે.

ઇશુની સોળમી શતાબ્દિથી મહારાષ્ટ્રને બાદ રાખીએ તો આખો દેશ સાચી કળા અને સંસ્કૃતિ છોડી ફેશનના મોહમાં તણાવા લાગ્યો છે. મોગલોના રાજ્યકાળ પછીથી સ્ત્રીઓના ચણીઆ અત્યંત મોટા અને ઘેરદાર દાખલ થયા. પુરુષોને માટે ધોતીની જગ્યાએ પાયજામા આવ્યા. લાજ ઘુંઘટાના રિવાજો દાખલ થયા અને ખુલ્લા મસ્તકે ફરનારી સ્ત્રીઓને પણ પરદાનશીન બનવું પડયું.

અને આજે તો પુરુષોના પહેરવેશને છોડીને, સ્ત્રીઓ સામે નજર કરીએ તો વસ્ત્રપરિધાન માટે દેખાદેખી, વિદેશીઓના સંપર્ક અને સુધારાએ સ્ત્રીઓનાં વસ્ત્રો અને પહેરવેશની ફેશનને ઘણી આગળ વધારી મૂકી છે.

આજે દરજીઓ, રંગાટીઓ અને છાપકામવાળા—મનમુંઝવણથી થાકી ગયા છે. આજે બહેનોને ગઇ કાલનો પહેરવેશ જુગજૂનો ભાસે છે. સૂર્ય ઊગે અને નવીનતા આવે છે. નવા કટ, નવાં બીબાં, નવીન

રંગ, નવું શિવણ, નવું ભરતકામ, બધું નવું અને નવું ! આજનું તે જૂનું બને છે. આવતી કાલે નવીન જોઈએ છે! એ મેનીયા (પાગલપણું) હદ વટાવી આગળ વધે છે.

બીજા પ્રાંતો કરતાં ગુજરાતને આ મેનીયા વધુ લાગુ પડયો છે. કારણ કે ગુજરાત અનુકરણ કરવામાં પાવરધો છે, એટલે બીજા દેશો તથા પ્રાંતોની અસર ગુજરાત ઉપર વહેલી થાય છે અને સમય વધવાની સાથે પહેરવેશમાં પરિવર્તન થતું જાય છે.

છતાંયે વધુ પડતું ઉછાંછળાપણું કે હદ વટાવીને દાખલ થયેલી ફેશનને બાદ કરીએ તો બીજા પ્રાંતો કરતાં ગુજરાતની સન્નારીએ કુલાંગનાને શોભે તેવો પહેરવેશ સાચવી રાખ્યો છે. હિંદી પોશાક ધારણ કરતી બીજા પ્રાંતોની સ્ત્રીઓની સરખામણીમાં ગુજરાતની સ્ત્રીઓ બીજા નંબરે આવે છે અને પહેલા નંબરે મહારાષ્ટ્રીય સ્ત્રીઓ જાય છે.

પરંતુ ગુજરાતી સ્ત્રીઓમાં જ્યારે પારસી કિંવા ક્રિશ્ચીયન વળાંક આવો જાય છે ત્યારે તે જરીક તોછડી લાગે છે; અને મહારાષ્ટ્રીય વળાંક કે રાજપુતાના વળાંક આવે છે ત્યારે તે દીપી ઉઠે છે.

અને વધારે તુચ્છતા લાવનાર તો એ છે કે તે જ્યારે કુલાંગના મટી વારાંગના જેવી બનવા પ્રયાસ કરે છે ! અછાજતી અને અયોગ્ય ઢબછબ, ટાપટીપ અને હાવભાવ ઉપર તે ઉતરે છે ત્યારે એ હિન્દી સન્નારી મટી, આર્ય રમણી પલટાઇ, બજારૂ સ્ત્રી જેવી લાગે છે ! એ પ્રકારનો વેશ ધારણ કરવાનો એક મેનીયા માત્ર જ છે. તે તેને પોતાની મર્યાદાઓ ઓળંગાવી દે છે.

બૃહદ્ ગુજરાતમાં પણ કાઠિયાવાડ અને કચ્છ જેવા પ્રદેશો જુદા પડે છે. કાઠિયાવાડ હજી જૂનવાણીને સંગ્રહી રહ્યો છે. હજી પણ દોઢીયા સાડલા, પગમાં અઢીશેર ચાંદીનાં કડલાં, કાનની બૂટ તોડી નાંખે તેવા ઠોળીયાં, છાતી સુધી તાણવો પડતો ઘુંઘટો અને હાથપગ ઉપર હારબંધી છુંદવામાં આવતાં કાળાં છુંદણાં સ્ત્રીઓની કુદરતી સુંદરતાને કેટલેક અંશે આડે ફરે છે. એ પહેરવેશમાં જો કે ગુજરાતનું ધીમે ધીમે અનુકરણ થતું જાય છે તે ઇચ્છવા યોગ્ય છે. મોટા ઘુંઘટા

તાણવાને બદલે ગુજરાતની જેમ આંખો અને થોડું નાક ઢંકાય તેટલી લાજ કાઢવા તરફ વળે તો દોઢીયા સાડલા દેશવટે જાય અને કાઠિયાવાડની ગુંગળાતી સ્ત્રીઓ એકાદ દીર્ઘ શ્વાસનો દમ લઈ શકે.

છાતી ઉપરનાં કાપડાં સ્તનને દૃઢ બનાવવા માટે જો કે ઠીક છે, પરંતુ એથી પેટ અને પાછળનો ભાગ ખુલ્લો રહે છે, એ કરતાં અંદર ચોળી અને ઉપર પોલકું રાખવામાં આવે તો યોગ્ય મજબુતી મળે છે અને ઢંકાવા લાયક અંગ ઢંકાય પણ છે.

એકંદર કાઠિયાવાડના પહેરવેશમાં થોડુંક આગળ વધવાની જરૂર છે તથા ગુજરાતની અતિ સુધારક સ્ત્રીઓએ થોડુંક પાછળ આવવાની જરૂર છે. તેમનાં પોલકાં અને કબજાને વધુ પડતો કટનો જે ઓપ લાગી ગયો છે, હાથ ઉંચો કરતાં ખભો અને બગલ ખુલ્લાં જણાઈ આવે છે, તે કરતાં એ કટ લગાર મોટો થાય તો મર્યાદા સચવાઇ રહેશે. ગુજરાતની સ્ત્રીઓમાં અત્યંત બારીક વસ્ત્રો દાખલ થયાં છે તે પણ કેટલીક વખત મર્યાદા ઓળંગી દે છે. ઢાંકવા લાયક અંગો આરપાર જણાઈ આવે એટલાં બારીક વસ્ત્રોનો તો સમજી-વિચારીને સન્નારીઓએ ત્યાગ કરવો જ ઘટે.

બાકી તો આજની યુવાન બાળાઓ રસ્તે ચાલતાં માથા ઉપરથી સાડી ખેસવી નાંખે, દેડ ઉપરનાં બંધનો સખત બાંધી, ખીલવા યોગ્ય અવયવોને ખીલવા ન દે, ચણીયાની કિનારો ઉપર જુગુપ્સા પેદા કરે તેવા કટ ને ફેશન લગાડે, એને માટે ટીકા કરવી અમને ઠીક નથી લાગતી. માત્ર આગળ અમે જણાવી ગયા છીએ તેમ તેઓ કુલાંગના રહી શકે, વારંગના ન બનાય તેટલો ખ્યાલ તેમને આપવો અત્યારે પુરતો છે.

પહેરવેશમાં બહુ જ બોજા રૂપ મારવાડની સ્ત્રીઓનો પહેરવેશ છે. મારવાડની મહિલાનાં વસ્ત્રો અને ઘરેણાં ઉતારીને તેનો તોલ કરવામાં આવે તો પૂરા બાવીશ શેર વજન થાય ! ત્રીશ વારનો ઘાઘરો અને ભારેખમ ઓઢણું, કાંચળીઓનાં ફુમતાં, બાર બાર ચૂડલા, નખથી

શિખ સુધીનાં એકેએક અંગ ઉપર વસ્ત્રો અને આભૂષણોથી શોભતી નહિ પરંતુ લદાયેલી મારવાડી નારીનાં વધુ પડતાં વસ્ત્રાભૂષણો સુંદરતાને બગાડી નાંખે છે: જો કે જોધપુર કરતાં બીકાનેર અને ઈંદોર વગેરેના પ્રદેશો વેશભૂષામાં જુદા પડવા લાગ્યા છે, છતાંયે તેમાં પુષ્કળ સુધારાની જરૂર છે.

સંયુક્ત પ્રાંત (યુ. પી.) અને આગ્રાના પ્રદેશની સ્ત્રીઓમાં પચાસ ટકા રાજપુતાના પોષાકનું મિશ્રણ થયું છે, અને ધીરે ધીરે તેમાંથી ફેરફાર થશે તો એ બંગાળી તરફ વધશે એમ જણાય છે.

પંજાબી સ્ત્રીઓ બધા પ્રાંતની સ્ત્રીઓથી તદ્દન જુદી પડે છે. સાડી અને ચણીઆએ અહીં સ્થાન જ નથી લીધું. પુરુષોની માફક સ્ત્રીઓ પાયજામો પહેરે છે, બદન, ખમીશ કે કુરતું પહેરે છે, અને માથા ઉપર રંગબેરંગી ઓઢણું ઓઢે છે. આ બધાં વસ્ત્રો શરીર ઉપર તંગ પણ હોતાં નથી. એથી શરીરનો બાંધો વધુ ખીલાવટ-વાળો અને મજબૂત બને છે. છતાંયે અહીંની સ્ત્રીઓમાં સાબુ, ટોઇલેટ અને પાઉડરનો જબરો શોખ જણાય છે. એક વખત માથા ઉપરનું ઓઢણું કેડ ઉપર બાંધી લઈ, મેદાને જંગમાં ઉતરી પડે એવી મજબૂત બાંધાની સ્ત્રીઓ પુરુષોની જેમ હિંમતવાળી છે અને તે વધુ પડતી કોમળતાથી રહીત છે. છતાં યે વર્ણની ઉજ્જવળતા અને સુંદરતાથી એ સ્ત્રીઓ આકર્ષક લાગે છે. કોઇ વખતે પાયજામાની જગ્યાએ અહીં સાડીઓ દાખલ કરવામાં આવે, આખી બહાંયોનાં ખમીશની જગ્યાએ ટુંકા ટેનીસો કે કબજાનો પહેરવેશ દાખલ થાય તો આ સ્ત્રીઓ વધુ દીપી ઉઠે.

બંગાળી સ્ત્રીઓના પોષાકમાં પશ્ચિમની હવા દાખલ થવાથી બે વિભાગ પડી ગયા છે. જૂના પહેરવેશમાં ચણીયાને અને ચોળીને સ્થાન નથી. એક જ સાડીથી સર્વાંગ ઢાંકવું અને છાતીનો ભાગ ખુલ્લો રાખવો એ ઇચ્છવા યોગ્ય નથી. ધીમે ધીમે બંગાળી સ્ત્રીઓ ગુજરાતની મહિલાઓનું અનુકરણ કરે તો એ વધારે સરસ લાગે.

બંગાળામાં ગુજરાતીઓના વસાવટ પછી તેમનામાં ગુજરાતી પહેરવેશે અમુક અંશે અસર કરી છે ખરી.

બુદ્ધિપ્રધાન બંગાળ દેશ શરીરમાં પંજાબની જેમ ખીલવા નથી. પામ્યો, શરીરનો બાંધો કંઈક નાજુક છે. છતાં યે ક્રાંતિકારી વિચારો પુરુષોની જેમ સ્ત્રીઓમાં સભર ભર્યા છે. સહાસિકતા અને કેળવણીની અહીંની સ્ત્રીઓમાં વધુ ધગશ છે. યુવાન છોકરીઓના સ્વતંત્રતાના ઉદ્‌ગારો સાંભળ્યા હોય તો મરદને પણ વિચારમાં મૂકી દે તેવા છે. છતાં કાંઇક ઉતાવળીઆ સ્વભાવની ઝાંખી થાય છે.

મરાઠી–દક્ષિણી સ્ત્રીઓમાં ચણીયાનો રિવાજ નથી. એક જ સાડીને કેડ નીચે પહેરી, પાછળથી ધડીદાર પાટલી ખોસે છે અને પાછળનો છેડો બદન ઉપરથી લઈ ખભા ઉપર જવા દઇ પીઠ પાછળ ઝુલતો રહેવા દે છે.

મુસ્લીમ સંસ્કૃતિમાં દેશ જ્યારે આગળ તણાતો હતો અને ઘુંઘટ–પડદા અને બુરખાઓ ફરજીયાત ફરી વળ્યા હતા ત્યારે અને ત્યારપછી પણ વીર પુરુષ શિવાજીની જન્મભૂમિએ પોષાક અને પહેરવેશમાં મૌલિકતા સાચવી રાખી છે.

કેશની ગુંથનકળા, અંબોડામાં ઓપતી મઘમઘતાં પુષ્પોની વેણીઓ, સાડીમાં સુરૂચી પેદા કરે તેવી પહેરવેશની આવડત અને ખેલ ખેલવામાં, ઘોડેસવારીમાં અને જરૂર પડે તો તલવાર હાથ ધરી મેદાને પડવામાં લાયક, સાડીનો કચ્છ મારવા જેવો આ પહેરવેશ સરસ છે. તે ઉપરાંત હિંદ જેવા ગરીબ દેશને પોષાય તેવો દક્ષિણી પહેરવેશ દરેક પ્રાંતને અનુકરણીય છે.

તેમનાં અંગોપાંગો આ પહેરવેશથી સંપૂર્ણ સચવાય છે. સાત્ત્વિકતા અને સુંદરતાનો સુમેળ દક્ષિણી પોશાક જેવો કોઈ પ્રાંતમાં સધાયો નથી. માત્ર સાડી કોઈ વખત બહુ તંગ પહેરવામાં આવે છે, ત્યારે પગની નીચેનો ભાગ અને પીંડી ઉઘાડાં જણાય છે, તે બાબતમાં દક્ષિણી સ્ત્રીઓ ખ્યાલ રાખે તો, દેશના બધા વિભાગોની સ્ત્રીઓના પહેરવેશમાં દક્ષિણ મોખરે રહેલ છે એમ કબુલ કરવું પડે છે.

પારસી મહિલાઓ વધુ પડતું ક્રિશ્ચિયન અનુકરણ છોડી દે તો તેમની સાડી ધારણ કરવાની આવડત ખરેખર વખાણ કરવા જેવી છે. છતાંયે રેશમી સાડીનો શોખ અને મોહ અથવા એ કોમમાં તે માટેનો રિવાજ કંઈક વધુ પડતો ખરચાળ જણાય છે. તેની સાથે કૃત્રિમ સાધનો—પાઉડર, પફ, સ્નોનો વધુ વપરાશ તેની કુદરતી સુંદરતા ઉપર નકામા લેપડા જેવો લાગે છે. તે પોષાકમાં સ્વચ્છતાનો આગ્રહ રાખે છે, તેટલી જ માથા ઉપરના વાળ માટે બેદરકાર છે. એથી જ આ કોમમાં મગજના દુઃખાવાની બૂમ વધુ જણાય છે

વાણીમાં વિવેક, સાચી સત્કારવૃત્તિ, કોમળ સ્વભાવ, કુદરતે આપેલી ચામડીમાં ઉજ્જવળતા અને લાલાશથી પારસી બાનુ ખરેખર સુંદર દેખાય છે. પરંતુ એ જ્યારે 'યુરોપીઅન લેડી' બનવા પ્રયાસ કરે છે, તેનું અનુકરણ કરે છે, ત્યારે હિંદીથી જુદી પડી જાય છે અને વધુ ખરચાળ બને છે. એ કરતાં જો એ ગુજરાતી પહેરવેશ તરફ ઢળે તો પારસી સન્નારી તરીકે દીપી ઉઠે ખરી.

જુદા જુદા પ્રાંતોના પહેરવેશ સંબંધી આટલી ચર્ચા કર્યા પછી વાસ્તવિકતાના થોડાક મુદ્દા જણાવવાની જરૂર છે:

(૧) માનવીગત મર્યાદા જળવાય અને સુઘડતા તથા સૌન્દર્યનો મેળ રહે તેવો પોશાક હોવો જોઈએ.

(૨) પોશાકનાં સાધનો બને તેટલાં ઓછાં હોવાં જોઈએ. તેની સાથે ખરચાળ પણ ઓછાં હોય તો જ આપણા દેશનો મધ્યમ વર્ગ અને મજૂર વર્ગ તેને જીરવી શકે અને નિભાવી શકે.

(૩) પોશાક એટલો તંગ ન હોવો જોઈએ કે જે ફેફસાંની, શ્વાસોચ્છ્વાસની ક્રિયાને હરકત કરે કિંવા ગર્ભાશયમાં રહેલા બાળક ઉપર અથવા ગર્ભાશય ઉપર દબાણ કરે. તેની સાથે તે એટલો ઢીલો કે ખુલતો પણ ન હોવો જોઈએ કે ઉપયોગી અંગો લટકતાં બની બેડોળ બની જાય.

(૪) કૂદવામાં, દોડવામાં, ઘોડેસવારીમાં ખાસ અડચણ કરે તેવો પોશાક બદલાય તો સ્ત્રીઓમાંથી પે.મલાપણું ઓછું થાય.

(૫) શયન વખતનો, રસોઈ વખતનો અને બહાર જવા વખતનો—એમ જુદા જુદા પોશાકો રહે એ આરોગ્ય અને સ્વચ્છતાની નજરે ઇચ્છવા યોગ્ય છે.

(૬) સફેદ પોશાક સાત્ત્વિકતા વધારે છે, લાલ પોશાક કામોત્તેજના અને ઉન્મત્તપણું લાવે છે, લીલો પોશાક શાંતિ અને શીતળતા આપે છે. કેશરી પોશાક વીરતા કે તોફાની વૃત્તિ જગાડે છે. વાદળી ને પીળો પોશાક ગંભીરતા અને દાંભિકતા ઉપજાવે છે. પીળો અને સલેટીઓ પોશાક ચંચળતા અને જીજ્ઞાસાવૃત્તિને પોષે છે. શ્યામ પોશાક કયારેક હિંસક વૃત્તિને જગાડે છે અને કયારેક ઉદાસીનતા ઉપજાવે છે.

(૭) શ્યામ અથવા કાળી ચામડી ધરાવનારને લાલ કે પીળો અને ગુલાબી પોશાક વધુ ગમે છે. ઘઉંવર્ણો દેહ સફેદ અને વાદળી પોશાક તરફ ખેંચાય છે. અત્યંત સફેદ ચામડીના માનસને શ્યામતાવાળો અને દુધીયા પોશાક પસંદ પડે છે. શ્વેત છતાંય ગુલાબી શરીરધારી મહિલાઓ દુધીયા અને પીરોજી પોશાક તરફ ખેંચાય છે અથવા લીલા કે પોપટીયા રંગ તરફ ધસે છે.

ઉત્તમ વસ્ત્ર તો સુતરાઉ ખાદી છે. મધ્યમ ઉન અથવા ગરમ વસ્ત્રો છે. ત્રીજા નંબરે રેશમ આવે છે. અને પછી તો શણુ, ટાફેટા, કેળની છાલમાંથી, આકડાનાં ફળોમાંથી બનતાં કૃત્રિમ વસ્ત્રો જાપાન જેવા દેશો હિંદને પહેરાવવા માંડયા છે તે આપણે જોઇએ છીએ.

એ વસ્ત્રો નથી તાપ કે નથી ટાઢથી રક્ષણ કરી શકતાં, નથી આરોગ્યને સાચવી શકતાં. દેશનો વસ્ત્રનિર્માણ ઉદ્યોગ સંપૂર્ણ ખીલેલો છે અને દેશની જરૂરીયાતને પૂરો પડે તેટલો છે. છતાંયે પરદેશીઓની રાજસત્તાને લીધે વિદેશનાં વસ્ત્રોએ હિંદ ઉપર ધસારો કર્યો છે અને કરે છે તથા તે હિંદની લક્ષ્મીને લૂટે છે.



## પ્રકરણ ૧૧મું

### ખુશબો

કેતકી, બટમોગરો, ચંબેલી અને ગુલાબ એ વનસ્પતિપુષ્પો હોવા છતાં એક જ ક્યારામાં, એક જ જલસિંચન અને પૃથ્વીમાંથી એક જ પ્રકારનો રસ ચૂસવા છતાં, પોતાની જાતિ પ્રમાણે અલગ અલગ ખુશબો ધરાવે છે; તેમ સ્ત્રી અને પુરુષ મનુષ્ય હોવા છતાં જાતીય ખુશબો અલગ અલગ ધરાવે છે.

સમગ્ર સૃષ્ટિમાં વિવિધ પ્રકારની વાસો–ખુશબોથી, વાતાવરણ સભર ભર્યું છે. તેમાં વનસ્પતિજન્ય વાસ છે, તેમ પશુજન્ય, પક્ષી-જન્ય, કીટજન્ય અને છેવટ જળપદાર્થજન્ય વાસથી સમગ્ર સંસાર ભરચક ભર્યો છે. છતાંય સ્વજાતીય સુવાસ વિજાતિને જેટલી આક-ર્ષક છે, તેટલો સ્વજાતીય ઉપર તેનો પ્રભાવ પડતો નથી. બીજી રીતે એવું પણ જોવામાં આવે છે કે નરજાતીય પદાર્થ કેટલીક વખત નરજાતિની સુવાસને મદદ કરતા થઈ પડે છે અને એનાં અંગ સાથે તે જ્યારે સંલગ્ન થાય છે ત્યારે તેની જાતીય સુવાસને વધુ ઉગ્ર બનવી મૂકે છે.

સ્ત્રીઓમાં જેમ ખાસ વિશિષ્ટ પ્રકારની વાસ છે તેમ પુરુષોમાં પણ વિશિષ્ટ પ્રકારની સુવાસ રહેલી છે; અને સ્ત્રી તથા પુરુષના જાતીય આકર્ષણમાં તેમ જ કામોત્તેજનામાં આ સુવાસ અગત્યનો ભાગ ભજવે છે.

સ્ત્રી–પુરુષમાં આ પ્રકારની વાસ સદાકાળ એકસરખી રહેતી નથી. માતૃત્વમાં અને પ્રૌઢાવસ્થામાં ફેરફાર થઇ જાય છે; તેમ અટકાવ-કાળમાં, સગર્ભાવસ્થામાં અને કામોત્તેજના વખતે તેમ જ કામતૃપ્તિની પરાકાષ્ટાના સમયે પણ ફેરફાર થાય છે. શરીરનાં અંગોમાંથી જુદા જુદા પ્રકારની વાસ ઉત્પન્ન થવાનાં ચાર જુદાં જુદાં સ્થાનો છે.

મુખ્યત્વે ગુહ્યભાગ અને સાથળના મૂળ પ્રદેશના પસીનામાંથી, તેમ જ માથાના બાલ અને ઉદરની નાભિ એ ચાર સ્થળમાંથી સ્ત્રીજાતીય ખુશબો ઉત્પન્ન થાય છે અને તે વિશેષે કરીને પસીના મારફત બહાર પડે છે.

સ્ત્રીજાતિમાં દરેક સ્ત્રીઓમાં એક જ પ્રકારની સુવાસ હોતી નથી. કામશાસ્ત્રકારે શરીરની સુવાસ ઉપરથી પદ્મિની, હસ્તિની, ચિત્રણી, શંખિની એમ સ્ત્રીઓના ચાર ભેદ પાડેલા છે.

કામેચ્છાના ઉદ્ભવસ્થાનમાં મુખ્ય સ્થાન જાતીય વાસનું છે. જો કે હાલના સુધારક જમાનામાં ઘ્રાણેન્દ્રિયનું સ્થાન દર્શનેન્દ્રિયે લઈ લીધું છે, અને વધુ પડતા કૃત્રિમ બાહ્ય પદાર્થો અને વિચિત્ર શારીરિક વ્યવહારો, તેમ જ કપડાંનું વધુ પડતું આચ્છાદન જાતીય વાસને ઢાંકી દે છે. છતાં એકબીજા સ્ત્રી પુરુષો જાતીય વાસથી આકર્ષણ પામે છે અને પરિણામે શરીરસંબંધ બંધાય છે.

નાસિકામાં રહેલા એકાદ પોચા હાડકા પાસે જાતીય વાસ પારખવાનું ખાસ સ્થાન છે અને એ સ્થાન ઉપર જાતીય ખુશબો અથડાય છે ત્યારે વિશિષ્ટ પ્રકારની એ સુવાસથી મનુષ્ય જાતિ ખૂબ મસ્ત બને છે.

ખાસ કરીને સુવાસ ઉત્પન્ન થવાનાં સ્ત્રી અને પુરુષનાં સ્થાન જુદાં જુદાં હોય છે. છતાં તેના પસીનામાં અને શ્વાસોચ્છવાસમાં જાતીય વાસ તીવ્રપણે ભરી હોય છે.

આ વાસ પ્રેમીનાં સ્મરણ–ચિંતનથી ઝરવા લાગે છે અને શરીર ઉપર ધારણ કરેલાં વસ્ત્રોનાં બંધનને ભેદીને બહાર પડે છે. તેથી પણ ઉગ્ર અને તીવ્રતર વાસ રજોદર્શન સમયે બહાર પડતા રજ મારફત વહે છે અને કામોત્તેજનાને ઉત્તેજે છે. પરંતુ આવા પ્રકારની ઉચ્ચતર સુવાસ બિલકુલ નિર્દોષ અને નીરોગી શરીર તથા ગુહ્ય ભાગને આભારી છે. જો આ અવયવો રોગીષ્ટ હોય છે તો જાતીય આકર્ષક સુવાસ બદબોના રૂપમાં ફેરવાઈ જાય છે.

રજોદર્શનકાળ અને ત્યારપછીની પંદર રાત્રિમાં એક ખાસ ઉચ્ચ-તમ સુવાસ સ્ત્રીશરીરમાંથી પ્રગટે છે. તેને પારખી શકવાની યોગ્યતા ઘણી ઓછી ઘ્રાણેન્દ્રિયોને હોય છે. છતાં એ સુવાસ પુરુષજાતિને સમજે યા બીનસમજે પણ પોતાની તરફ ખેંચે છે ખરી.

જો કે પુરુષજાતિમાંથી પણ આવી જાતની સુવાસ ગુપ્તભાગ અને વૃષણમાંથી પ્રગટે છે. પણ આ વાસ બહુ જ મર્યાદિત હોય છે, જ્યારે સ્ત્રીઓની વાસ અત્યંત તીવ્ર હોય છે અને તે તીવ્રતા ગુપ્ત પ્રદેશમાં આવેલી ચોક્કસ જાતની રસગ્રંથીઓ પેદા કરે છે.

પુરુષમાં જાતીય વાસ બહુ મર્યાદિત હોવા છતાં અમુક કાળે તે અતિ તીવ્ર પણ બને છે, અને તે કાળ એટલે વીર્યપતનકાળ છે. તે વખતે પુરુષજાતિના વીર્યમાં એ અત્યંત તીવ્રતા અને સુવાસિતતા ઉત્પન્ન કરે છે. સમાગમકાળમાં વીર્યપતન પછી કેટલુંક વીર્ય બહાર ઝરી જાય છે અને એનો કેટલોક અંશ અંદર પચન થાય છે. એ પચેલા વીર્યમાંથી જાતીય વાસ એટલી ઝડપે શરીરમાં ફરી વળે છે કે પંદર મિનિટ કે અર્ધા કલાકની અંદર સ્ત્રીના શ્વાસોચ્છવાસમાં વીર્યની વાસ જણાઈ આવે છે અને ત્રણ કલાક પછી એ નાબૂદ થાય છે.

આ જાતીય સુવાસની સ્ત્રીને બહુધા ખબર હોતી નથી. પણ કેળવાયેલી ઘ્રાણશક્તિ ધરાવનાર પતિ સ્ત્રીના શ્વાસમાં આવતી વીર્યની ખુશબોને પારખી શકે છે. આ ખુશબો જ કયારેક સમાગમકાળના થોડાક સમય પછી ફરી કામોત્તેજનાની ભરતી ઉત્પન્ન કરે છે, અને એ ભરતી પછીનો ઓટ આનંદની પરાકાષ્ટાએ પહોંચેલો હોય છે.

પુરૂષને પુરૂષજાતિય વાસ આકર્ષક નથી લાગતી, પરંતુ સ્ત્રીને માટે એ વધારે આકર્ષક હોય છે. જ્યારે સ્ત્રીની સુવાસિતતા પુરૂષ જાતિને વધારે આકર્ષે છે, છતાંયે એવું જોવામાં આવ્યું છે કે અમુક સ્ત્રીની જાતીય વાસ પ્રત્યે એક પુરૂષને આકર્ષણ થાય છે અને તે તેના તરફ ખેંચાય છે; જ્યારે બીજા પુરૂષને એ જ વાસ અણ-ગમતી જણાય છે અને તે દૂર દૂર ભાગે છે. આ વાસ અને સુવાસમાં

તંદુરસ્ત શરીરમાંથી સ્વાભાવિકપણે ઉત્પન્ન થયેલી જાતીય ગંધ- પરત્વે સમજવું જોઇએ. રોગીષ્ટ, કિલષ્ટ અને ભ્રષ્ટ શરીરમાંથી નિક- ળતી વાસ તે સુવાસ હોતી નથી, પરંતુ તેને દુર્ગંધ કહી શકાય અને તે હરેક મનુષ્યને અણગમો જ ઉત્પન્ન કરે છે.

મનુષ્યજાતિ ઘણા જૂના કાળથી સુગંધી પદાર્થોનો ઉપયોગ કરતી આવી છે. પરંતુ સમય બદલાતાં બદલાતાં સુમધુર આહ્લાદકારક પદાર્થો—કુદરતી પદાર્થોને છોડતી જાય છે, અને અતિ ઉગ્રતાવાળા બનાવટી પદાર્થોનું સેવન કરતી જાય છે. એથી ખાસ હાનિ એ થઈ છે કે અતિ ઉગ્ર અને તીવ્ર ગંધોવાળા પદાર્થોએ શરીરની જાતીય સુવાસને ઢાંકી દીધી છે. તેની સાથે એ તીવ્ર પદાર્થોની ઉગ્ર વાસથી ઘ્રાણેન્દ્રિયની સ્વાભાવિક શક્તિ બહેર મારી ગયેલી જણાય છે.

શરૂઆતમાં મનુષ્યજાતિ વનસ્પતિનાં પાતરાં, પ્રાણીજ દ્રવ્યો અને પુષ્પોનો ઉપભોગ કરતી. પરંતુ ઋતુકાળને અનુસરીને જ પુષ્પો મળતાં હોવાને કારણે તેમાંથી અર્ક ખેંચી, અત્તરો બનવા લાગ્યાં, અને એ પણ આજે પાછળ જઈ, તેનું સ્થાન સેન્ટો અને એસેન્સોએ લીધું છે, જેમને પણ અતિ તીવ્ર બનાવવા સ્પિરિટ અને વ્હાઇટ ઓઇલ માનવજાતિના હાથમાં આવી પડયાં છે.

સુગંધી પદાર્થો વાપરવાનાં બે કારણો છે. એક તો એ પદાર્થથી પોતાની જાતીય સુગંધને મદદ કરી સામાને આકર્ષવું. બીજું પોતાના શરીરમાંથી નિકળતી અણગમતી વાસને ઢાંકી રાખી તેને પ્રગટ થવા ન દેવી.

પ્રથમના કારણુસર સુગંધી પદાર્થોનો ઉપયોગ કરનારે પહેલાં જાણી લેવું જોઇએ કે સુગંધ આપનારા પદાર્થો બે ભાગમાં વિભક્ત થયેલા છે. એક જાતના સુગંધવાળા પદાર્થને 'પૌરુષેય' અને બીજી જાતના પદાર્થોને 'સ્ત્રૈણ' કહી શકાય.

પૌરુષેય પદાર્થો પુરુષના શરીરની લાક્ષણિક સુવાસને મળતા આવે છે અને વાપરનાર પુરૂષ તરફ સ્ત્રી આકર્ષણ પામે છે.

સ્ત્રૈણુ પદાર્થો સ્ત્રીની જાતીય સુવાસને મળતા આવે છે અને એ વાપરનાર સ્ત્રી પુરુષને પોતાની તરફ આકર્ષે છે.

આવા સુવાસિત પદાર્થો તેના શરીર ઉપરના વપરાશ પછી બે પ્રકારનાં કાર્ય કરે છેઃ એક તો શરીરમાંથી ઉત્પન્ન થયેલી જાતીય સુવાસને ઉડી નહિ જવા દેતાં ચામડી ઉપર સ્થાપિત કરે છે. બીજું બહારની આવતી દુર્ગંધને તે અટકાવે છે અને શરીરમાંથી પ્રગટેલી દુર્ગંધને દબાવે છે.

જ્યારે આ પદાર્થવિજ્ઞાનને નહિ સમજીને અથવા પદાર્થોની જાતિને નહિ જાણુતાં તેનો ઉપયોગ કરવામાં આવે છે ત્યારે કેટલીક વખત પોતાને અને સામેની વ્યક્તિને એની અણુઘટતી સુવાસ એવો અણુગમો ઉત્પન્ન કરે છે કે તે તરફ પુનઃ જવાનું દિલ થતું નથી.

દાખલા તરીકે કસ્તુરી એ પૌરુષેય પદાર્થ છે. કારણુ કે એ નર-જાતિના મૃગની જનનેન્દ્રિય તેમ જ વૃષણુ પાસે પેદા થાય છે. એટલે કસ્તુરીની સુવાસ પુષરુની વાસ સાથે મિશ્ર થાય છે ત્યારે તે પુરુષની જાતીય વાસને વધુ તીવ્ર અને આકર્ષક બનાવે છે અને પુરુષ જાતિને સ્વતંત્ર કામોત્તેજના અર્પે છે. જ્યારે એ સુવાસ પુરુષજાતીય વાસ સાથે સંલગ્ન બની સ્ત્રીની ઘ્રાણેન્દ્રિયમાં પ્રવેશ કરે છે ત્યારે તે સ્ત્રીને માદકતા અથવા કામવિહ્વળતા ઉપજાવે છે. પરંતુ એ જ કસ્તુરી સ્ત્રીના શરીર સાથે જો સંલગ્ન બને તો સ્ત્રીની જાતીય સુવાસને નાબૂદ કરે છે અને પુરુષને અનાકર્ષક લાગે છે.

અને એથી જ પુરુષ જાતિની શક્તિની કામોત્તેજક દવામાં કસ્તુ-રીને અગ્રસ્થાન આપવામાં આવે છે.

એ જ પ્રમાણે કપુર અને કપુરકાચલીની સુવાસ સ્ત્રૈણુ જાતિની ખુશબોથી ભરપૂર છે. તે સ્ત્રીની જાતીય સુવાસ સાથે સંમિશ્ર થઈ એ જાતીય સુવાસને મહેકાવે છે અને પુરુષ જાતિને આકર્ષે છે.

એ જ પ્રમાણે અત્તરો, પુષ્પો અને હરકોઈ સુગંધી પદાર્થો જાતીય સુવાસને ભળતી અથવા વિરૂદ્ધ ખુશબોથી ભર્યાં હોય છે. તેનો સમજી

વિચારી ઉપયોગ કરવામાં આવે, કૃત્રિમતાને ત્યાગી, કુદરતી અને સ્વાભાવિક સુવાસ તરફ મનુષ્યો વળે તો તેમના સૌન્દર્યનું આકર્ષણ વધી શકે.

માળીએ ચૂંટી કાઢી છાબડીમાં ભરેલાં વિધવિધ ખીલેલાં પુષ્પો ઉપર સ્ત્રી અને પુરુષહૃદયને જો પસંદગી માટે છોડી મૂકવામાં આવે તો પુરુષ જમણા હાથે ગુલાબ અને ચંબેલીને ઉઠાવશે, પ્રથમ પુષ્પનું નિરીક્ષણ કરશે અને પછી તેની ખુશબો લેશે.

સ્ત્રી ડાબે હાથે બટમોગરો કે ચંપો લેશે અથવા પારિજાતકને પસંદ કરશે, પણ પુષ્પને ઉંચકી તેને ચક્ષુ ઉપર લગાવી અંબોડે લગાવશે.

પુરુષ ખુશબો લેવા અધીરો છે, સ્ત્રી ભેટવા આતુર છે. કદાચ આ બાબતમાં અપવાદ પણ જોવામાં આવે છે ખરો, છતાં આમ કેમ બને છે?

સ્ત્રીના હાથે ગુલાબ પડયું તો બહુ થોડા કાળમાં તેની પાંખડીઓ છિન્નભિન્ન બની જાય છે. મોગરો પુરુષ જાતિના હાથે પડયો તો મોગરાના મધ્ય કેન્દ્રમાં આંગળીથી તેને પહોળો કરી વહેલો કરમાવે છે અથવા ઝટ લઈ ખીસામાં સેરવી દે છે. આમ કેમ બને છે?

આ પ્રશ્ન માનસશાસ્ત્ર અને સ્ત્રી-પુરુષજાતીય વિભિન્ન વ્યક્તિત્વની વિચારણાનો છે. એમાં ઉંડા ન ઉતરીએ તો પણ કબૂલ કરવું પડે છે કે સ્ત્રી અને પુરુષ જુદા જુદા પદાર્થ પ્રત્યે જુદી જુદી રીતે આકર્ષણ પામે છે અને ભિન્નભિન્ન રીતે તેનો ઉપયોગ કરે છે.

આટલી સમગ્ર સામાજીક દૃષ્ટિની વિચારણા પછી વ્યક્તિગત સુગંધ માટે વિચારણા કરીએ.

કોઈ પણ સ્ત્રી હોય યા પુરુષ-તેના પ્રથમ મિલનકાળમાં અથવા તેની પાસે બેસવામાં અને વાતચીતમાં તેના શ્વાસોચ્છવાસમાંથી આવતી સુગંધ-દુર્ગંધ પ્રત્યે પ્રથમ ધ્યાન ખેંચે છે.

કેટલીક સ્ત્રીઓના શ્વાસ દુર્ગંધ મારતા હોય છે તેનાં બે કારણ હોઈ શકે : એક તો તેના દાંત અને પેઢાં પ્રત્યેની બેદરકારીને લઈ

તેમાં સડો થયો હોય છે અને તેમાંથી જ અપ્રિય વાસ આવતી હોય છે, અથવા તેમનાં હોજરી અને આંતરડાં બહુ ખરાબ હોય છે, યા શ્વાસનળી કે ફેફસામાં વધુ પડતો જૂનો કફ રહેલો હોય છે, એને લઈ મોઢું દુર્ગંધ મારતું રહે છે. શરીર ઉપરનું દેખાતું સૌન્દર્ય મુખની દુર્ગંધને લઇને તિરસ્કારને પાત્ર થાય છે. માટે ઉપરના બતાવેલા કયા કારણથી મુખની વાસ ખરાબ બની છે, તેની તપાસ કરી તેને નાબૂદ કરવાનો વહેલી તકે પ્રયત્ન કરવો જોઇએ. જંતુઘ્ન દવાઓના કોગળા તથા સારૂં દંતમંજન વાપરી સ્વચ્છ દાંત બનાવવા તરફ કાળજી રાખવાથી અને હમેશાં એ ઉપર ચીવટ રાખવાથી દાંતમાંથી આવતી દુર્ગંધ નાબૂદ થાય છે. દાંત માટે અગાઉ અમે ઉત્તમ દંતમંજન બતાવી ગયા છીએ. તે પ્રમાણે દાંતની સંભાળ લેવી.

હોજરી, આંતરડાં કે ફેફસાંની રોગીષ્ટ સ્થિતિમાં અનુભવી ચિકિત્સકની સલાહ પ્રમાણે ઉપચાર કરવા. કેટલીક વખત ઉપવાસ કરવાથી અથવા ઘણા વખતની કબજીઆત હોય તે તૂટી જવાથી કિંવા નિયમિત એનીમા લઈ આંતરડાંને બરાબર મળરહીત કરવાથી મોઢાની ખરાબ વાસ દૂર થાય છે. માટે પ્રથમ તેનું કારણ તપાસી તેને નાબૂદ કરવાને પ્રયત્નશીલ થવું જોઇએ.

શરીરની વાસનો મુખ્ય આધાર શરીરમાંથી બહાર પડતા પસીના ઉપર પણ છે. તંદુરસ્ત શરીરવાળાં હરકોઈ સ્ત્રી પુરુષ પોતાનો ખોરાક સાત્વિક અને શુદ્ધ રાખે અને શરીરનાં અવયવો બરાબર કાર્ય કરતાં હોય, તો તેવા મનુષ્યનો પસીનો બિલકુલ દુર્ગંધરહીત હોય છે. જો કે જાતીય વાસ તો તેમાં પણ ભરી હોય છે, છતાં એ વાસ અણગમો પેદા કરતી નથી.

પરંતુ જેના ખોરાકમાં વધુ પડતા કઠોળ અને ચણાના પદાર્થો હોય છે, ડુંગળી અને લસણ હદ બહાર જેઓ ખાય છે, જેઓ માંસાહારી છે અને હરહમેશાં માંસાહાર હદ વટાવીને કરે છે, તેમનો પસીનો ઘણું કરીને દુર્ગંધ મારતો હોય છે. એ દુર્ગંધ પોતે નથી

પારખી શકતા, પણ તેમની પાસે બેસવાનો કે તેમની પથારીમાં સૂવાનો બીજા કોઇને કમભાગ્યે સમય આવી લાગે છે, ત્યારે થોડી નરકયાતનાની શિક્ષા ભોગવી લીધેલી જણાય છે.

આવી વાસને ટાળી નાંખવા માટે પ્રથમ તો ઉપર બતાવેલા પદાર્થો બંધ કરવા જોઇએ. તેની જગ્યાએ અંબર, કસ્તુરી, એલચી, નાગરવેલ, કેશર, બદામ, સુવર્ણ, દૂધ, મલાઈ, માવો, માખણ, જેવા પદાર્થો શરૂ કરીને, તે બરાબર હજમ થાય તેટલી કસરત કરવાથી શરીરમાંથી મજાની સુવાસ પ્રગટ થાય છે.

શરીરની દુર્ગંધ મટાડવા માટે અગાઉ જાત જાતના લેપો (ઉબટન) બતાવ્યા છે, તો તેનો પણ જરૂર ઉપયોગ કરવો.

સારાં અને સાચાં અત્તરો-ગુલાબ, હીનો, પાંદડી, કેવડો, વગેરેનો સમજી વિચારી ઉપયોગ કરાય તો તે શારીરિક ખુશબોને મદદ કરે છે.

પુરુષના વીર્યની નબળાઈ કે વિકૃતિમાંથી અથવા ચાલુ સ્વપ્નદોષ રહેવાને કારણે શરીરમાંથી એક પ્રકારની અણગમતી વાસ આવે છે, અને પહેરવાની ધોતી અથવા પાટલૂન ધોવામાં આવવા છતાં એ વાસ નાબૂદ થતી નથી, તેવાઓએ વીર્યની ગરમી નાબૂદ થાય તેવા ઉપાયો કામે લગાડવા જોઇએ. શીતળ, પુષ્ટિકારક અને વીર્યવર્ધક છતાં કાષ્ટિક ઔષધો જેવાં કે ગળોસત્ત્વ, મુસળી, તાલીમખાના, બળબીજ, કૌચા, રૂમીમસ્તકી, શતાવરી, વિદારીકંદ, ગોખરૂ અને આંબળા જેવા પદાર્થોનું યુક્તિપૂર્વક સેવન કરવું. એથી વીર્ય જતું અટકશે અને વીર્યમાંની દુર્ગંધ પણ નાબૂદ થશે.

સ્ત્રીઓને અટકાવની અશુદ્ધિના કારણે કે ગુપ્ત ભાગના વ્યાધિના કારણે શરીરમાંથી પુરુષની જેમ ખરાબ વાસ પ્રગટે છે. અટકાવનું રક્ત સંપૂર્ણ શુદ્ધ નિયમિત કાળે આવતું રહે છે તો કોઈ અણગમતી વાસ પ્રગટતી નથી. પરંતુ એ જ્યારે દુષિત હોય છે, ત્યારે આ અણગમતી વાસ શરીરમાંથી આવે છે અને તેમના કબજામાંથી તેમ જ ચણીયામાંથી આ વાસ કપડાંને ધોવા છતાં જતી નથી.

અટકાવ બરાબર નિયમિત અને શુદ્ધ આવે તે માટે યોગ્ય ઉપચાર કામે લગાડવા જોઇએ. ગુપ્ત ભાગમાં કોઇ દર્દ હોય તો તે ભાગ જંતુઘ્ન પાણીથી ડુશ લઇ હરરોજ સ્વચ્છ બનાવવો જોઇએ.

છેવટે સમજી રાખવું જોઇએ કે જનનપ્રદેશની વાસ એટલે જેને જાતીય વાસ કહી શકાય તે અલ્ક (ક્ષાર) પ્રકૃતિના પદાર્થો વડે વધુ તીવ્ર બને છે અને અમ્લ (ખટાશ) પદાર્થો વડે તે ક્ષીણ બને છે.



## પ્રકરણ ૧૨મું

### કાજળ-ચંદ્રક

**જાદુભરી** સુંદર આંખો એ પણ કુદરતની કૃપા—અસીમ કૃપાથી જ પ્રાપ્ત થાય છે. લીંબુની ફાડ જેવી વિશાળ આંખો સફેદ પરીધની મધ્યમાં, શ્યામ, ચમકદાર, કાલિમાભરી પ્રતિબિંબિત થતી ઝીણી છતાં ય તેજદાર કીકી, લાંબી છતાં ય વળેલી પાંપણો, ધનુષ્યાકાર નેણ, સ્વચ્છ અને ચમકતી તેજદાર દૃષ્ટિ, એ એક સુંદરતા છે, એટલું જ નહિ પણ મોહ ઉપજાવનાર, વશ કરનાર સાચું વશીકરણ છે.

આંખો એ આત્માનું દર્પણ છે. તેમાં મદભરતા છે અને આર્દ્રતા યે છે. કાતીલતા છે અને કોમળતા યે છે. એ આકર્ષણ કરી શકે છે અને તિરસ્કારી યે શકે છે. એ તીરની માફક ભેદન કરી શકે છે, એ આળા થયેલા ઘાને અમીવર્ષણથી રૂઝાવી પણ શકે છે. શરીરરચનાની અંદર આંખો એ કુદરતની અલૌકિક અને અજબ રચના છે. સાડાત્રણ મણની સુંદર કાયામાં જો આંખો હોતી નથી—હરાઇ ગઇ હોય છે તો એનું જીવન અકારૂં અને અધરૂં થઇ પડે છે. આત્માની માનીતી પટરાણી આંખ અને જીભમાં જ્યારે આંખ રીસાઇ જાય છે ત્યારે તો તેના દેહરથને ખેડી જ શકાતો નથી; જ્યારે જીભ રીસાય છે ત્યારે એના રથને ખેડવામાં બહુ મુશ્કેલી નડતી નથી.

અર્થાત્ નેત્ર છે તો જ જગત છે, નેત્રો નથી તેનું જગત શૂન્ય છે. પ્રેમીઓ નેત્રોવડે અંતરની ઉંડી ભાવનાથી વાતો કરે છે. યોગીઓ ચક્ષુના તેજથી દૂર દૂરના જીવોને ખેંચે છે. વૈરીઓ નેત્રોથી ઝેર વરસાવે છે. દર્દીઓ દુઃખભર્યાં નેત્રોથી દુઃખ દર્શાવે છે. વિરહીઓ અંતરનાં વિરહજળ આંખોથી જ અશ્રુરૂપે વરસાવે છે. યાતનાઓની ચક્કીમાં પીસાતા આર્તજીવો આંખોથી જ શ્રાવણ–ભાદરવાની સરિતાઓ વહાવી અંતરનાં વલોણાં હળવાં બનાવે છે.

આંખમાં સાચી વિદ્યુતશક્તિ રહેલી છે. એ અપાર બળવાળી શક્તિ જેણે કેળવી છે તે પોતાનું ધાર્યું કાર્ય કરી શકે છે અને ધારે તો ભય પણ વહાવી શકે છે. એક નેત્રકટાક્ષથી, એક તિરછી નજરથી, માત્ર એક મદનબાણથી, એક સુંદરી, હજારો સૈનિકોને વશમાં રાખનાર મહાન બળવાન યોદ્ધાને પણ તાબે કરે છે. રાજન ભર્તૃહરિ કહે છે કે મૃગનયની નારીના નયનકટાક્ષથી '**મનો न भिद्यते येषां स योगी अथवा पशु**' જેનું હૃદય ભેદાતું નથી તે સમર્થ યોગી છે કે જેણે મનની ઇંદ્રિયો વશ કરી છે, અથવા તો એ કેવળ પશુ છે.

ખરી રીતે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરૂષાર્થ સિદ્ધ કરવાને માટે નિર્મળ–સ્વચ્છ અને તેજસ્વી આંખોની જરૂર છે.

પાંચ વરસથી ઓછી ઉમરનાં બાળકોની આંખોની રોશની જેટલી નિર્મળ, તેજસ્વી અને ચમકદાર હોય છે તેથી વધતી જતી ઉમરના મનુષ્યોમાં એ ચમક ઘટતી જાય છે. તેનું કારણ કાંઈ કુદરતી નથી, પણ અનેક કારણવશાત્ એમ બને છે. આંખોની જાળવણી અને સંભાળ તરફ આજે આપણું દુર્લક્ષ વધતું જાય છે. ત્રણ ચાર વરસનાં બાળકોને ચશ્મા પહેરતાં જોઈને ભરતખંડના મહારાજા ભરતરાજની બાળક અવસ્થા કે જેણે પાંચ વરસની અવસ્થામાં પોતાની તીવ્ર નજરથી સિંહણને કબજે કરી હતી, તે યાદ આવે છે. એ જ ભારતના બલિષ્ટ મહારાજાની પ્રજા આજે ઉછરતી અવસ્થામાં વગર ચશ્માએ

જોઈ શકવાની તાકાત પણ ગુમાવી બેઠી છે, તેનું કારણ આંખો પ્રત્યેની તેની બેદરકારી છે.

કેટલીક ક્રિયાઓ સીધી રીતે નહિ તો આડકતરી રીતે આંખને નુકસાન પહોંચાડે છે, અને તે વિષેનું જ્ઞાન હોતું નથી તો એ ચમકતી રોશની મંદ પડવા લાગે છે તથા એની ઉપર જાતભાતનાં આવરણ બંધાય છે.

દરરોજ નાક, કાન, ગુદા, તેમ જ ઉપસ્થ ઇંદ્રિયમાં જે મેલ બાઝે છે તેને સાફ કરવાની જરૂર છે; તેવી જ રીતે આંખની અંદર પણ ચોક્કસ જાતનો બલગમ પેદા થાય છે, એ જ્યારે મોટા જથ્થામાં એકઠો થાય છે ત્યારે પીયાના રૂપમાં બહાર પડે છે અને આપણું ધ્યાન ખેંચે છે. જો એ પહેલાં દરરોજ આંખની સ્વચ્છતા તરફ લક્ષ રાખવામાં આવે તો આંખ બહુ લાંબા કાળ સુધી તેજસ્વી રહે છે.

વરસો થયાં પુરુષો સુરમો અને સ્ત્રીઓ કાજળ આંજતી આવી છે. માતાઓ બાળકોની આંખને સ્વચ્છ રાખવા તેમને હમેશાં કાજળ આંજતી, પરંતુ હવે જમાનો સભ્યતાનો આવ્યો છે. આવાં આંજણો–કાજળો અને સુરમા આંજવાથી શિષ્ટ સમાજને સભ્યતાની અવહેલના થતી લાગે છે. બાળકોને રોજ–બ–રોજ દવાખાને લઈ જઈ આંખમાં દવાઓ રેડવામાં, ખીલને દવાથી ખોદાવવામાં કે ચશ્મા પહેરાવવામાં જરાએ શિષ્ટતાનો કે સભ્યતાનો ભંગ થતો લાગતો નથી; ભંગ થતો લાગે છે માત્ર જૂના રિવાજો ચાલુ રાખવામાં અને સ્વાવલંબી બનવામાં ! આંખને નુકસાન પહોંચાડનારી નીચેની ક્રિયાઓ અને કારણો છે :

મકાનમાંથી ધૂણી–ધૂમાડા બહાર નીકળી શકે નહિ તેવા સ્થાનમાં રસોડું રાખવામાં આવ્યું હોય અને છાણાં, લાકડાંની ધૂણી રસોઇ કરતાં હમેશાં આંખને લાગ્યા કરવાથી આંખ તેજ વિનાની બને છે, ઝાંખાશ આવે છે અને ખીલ થાય છે.

ભઠ્ઠી કે ચૂલા પાસે દરરોજ વધુ વખત કામ કરનારને અગ્નિની આતશ આંખ ઉપર ખરાબ અસર પેદા કરે છે.

ઉન્હાળામાં સખત ગરમાઇમાં ખૂલ્લા પગે ચાલવાથી, મસ્તક ઉઘાડું મૂકીને ફરવાથી કે રબ્બરના બૂટ પહેરવાથી પણ આંખની રોશની હરાઇ જાય છે.

માથાના વાળ ખેંચવાથી, નાકના વાળ તોડવાથી, દાઢી ઉપર ઉલટી હજામત કરાવવાથી, અંબોડો ખૂબ તંગ બાંધવાથી, દાંત કે દાઢ ડાકટર પાસે જોરથી ખેંચાવવાથી, તમાકુ સુંઘવાથી, માથામાં ઘાસલેટીયાં હેરઓઇલ નાંખવાથી પણ આંખને નુકસાન કરે છે અને તેજ ઓછું થાય છે.

સંધ્યાના સમયે આથમતા સૂર્યને જોવાથી, બારીક અક્ષરોનું વધારે વાચન કરવાથી, આગના દશ્યને જોવાથી, દારૂના વ્યસનથી, ભાંગ, ગાંજો, ચરસ, તમાકુ, અફીણના સેવનથી, તેમ જ વધુ પડતો ચાહ પીવાથી પણ આંખની રોશની ઓછી થાય છે.

મરનારની પાછળ રડવાથી–રડયા કરવાથી, રિવાજના વહેણમાં તણાઇ જોરશોરથી છાજીયાં લઇ છાતી પીટવાથી, નિરંતર ગુસ્સો કરી ક્રોધથી ઝેરીલી આંખો બનાવવાથી, પુરુષસંગ પછી ગુપ્ત ભાગ સ્વચ્છ નહિ રાખવાથી, ગુપ્તભાગને હાથ અડકાડી એ જ હાથ સ્વચ્છ કર્યા વગર આંખે લગાડવાથી, સમાગમ પછી અત્યંત ઠંડું જળ પીવાથી, હમેશાં ગરમ જળ મસ્તક ઉપર રેડી સ્નાન કરવાથી, તેમ જ ખૂબ ગરમીમાં ફરી આવી ઠંડા જળે સ્નાન કરવાથી આંખો તેજહીન બને છે અને રોગીષ્ટ થાય છે.

પ્રદરના વ્યાધિથી કે પ્રમેહથી, અત્યંત સંસારસુખ ભોગવવાથી, ઉપરાઉપર આવતી સુવાવડથી, દસ્તની હમેશાં કબજીયાતથી અને અટકાવ બરાબર નહિ આવવાથી, પુષ્કળ ગરમ ખોરાક, લસણ, તેલ, મરચાં અને અથાણાંના વપરાશથી, ઘી દૂધ, મલાઇ, માખણ વગેરે પદાર્થો જોઇતા પ્રમાણમાં નહિ મળવાથી, ઉગ્ર અને તીવ્ર પ્રકાશવાળા વીજળીના દીવાથી, ઘાસતેલના ધૂમાડાવાળા દીવાએ વાંચવાથી, ચલત્ ચિત્રો જોવાથી, હસ્તમૈથુનથી અને ઉપદંશના વ્યાધિથી પણ આંખો નબળી પડે છે, તેજ ઘટે છે, અને આંખના વ્યાધિ જન્મે છે.

ઉપર બતાવેલાં કારણો અને કાર્યો આચારમાં મુકાય છે ત્યારે ધીમે ધીમે આંખ કમતાકાત બનતી જઈ છેવટ કોઈક એવી જાતનો વ્યાધિ લાગુ થઈ જાય છે.

એ સ્થિતિ ટાળવાને માટે બાળકોનાં તેમ જ સૌભાગ્યવંતીનાં કાજળ અને સુરમાની થોડી બનાવટો અહીં આપી છે. તેનો પુરુષો પણ ઉપયોગ કરી શકે છે. એથી આંખ સ્વચ્છ રહે છે, દરરોજનો બલગમ સાફ થાય છે, જ્યોતિ વધતી જાય છે, અને આંખની કાલિમા સચવાઈ રહે છે. બહેનોએ દરરોજ નહિ તો બીજે ત્રીજે દિવસે આંખમાં કાજળ નાંખવું જ જોઈએ. એથી આંખનાં ઉંડાં દર્દો થતાં નથી. પાંપણો ખરી જવી, જીવાત પડવી વગેરેથી બચાય છે અને શ્યામલતાંવાળી મોહક આંખો બને છે.

## સૌભાગ્યવતીનું કાજળ:

દીવેલ (એરંડીયું)નો દીવો કરી તે દીવા પરથી ૪ તોલા મેશ પાડવી. મોરથુથુ તો. ૦॥ તાવડીમાં ફુલાવીને લેવું. ફટકડી તો ૦॥ ફુલાવેલી લેવી. ધોડાવજ તો. ૧ તથા આંબળાં તો. ૧ એ બન્ને વસ્તુને બાળી તેની રાખોડી બનાવી લેવી. એ બધું કપડે ચાળી, એકત્ર કરી, તેમાં ચોખ્ખુ ઘી તો. ૪ નાંખી, એક દિવસ એને ખરલમાં ઘુંટવું. બીજે દિવસે એ ખરલમાં પાશેર પાણી નાંખીને ઘુંટવાથી પાણી મેલું થઈ જાય એટલે નિતારીને કાઢી નાંખવું, અને ફરી બીજું પાણી નાંખીને ઘુંટવું. એ પ્રમાણે જ્યાંસુધી પાણી મેલું નીકળે ત્યાંસુધી કાઢી નાંખી, બીજું નાંખવું અને ઘુંટવું. જ્યારે પાણી મેલું નીકળતું બંધ થાય ત્યારે બીલકુલ પાણી કાઢી નાંખી તેની અંદર બરાસકપુર તો. ૧ બારીક બનાવી નાંખી, એક દિવસ ઘુંટી તૈયાર કરી ડબીઓ ભરવી.

દરરોજ એ કાજળ સ્ત્રીઓ અને બાળકોએ આંજવાથી આંખ નિર્મળ બને છે, આંખમાં થયેલા રોગ મટી જાય છે, તેમાં ખીલ ઉઠતા નથી,

ઉઠેલા નાબૂદ થાય છે, નવા રોગ થતા નથી તેમ જ એમાં ફટકડી, મોરથુથુ આદિ પડવા છતાં કાજળ બળતું નથી. કારણ કે પાણીથી ધોવાને લીધે એ બેઉ પદાર્થનો ઘણો તીવ્ર અંશ નીકળી જાય છે. આ એક ઉમદા બનાવટ છે અને ઘણી જ અસરકારક છે.

**કાજળ નં. ૨.**

ફટકડી તો. ૪, એલચી છોડા સાથે તો. ૮, બેઉ વસ્તુને બારીક ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. ત્યારબાદ તેમાં ગાયનું ઘી તો. ૧૬ મેળવવું. પછી ચોપડા બાંધવાના જાડા કાગળો લઈ તેને પહોળા પાથરી ઉપર ઘી, મસાલા સાથેનું પાથરી કાગળનો ગોળ વીંટો બનાવવો. વધારે હોય તો જુદા જુદા બે ત્રણ વીંટા બનાવી ચીપીઆથી પકડી એક છેડાથી તેને સળગાવી ઉંધું પકડી રાખવું. નીચે ત્રાંબાંનું વાસણ મૂકવું. તેમાં પેલા વીંટાની અંદરથી ઘી ટપકવા લાગશે. બધા વીંટાને આ જ પ્રમાણે બાળી નાંખી તેની રાખ પણ ઘીમાં નાંખવી અને ત્રાંબાના જ વાસણમાં ત્રાંબાના દસ્તાથી અથવા તે ન મળે તો પત્થરના દસ્તાથી આઠ કલાક ઘુંટવું. તદ્દન બારીક થઇ જશે. ઘી બળી ગયું હોય અને કાજળ કોરૂં પડી જાય તો થોડું ગાયનું ઘી અંદર ઉમેરી શકાય. એ પ્રમાણે કરીને ડબીઓ ભરવી.

આંગળી ઉપર લઈ આંખમાં આંજવાથી દુઃખવા આવેલી આંખો, ખીલ પડી જવા, જૂના ખીલ, પરૂ આંખમાં આવવું, આંખમાં ચીપીયા આવવા, આંખ ચોટી જવી, ઝાંખાશ, તેમ જ બાળકને જૂનાં દર્દોવાળી આંખોમાં પણ આ કાજળ સુંદર કામ કરે છે. ગંદી, ગોબરી અને લૂખી આંખો માટે આ કાજળ અમૃત સમાન છે.

**સુરમો નં. ૧**

કાળો સુરમો તો. ૨૦ (બજારમાં પત્થર જેવો ચમકદાર કાળા રંગનો મળે છે) લાવી ખૂબ બારીક વાટવો, પછી તેમાં બહેડાનાં બીજ તો. ૨, કોડીની ભસ્મ તો. ૧, વગર વીંધેલાં સાચાં મોતી

તો. ૧, મનશીલ, તો. ૧, તેને બારીક વાટી કાળા સુરમાની અંદર મેળવવાં. પછી મોરથુથુ તો. ૧ લઈ તેનું એક શેર પાણી બનાવી, તે પાણી ઉપરના સુરમાની અંદર નાંખતા જવું અને ઘુંટતા જવું. તે વાટતાં વાટતાં સુકાઈ જાય ત્યારે પાંચ શેર ઉંચી જાતનું ગુલાબજળ લઈ તેમાં થોડું થોડું નાંખતા જવું અને ઘુંટતા જવું. એ રીતે પાંચ શેર ગુલાબજળ પણ તેની અંદર પચાવી દેવું. પરંતુ ગુલાબજળ નાંખતા પહેલાં બે તોલા બરાસકપુર મેળવીને પછી ગુલાબજળ પચાવવું અને તદ્દન કોરો ભુકો થાય ત્યારે બારીક ઘુંટી શીશીમાં ભરી લેવો.

આ સુરમો આંખના તમામ વ્યાધિને નાબૂદ કરે છે, આંખની ઝાંખ, છારી, ફુલાં, ખીલ, પરવાળાં, વેલનું વધવું વગેરેને નાબૂદ કરે છે અને આંખને માટે ઉત્તમ અસરકારક સુરમો છે.

**સુરમો નં. ૨**

કાળો સુરમો તો. ૪, સાચાં મોતી તો. ૧, બરાસકપુર તો. ૧, ટંકણખાર ફુલાવેલો તો. ૦।।.

સર્વ વસ્તુને ખરલમાં નાંખી, ઉંચી જાતના સાચા ગુલાબજળમાં આઠ દિવસ ખરલ કરી, સુકાય એટલે બારીક ઘુંટી શીશીમાં ભરી રાખવું.

સીસાની સળીથી આંખમાં આંજવાથી આંખને ઠંડક આપે છે અને આંખમાં થતા રોગોને અટકાવે છે.

* * *

## ચાંદલો—ચંદ્રક—તિલક

**શ**રીરમાં ભાલપ્રદેશ એ શરીરનું સર્વોચ્ચ સ્થાન છે. ત્યાં આખા શરીરના સંચાલનની ઓફીસ છે. જ્ઞાનતંતુઓનું, ચેતનાનું, બુદ્ધિનું પરમતત્ત્વ સચ્ચિદાનંદઘનનું સ્થાન પણ ત્યાં જ આવેલું છે. મનુષ્યના

ભાલપ્રદેશમાં-કપાળમાં, પુરાણોના કર્તા કહે છે કે, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ બિરાજી રહેલા છે. વિજ્ઞાનવિષયક શારીરિક નિષ્ણાતો ભાલ-પ્રદેશમાં ગણિતકેંદ્રનું સ્થાન છે એમ જણાવે છે. બુદ્ધિનો નિશ્ચય આ ગણિતકેંદ્રના આધાર ઉપર છે. તેની ઉપર સુખડ, ચંદન, રતાંજલી, કેશર, કપુર અને કપુરકાચલી જેવા પદાર્થોથી બનેલાં ચંદન ધર્મની ભાવના તળે જુદા જુદા આકારનાં રોજ કરવાનો બહુ પુરાણા વખતથી રિવાજ પ્રચલિત છે. એથી એ કેન્દ્રસ્થ જ્ઞાનતંતુઓને શાંતિ અને પુષ્ટિ મળે છે, અને તે હમેશાં પોતાનું કાર્ય બજાવવામાં તત્પર રહે છે.

પ્રત્યેક પુરુષ અને સ્ત્રીજાતિ માટે ચંદનાદિ લેપ કરવાની આયુર્વેદાચાર્ય સુશ્રુતે આજ્ઞા ફરમાવી છે :

**सौभाग्यं वर्णकरं, मित्योजोबलबर्धनम् ।**
**स्वेद दौर्गंध्य वैवण्य, श्रमघ्नमनुलेपनम् ॥**

અર્થાત્ ચંદનાદિના ચંદ્રક અને લેપનથી સૌભાગ્ય વધે છે, શરીરનો રંગ ઉજ્જવળ થાય છે, પ્રીતિ, ઓજ અને બળની વૃદ્ધિ થાય છે તથા પસીનો, થકાવટ અને દુર્ગંધનો નાશ કરે છે. માટે હરેક મનુષ્યે ચંદન કરવું જ જોઈએ. ઋતુ પરત્વે તે માટે જુદા જુદા પ્રકાર પણ બતાવ્યા છે :

**ઠંડી ઋતુમાં**—કેશર, ચંદન અને કાળા અગરનું લેપન બનાવી તેનો ચાંદલો અને લેપન કરવું.

**ગ્રીષ્મ ઋતુમાં**—ચંદન, કપુર અને સુગંધી વાળાનું તિલક-ચંદન બનાવવું જોઈએ.

**વર્ષા ઋતુમાં**—ચંદન, કેશર અને કસ્તુરીનું ચંદન બનાવી લેપન કરવું જોઈએ.

કોઈ પણ સનાતન ધર્મપ્રેમી હિંદુ સ્નાન કર્યા પછી ચંદન કર્યા સિવાય બહાર નિકળતો નથી. ભાલપ્રદેશ ઉપર જેમ ચંદન–ચાંદલો કે તિલક કરવામાં આવે છે, તેમ શરીરનાં જુદાં જુદાં આઠ અંગ ઉપર પણ તે કરાય છે.

કપાળ–ભાલ, બન્ને બાહુ, હૃદય, દુંટી, કંઠ અને કાનની બન્ને બૂટ–એ આઠે અંગે ચંદન લગાવાય છે.

દક્ષિણના કેટલાક પ્રદેશની સ્ત્રીઓ સિવાય બીજા પ્રદેશની સ્ત્રીઓ ચંદન કરતી નથી પણ ચાંદલો કરે છે અને તે પણ કંકુનો કરે છે. હિંદુઓમાં સૌભાગ્યવતીનું કપાળ ચાંદલા વિનાનું અપશુકનીયાળ ગણાય છે. સવારના સ્નાનાદિથી પરવારી ભાલપ્રદેશમાં ગોળાકાર ચાંદલો કર્યા સિવાય કોઈ પણ સૌભાગ્યવતી સ્ત્રી બહાર નહોતી નિકળતી. આજે ચાંદલાની જગ્યાએ ટીલડી થાય છે, અને ત્યાંથી આગળ વધી ચાંદલા અને ટીલડીને જૂનવાણી ગણી તેને તિરસ્કારી નાંખે છે. ચાંદલો કરવાથી શિક્ષિત વર્ગમાં સભ્યતાની ખામી ગણાય છે કે જૂની ગામડીયણ કહી તેની અવહેલના થાય છે. નવો સુધારો જે કરે તે ખરૂં! પરંતુ અમારૂં માનવું છે કે દરેક સૌભાગ્યવતી સ્ત્રીએ ભાલપ્રદેશમાં ચાંદલો કરવો જ જોઈએ. એ સુંદર છે અને આકર્ષક છે. માત્ર તે ચાંદલો કરવાનું કંકુ સારી બનાવટનું પસંદ કરી વાપરવું જોઈએ. ઘણી વખત દરરોજ ચાંદલો કરવાની જગ્યાએ કપાળમાં એક જાતનો કાળો ડાઘ પડી જાય છે અથવા તે જગ્યાએ દરાજ પણ થઈ આવતી જોઈ છે, અને એ દોષ હલકી જાતનાં કંકુની બનાવટનો છે. માટે ઉત્તમ જાતનું હીંગળોકીયું કંકુ વાપરવાથી સુંદરતામાં વધારો થશે અને સોળ શૃંગારમાં ઉજ્જવળ બનશે.



## પ્રકરણ ૧૩મું

### શૃંગારનાં અન્ય અંગ

તિલ—ચમકની આભાથી નીખરાયેલા સુંદર ચહેરા ઉપર એકાદ બે કાળા તલ સુંદરતામાં ઓર વૃદ્ધિ કરે છે. તલને શૃંગારનું એક અંગ માનવામાં આવ્યું છે. એક ડાબા ગાલ ઉપર, એક ઓષ્ટ ઉપર અને એક ભ્રકુટીની ઉપર એમ ત્રણ જગ્યાએ શૃંગાર કરતી વખતે કાળા રંગથી તલ બનાવવામાં આવે છે.

ઘણા દેશોમાં તો એ કાયમ ટકાવવા માટે છુંદણા છુંદાય છે. રંગથી બનાવેલા તલ ફરી પાણીથી ધોઈ શકાય છે. છુંદણા કાયમને માટે રહી જાય છે. છુંદણાં સુંદરતામાં વધારો કરે છે કે કેમ તે તો જોનારની જુદી જુદી રૂચી અને માન્યતા ઉપર અવલંબે છે. પરંતુ હાથ, પગ, જાંગ, ઢીંચણ અને હાથના પંજા તથા હથેલીઓ ઉપરનાં પાર વગરનાં છુંદણાં ખરી રીતે શરીરની સાચી સુંદરતાનો વિનાશ કરે છે. ગુજરાતમાં જેટલો છુંદણાં છુંદાવવાનો રિવાજ છે તે કરતાં કાઠિયાવાડ અને મારવાડમાં વધારે છે.

બાલિકાઓની કુંવારી અવસ્થામાં જ અનિચ્છાએ પણ આવા છુંદણા છુંદાવી હાથ પગનો દેખાવ અરૂચી ઉપજાવે એવો બનાવી દેવામાં આવે છે. પ્રથમ તો સોયની અણીથી છુંદણાં ઘોંચાવી તૈયાર કરવાનો રિવાજ હતો. હવે તો એને માટે પણ વીજળીનાં મશીનો નીકળ્યાં છે; અને બહુ સહેલાઈથી છુંદણાં ઉપરાંત નામ, ફોટા અને છબીઓ હાથના પંજાની પીઠ ઉપર કોતરી આપે છે. સ્રીઓ ઉપ-રાંત પુરુષો પણ પોતાના બાહુદંડ ઉપર નામ લખાવે છે અથવા ફોટા પડાવે છે. બધા દેશોમાં ખલાસીઓને આવાં છુંદણાંનો શોખ વિશેષ હોય છે

આવી રીતે કુદરતી ચામડી ઉપર આવરણ લગાવી તેને અત્યંત ચિત્રવિચિત્ર બનાવવી એ સરસ તો નથી લાગતું; પરંતુ રિવાજ અને

રૂઢી એટલાં બળવાન છે કે બધા મનુષ્યો એ હવામાં તણાયા વગર રહેતા નથી. જો કે છેલ્લા થોડા દશકાથી કુમારીઓમાં છુંદણાંનો અભાવ થતો જાય છે અને તે ઇચ્છવા યોગ્ય છે. ચહેરા ઉપરના એકાદ બે તલ જેવાં છુંદણાં હોય તો તે કદાચ આકર્ષક લાગે છે.

છુંદણાંનો રિવાજ હિંદમાં જ છે એમ નથી. અન્ય દેશોમાં પણ એ રિવાજ જોવામાં આવે છે અને ત્યાંની સ્ત્રીઓ ત્યાંના રિવાજ પ્રમાણે છુંદણાં છુંદાવે છે.

## મેંદીનો રંગ

હાથની હથેળી, પગનાં તળીયાં અને આંગળીઓના નખ કુદરતી રીતે જ તંદુરસ્ત મનુષ્યનાં રક્ત વર્ણનાં હોય છે. પરંતુ એને વધુ રક્ત વર્ણનાં બનાવવા માટે મેંદીનાં પાતરાંની અંદર થોડી ફટકડી મૂકી પાણી સાથે બારીક વાટી, હાથ પગનાં તળીયાં ઉપર ચાર છ કલાક મૂકી રાખવાથી લાલ રંગ ખીલી નીકળે છે. સ્ત્રીઓ આમાં પણ કળા અને કારીગરી કરે છે. મીણ વડે દાણા, ૐકાર કે વેલ બનાવી, પ્રથમ એને હાથ કે પગ ઉપર મૂકી, પછી તેના પર મેંદી લગાવે છે. મીણની આકૃતિની જગ્યાએ રંગ લાગતો નથી એટલે એ જગ્યાએ ખાલી આકાર ઉઠેલો જણાય છે અને તે સુંદર પણ લાગે છે. મેંદી શીતળતાનો ગુણ ધરાવનાર ઉત્તમ વનસ્પતિ છે. એ રંગને ઉત્પન્ન કરે છે એટલું જ નહિ પરંતુ ઠંડક પણ આપે છે. ઉષ્ણ પ્રકૃતિના મનુષ્યના હાથપગનાં તળીયાંમાં જ્યારે દાહ થાય છે ત્યારે તેની ઉપર મેંદી લગાવવાથી ઠંડક આપે છે અને આંખોનું તેજ વધે છે.

મેંદીને સંસ્કૃતમાં નખરંજક અને ફારસીમાં હીના કહે છે. એ અત્યંત શીતવીર્ય, ઉષ્માનાશક, કાન્તિપ્રદ ઉત્તમ ઔષધી છે. ક્ષારોની મિલાવટથી તૈયાર થયેલા રંગ, જે નખ રંગવાના અને હાથપગનાં તળીયાં રંગવાના ઉપયોગ માટે તૈયાર વેચાતા મળે છે, તેના કરતાં મેંદીનો રંગ ઘણો ઉમદા છે. તે કોઈ પ્રકારનું નુકસાન કરતો નથી, બલકે લાભ કરે છે. વર્ષા ઋતુમાં મેંદીનો રંગ ઘણો સરસ ઉઠે છે. હિંદુ

બાલિકાઓ અને નવોઢાઓનાં મોળાકૃત, જયા-પાર્વતિ, એવરત, જીવરત-વગેરે વ્રતો વર્ષા ઋતુમાં જ આવે છે. અષાઢ અને શ્રાવણમાં દેવદેવીઓની ઉપાસના કરતી, સાત્વિક આહાર અને ફલાહારથી દિલનું સંયમ સેવતી, વસ્ત્રાભૂષણોથી સજ્જ થઇ સચૈલસ્નાન પછી જેનો કેશકલાપ ફણીધરની માફક નિતંબો ઉપર ફેલાઈ રહી, અધઃપ્રદેશે ઉતરવા પ્રયત્ન કરી રહ્યો હોય છે તેવી, અને ગોળ કપોલ ઉપર આવતી વેણીની લટોને હાથની આંગળીઓથી ઠીક કરતી હિંદની આર્ય માતા શિવમંદિરે 'અખંડ એવાતન'ની યાચના કરવા, પૂજાવિધિનો થાળ હાથમાં ધરી, ડગ ભરતી જણાય છે ત્યારે:

'अमलां अतुलां सुस्मितां तारिणीं धारिणीं मातरम् ।
सुहासिनीं सुमधुरभाषिणीं सुखदां वरदां मातरम् ।
बन्दे मातरम् ॥

'જીવનામૃત ઝીલાવનારી નારી તું નારાયણી,
નરને નીવડાવનારી નારી તું નારાયણી.'

સંસારના શિખરે ઉભેલા ઓ હિંદ ! જ્યાંસુધી તારી આર્ય રમણીઓમાં આર્યત્વ અને સુવાચ્ય સંસ્કૃતિ સભર ભરી છે, ત્યાંસુધી હિંદ દેવભૂમિ જ રહેશે, અને પુરુષો જ્યાંસુધી સ્ત્રીઓ પ્રત્યે સદ્‌ભાવના સેવશે,

त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयम् ।
त्वं कौमुदीतनयनयोरमृतं त्वमंगे ॥

ત્યાંસુધી હિંદનું ગાર્હસ્થ્યજીવન સ્વર્ગ સમું હશે, અસ્તુ !

**દર્પણ-અરીસો**

દિલની ભાવનાઓ નિહાળવાનું સ્થાન દર્પણ છે. મનુષ્ય જ્યારે દર્પણમાં મુખ જુએ છે ત્યારે તેનું અંતઃકરણ વંચાવા લાગે છે અને અનેક ભાવો ઉંડેથી ઉપર આવે છે. મુખ ઉપર એ ભાવો પોતાની છાયા મૂકતા જાય છે અને ચાલ્યા જાય છે.

સૌંદર્યવિદ્યામાં પારાંગત એક આંગ્લ સન્નારી પોતાના પુસ્તકમાં લખે છે કે : 'સુંદરતાનું ખરૂં રહસ્ય એ છે કે હરેક વ્યક્તિ સંસારની સર્વ સુંદરતા કરતાં પોતે પોતાને વધારે સુંદર સમજે.'

અને હરેક મનુષ્ય દર્પણમાં જુએ છે ત્યારે ઉત્તમ ભાવનાઓ પોતાના મનમાં લાવે છે, સુંદર આદર્શ બનવાની ઇચ્છા કરે છે, તો એથી તેમના એ વિચારો અને ભાવનાઓ હૃદયમાં પ્રબળ ઇચ્છાશક્તિને જાગૃત કરે છે.

દર્પણમાં મુખ જોવાના ગુણો નીચે મુજબ વર્ણવ્યા છે:

**आदर्शालोकनं प्रोक्तं, मांगल्यं कान्तिकारकं ।**
**पौष्टिकं बलयमायुष्य, पापालक्ष्मि विनाशनम् ॥**

અર્થાત્ દર્પણમાં મુખ જોવું એ મંગળકારક છે, કાન્તિ આપનાર છે, પુષ્ટિકર છે, આયુષ્યને વધારે છે, બળપ્રદ છે, પાપ અને દરિદ્રતાનો નાશ કરે છે.

કસરત કરનાર સ્ત્રી પુરુષ વિશાળ દર્પણ સામે રાખીને દંડ બેઠક કરે છે તો તેમનાં મસલ્સ અને અવયવો જલદી ખીલી ઉઠે છે એમ કહેવામાં આવે છે.

શૃંગાર સજનાર, વસ્ત્ર ધારણ કરનાર, તિલક અને કાજળ આંજનાર, પાઘડી બાંધનાર કે પહેરનાર તથા બાલ સંવારનારને દર્પણનો આશ્રય લેવો પડે છે, અને એ યોગ્ય જ છે.

હલકી જાતના કાચ કે જેનો કાપ અથવા પહેલ બરાબર ધ્યાનપૂર્વક પાડવામાં નથી આવતો તેવા કાચમાં ચહેરો જોવાથી ચહેરાની વાસ્તવિકતાને બદલે બેડોળ, લાંબો, કદરૂપો ચહેરો દેખાય છે અને એની મન ઉપર ખરાબ છાપ પડે છે, માટે તેવા કાચો ઘરમાં રાખવા ન જોઈએ. સુંદર અને સ્વચ્છ અરીસામાં જ મુખાવલોકન કરવું જોઇએ.

**તામ્બુલ-પાન**

નાગરવેલનાં પાન અથવા તામ્બુલ લગભગ ન્યૂનાધિક રૂપે પણ બધા પ્રાંતોમાં ચવાય છે. પાન એ મુખવાસનું મહત્ત્વનું અંગ છે. પરંતુ આજે પાન એ મુખવાસનું પ્રતિક મટીને વ્યસનની ચીજ બની ગયેલી જણાય છે, અને આ વ્યસનને પુરુષોએ વધુ અપનાવ્યું છે. ગુજરાતમાં સુરત તરફ બધી કોમોમાં અને મુસ્લીમ બધી જાતિઓમાં સ્ત્રી–પુરુષો પુષ્કળ પાન ચાવે છે. મહારાષ્ટ્રમાં તો મજૂરવર્ગ સુદ્ધાંત સ્ત્રી–પુરુષોને પાન (સાથે તંબાકુ)નું જાણે વ્યસન થઈ પડયું છે. કાઠિયાવાડ–કચ્છમાં સ્ત્રીઓ કવચિત્ જ પાન ચાવતી દેખાય છે.

પાનની વાસ્તવિકતા કે સ્વાભાવિકતા અત્યારે હણાઈ ગઈ છે અને શરીરના મુખ્ય અંગ દાંતને પાનના અતિયોગે પારાવાર નુકસાન થતું પણ જોવામાં આવે છે, પરંતુ 'રસરાજ મહોદય'ના કર્તા તામ્બુલભક્ષણના ગુણ આ પ્રમાણે બતાવે છે :

कामं प्रदीपयति रुपमभिव्यनक्ति ।
सौभाग्य मा वहति वक्र सुगंधिताश्च॥
उर्जं करोति कफजांश्च निहन्ति रोगां ।
ताम्बुलमेव परांश्च गुणान्करोति ॥

અર્થાત્–તામ્બુલ કામને જાગૃત કરે છે, સ્વરૂપને ઉજ્જવળ, મુખને સુગંધિત કરે છે, બળ વધારે છે, કફપ્રધાન રોગોનો નાશ કરે છે.

હાલમાં ખાવા માટે બજારમાં દુકાને તૈયાર થતાં પાન એ ઉપરના ગુણથી રહીત હોય છે. કારણ કે તેમાં કાથાને સેડવી નાંખવામાં આવે છે. ઉપરાંત તંબાકુ અને કુપથ્ય કરે તેવા મસાલાઓ ખરેખર મોઢાને અને હોજરીને નુકસાન કરે છે. એટલે બજારૂ પાન ખાવું એ શરીરને અત્યંત હાનિકારક છે. સર્વ ગુણયુક્ત અને જેને તામ્બુલ કહી શકાય તેવાં તેર દ્રવ્યોયુક્ત પાન હોવું જોઇએ.

કપુર, ખેર, નાગરવેલનું પાન, તજ, સફેદ ઇલાયચી, ચૂનો, જાવંત્રી, કંકોલ, જાયફળ, કસ્તુરી, લવીંગ, કેશર, સોપારી.

ઉપરની તેર વસ્તુયુક્ત જ્યારે પાન બનાવવામાં આવે છે ત્યારે તે સંપૂર્ણ ગુણ કરે છે. છતાં પાન ખાવાનો સમય પણ હોવો જોઇએ. જ્યારે ત્યારે જેમ આવે તેમ પાન ખાવાની મનાઈ કરેલી છે. પાન કયારે ખાવું ?

**रतौ सुप्तोत्थिते स्ना भुक्ते वान्ते च संग्रामे।**
**समायां विदुषां राज्ञां कुर्यान्ताम्बुलचर्वणम् ॥**

અર્થાત્ સ્ત્રી-પુરૂષના સમાગમકાળમાં, સૂઇને ઉઠયા પછી, સ્નાન કર્યા પછી, ભોજન લીધા પછી, વમન થઈ ગયા પછી, યુદ્ધ કરવા જતા પહેલાં, પંડિતો અને રાજાઓની સભામાં જતી વખતે પાન ખાવું યોગ્ય અને હિતાવહ છે.

તેમ જ જેને અતિસાર છે તે, ભૂખ્યો મનુષ્ય, સોજા ચઢયા હોય તે, વાતરક્તના દોષથી પીડાતો, દાંતનો રોગી, આંખનો રોગી, રક્તપિત્ત અને શરીરમાં ક્ષત થયેલ હોય તેણે, તેમ જ બ્રહ્મચારીએ પાન ખાવું નહિ જોઈએ. એમને પાન હાનિકારક છે.

પાન ખાનારે નીચેની વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવી જોઈએઃ

દાંતના રોગવાળાએ તેમ જ ગળાના વ્યાધિવાળાએ તો સંદતર પાન ન ખાવું જોઇએ.

બજારૂ પાન બિલકુલ નુકસાનકારક છે. પાન ખાનારે ઘેર બનાવીને પાન ખાવું તે જ હિતકારક છે.

બપોરના પાનમાં કાથો વિશેષ હોવો જોઈએ, રાત્રિના પાનમાં ચૂનો વિશેષ. સોપારી વિનાનું પાન ખાવાથી આયુષ્ય ઘટે છે અને દીંટા સહિત પાન ખાવાથી બુદ્ધિનો નાશ થાય છે.

વધુ પાન ખાવાથી આંખની જ્યોતિ ઓછી થાય છે અને તે મંદાગ્નિ ઉત્પન્ન કરે છે.

ભોજન પછી કપુરી પાન સરસ છે. સંભોગ પહેલાં મલબારી પાન વાપરવું જોઇએ, એવી ઘણાની માન્યતા છે.

ઘણી બહેનો પાન નથી ખાતી પરંતુ સોપારીનો અત્યંત વપરાશ કરતી જોવામાં આવી છે.

ભોજન કર્યા પછી એકાદ ટુકડો સોપારી ચાવી, રસ ઉતારી, થુંકી નાંખવામાં આવે તો મુખની સ્વચ્છતા થાય છે અને ચીકાશ મટે છે. પરંતુ આખો દિવસ વધુ પડતી સોપારી ખાવાથી તે પેઢાંને બગાડે છે, લોહીનું પાણી કરે છે, શ્વાસનળીને બરછટ બનાવે છે, ખાંસી ઉત્પન્ન કરે છે, અવાજની કોમળતાનો નાશ કરી, હોઠ અને જીભની લાલીને બિલકુલ નાબૂદ કરે છે.

પાન ખાનારે આટલી સાવધાની ખાસ રાખવી: ખાસ કરીને પોતાના હાથે જ બનાવેલું પાન ખાવું. બીજા કોઇએ બનાવી આપેલું પાન બરાબર જોઈ તપાસીને જ ખાવું. પાનને બનાવતાં પહેલાં ઉપર નીચે સ્વચ્છ કપડાં વડે લૂછી નાખવું. નસ, દીંટા શીખે કાઢી નાંખવી. તે પછી થોડો ઉપરનો અગ્ર ભાગ અને થોડો નીચેનો ભાગ કાપીને ફેંકી દેવો અને ચૂનો તથા કાથો સમાન ભાગે હોય તે વધારે સારૂં. (મદ્રાસી લોકો પાન સાથે કાથો ખાતા નથી. એકલો ચૂનો ચોપડીને જ પાન ચાવતા જાય છે. તેઓ બાફેલી લાલ કે કાળા રંગની સોપારી વાપરે છે.)

પાનના અગ્રભાગ અને નીચેના ભાગમાં જે તત્ત્વો રહેલાં છે તે પુરુષના વીર્ય અને સ્ત્રીઓના રજને હાનિકારક છે, માટે તે ભાગ ખાસ કરીને કાઢી નાંખવા જોઈએ. પાન ખાઈને વારંવાર પિચકારી મારવાથી મુખમાંથી અમીરસ ચાલ્યો જાય છે. માટે પાનની સાથે

તંબાકુ કદિ પણ ખાવી ન જોઇએ અને એકાદ પિચકારી બહાર કાઢયા બાદ બાકીનો તમામ રસ પેટમાં ઉતારવો જોઇએ.

### પુષ્પમાલા-અને આભૂષણ

પુષ્પ-ફૂલ એક એવી ચિત્તાકર્ષક વસ્તુ છે કે હરેક મનુષ્ય તેનું પ્રેમની નિધાથી નિરીક્ષણ કરે છે અને તે શરીર પર ધારણ કરવા લલચાય છે. ફૂલોમાં સુંદરતા, મનોહરતા અને સુગંધિતા સમાયેલી છે. ફૂલો મનુષ્યને જ આકર્ષે છે એમ નહિ, પક્ષીઓ પણ તેની સુગંધથી આકર્ષણ પામે છે, અને ભ્રમર જેવા જીવો તો પુષ્પોની પાછળ પ્રાણ અર્પણ કરે છે.

આજે તો હિંદુ સમાજ પુષ્પોને દેવાર્પણ કરી કૃતાર્થ થતો જોવામાં આવે છે, અને સાધારણ મનુષ્યને દેવાર્પણ સિવાય પુષ્પ ધારણ કરવાનું સૌભાગ્ય પણ કયાંથી હોય?

રાજા, મહારાજા અને ધર્માચાર્યો પુષ્પના હાર અને ગજરા ધારણ કરે છે. દક્ષિણી બહેનો રોજ-બ-રોજ અંબોડામાં પુષ્પની તાજી વેણી નાંખીને કૃતાર્થ થાય છે. ભલે સૂકો રોટલો ખાવા મળે પણ વેણીની મહત્તા મહારાષ્ટ્ર જેટલી સમજે છે, તેટલી ગુજરાતી બહેનોને નથી. વેણીઓ પુષ્પની હોય તો જ વેણી બાંધવાની સફળતા પામી શકાય. કાગળની કૃત્રિમ વેણીઓ અથવા કપડાનાં બનાવેલાં ફૂલોથી કરેલું વેણીબંધન એ અંતરનો આહ્લાદ પેદા કરી શકતાં નથી.

કુમારિકા અને બ્રહ્મચારિણીએ મોગરો, ચંપો અને હારશૃંગારનાં પુષ્પો ધારણ કરવાં ઠીક નથી એ કામોત્તેજક છે અને કામની ભરતી ઉપજાવે છે.

ઋતુસ્નાતા અને પતિગામી પત્નીએ ગુલાબ, ચંબેલી, અને હજારી પુષ્પો પહેરવાં ન જોઇએ. એ કામોદ્દીપન અને આનંદ-લહેરોને હળવાં બનાવે છે.

છતાંયે વિરહિણી વામા ગુલાબની પાંખડી અને કમળની પત્તીથી બિછાવેલી શય્યામાં શયન કરશે તો વિરહાગ્નિની જ્વાળા તેને જરા થોડી દાહક બનશે.

પરંતુ જ્યારે શયનગૃહ તરફ તમે ડગ ભરો ત્યારે તાજી બટમોગરાની વેણી અંબોડે લગાવી લેજો. કેતકી કે ચંપો હશે તો પણ ચાલશે. અને એ ન મળે તો રાતરાણી લઇને જજો. એથી પતિને સુખ ઉપજાવશો, અને તમો બેઉ રસબસ બનશો, અસ્તુ.

**આભુષણ**

બહુ જૂના પુરાણા કાળથી સ્ત્રીઓમાં આભૂષણ—ઘરેણાં પહેરવાનો રિવાજ ચાલ્યો આવે છે. સમય બદલાતો જાય છે તેમ ઘરેણાંના ઘાટ પણ બદલાય છે. ઘરેણાં જેવી મોહક વસ્તુ સ્ત્રીઓને માટે બીજી નથી.

એ ઘરેણાં માટે સ્ત્રીઓ કેટલીક વખત સ્વત્વને પણ ભૂલી જાય છે, અને ઘરેણાંના મોહની ખાતર ઘણી બહેનોએ ધર્મ, જાતિ, શીયળને પણ ઠોકરે મારેલ છે.

પોતાની સ્થિતિ, સંપત્તિ અને યોગ્યતા પ્રમાણે આભૂષણ ધારણ કરવાં એ ખોટું નથી. એથી દેદીપ્યમાન બનાય છે. સુંદરતામાં વધારો કરે છે, શણગારની એ બહુમૂલ્ય વસ્તુ છે. પરંતુ તેનો મોહ ન હોવો જોઈએ. મોહ મનુષ્યનું અધઃપતન કરાવે છે. સચ્ચરિત્ર, ઉત્તમ સ્વભાવ, વિવેકશીલ વાણી એ જેટલાં પ્રતિભા વધારનારાં છે, એટલાં આભૂષણો નથી.

જંગલી પ્રદેશોમાં અને જ્યાંસુધી વિવિધ કલાનો આવિર્ભાવ નહોતો થયો, ત્યાંસુધી આર્ય નરનારી પણ મોરનાં પીંછાં, ચણોઠી, કોડીઓ, ચીરમીટી, અને પીતળનાં આભૂષણો પહેરતાં. શ્રીમદ્‌ભાગવતમાં શ્રીકૃષ્ણના શૃંગારનાં વર્ણનમાં બહુધા ચણોઠી, મોરપીંછ અને કોડીનું જ વર્ણન મળે છે.

પછી પરદેશીઓનો સહવાસ વધ્યો. સુવર્ણ આદિ ધાતુનું ઉત્પન્ન વધતું ગયું અને કારીગરો પણ અવનવી કળા તથા ફેશનના દાગીના બનાવતા ગયા. ચાંદી અને સોનું દાગીનામાં વપરાતું ચાલ્યું. પછી ધનાઢયોએ સુવર્ણના અલંકારો સાથે જવાહીર—હીરા, માણેક, મોતી, પન્ના, પોખરાજ અને નીલમણીનો સુયોગ સાધ્યો; ત્યારે મધ્યમવર્ગે જવાહીરની સ્થિતિ તો ન મળે એટલે એની જગ્યાએ ઈમિટેશન (કાચના ટુકડા) જવાહીરની શરૂઆત કરી અને આજે તો બહેનોમાં એ ખોટાં નંગોનો જ વપરાશ વધી રહેલો જોવામાં આવે છે. આજે તો પચીશ રૂપિયા મેળવતા પતિની પત્નીને જુઓ તો હીરા માણેકનાં બનાવટી નંગોથી ઝગમગી રહેલી જોઇ શકશો. એ કાંઈ આભૂષણોની વાસ્તવિકતા નથી પણ મોહકતા છે.

મોતીમાં કેલશ્યમ છે અને એ ધારણ કરવાથી શરીરમાંનાં કેલશ્યમોને પુષ્ટિ મળે છે અને તે શીતળતા વધારે છે. ઉષ્માવાળી ઋતુઓમાં બાળકોનું શીતળા, બળીઆ વગેરેથી એ મોતી રક્ષણ કરે છે.

જવાહીરો—માણેક, શનિ, પોખરાજ, નિલમ આદિમાં ચોક્કસ જાતના પ્રકાશ સમાયેલા છે અને મનુષ્યની જાતિ અને પ્રકૃતિ પ્રમાણે એ પ્રકાશ સ્વભાવ ઉપર અને દૈનિક ક્રિયા ઉપર જુદી જુદી અસર નિપજાવે છે. પ્રકૃતિ અને જાતિની તલાશ કરીને જ આવાં નંગો પહેરવાથી લાભ થાય છે. કેટલીક વખત જવાહીરો મન અને શરીરને વિરૂદ્ધ પડતાં પણ જણાય છે.

ઈમિટેશન નંગો શરીરને શો લાભ કરે છે તે હું નથી જાણતો. હા માત્ર દંભ, ખોટો ભભકો અને જોનારની આંખને લુચ્ચાઇથી છેતરવાનો ગુણ એમાં દેખાય છે ખરો. મારી સમજ પ્રમાણે તો એવા ઈમીટેશન પત્થરો શરીરને લાભને બદલે નુકસાન કરનારા જ હોઇ, આપણે તો તેનો ત્યાગ જ કરવો જોઈએ.



## પ્રકરણ ૧૪મું

### મંદ હાસ્ય—મધુર ભાષ્ય—ચારૂ ચાલ

**શરીર** ઉપર સંપૂર્ણ શૃંગારની સજાવટ હોવા છતાં મુખ ઉપર વિષાદનાં ચિહ્નો તરવરતાં હોય છે તો તે સાધનો નિષ્ફળ નિવડે છે.

હજારો સંસારની યાતનાઓ અને વિટંબણાઓની જ્વાળાથી દગ્ધ થયેલો પુરૂષ જ્યારે સ્વગૃહે પ્રવેશે છે ત્યારે આર્ય લલના અમી-ભરી આંખોએ એના દેહનું, મંદ મુસ્કરાટે એના હૃદયનું સંમાર્જન કરી તેમાં એવાં અમીઝરણાં વહાવે છે કે તે સર્વ પરિતાપને વિસરી પ્રફુલ્લ બને છે, એનાં સર્વ દુઃખો દૂર ભાગે છે, એ ચંદ્રમુખીનાં હાસ્યકિરણો હૃદયવેલીનાં પુષ્પોને એવાં તો અમૃતસિંચન કરે છે કે તે સોળે પાંખડીએ ખીલી ઉઠે છે.

મહાકવિ નાનાલાલ કહે છે :

**‘ કરમાયલને વસંત ને જ્યમ રોગી જનને ઔષધી,**
**જગતને જ્યમ મર્ત્યને સુધા, પતિને સંજીવની સુપત્ની છે,**
**રવિની રવિકાન્તિ જેવી ને જ્યમ છે ચંદ્રની ચારૂ ચન્દ્રિકા,**
**વનકાન્તિ વસન્ત એહવી, નર કેરી નરકાન્તિ નાર છે.’**

અહોહો ! ધન્ય છે એ સ્વર્ગીય સંસારને જ્યાં પતિ–પત્ની એક બની, સંસારનાં અનેક આંદોલનોને પ્રેમવારિમાં શમાવી દે છે.

સંસારના પંચ વિષયો ત્યાં તુચ્છ બને છે કે જ્યાં પ્રેમમુગ્ધા ભાર્યા વિદ્યમાન છે; જે હાસ્યલહરી પ્રસરાવતી નર–મયૂરને ડોલાવે છે:—

‘ સ્મિતભરી સહચરી નિરંતર કાર્યધુરંધર બનશે;
ત્યારે દેવો અવતરશે, સુખીઓ ભારત દેશ થશે. ’

અલેકઝાન્ડર સ્મિથ કહે છે કે: ‘ જ્યારે હું કોઇ દેવીને દેખું છું ત્યારે મને લાગે છે કે હું સાક્ષાત ઇશ્વરની સામે ઉભો છું ! તું એની છેલ્લામાં છેલ્લી કારીગરી છે, તું હૃદયની શાન્તિ છે ! ’ અને—

'અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ,
અમ હાસ્યમાં તો તેજના અંબાર છે રે લોલ,
અમ નેણુમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ,
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીએ રે લોલ,
અમે શાન્તિ ને આનંદ બધે રેલીએ રે લોલ,
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએ રે લોલ.'

(નર્મદાશંકર પંડ્યા)

આવી ભાવનાને જીવનમાં ઉતારનાર નારી ખરેખર નારાયણી છે. એ સંસારથી ઉત્તપ્ત થયેલા પુરુષની એલડીએ વળગી, જીવન-સંગાથિની બની, ભવસાગરને પેલે પાર ઉતારે છે.

પુરુષના આનંદમાં અને અનુરાગમાં, વિમાસણુમાં કે વિચારણામાં, વિકટતામાં અને સરલતામાં, જ્યારે સુભાગિની નારી નિકટ આવી, મંદ મંદ મલકે છે ત્યારે પુરુષ પોતાના હૈયાના ભાર જાણે વિદાય થતા અનુભવે છે.

એના હાસ્યમાં જાદુ છે, એના મુસ્કરાટમાં ઠંડક છે, એના મરકવામાં રાગવિરાગનાં પડેલાં આળાં ચાંદાંને રૂઝવી નાંખવાનો એક અનુભવેલો સદ્ય પ્રયોગ છે—સંજીવની ઔષધી છે.

એ હસીને જગતને હસાવે છે. હસંત બત્રીશી આર્ય માતાની જ્યારે વિકસે છે ત્યારે વિશ્વની ચોસઠ કળાઓ જાણે વિકસી રહી જણાય છે—હૃદયકમળની બત્રીસે પાંખડીઓ ઉઘડી જાય છે.

સુંદરતા અને શૃંગારિતાભરી નારી ત્યારે જ દીપી ઉઠે, જ્યારે મુખમંડળ ઓજસ્વિતાથી ઓપાઈને મંદમંદ મુશ્કરાતું હોય છે.

હાસ્યના એ અનંત ભેદો છે, અને જુદી જુદી અવસ્થાઓનાં હાસ્યો પણુ હોય છે, સ્થાનભેદે પણુ હાસ્ય નિરાળાં રહે છે,

હાસ્યનાં કયારેક નયનો પણુ સંગાથી બને છે, કયારેક એકલું હૃદય એ હાસ્યના પડછંદા સાથે થનગનતું નાચી રહે છે. અને એ કાળે અનંત સમયના સંગ્રહેલા ભાવો ઉછળી પડે છે.

હસતો ચહેરો એ એક સાચું સૌન્દર્ય છે. એ સર્વને પ્રિય થઇ પડે છે. દુઃખ અને આપત્તિકાળને એ દૂર ભગાડે છે અને ખારા દરિયામાં સુખની મીઠી વીરડી નીપજાવે છે.

જે સ્ત્રીનો ચહેરો આનંદી છે, હસમુખો છે, પ્રેમાળ છે, મમત્વથી ભરપૂર છે, તેનું ઝુંપડું પણ સ્વર્ગ છે. ભલે તેનામાં વસ્ત્રાભૂષણો અને અલંકારોની ઓછપ હોય. પરંતુ તેની અમૃત વરસતી નિધા અને ખીલેલા કમળ જેવું આહ્લાદિત વદન વિવિધ વસ્ત્રાલંકારોની ઉણપને પણ ઘડીભર વિસરાવી દે છે.

એ હસે છે, જરૂર હસે છે; માતાપિતાની સાથે એ હસે છે, સરખી સહીયરોમાં યે હસે છે, કિલ્લોલ કરતાં બાળકોથી હસે છે અને આગંતુક સન્મિત્રોથી એ હસે છે. પણ એ હસે છે, જ્યારે પ્રિયતમ સાથેની એકાંતમાં–અનુરાગમાં, ત્યારે એ હાસ્ય અનેરૂં હોય છે. વાણી એની કિંમત નથી આંકી શકતી, આંકે છે માત્ર પ્રેમી હૃદય.

આ તો છે હિંદની સાચી સન્નારીની વ્યાખ્યા. પરંતુ જે હમેશાં કલહપ્રિય કંકાસિયણ હોય છે તેનું શું? જેને હજાર વાતો કરો તો પણ ચઢેલું મુખ ઉતરતું નથી કે ખીલતું નથી, અરે રાગદ્વેષના વિષયથી વિષૈલી બની, અપાર સુખમાંય, વૈભવ અને વિલાસમાંય જ્યારે જુઓ ત્યારે ક્રોધ અને કલેશ એના મુખ ઉપર તરવરી રહ્યા હોય છે!

એનું કારણ એ હોય છે કે પ્રથમ તો સંસ્કારરહીતપણું, ઉચ્ચ ભાવનાનો અભાવ, દાંભિકતાથી ભરપુર અને સારાસારના વિવેકથી રહીત હોવાથી એવી સ્ત્રીઓ કેવળ અહંભાવ કેળવી રહી હોય છે. કેટલુંક સામાજીક વાતાવરણ એવું હોય છે અને કન્યાકાળમાં જ તેનામાં રેડાવા જોઇતા ઉંચા વિચારો નથી રેડાયા હોતા, ત્યારે જ તે ખોટી સ્વતંત્રતામાં દોરવાઈ રહે છે અને મનસ્વી વર્તન તેના જીવનમાં જાગે છે. પછી સ્વછંદતાનું વર્તન અને વહેવાર એને એક એવા માર્ગે ઘસડી રહ્યાં હોય છે કે એ તરફથી તે પાછી ફરી શકતી નથી, અને તેના સ્વતંત્ર

વિચારો તેને પાછી ફરવા દેતા નથી; છતાં યે એ દોષ એનો પોતાનો કાઢવા કરતાં તેનું બાલ્યકાળ જવાબદારીવાળું સર્જાયું હોય તો આ સ્થિતિએ તે આવી ન પહોંચત એમ કહેવું જોઇએ. એક સ્થળે કહ્યું છે કે:

पितृ संस्कारिता पुत्री भार्या वरेण मानिता ।
पुत्रानुरोधी माता धन्या सा स्मित सुन्दरी ॥

અર્થાત્ પિતાએ જેનામાં સુસંસ્કારો રેડ્યા છે, પતિનું જે સન્માન પામે છે, પુત્ર જેનો આદર કરે છે, તેવી સ્ત્રી–સ્મિત કરતી સુંદરીને ધન્ય હો, પરંતુ,

पितृपेक्षिता कन्या वरोपेक्षित यौवना ।
पुत्रावमानिता माता तापसी दुःह्व दुःखिता ॥

જીવનની–મનુષ્યજીવનની સ્વતંત્રતા ભલે ન છીનવી લેવામાં આવે, પરંતુ તેની ઉપેક્ષા તો ન જ હોવી જોઇએ. પિતા કન્યામાં નિઃસ્વાર્થતા જોઈ તેની ઉપેક્ષા કરે, પુત્ર માતા પ્રત્યેનું મમત્વ ભૂલે અને યૌવનાનું સન્માન પતિ વિસરે ત્યારે તેના જીવનમાં કલહ સિવાય બીજા કયા સંસ્કારો સ્થાન પામે?

અને ત્યારે જ તેના જીવનમાં રાગ, દ્વેષ, ઈર્ષ્યા, કલહ અને અસ્વાભાવિકતા પ્રગટે છે. તેનું જીવન વિષમય બને છે અને એનો સંસાર વિષવેલી જેવો જ સર્જાય છે. પછી તેમાંથી ક્રોધ અને નિરાશા જન્મે છે. એટલે તેના જીવનનો આનંદ અને મંદ હાસ્ય ઉડી જાય છે, અને કુદરતી સ્વભાવે જ ભરેલી તેના અંતરની મિઠાશનો વિનાશ થાય છે. કવિ બોટાદકર કહે છે:

'મીઠા મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી યે મીઠી મોરી માત જો,
જનનીની જોડ સખિ નહિ જડે રે લોલ !'

જગતના મીઠાશ ભરેલા સર્વ પદાર્થોથી યે મીઠી હિંદની સન્નારીમાં જ્યારે કડવાશ જોવામાં આવે ત્યારે એ દોષ જણાય છે તેના સર્જકોનો;

અને એ કડવાશથી કંટાળી કવિઓ વિનાઅગ્નિએ શરીરને દહન કરનારાં કાર્યોમાં '**क्रोधमुखीश्च भार्या!** ક્રોધભર્યા મુખવાળી સ્ત્રી પણ વિનાઅગ્નિએ જ્વાળે છે એમ ગણાવે છે તે દોષ કોનો ?

સુસ્મિત વેરતા મુખડા સાથે વાણીમાં યે વિવેક ભર્યો હોય છે, કંઠમાંયે રૂપેરી ઝાલરીનો રણકારો હોય છે, ત્યારે તો સોનામાં સુગંધ જેવો એ સુમેળ જગતના જીવપ્રાણીને મુગ્ધ કરે છે. એની પાસે :

**क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम्**

સર્વ આભૂષણો તેની પાસે ક્ષીણ છે કે જેણે વાણી રૂપી આભૂષણ ધારણ કર્યું હોય છે.

વચન—વાણી એ અસીની ધારાથી યે તીવ્ર છે અને કમળની પાંખડીથી યે કોમળ હોય છે. વાણીનો પ્રહાર હૃદયની અંદર ભોંકાઇ એક એવું ક્ષત પેદા કરે છે કે દુનિયાના કોઈ મલમપટ્ટા એને રૂઝાવી શકતા નથી, અને એ વાણી ભેદાયલા હૃદયને પણ રૂઝાવી શકે છે.

વાણી વેર પ્રગટાવે છે અને પ્રેમબંધનો બાંધે છે, કડવાશનાં બીજ વાવે છે અને કટુ વૃક્ષોનાં મૂળ ઉચ્છેદી નિર્મળ શાંતિ સ્થાપે છે. એણે અનેક કરૂણ સંગ્રામો રચાવ્યા છે. અનંત ગૃહસંસારમાં એક કટુ વચને, એક ઉપહાસિત વાકયે કલહલ વહેતી આનંદસરિતાને શુષ્ક બનાવી મૂકી છે. વચન માત્રથી અનેક આપઘાતો નોતર્યા છે અને રસબસતા ઐકયનો વિચ્છેદ કર્યો છે.

શાસ્ત્ર કહે છે. **सत्यं वद, प्रियं वद, सत्यं चाप्रियमावद.**

પુરુષોનું આશ્રયસ્થાન-વિશ્રામસ્થાન એ સ્ત્રી છે. તેનામાં મધુરતા, કોમળતા, એ સ્ત્રીજાતીય સ્વભાવ છે, અને વાણી દ્વારા એ ભાવો પ્રગટે છે, ત્યારે ભાનભૂલ્યો નર પણ સાનમાં આવી સ્વર્ગીય આનંદમાં સરી પડે છે.

પુરુષ કરતાં સ્ત્રીઓના કંઠમાં વિશેષ કોમળતા ભરી હોય છે, કવિઓએ એને 'કોકીલકંઠી'—કોયલના કંઠની ઉપમા આપી છે. એ

જ્યારે બોલે છે ત્યારે મોતીની સેરો સરે છે, એ ગાય છે ત્યારે વાતાવરણ ગુંજારવથી મહેકાવે છે.

સ્રીકંઠની વિશિષ્ટતાને પુરુષ ક્યારે ય પહોંચી શકતો નથી. કુદરતે જ એના કંઠની અલૌકિક રચના કરી છે અને એમાં જ્યારે સંગીત વસે છે ત્યારે તે માનવી મટી દેવી બને છે.

સ્રીઓને યોગ્ય કલાઓમાં સંગીતને પણ સ્થાન મળ્યું છે. કન્યાકાળમાં જો તેને વાદ્ય અને ગાનનું થોડુંક શિક્ષણ આપવામાં આવેલું હોય તો તે તેના સંસારને સૌરભથી ભરે છે.

સ્રીસ્વભાવ જ સામાન્ય રીતે ગાનપ્રિય છે. હૃદયમાં સંગ્રહેલા ભાવોને ઘરનાં કાર્ય કરતી નારી ધીરે ધીરે પણ કાનગોપીનાં રૂસણાં અને ઉદ્ધવ સાથે સંદેશા દ્વારા મધુર કંઠે આલાપે છે. તેમ જ પોતાના પતિના વિયોગે વિરહવ્યાકુળ બનેલી નારી વાર, તહેવાર, મહિનાઓ ગણાવી માર્ગપ્રતીક્ષા કરતી, તનમય બનતી, ગૃહમાં મીઠડા કંઠે જ્યારે ગ્રામ્યગીતો આલાપતી હોય છે, તેનું શરીર ગૃહકાર્યમાં તલ્લીન બન્યું હોય છે, મન પ્રિયતમની મૂર્તિમાં પ્રવેશ્યું હોય છે, અને વાણી પદ્યથી સુરતાના તાર સાંધી રહી હોય છે, ત્યારે જોનારને તથા શ્રવણ કરનારને એવી સ્રી એ સાક્ષાત ગૃહલક્ષ્મી જ જણાય છે.

**મધુર કંઠવટી**

સંજોગોવશાત્ ખાદ્ય પદાર્થમાં રાખવી જોઈતી દરકારના અભાવે કંઠ જ્યારે બેસુરો બને છે ત્યારે તેને ઉપચારથી અને યોગ્ય સંભાળથી સાચવી લેવો જોઇએ. સ્રીઓનો સ્વર એ તેનું આભૂષણ છે. તે જ્યારે બગડે છે, કંઠની મીઠાશ ઉડી જાય છે, ત્યારે મસાલેદાર ખોરાકો બંધ કરી નીચેની ગોળી–દવાનો ઉપયોગ કરવાથી ફરી કંઠ કોમળ અને સુરીલો બને છે:

અરડુશીનાં પાન તો. ૧, પીંપર તો. ૧, હરડેની છાલ તો. ૧, બ્રાહ્મી તો. ૧, વજ તો. ૧, ટંકણખાર તો. ૧, સાકર તો. ૫, કુલીંજન તો. ૦॥.

ઉપરની ચીજો બારીક ખાંડી, તેમાં થોડું મધ મેળવી ગોળી બનાવવી. મોઢામાં રાખી તેનો રસ ચૂસવાથી બેઠેલો અવાજ ઉઘડે છે, કંઠમાં કોમળતા આવે છે, ગળાને લીસું અને સુંવાળું બનાવે છે.

એ સિવાય કપુરી પાનની અંદર કાથો ચુનો નાંખી, સોપારીની જગ્યાએ સુકા ધાણા નાંખી, પાન ખાવાથી કંઠ સુધરે છે.

**ચારૂ ચાલ**

સ્ત્રીઓની ચાલવાની છટા પણ તેની સુંદરતામાં વધારો કરે છે. પુરુષ અને સ્ત્રીની ચાલવાની ગતિમાં ભિન્નતા છે. પુરુષ પ્રથમ જમણા પગનો ઉપાડ કરે છે, સ્ત્રીઓ ડાબા પગથી શરૂઆત કરે છે. પુરુષ જેટલી ઝડપથી ચાલી શકે છે તેટલી ઝડપથી સ્ત્રીઓ ચાલી શકતી નથી. ઝડપ વધારવામાં નિતંબનો અને સ્તનનો ભાર એમને રોકે છે. પુરુષની ગતિએ ચાલતી સ્ત્રી કમનીય નથી લાગતી, બલ્કે એ ચાલ એને બેહુદી બનાવે છે.

સ્ત્રીઓના ચાલવામાં પણ એક કળા છે. ચાલતી વખતે અંગમરોડ, હાથની લહેક અને પગનો ઉપાડ એ એક અદા અનુભવતાં હોય છે. ચાલતી વખતે પણ તેના હાથ નિષ્ક્રિય નથી રહી શકતા. સાડી સંકોરવામાં, સ્તન ઢાંકવામાં, વેણીની લટ વાળવામાં અને પગ ઉપર લટકતી પાટલી સમારવામાં હાથ કામે લાગેલા રહે છે.

ગુજરાતનો પોશાક સ્ત્રીઓને ઘડી ઘડી ઠીક કરવો પડે તેવો છે. એનાં અંગપ્રત્યાંગોના સંરક્ષણની ખાતર પણ તેના ઉપર કાળજીભરી ચિવટ રાખવી પડે છે. કેટલીક યુવાન કુમારિકાઓ અને કોલેજકન્યાઓને હમણાં તો યુવાનોની માફક ચડ્ડી અને ટેનીસ શર્ટ પહેરી કવાયતના પગ ઉપાડતી નિહાળવામાં આવે છે. એથી આગળ વધી પુરુષોનો પોષાક પહેરી યુવાન મિત્રો સાથે સહેલગાહે નિકળતી જોઇ છે.

ભલે યુવાન બાળાઓ સ્વરક્ષણની ખાતર કસરતો કરે, શરીર કેળવે, પુરુષ સમોવડી બનવાની, અંગબળ કેળવી પહેલવાની પામવાની ભાવના સેવે. પરંતુ એટલું યાદ રાખવું જોઇએ કે તે સ્ત્રી છે અને સ્ત્રી જ રહેવાની છે. એ માતા છે, પિતા નથી બની શકતી.

એટલે પોશાકથી કે ચાલચલગતથી એ સ્ત્રીત્વ ન ગુમાવી બેસે તે જ શ્રેષ્ઠ છે. પુરુષ જેવાં આચરણો અને વિચાર એને પુરુષ તો નહિ બનાવી શકે, પણ સ્ત્રીત્વના ઉમદા આભૂષણ રૂપ ગુણોમાં ક્ષતિ આવશે, અને હિંદના ગૃહસ્થજીવનને એ બંધ બેસતી નહિ થઈ શકે–નહિ રહી શકે, એ આર્ય સન્નારી નહિ બની શકે. પુરુષ સમોવડી બનવાની ભાવના સેવતી સુંદરી પુરુષ બની શકતી નથી, સ્ત્રી રહી શકતી નથી. માટે સમજુ બહેનોને પ્રાર્થના છે કે

'કરતાં હોય સો કીજીયે, ઓર ન કીજીયે કગ !
મસ્તક રહે શેવાળમાં, અને ઉંચા રહેશે પગ !'



# પ્રકરણ ૧૫મું

## ચોસઠ કળા

**આજનો** જમાનો વિજ્ઞાન અને સાયન્સની સાથે રહીને આગળ વધ્યો છે, ત્યારે તેની સાથે વિવિધ રૂપમાં કલાને પણ ઉન્નતિ મળી છે. અને દરેક ક્રિયામાં, કાર્યમાં તથા કર્તૃત્વમાં કલાને જ સ્થાન હોય છે તો તે વધુ રૂચીકર અને આકર્ષક બને છે.

આજના કલાભિલાષીઓ અને કલાપ્રેમીઓ આગળ વધવામાં પાશ્ચાત્ય સંસ્કૃતિને મેળવી રહ્યા છે અને પૌર્વાત્ય સંસ્કૃતિનો પણ તેમણે ત્યાગ કર્યો નથી.

કલાહીન ક્રિયા, કલાહીન જીવન અને કલાહીન કાર્ય લૂખાં, સુક્કાં અને રસ વિનાનાં રહે છે. કલા મનુષ્યના જીવનમાં હોય છે, એટલું જ નહિ પરંતુ પશુપક્ષીઓમાં પણ એ છે. મયૂર સાદો–સોજો રહે છે તે કરતાં પોતાની પ્રિયતમા મયૂરીની સામે પોતાનાં પીંછાંઓને પસારી કલા કરીને નાચે છે, ત્યારે તેની કલામયતા–રસતરબતરતા જોનારને આનંદ ઉપજાવે છે. અને વળી એ મયૂર–મયૂરીનું જોડું

એ 'મોરકળા' વખતે સ્વત્વને ભૂલીને કોઈ ગગનવિહારી ભાવનાથી જાણે ઉંચે ઉડ્ડયન કરતું જણાય છે.

કોયલના ટહુકામાં, પોપટની વાણીમાં, હોલાના ઘુઘવાટમાં કાબરના કિલકિલાટમાં એ કળા વસી છે. વેલી વૃક્ષવિહોણી ઝુલતી હોય તે કરતાં વૃક્ષને વળગીને જ્યારે વિવિધ વળાંકો લેતી તેની દાંડી-રૂપી હાથ પર ખીલેલ પુષ્પને આગળ ધરે છે ત્યારે તેમાં કલા-કલા-મયતા આવી ઉભી રહે છે.

કુદરત જાતે જ કલામય છે. તેની કારીગરી–બ્રહ્માંડસર્જન એ પણ એક કલા છે. સૂર્ય અને ચંદ્રિકા, વિધવિધ તારલા, ઉષા અને સંધ્યા, પૃથ્વી અને આકાશ–એમાં ખીલતા રંગ અને સપ્તરંગ–જ્યાં નિગ્રા દોડાવશો ત્યાં કુદરત અનંત આનંદમય કલાઓથી વિરાજમાન જણાશે. વાહ ! કુદરત ! તારી બલિહારી !

એ જ કુદરતનાં સર્જનસમાં માનવ–સ્ત્રી–પુરુષ પણ કલાવિહોણાં કેમ હોઈ શકે ? પુરુષ અને સ્ત્રીની કલાઓમાં ભેદ છે. કેટલીક કલાઓ સ્ત્રી અને પુરુષ બન્નેને સરખી જરૂરીયાતવાળી જણાય છે, છતાં સ્ત્રીઓ માટેની પ્રથમ એ ચોસઠ કળાનો નિર્દેશ શાસ્ત્રમાંથી મળી આવે છે. એટલે પ્રથમ એ ચોસઠ કળાની યાદી આપી તેમાંથી અત્યંત જરૂરીયાતવાળી કળાઓનું વિવેચન કરીશું.

**ચોસઠ કળાઓ**

૧ ગીત. ૨ વાદ્ય. ૩ નૃત્ય. ૪ ચિત્રકલા. ૫ ભૂર્જાદિ પત્રોનું તિલક બનાવવાની કલા. ૬ કામગૃહ અને દેવમંદિરમાં ચોખા અને પુષ્પોના ચોક–સાથીયા પુરવા. ૭ શયનગૃહમાં પુષ્પશય્યાને સજવાની કળા. ૮ દાંતોને, વસ્ત્રોને અને અંગોને–રંગથી રંગવાની કળા. ૯ ઉનાળામાં શયન માટે મરકતમણિથી ભૂમિને સજવાની કળા. ૧૦ ઋતુ અનુસાર શય્યાવિધાન. ૧૧ જળતરંગ વગાડવું. ૧૨ હાથ અથવા પીચકારીથી પાણી અથવા રંગ ઉડાડવાની ક્રિયા કરવી. ૧૩ શત્રુને હાનિ

પહોંચાડે તેવા મંત્ર, તંત્ર, ઔષધીપ્રયોગો. ૧૪ ભિન્ન ભિન્ન પ્રકારની માળાઓ ગુંથવી, ૧૫ માળાઓને મસ્તક પર સજાવવાનો વિધિ. ૧૬ શરીરને સુંદર બનાવવા માટે વિવિધ વસ્ત્રાભૂષણુધારણુ. ૧૭ હાથીદાંત તથા અન્ય પદાર્થનાં જાતજાતનાં શરીરે ધારણુ કરવાનાં આભુષણો બનાવવાં. ૧૮ અનેક પ્રકારના તેલો અને અત્તરો બનાવવાની ક્રિયા. ૧૯ આભુષણોમાં મોતી, માણેક, જવાહીર જડવાની ક્રિયા. ૨૦ ઇંદ્રજાળ. ૨૧ રાગ–સૌન્દર્ય આદિની વૃદ્ધિ કરવી. ૨૨ હાથની સફાઈ આદિમાં પારાંગત બનવું. ૨૩ પાકશાસ્ત્ર. ૨૪ મદ્ય, રસ, આસવ તૈયાર કરવાની રીત. ૨૫ સોય પરોવવી અને ગુંથણુભરત. ૨૬ બાજીગર. ૨૭ વીણા, ડમરૂવાદન. ૨૮ પ્રહેલિકા. ૨૯ પ્રતિમાલા. ૩૦ શ્લોક, વાર્તાલાપમાં એવા શબ્દો ઉચ્ચારવા કે જેનો અર્થ શોધવો મુશ્કેલ બને. ૩૧ પુસ્તકવાચન. ૩૨ નાટક અને ઐતિહાસિક કથાઓનું જ્ઞાન. ૩૩ સમસ્યાપૂર્તિ. ૩૪ વેત્ર આદિનાં ખુરસી, પાટલા બનાવવાની ક્રિયા. ૩૫ કોઈ વસ્તુ સાફ કરવાની, વધારવાની, ઘટાડવાની રીત. ૩૬ તક્ષકર્મ. ૩૭ વાસ્તુવિદ્યા. ૩૮ રત્નપરીક્ષા. ૩૯ ધાતુપરીક્ષા અને ભેદન. ૪૦ મણિઓને રંગવાની રીત. ૪૧ ખાણોમાંથી રત્ન આદિ કાઢવાની રીત. ૪૨ બાગ બગીચાનું જ્ઞાન. ૪૩ મરઘાં, બતક, મેંઢાં આદિને લડાવવાની વિદ્યા. ૪૪ સંદેશા મોકલવા માટે કબુતર, મેનાને શિક્ષણુ આપવાની વિદ્યા. ૪૫ કેશમર્દન. ૪૬ સાંકેતિક ગુપ્ત ભાષા બોલવી, લખવી, વાંચવી. ૪૭ અન્ય દેશીય ભાષાનું જ્ઞાન. ૪૮ પુષ્પ સાથે પ્રશ્નોત્તર, પુષ્પગાડી બનાવવાની રીત. ૪૯ શુકનશાસ્ત્ર. ૫૦ સવારી માટે, પાણી કાઢવા માટે, તેમ સંગ્રામ માટે યંત્રો બનાવવાની આવડત. ૫૧ સ્મરણુશક્તિ વધારવાની રીત. ૫૨ રમત અને વિવાહ માટે તૈયાર થવાની રીત. ૫૩ બીજાના બોલેલા શબ્દોને તરત જ પુનઃ બોલવાની કલા. ૫૪ કાવ્ય બનાવવાં ૫૫ શબ્દકોશનું જ્ઞાન. ૫૬ છન્દજ્ઞાન. ૫૭ રસ–અલંકારનું જ્ઞાન. ૫૮ વસ્ત્રગોપન કળા. ૫૯ જુગાર. ૬૦ પાસા ખેલવા. ૬૧ રમકડાં–ઢીંગલી આદિનાં

રમકડાં બનાવવાં ૬૨ અચ્યારશાસ્ત્ર. ૬૩ શસ્ત્રવિદ્યા. ૬૪ વ્યાયામ અને મૃગયા આદિ વિદ્યાનું જ્ઞાન.

મધ્ય યુગમાં જ્યારથી સ્ત્રીઓને ઘરકાર્યમાં જકડી રાખવામાં આવી, વિદેશીઓના હુમલાથી બચાવવા માટે ઘરની અંદર જ ભરાઈ રહેવાની કે પડદામાં રહેવાની ફરજ પાડવામાં આવી ત્યારથી સ્ત્રીઓમાંથી કેટલીક જરૂરી ઉત્તમ કલાનો વિનાશ થયો.

ત્યારપછી યુગબદલો થયો. સ્ત્રીઓમાં સંસ્કાર, કેળવણી અને વિદ્યાના આવિર્ભાવની જરૂરીયાત જણાઇ, ત્યારથી સ્ત્રીઓમાં કલાનું પ્રતિબિંબ જણાવા લાગ્યું ખરૂં, પરંતુ એક વસ્તુની અધિકતાથી બીજી વસ્તુની ન્યૂનતા રહી જવાનો સંભવ હોય છે, તેમ પાછળ રહી ગયેલી સ્ત્રીઓમાં માત્ર ઘરકામ, સ્વાગત અને બાળઉછેરનો વધુ પડતો બોજો લાદવાથી કળાનાં બીજાં અંગોથી તેઓ દૂર રહી ગઈ. અને એને લઈને જ એવી સ્ત્રીઓનું માત્ર પુરુષ ઉપર અવલંબન રહ્યું. પુરુષને આધારે જીવનારી સ્ત્રી પુરુષ સિધાવતાં સૌભાગ્યવતીને બદલે વિધવા બની. એટલું જ નહિ, પરંતુ જીવન જીવવાની પણ એ વિધવા બનવા લાગી અને એનું અપરંપાર પરાધીનપણું તથા પરાવલંબીપણું એટલી હદ સુધી વધી ગયું કે સંસારની યાત્રામાં એકલી બનતાં તેનો જીવનનિર્વાહ ચલાવવો તે પણ કઠિન થઈ પડયો. જો તેને કન્યાકાળમાં અથવા ગૃહિણી થયા પછી પણ અન્ય કળાનું જ્ઞાન આપવામાં આવ્યું હોત તો તે ખુશીથી સ્વાવલંબી રહી શકત. કલા આનંદ ઉપજાવે છે, એટલું જ નહિ પણ કલાને જાણનાર સ્વાવલંબી રહી શકે છે, અન્યને મદદ કરી શકે છે. અને એથી મળતા બદલાથી એ પોતાની આજીવિકા પણ ઉપાર્જન કરી શકે છે.

જ્યારે સુધારક વિચારોથી આગળ વધીને સ્ત્રીઓમાં કેટલાંક સંગીત, વાદ્ય, નૃત્ય, જેવી કળાઓ, ખીલી જવા છતાં, પાકશાસ્ત્ર,

ગૃહકાર્ય, ગૃહસંમાર્જન, આદિ કળાઓ નહિ ખીલવાથી તેનો સંસાર રસમય ન બની શકયો. સંસારયાત્રાનો જોડીદાર સંયોગી મળી ગયો તો તો કશો એને વાંધો ન આવે, પણ તેમાં પ્રકૃતિની સમાનતા ન રહી તો વિતંડાવાદ અને કલહને જન્માવે છે, અને એમાંથી ત્યાગ, પરિત્યાગ–અન્ય પત્ની કે પછી લગ્નવિચ્છેદ ડોકીયાં કરે છે.

વધુ પડતી કેળવણીને લઈને કદાચ એક સ્ત્રી ગ્રેજ્યુએટ બને, પતિ પણ ગ્રેજ્યુએટ હોય, એથી વાર્તામાં, વિનોદમાં, સહચારમાં અને કદાચ સમાગમમાં ઉણપ ન જણાય; પરંતુ જ્યારે રસોઈ નિપજાવવી હોય, પથારી બનાવવી હોય, સાડીને રંગી લેવી હોય, માથામાં નાંખવાનું તેલ બનાવી લેવું હોય, એકાદ રૂમાલ કે તોરણ બનાવવું હોય, ત્યારે એ ગ્રેજ્યુએટ બનેલી સ્ત્રીને રસોયા ઉપર કે ઘરની દાસી ઉપર આધાર રાખી થંભી જવું પડે છે. અને એ લોકોની ગેરહાજરીમાં કદાચ એ કામ હાથમાં લેવા જાય છે તો તેનાથી બની શકતું નથી.

**દૃશ્ય પહેલું**

શહેરમાં સુરેંદ્રરાય અને સુશીલા પતિ પત્ની હતાં, બેઉ ધનવાન માબાપનાં સંતાનો. બેઉએ પાશ્ચાત્ય કેળવણી લીધેલી. મુંબઈ જેવા શહેરમાં સુરેન્દ્રરાય વકીલાત કરે, સુશીલા કન્યાઓને ટયુશન આપે, નાચ–મેળાવડામાં જાય, ગરબાપાર્ટી ગોઠવે, સમુદ્રકિનારે ફરવા જાય ત્યારે ચાલતી ફીલ્મોની મિત્રો સાથે મીમાંસા પણ કરે છે.

ઘરમાં રસોયો રસોઇ બનાવે, કામવાળી ઘરકામ કરે, આયા રાખેલી તે બાળકને ઉછેરે.

સમય એવો આવ્યો કે લોકોમાં બેકારી વધી, નાણાંભીડ વધી, સુરેન્દ્રરાયની વકીલાત ચાલતી નથી, સુશીલાનાં ટયુશનો બંધ થયાં છે.

રસોયાને પ્રથમ રજા આપી અને રસોઇ કરવાને બદલે લોજમાંથી તૈયાર ભાણાં મંગાવવાનાં રાખ્યાં, પરંતુ એ ખર્ચ પણ નહિ

પોષાવાથી સુશીલાએ પતિને કહ્યું કે 'મને એક સુમતિબહેનનું બનાવેલું પાકશાસ્ત્ર લાવી આપો. હું એ જોઇને રસોઇ જાતે બનાવું.'

સુરેન્દ્રરાય ઘેર છે. પત્ની પ્રાઇમસ સળગાવીને પૂરી અને શાકની શરૂઆત કરે છે. આજુબાજુ જોઇતી વસ્તુઓ ગોઠવી દીધી. પડખે પાકશાસ્ત્રની પોથી પણ પડી છે, અને પાવલીભાર, આઠ આનીભાર અને અઢીભારીયાં જોખવાનાં કાટલાં તથા નાનો કાંટો પણ છે.

સુશીલાએ ઘઉંનો આટો લીધો અને એમાં મોણ નાંખ્યું, પુરી ત્રિકોણ અને અષ્ટકોણ વણી તો ખરી પણ પેણીમાં ઉકળતા તેલમાં પૂરી મૂકતાંની સાથે તેના ટુકડેટુકડા થઇ ગયા. તેમાંથી ઝીણી મમરી બની ગઇ.

સુરેન્દ્રરાયે કહ્યું: 'સુશીલા ! બુદ્ધિને સરાણ ઉપર મૂકી ધાર કાઢતાં જણાય છે કે લોટમાં તેં મોણ એટલું વધુ નાંખી દીધું છે કે ઉકળતા તેલમાં તે મૂકતાની સાથે જ વેરાઇ જાય છે. ખેર, હવે આપણે આજે એકલા બટાટા ખાઇને ચલાવીએ. માટે શાક સમારેલું તૈયાર કરી લે.'

સુશીલા હવે સાચું સમજી કે લોટમાં મોણ નાંખવાનું અટકળે નાંખ્યું એ કરતાં પાકશાસ્ત્રના નિયમ પ્રમાણે બતાવેલા માપથી તોળીને નાંખ્યું હોત તો પૂરીનો પંચભૌતિક દેહ વિખરાઇ જવા ન પામત. માટે શાક હવે બરાબર બનાવવું જોઇએ.

પાકશાસ્ત્ર પાનું નં.......બટાકાનું શાક :

બટાટા શેર ૧, તેલ તો. ૧ા, મીઠું દળેલું તો. ૦ા, મરચું તો. ૦ા, હળદર તો. ૦ા.

પ્રાઇમસ ઉપર પેણીમાં તેલ મૂકીને બટાટામાં મસાલો નાંખવા માટે કાંટો લઇ સુશીલા પાવલીભારીયું શોધવા લાગી અને એ મળતાં કાંટામાં વજન કરવા જાય છે ત્યાં પ્રાઇમસ ઉપર ચઢાવેલા પેણીમાંના તેલે ચમત્કાર કર્યો અને થયો પેણીમાં ભડકો.

પાસે બેઠેલા સુરેન્દ્રરાયે બુદ્ધિને સરાણુ ઉપર મૂકીને ધાર કાઢતાં નિર્ણય કર્યો કે અગ્નિને ઓલવવા પાણી જોઇએ. એટલે એ દોડી આવ્યા. પાસે ભરેલો પ્યાલો લઈને ધબ દેતા કે પાણીના ભડકા ઉપર રેડયું અને પ્રલયકાળના અગ્નિની માફક અગ્નિજ્વાળાનો ગોળો ભપ કરતાં સુરેન્દ્રરાયની ફ્રેંચ કટની થોડી મૂછ અને ફરફરતા બાબરીના વાળ લઈને પસાર થઈ ગયો અને પડદો પડયો !

**દૃશ્ય બીજું**

એક પાંચ સાત હજારની વસતિનું ગામ કહો કે શહેર છે. માધવજી અને મણી બેઉ પતિ–પત્ની છે. માધવજીની ગામમાં કરીયાણાની અને ગંધીયાણાની દુકાન છે. મણી ઘરકામ કરે છે, એક ગાય છે તેને દોવે છે અને છોકરાં ઉછેરે છે.

ગામમાં હવે તો એરંડીયાના દીવા કોઈ રાખતું નથી અને કોઈ ઘ્યાસતેલની ડબીઓ પણ રાખતું નથી. બધાના ઘરમાં હરીકેન ફાનસ આવી ગયાં છે. ગરીબોનાં ઝુંપડામાંયે છે અને વેપારીઓની દુકાનમાંયે છે.

પ્રથમ તો મણી રૂની વાટ વણુતી, કોડીયામાં દીવેલ ભરતી અને દીવોય જાતે કરતી. પણ જ્યારથી ફાનસ આવ્યું ત્યારથી તેની મુંઝવણુનો પાર નથી. દીવા વખતે માધવજી આવીને એને હરીકેન કરી આપે છે અને કાં તો તેનો ચૌદ વરસનો છોકરો પોપટીયો.

આજે તો માધવજી બાજુના ગામમાં ઉઘરાણીએ ગયા છે. પોપટીયો ગામમાં આવેલા જાદુગરનો ખેલ જોવા ગયો છે. રાતના નવ વાગ્યા છે, તોય માધવજીના ઘરમાં અંધારૂં નથી મટતું. ઓશરીની વચમાં મણી ફાનસ પાસે દીવાસળી મૂકીને બેઠી છે. એને સમજ નથી પડતી કે ફાનસ સળગાવવું શી રીતે ?

જ્યારે જ્યારે પોપટીયો ફાનસ કરી આપતો ત્યારે જોયેલું કે બાજુનો ઘોડો દબાવવાથી ગોળો ઉંચે ચઢે છે અને ત્યાં દીવા-

સળી મૂકવાથી સળગે છે. આજે એણે ઘોડો દબાવ્યો અને ગોળો ઉંચો ચઢયો, ભડકોય થયો, પણ પછી ગોળો ઉતર્યો નહિ, એને આવડયું ય નહિ અને ભડકો પવનથી ઓલવાઈ ગયો.

આજે ગાય પણ દોઈ નથી અને જમી પણ શકાયું નથી. 'રહ્યા ફાનસના પાપે! ઘરમાં રૂ, કોડીયું કે દીવેલ નથી. સત્યાનાશ જજો એ ફાનસ બનાવનારનું! મારા રોયાનો દીકરીએ દીવો નહિ રહે! એવું અતડચતડીયું બનાવ્યું છે કે બૈરાં માણસને આવડે જ નહિ!' તેમ નથી કોઈ તેના પાડોશમાં ફરકતું કે મણીને ફાનસ કરી આપે!

કલાકો વીતી જાય છે. માધવજી આવે છે, અને ફાનસ થાય છે.

એની ઉપર વરસો વીતી જાય છે. હજી યે મણીને ફાનસ કરતાં નથી આવડતું, પણ એણે એટલું કરી લીધું છે કે થોડુંક રૂ, એક કોડીયું અને દીવેલનો સંગ્રહ કરી રાખ્યો છે. કોઈ દિવસ ન કરે નારાયણ ને ઘરનાં બધાં એક સાથે બહાર ચાલ્યાં જાય તો મણીને એ કાળમોઢાના ફાનસના પાપે અંધારે અટવાઈ રહેવું ન પડે અને પડદો પડે છે.

લેખકે સુરેન્દ્ર અને સુશીલા જેવાના ઘરસંસાર અને માધવજી અને મણી જેવાના ઘરસંસાર પણ જોયા છે. કલાનો વિકાસ જે રીતે થવો જોઇએ તે રીતે થતો નથી. તેથી તેમના જીવનનો આનંદ નષ્ટ થાય છે, એટલું જ નહિ પણ તેમની પરાધીનતા આપણને દયાપાત્ર જણાય છે. એટલે સ્ત્રીઓએ પ્રથમ ગૃહકાર્યના અંગે, બીજું શરીર-વિકાસના અંગે અને ત્રીજું સ્વાવલંબી બની શકાય એવા હુનરો જેની કળામાં ગણતરી કરી છે તે, અને છેવટ વાદ્ય, સંગીત, નૃત્ય આદિ પ્રેમોત્પાદક કળાઓ શીખી લેવી જોઇએ કે જેથી સ્ત્રીઓની પરાધીનતા ટળી જાય, કળાને અંગે તેનાં માનસન્માન વધે અને તે સમાજ ઉપર નારી કોઈ પણ વખત ભારરૂપ ન ગણાય.

હું એક એવી સંસ્થાનો સારી રીતે પરિચિત છું કે જે સંસ્થા સ્ત્રીઓનાં કળા, કૌશલ્ય, કામગીરીને ખીલવી તેમને સ્વાવલંબી બનાવવાની જહેમત ઉઠાવી રહી છે અને સ્ત્રીઓમાં સાચી યોગ્યતાનો વધારો કરતી રહી છે. મારી સુપરિચિત કેટલાયે બહેનો એનો લાભ લે છે અને મારૂં ચોક્કસ માનવુ છે કે એ સંસ્થાના સહકાર પછી તે બહેનોમાં બુદ્ધિનો વિકાસ થયો છે અને કેટલીક સુંદર કળાઓ એમણે પ્રાપ્ત કરી છે કે જેના આધારે એક બહેન પોતાની આજીવિકા ઘણી ખુશીથી સંપાદન કરી શકે. તે સંસ્થાનું નામ છે **જ્યોતિસંઘઃ** અને તેનું સ્થાન છે **અમદાવાદમાં.**

છેવટે એટલું જ કહેવાનું કે સ્ત્રીઓની પરાધીનતા દૂર કરવી હોય, પુરૂષોની દયા ઉપર જીવવાની પરિસ્થિતિથી સ્ત્રીઓને સ્વતંત્ર બનાવવી હોય તો તેમનામાં વિવિધ કળાઓનો વિકાસ કરવાની જરૂર છે. અને એમ કરવાથી તે કેવળ ગૃહસંમાર્જન કરનારી ભાર્યા જ નહિ રહે, પરંતુ કળાકૌશલ્યથી ભરેલી સુપત્ની બનશે. સ્ત્રી પ્રત્યેની ફરજ માટેની મનુ મહારાજની આજ્ઞા બતાવી આ વિષય આટોપી લઇએ :

**स्त्रिया रत्नान्यनो विद्या सत्यं शौचं सुभाषितम् ।**
**विविधानि च शिल्पानि समादेयानी सर्वतः ॥**

અર્થાત્—સ્ત્રીઓને રત્ન, વિદ્યા, સત્ય, પવિત્રતા, સુભાષિતપણું અને નાના પ્રકારની કળાઓ સર્વ તરફથી સંપાદન થવી જોઇએ.

卐

## પ્રકરણ ૧૬ મું

## શરીરપરિવર્તન

કોઈ પણ પ્રાણી, જીવ કે પદાર્થ એક અવસ્થામાં રહી શકતાં નથી. કાળ તેમનું પરિવર્તન કરે છે અથવા તે સ્વયં પરિવર્તનશીલ છે.

કન્યા જ્યારે કન્યા મટી યુવાવસ્થાની કેડી ઉપર આવી રહે છે ત્યારે તેનું શરીર જેમ બદલાય છે તેમ સ્વભાવ પણ બદલાય છે. સાથે તેનાં અવયવો, ગ્રંથીઓ અને અંગઉપાંગો ખીલવા લાગે છે. કન્યા ક્યારે બાળા મટીને યુવાવસ્થામાં આવે છે તે કહેવું કઠિન છે. તેમાં દેશદેશની આબોહવા, વહેવારિક જીવન અને ઘરનું વાતાવરણ તેને મદદ કરે છે. પરંતુ આપણા હિંદુસ્તાનમાં ખાસ કરીને બાર વરસ પહેલાંનો સમય એ કન્યાકાળમાં જાય છે. ત્યાંસુધી તેના શરીર ઉપર ખાસ કોઈ જાતના ફેરફારો જોવામાં આવતા નથી, પરંતુ ત્યારપછી તેના શરીર ઉપર સ્ત્રીશરીરની વિશિષ્ટ ગ્રંથીઓ અને અવયવો ખીલતાં જણાય છે. પ્રથમ શરૂઆત તેના સ્તનનો ભાગ કરે છે અને સ્તન-ગ્રંથીઓ બંધાવા લાગે છે. તેની સાથે તેના ગર્ભાશય અને આજુ-બાજુની ગ્રંથીઓ ખીલવાની શરૂઆત થાય છે. ત્યારપછી કન્યાકાળના સ્વભાવમાં પણ ફેર પડેલો જણાય છે. શરમ, સંકોચ, લજ્જાનો આવિર્ભાવ જણાવા લાગે છે, અને નરજાતિના બાળકોથી તે છોકરીઓ જુદા સ્વભાવની અને જુદી પ્રકૃતિની જણાવા લાગે છે. આ જાતની અવસ્થાની શરૂઆત પછી તેની ઉપરનો કેળવણીનો અથવા અભ્યાસનો બોજો ઓછો કરવાનું કેટલાક વિદ્વાનોનું મંતવ્ય છે. એક સ્ત્રીશરીર-નિષ્ણાત ડોક્ટર લખે છે કે કન્યાની મનની શક્તિઓ ભાષાજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, ગણિત ઇત્યાદિથી બહુ ખીલવવાની જરૂર નથી. અગર જો કે એવા જ્ઞાનની તેમને જરૂર છે, પરંતુ તેમાં તેમણે આખો દિવસ મગ્ન રહેવું જોઇએ નહિ. છોકરીઓનો અભ્યાસ તેઓ પરણે

ત્યાંસુધી હમેશાં ત્રણ ચાર કલાકથી વધારે વખત ચાલવો જોઈએ નહિ, કારણ કે તેમના મગજને આરામની જરૂર છે. જે સ્ત્રીઓનો અભ્યાસ બહુ આગળ વધે છે તેમાંથી ઘણીખરી સાંસારિક કામકાજને માટે યોગ્ય રહેતી નથી, તેમની પ્રજા નિર્બળ થાય છે. જે મગજ અભ્યાસ ગ્રહણ કરે છે તે જ મગજ શરીરની ખીલવણી, વૃદ્ધિ અને મજબૂતી કરી શકે છે.

કહેવાનો આશય એ છે કે સ્ત્રીશરીરના બંધારણની દૃષ્ટિએ તેના ઉપર અત્યારે લાદવામાં આવતો કેળવણી અને કોલેજના અભ્યાસનો બોજો વધુ પડતો છે. ડો મીશેલના અભિપ્રાય મુજબ સ્ત્રીઓ સ્વાભાવિક-પણે જ કોમળ છે. એટલે જે બોજો પુરુષોના મગજ અને શક્તિને પણ ભારરૂપ જણાય છે તે અભ્યાસનો બોજો ઉચકવાને સ્ત્રી ઓછી લાયક હોય છે. કારણ કે કુદરત તેની પાસેથી પત્ની તરીકેની અને માતા તરીકેની જેટલી શક્તિની આશા રાખે છે તેટલી શક્તિ અભ્યા-સના વધુ બોજાથી રહેવા પામતી નથી, એટલે જ તેનામાં યુવાવસ્થાની શરૂઆત થાય ત્યારપછી તેના ઉપર આવી પડનારી માતૃત્વની ફરજ અને તેના શરીરનાં અવયવોનું યોગ્ય જ્ઞાન, અભ્યાસની સાથે સાથે આપવાની જરૂર છે. આ જ્ઞાન આપવાને લાયક તો એ બાળકોની માતા જ છે.

માતા જો પોતાની ફરજ સમજતી નથી અને બાળકીની વધતી જતી ઉમર સાથે તેના શરીર માટે અને તેની ફરજ સમજાવવા માટે યોગ્ય જ્ઞાનસંચાર કરવામાં નથી આવતો તો તે બાળકી યુવાવસ્થા પ્રાપ્ત કરી સંસારમાં પડવા છતાં તેનામાં મોટી ઉણપ જણાય છે, અને તેની સંસારયાત્રામાં ડગલે ને પગલે વિપત્તિઓ આવવાનો સંભવ છે.

નારી એ સંસારને ઘડનાર મહાન કારીગર છે. તેના કર્તવ્ય અને જવાબદારી ઉપર તો સૃષ્ટિના સર્જનનો આધાર છે. ગર્ભધારણ કરી, ગર્ભકાળમાં તેને પોષણ આપી, પ્રસવ પછી સ્તનપાન કરતાં સુધી

અને પાંચ વરસ કે તે પછીના કાળમાં, લાલન, પાલન, ઉછેર અને સંસ્કાર એ પિતા કરતાં માતા ઉપર વધારે અવલંબે છે. એટલે જ માતા એ મહાન છે. માતા એ પ્રજાની પ્રતિકૃતિ છે. એ બીજને ધારણ કરે છે, તેનું પોષણ કરે છે, ફળ આપે છે અને તેમાં મીઠાશ આવે એવા સંસ્કારનાં અમીસિંચન કરે છે.

તો પછી કન્યાને યોગ્ય જ્ઞાન માતા સિવાય કોણ આપી શકે? માટે લજ્જા કે ખોટા સંકોચનો ત્યાગ કરી પ્રથમ તે સ્ત્રી છે-નારી છે, તેનું શું કર્તવ્ય છે ત્યાંથી માંડીને જેમ જેમ ઉમર વધતી જાય તેમ તેમ તેના માનસમાં વિકૃતિ ન આવે એ રીતે વ્યાવહારિક જ્ઞાન તેને આપવું જોઈએ.

જો સીધી રીતે આવું જ્ઞાન આપવામાં નથી આવતું તો તે આડકતરી રીતે પણ તે જાણવા પ્રયત્ન કરે છે અને એવી રીતે મળેલું જ્ઞાન કયારેક અનર્થ પણ પેદા કરે છે. કારણ કે મનુષ્યસ્વભાવ જીજ્ઞાસાવૃત્તિવાળો હોય છે, અને નવીન થયેલા ફેરફારનું કારણ જાણવા માટે તેની ઇચ્છા થાય છે. એટલે જ માતાએ પોતાની ફરજ સમજી બાળકીને ધીરે ધીરે પણ તેના કર્તવ્ય અને તેની યોગ્યતા તથા તેના શરીરવિકાસની સાથે નારીતત્ત્વનો સંબંધ સમજાવવો જોઇએ.

ઉમર વધતાંની સાથે યુવાની પ્રાપ્ત થાય એ તો જાણે કે સ્વાભાવિક ક્રમ છે; પરંતુ જ્યારે અસ્વાભાવિક યુવાનીનો કાળ આવે છે ત્યારે એ હિતકર્તા નથી. એવી અસ્વાભાવિક યુવાની આવવાનું કારણ પણ હોય છે. આજે બાર-તેર વરસની ઉમરમાં જ કેટલીક કન્યાઓનાં અવયવો વધુ પડતાં ખીલેલાં થઈ જાય છે અને એને પછી વૃદ્ધાવસ્થા પણ જલદી જ આવે છે.

આવી રીતે જલ્દી યુવાવસ્થા પ્રાપ્ત થવાના કારણમાં શરીરવિકાસ પહેલાં માનસવિશ્લેષણ પેદા થયેલું હોય છે અને સાથે વધુ પડતું શારીરિક સુખ, શારીરિક કસરતનો અભાવ અને જાતીયતાની હવા

વધુ પડતી જ્યાં ફેલાયલી રહે છે, ત્યાં છોકરીઓની ઉમર વધતાં પહેલા તેનાં અવયવોનો વિકાસ વધી જાય છે.

સહશિક્ષણ, પ્રેમના કિસ્સાથી ભરચક નોવેલોનું વાચન, હાવભાવ, લટકાં, અને ચુંબનોની લેવડદેવડ કરતાં સીનેમાનાં ચિત્રોનું નિરીક્ષણ, ઘરમાં માતા–પિતા, ભાઈ–ભોજાઈ અથવા તરુણ જોડાનું વર્તન, લગ્નની વાતો, યુવાન છોકરી સાસરે જઈ આવ્યા પછી તેના સંસારનાં મંડાણની કુમારી કન્યા પાસે વર્ણવવામાં આવતી કથનીઓ, માતા કે ભોજાઈની આવેલી સુવાવડ અને તે માટે એની નાની દીકરી કે નાની નણંદને કરવી પડતી સારવાર, માતા વિહોણા નાના બાળકને ઉછેરવાની આવી પડેલી જવાબદારી–વગેરે કારણોએ બાર તેર વરસની ઉમરમાં જ શરીરનાં અવયવો વધી જઈ જલ્દી યુવાનીનો કાળ આવી લાગે છે, અને તરત જ ઋતુકાળ દેખાવ દે છે.

જો કે આ રીતે ઋતુકાળ વહેલો હોવા છતાં તે માતૃત્વને યોગ્ય હોઇ શકતી નથી કે તેના–ગુપ્ત ભાગનો વિકાસ, તે માંહેનાં હાડકાનું સ્થિતિસ્થાપકપણું, ગર્ભાશયની ધારણાશક્તિ અને ગ્રંથીઓ, રજવાહિનીઓ પરિપક્વ દશામાં હોતાં નથી. છતાં આ કાળમાં પુરુષ સાથે સમાગમ કરવામાં આવે છે તો ગર્ભ રહી જવા સંભવ છે. પરંતુ એ બાળામાં–એટલી બાર તેર વરસની ઉમરની કન્યામાં રહેલ ગર્ભને ગર્ભાશય ધારણ નહિ કરી શકવાથી ગર્ભસ્રાવ થાય છે અથવા કસુવાવડ થાય છે અથવા તો કેટલાક કેસોમાં ગર્ભને કાપી નાંખવાની પણ ફરજ પડે છે.

આપણા સમાજમાં બાળલગ્નો સામે જે ઝુંબેશ ઉઠી છે અને થોડા રોજથી તેના ઉપર અંકુશ મૂકવામાં આવ્યો છે તથા શારદા એક્ટ જેવો કાયદો કરી ચૌદ વરસથી નાની ઉમરની કન્યાના લગ્નનો વિરોધ કરવામાં આવ્યો છે તે પ્રશ્ચવા યોગ્ય છે. હજી જોઇએ તેવો આ કાયદાનો અમલ થયો નથી. બધાં દેશી રાજ્યોએ આ કાયદાને

અપનાવ્યો નથી અને મૂર્ખ માબાપો ગૌરીનાં લગ્ન કરી પુણ્યભાગી થવાના લહાવા લે છે!

શાસ્ત્રાજ્ઞા–શાસ્ત્રની આજ્ઞાને શિરસાવંદ્ય માનનારો મોટો વર્ગ પ્રથમ તો શાસ્ત્ર કોને કહેવું એ જ સમજતો નથી. શાસ્ત્ર કેટલાં છે, કયાં કયાં છે અને કયા કાળમાં એ બન્યાં, કોણે બનાવ્યાં, એનો વિચાર પણ કરવામાં આવતો નથી. મારા માનવા પ્રમાણે મોટો ભાગ એવો છે કે સંસ્કૃતમાં શ્લોક હોય, એકાદ વિદ્વાન પંડિત એ ભારપૂર્વક બોલતો હોય, પછી ભલે તે 'ગાલપુરાણ'નો હોય, પણ તેને શાસ્ત્ર તરીકે લોકો સ્વીકારી લે છે. મૂળ ગ્રંથો અથવા જેને શાસ્ત્ર કહીએ છીએ તેમાં પણ સમયના પ્રવાહ અને સંજોગોને લીધે ક્ષેપક નવી વસ્તુ ઉમેરવામાં આવી હોય છે.

આઠ વરસની કન્યાને ગૌરી માની, તેનાં લગ્ન કરી નાંખવાં તે, અને એ લગ્ન કરવાથી મહા પુણ્યભાગી બનવાની શ્લોકોની શ્રુતિઓ શાસ્ત્રોક્ત નથી; પણ મધ્યકાળમાં વિદેશી રાજ્યોના હુમલા આ દેશ ઉપર થવા લાગેલા તે વખતે એ લોકોની નીતિ હતી કે જે સ્ત્રી પરિણીત થઈ ગઈ હોય તેવી કન્યાઓને એ લોકો ગ્રહણ નહોતા કરતા, પણ કુમારિકાઓને ઉપાડી જવામાં આવતી અને તેને સ્ત્રી તરીકે ગ્રહણ કરતા. એથી એ કાળમાં નાની છોકરીઓનાં લગ્ન કરી નાંખી તેમને પારકી બનાવી દેવામાં આવતી અને સમાજને આ ભયમાંથી મુક્ત કરવા માટે તે કાળના પંડિતોએ **अष्टवर्षा भवेत् गौरी** ઇત્યાદિ શ્લોકો રચી છેવટમાં અગીયાર વરસની થાય ત્યાંસુધીમાં એનાં લગ્ન કરી નાંખવા યોગ્ય માનવામાં આવેલી: એથી વધુ ઉમરની કન્યાને અવિવાહિત રાખનાર માતાપિતાને નરકનાં અધિકારી થવાનો ભય બતાવેલો!

પરંતુ એ સમય બદલાયો. એટલે હવે ક્ષેપક દાખલ થયેલા શ્લોકે અને એના અર્થને અમલમાં મૂકવાની જરૂર નથી. એથી પર આયુર્વેદશાસ્ત્રના પ્રણેતા મહાન આચાર્યો કહે છે:

द्वाविंशतिमे वर्षे पुमान्नरितु षोडषे ।
समत्यागत वियतौ जानीयात कुषाले भिषक ॥

અર્થાત્ બાવીશ વર્ષનો પુરૂષ અને સોળ વર્ષની કન્યા જ પરિપકવ ઉમરનાં ગણાય છે અને ત્યારપછી જ ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવા લાયક રજ અને વીર્ય બને છે.

એટલે આપણું વિવેચન અને મારો જણાવવાનો આશય એ છે કે બાળકી ઉપર યુવાનીની છાપ પુખ્ત ઉમર થવા પહેલાં આવે એ ઇચ્છવા યોગ્ય નથી. ઓછામાં ઓછી તેર વરસની ઉમર પછી તેના અંગ ઉપર અને શરીર ઉપર યુવાકાળનો પ્રાદુર્ભાવ થાય છે અને તે બે વર્ષમાં સંપૂર્ણ બની રહે છે.

કન્યા મટી નારી થવાની શરૂઆતનું મુખ્ય લક્ષણ ઋતુકાળ છે. સ્ત્રીશરીરનાં વિશિષ્ટ અંગો જ્યારે બરાબર કામ કરવા લાગી જાય છે ત્યારે તેને પ્રથમ રજોદર્શન થાય છે. રજોદર્શનકાળ અથવા સમયનો કોઈ નિર્ણય નથી. ઠંડા મુલકમાં કન્યાઓ સોળસત્તર વરસે પણ ઋતુમતી થાય છે; જ્યારે ઉષ્ણ અથવા ગરમ પ્રદેશમાં તેરચૌદ વરસની ઉમરે અને કેટલાક દાખલાઓમાં એથી પણ નાની ઉમરમાં ઋતુની શરૂઆત થાય છે. ગરીબ કરતાં તવંગરોમાં, મજદુર કરતાં વિલાસી જીવન જીવનારમાં અને હલકી કોમ કરતાં ઉચ્ચ વર્ણની કોમમાં કન્યાઓ વહેલી ઋતુમતી થાય છે.

છતાં તેર વરસની ઉમર ઉપરાંત અને પંદર વરસની પહેલાં ઘણીખરી કન્યાઓમાં ઋતુની શરૂઆત થઈ જાય છે. સોળ વરસ વિતી જવા છતાં અને ઘણીએક કન્યાઓ અઢાર વરસની થઈ જવા છતાં તેમને ઋતુપ્રાપ્તિ થતી નથી. તેવા કેસોમાં શરીરનાં ખાસ અવયવોમાં કોઈક ખામી હોય છે અથવા અંગવિકૃતિ કે બીજી કોઈ ઉણપ હોય છે. તે માટેની વિચારણા ઋતુ સંબંધી દોષોના પ્રકરણમાં આપણે કરીશું.

પ્રથમ રજોદર્શન એ કન્યા માટે ભૂમિકાનો એક માર્ગ શરૂ થાય છે, તેમ તેની સાથે તેની શારીરિક સંભાળ અને સાધારણ દિવસોની ચર્ચા કરતાં તેણે વિશેષ જાણવાનું, સમજવાનું અને આચારમાં મૂકવાનું રહે છે. ઋતુ આવવાના સમય પહેલાં એ કન્યામાં કેટલાંક લક્ષણો જોવામાં આવે છે અને એ ઉપરથી સમજાય છે કે તેને ઋતુ આવવાની શરૂઆત થશે.

તેનો બચપણનો નિર્દોષ સ્વભાવ બદલાઈ જાય છે અને લજ્જા-શીલ સ્વભાવ બને છે. અંગોને ઢાંકવાનો તે પ્રયત્ન કરે છે, વડીલો સામે વધુ વખત જોઈ શકતી નથી. અને આ સમયથી તે અન્ય પુરુષની નજીકથી બને તેટલી દૂર રહેવા પ્રયત્ન કરે છે.

મુખ ઉપર વિશેષ કાન્તિ, આંખોમાં ચળક અને પાંપણોમાં ચપળતા, સ્તનવૃદ્ધિ અને કઠિનતા, સ્તનપ્રદેશના શ્યામ વિભાગ ઉપર ઝીણી ફોલ્લીઓના પરીઘ, ગુપ્ત પ્રદેશ ઉપર કેશોદ્ગમ, પેઢા ઉપર ભાર, જાંઘ–સાથળમાં બોજો અને થાક, શરીરમાં ગરમી, પ્રકૃતિમાં સુસ્તી અને નહિ સમજાય તેવું ગુપ્ત ભાગમાં ભારીપણું, ઝીણું એક જાતનું મીઠું દર્દ.

આ લક્ષણો ઋતુકાળ આવતાં પહેલાંનાં છે અને ત્યારપછી ઋતુ દેખાય છે. ઋતુનો લાલ ડાઘ કપડા ઉપર પડવાથી તેની નિશાની રૂપે તેને સમજાય છે. ઉપરનાં ઋતુ પહેલાનાં લક્ષણો પ્રથમ વાર ઋતુપ્રાપ્તિ વખતે દેખાય છે. અને જેને અનેક વખત ઋતુ આવી ગયું છે તેને ખાસ ઉપરનાં ચિહ્નો જણાતાં નથી. છતાં ઋતુકાળમાં સ્વાભાવિક શરીરની પ્રકૃતિ અને સ્વભાવ ઉપર પરિવર્તન જણાય છે. આળસ, મિજાજમાં ચીડીયાપણું, અરૂચી, પેઢા ઉપર અને નિતંબ ઉપર ભાર જેવાં સાધારણ લક્ષણો દરેક સ્ત્રીને ઓછા વધતા પ્રમા-ણમાં જણાય છે, પરંતુ ઋતુ વખતે કષ્ટ થવું, દર્દ થવું, વગેરે લક્ષણો તો તે સ્ત્રીની બિનતંદુરસ્તીનાં સૂચક છે.

કેટલીક કન્યાઓ જાતે, કેટલીક મૂર્ખ માતાઓ જાણીને અને કેટલીક યુવાન અવિવાહિત શિક્ષિત કન્યાઓ અમુક વિચારના પ્રવાહમાં દેશકાળને ઋતુ આવેલા કાળને છુપાવી રાખે છે. પ્રથમની શરૂઆતમાં શરમની મારી કન્યા માતાને કે ઘરના બીજા વર્ગને વાત કરવામાં સંકોચાય છે અને કદાચ બે ત્રણ ચાર વખતના ઋતુકાળ છુપાવી રાખે છે. જ્યારે અચાનક તેનાં કપડાં ઉપરથી કે બીજી રીતે માતા જાણી જાય છે ત્યારે તેને મીઠો ઠપકો આપી ઋતુમતીના ધર્મ પાળવા તરફ વાળે છે.

અજ્ઞાન માતાઓ છોકરી ઉમર લાયક થવા છતાં તેને નાની દેખાડવાની ખાતર અથવા લગ્ન લાયક થયેલી હોવા છતાં સંજોગોવશાત્ નહિ પરણાવી શકતાં હોવાથી નાની ઉમરનો દંભ કરવા ખાતર, છોકરીને આમ છુપાવવાનું શીખડાવવામાં આવે છે અને એમ કરીને એવી છોકરીઓની માનસિક અને શારીરિક સભ્ય પ્રણાલિનો વિનાશ કરે છે.

ત્રીજા વર્ગની મોટી ઉમરની છોકરીઓ જાણવા છતાં પણ આવી રીતે ઋતુકાળ છુપાવે છે. તેનું કારણ તેમનો હમેશનો વ્યવસાય, કોલેજનો અભ્યાસ, હરવા ફરવાનું અટકી જવું અથવા ચાર દિવસ ઘરમાં ગોંધાઈ રહેવું ગમતું હોતું નથી, તેથી તેમને પોતાનો ઋતુકાળ છુપાવવો પડે છે.

ઋતુમતીના ધર્મ આપણે ધર્મની દૃષ્ટિએ ન જોઇએ તો પણ શારીરિક તંદુરસ્તીની નજરથી પણ પાળવા યોગ્ય છે. પૂર્વાચાર્યોએ ઋતુમતીના ખાસ ધર્મ (રહેણીકરણી) અને ચર્યાનો ભારપૂર્વક નિર્દેશ કરેલો છે. આજના પાશ્ચાત્ય વિજ્ઞાનવેત્તાઓ પણ એ આચાર્યોનું દીર્ઘદર્શિપણું અને ધર્મના બહાને મૂકેલા શરીરને પાળવા પડતા નિયમો બહુ જ અગત્યના છે, એમ જણાવે છે અને આજે સ્પર્શા-

સ્પર્શને નહિ માનનારા કેટલાક વિદેશી સમાજવ્યવસ્થાપકો પણ ઋતુમતીના ખાસ નિયમો પાળવા માટે તો આગ્રહ ધરાવે જ છે.

ઋતુકાળ એ સ્ત્રીઓના શરીરમાંની ક્રિયાનો એક અગત્યનો સમય છે. સ્ત્રીઅંગમાંની ખાસ અગત્યની રક્તગ્રંથીઓ, રક્તવાહિનીઓ અને ગર્ભાશય તથા ગુહ્ય ભાગની આંતરત્વચા તેની હમેશની સ્થિતિ અને ક્રિયાં કરતાં ઋતુકાળમાં જુદા જુદા પ્રકારની સ્થિતિમાં તેમ જ જુદી ક્રિયાઓ કરતાં હોય છે.

ઋતુકાળમાં રાખવી જોઈતી સંભાળ, ખોરાકની દેખરેખ, હરવા-ફરવાનું, બોલવાનું, ચાલવાનું અને વાર્તા કરવાનું—એ વિષે આપણા આચાર્યોએ એવી બારીકાઈથી વર્ણન કર્યું છે, કે એમની દૂરદર્શિતા ભારે હતી અને વિવિધ ક્રિયાઓથી ઋતુકાળમાં શરીર ઉપર થતી અસરનું જ્ઞાન એ આચાર્યોને અપાર હતું એમ કહ્યા વગર ચાલતું નથી.

ઋતુકાળની ઉપેક્ષા કરનાર—ફાવે તેમ વર્તનાર સ્ત્રીને એવાં વ્યાધિનાં બીજ રોપાય છે કે આખી જીંદગી એ વ્યાધિ મટતો નથી. મારા અનુભવમાં એવી કેટલીક સ્ત્રીઓ આવી છે કે તેમના ઋતુકાળમાં રાખવી જોઈતી સાવચેતીને અભાવે અથવા અજ્ઞાનથી એવી જાતના વ્યાધિઓએ એમના શરીરમાં ઘર કરી દીધેલાં જોવામાં આવેલાં કે જે મટાડવા મુશ્કેલ થઈ પડેલા. એક નજીવા કારણથી, એક સાધારણ ભૂલથી, ઋતુકાળમાં જનનઅવયવો ઉપર કેવી અને કેટલી માઠી અસર થાય છે તે આપણે પ્રથમ ઋતુમતીના ધર્મનું વર્ણન કરીને એ પછી બતાવીશું.

卐

# પ્રકરણ ૧૭મું

## ઋતુમતીનું કર્તવ્ય

લગભગ સમગ્ર હિંદુ જાતિમાં અને કેટલીક મુસલમીન તેમ પારસી કોમમાં સ્ત્રીઓ માસિક અટકાવમાં હોય ત્યારે ઘરનું સઘળું કામકાજ છોડી દઈ કોઈ પણ માણસને અડકતી નથી. ભોજન, શયન વગેરે તેને માટે જુદું આપવામાં આવે છે અને ઋતુકાળના ચાર દિવસ આ પ્રમાણે તેને દૂર બેસારે છે. ચોથે દિવસે એ સ્નાન કરીને બીજા મનુષ્યોને અડકે છે અને પાંચમે દિવસે ઘરના દરેક કાર્યમાં ભાગ લઈ શકે છે. આ જાતની પ્રણાલિ સામાન્યપણે દરેક કુટુંબમાં પ્રચલિત છે. દેશ, કાળ અને રૂઢીના કારણે કદાચ આ પ્રણાલિમાં થોડો ફેરફાર પણ હશે. ઋતુકાળમાં સામાન્યપણે આ રીતે પાળવાની પ્રથા છે.

બાહ્યશુચિ તો આ રીતે ઠીક પળાય છે, પરંતુ ઋતુમતીના ખાસ નિયમબદ્ધ ધર્મ આથી પૂર્ણ રીતે પળાતા નથી. મૂળ ઉદ્દેશને પરંપરાએ વૃદ્ધાઓ જાણતી અને ઘરની નાની ઉમરની કન્યા કે વહુને આદેશ કરી પળાવતી, પરંતુ એ પ્રથા ધીમે ધીમે ઘસાતી ભુંસાતી નાબૂદ થઈ છે અને ઘરમાં આધેડ બનેલી નારી પણ ઋતુકાળના નિયમો તથા ઋતુમતીના ખાસ ધર્મો જાણતી નથી. કેટલુંક કેળવણીએ નાબૂદ કર્યું છે અને કેટલીક પ્રથાને સ્ત્રીઓની પરાધીનતાએ પાંગળી બનાવી દીધી છે.

મારા પરિચયમાં આવતી એક બે બહેનો જેઓ ઇંટર અને મેટ્રિક કલાસમાં અભ્યાસ કરે છે તેમને મેં એક વખત પ્રશ્ન કરેલો કે 'બહેન, અટકાવનું રક્ત શાથી અને કયાંથી આવે છે?' તો તે સંબંધી તેમનું અજ્ઞાન હસાવતું હતું. તેમને મંગળના ગ્રહ અને કેનીયા કોલોનીની ભૂમિ કયાં આવી તેનું જેટલું સરસ જ્ઞાન જણાયું તેટલું તેમના પોતાના શરીર માટેનું અજ્ઞાન હતું. ખરી રીતે તે દોષ તેમનો નથી પણ આજના કેળવણીકારનો છે. તેઓ જાતીય જ્ઞાન

વિષેનું શિક્ષણ આપી શકતા નથી અને ઉચ્ચ કક્ષાનું જ્ઞાન જેમાં સભર ભર્યું છે, તેવા જૂના ગ્રંથો વાંચવા આપવાની તેમને સૂઝ છે.

ઋતુમતી સ્ત્રીના વિશિષ્ટ ધર્મનો ઉલ્લેખ કરતાં મહર્ષિ સુશ્રુતાચાર્ય આ પ્રમાણે કહે છે:

एवम् दृष्ट शुक्रः शुद्धार्तवा च ऋतौ
प्रथम दिवसात् प्रभृति ब्रह्मचारिणी।
दिवा स्वप्नांजना श्रूयात स्नाननुलेपनाभ्यंग
नखछेदन प्रधावन हसन कथानाति शब्द-
श्रवणादलेखना निलाया सान्परिहरेत ॥

(સુ. સં. અ. ૨.)

અર્થાત્-સ્ત્રીએ ઋતુના કાળના પ્રથમ દિવસથી જ જ્યાંસુધી ઋતુ દેખાય ત્યાંસુધી બ્રહ્મચર્ય પાળવું, દિવસે સૂવાનું બંધ કરવું, આંખમાં આંજણ આંજવાનું, રૂદન કરવાનું, સ્નાન કરવું (શરદી ખાવી), ચંદન લગાવવું, શરીરે માલીસ કરાવવું અથવા તેલમર્દન, નખ કપાવવા, ઉતાવળા પગે ચાલવાનું કે દોડવાનું, હસવાનું, અધિક બોલવાનું, અથવા જોરદાર શબ્દ સાંભળવાનું (ઘોંઘાટ), ચોટ લગાવવાનું, ભૂમિ ખોદવાનું, પુષ્કળ પવનમાં ફરવાનું, મહેનત કરવાનું, વગેરે બહુ યત્નપૂર્વક ત્યાગ કરવું જોઈએ. પરંતુ એવાં કાર્ય કરવામાં આવે તો એથી ગેરલાભ શો થાય છે? તે માટે પણ એ જ આચાર્ય બતાવે છે કે ઋતુધર્મ વખતે સ્ત્રી જો દિવસે સૂવે છે તો તેને થનારી પ્રજા બહુ આળસુ અને ઉંઘણસી થાય છે. કાજળ અને સુરમો લગાવવાથી પ્રજા આંધળી અથવા ત્રાંસલી આંખવાળી થાય છે. સ્નાન કરવાથી અને ઉબટન લગાવવાથી પ્રજા દુઃખી થાય છે. તૈલાભ્યંગથી થનારી પ્રજા કુષ્ટ રોગવાળી થાય છે. નખ કાપવાથી પ્રજા ખરાબ નખવાળી, દોડવાથી અસ્થિર ચિત્તવાળી અને હસવાથી દાંત અને ઓષ્ટ તથા

નાળવાનો શ્યામ રંગ લઈ અવતરનારી, બહુ બોલવાથી બકવાદવાળી પ્રજા થાય છે. ઘોંઘાટ સાંભળવાથી પ્રજા બહેરી અથવા ખાંધવાળી અને અધિક પવન ખાવાથી તથા પરિશ્રમ કરવાથી ઉન્મત્ત અથવા પાગલ થાય છે. એથી ઉત્તમ સંતાનપ્રાપ્તિની ઇચ્છા ધરાવનાર નારી ઉપર બતાવેલાં કાર્યનો યત્નપૂર્વક ત્યાગ કરે છે.

( સુ. સં. અ. ૨ )

આ સ્થળે એક શંકાને સ્થાન મળે છે કે ઉપર બતાવેલા ઋતુમતીના ધર્મ તો સંતાનોત્પત્તિની ઇચ્છાવાળી સ્ત્રીએ અથવા ઋતુસ્નાતા થયા પછી જેને પ્રજા ઉત્પન્ન કરવાની અભિલાષા છે તેમને જ પાળવાના છે. કારણ કે એ પછી ગર્ભ રહે તો થનાર પ્રજા ઉપર જ ઋતુમતીનાં વિરૂદ્ધ કાર્યની અસર થાય છે. પરંતુ તે અસર ઋતુમતી સ્ત્રી ઉપર નથી થતી !

પણ આ શંકા બરાબર નથી. જે ગર્ભ ઉપર વિવિધ અનુચિત કર્મની અસર જણાવી છે તે સીધી નથી થતી પણ પ્રથમ માતાનું રજ વિકૃત થાય છે અને એ રજથી બંધાતા અથવા બંધાવાના શરીર ઉપર પણ એની અસર નિપજે છે. કારણ કે ગર્ભાશય એક ઝીલી અથવા પાતળા અંતરપટથી મઢેલું છે. એ ઝીલીને શ્લેષ્મકળા કહો તો પણ ચાલે. એ શ્લેષ્મકળાઓની અંદર બારીક રક્તવાહિનીઓની જાળ પથરાયેલી રહે છે. જ્યારે ગર્ભાશયની અંદર વિશેષ રક્તસંચાર થાય છે ત્યારે આ રક્તનળીઓ કફથી ભરાઈ જાય છે અને એને કારણે ગર્ભાશય વજનદાર બની જાય છે.

જ્યારે આ નળીઓમાં ખૂબ રક્તનો જમાવ થઇ જાય છે ત્યારે જ તે બહાર નિકળી શ્લેષ્મકળામાં જુદી જુદી જગ્યાએ એકઠું થાય છે. એ અવસ્થામાં તે નરમાશવાળી અને ઢીલી પડે છે અને તેમાંથી રક્ત બહાર પડે છે, તેને રક્તસ્રાવ અથવા આર્તવ કે ઋતુ કહેવામાં આવે છે.

એ પ્રમાણે શ્લેષ્મકળાની અંદર રક્તવાહિનીઓ મારફત એકઠું થયેલું રક્ત બહાર ઝરી જાય છે ત્યારપછી શ્લેષ્મકળા સંકોચાઇને પૂર્વ રૂપ ધારણ કરે છે.

ઋતુકાળ વખતે ડીમ્બ-શુક્રાણુ-યોનીમાર્ગ અધિક રક્તમય બને છે અને તેની સાથે એ માર્ગ વિશેષ ઉપસેલો રહે છે, તેમજ ગર્ભાશય પણ વિસ્તૃત બને છે.

આટલી ઋતુ–ઉત્પત્તિ અને તેના વિકાસ માટેની ચર્ચા કરવાનું કારણ એ છે કે ઋતુકાળ વખતે સ્ત્રીનાં ખાસ જનનઅવયવો ચોક્કસ પ્રકારનું કામ બજાવતાં હોય છે તે વખતે ઉપર બતાવેલાં કર્મોથી એ જનનઅવયવો ઉપર માઠી અસર નીપજે છે.

દાખલા તરીકે કોઇ પણ સ્ત્રી ઋતુ વખતે મહેનત કરે, ખોદવાનું કામ કરે અને દોડે તો, ગર્ભાશયમાં એકઠું થઇ નિકાસ થતા રક્તના ભારથી, તેમ જ તેના કાર્યને અંગે થયેલા વિકાસથી અથવા ઉપસી આવેલી શ્લેષ્મકળાના દબાણથી ગર્ભાશય નાજુક અવસ્થામાં મુકાયું હોય તે વખતે સ્ત્રીની આ જાતની ક્રિયાથી ગર્ભાશય સ્થાનભ્રષ્ટ થઇ જાય છે અથવા વાંકું કે ટેડું બને છે. પછી એવી સ્ત્રીને પ્રજા થતી નથી અને ગર્ભ રહે છે તો પણ ગર્ભાશયની અસમાન અવસ્થાને લઇ ને ગર્ભનો સરખી રીતે વિકાસ થઈ શકતો નથી અને તે એથી કરીને ખોડખાંપણવાળો થાય છે.

બીજા દાખલા તરીકે ઋતુમતી જો સ્નાન કરે છે અથવા ઠંડા જળથી સ્નાન કરે છે તો શ્લેષ્મકળાની રક્તવાહિનીઓનાં ખુલ્લાં થયેલાં મુખ સંકોચાઇ જાય છે અને નિકાલ થવા યોગ્ય રક્ત–લોહી અંદર રહી જાય છે. તેથી જ આજે ગર્ભાશયનો સોજો, લોહીની ગાંઠ અને લોહીનો જમાવ અનેક સ્ત્રીઓના કેસમાં નજરે પડે છે. ઠંડા જળના સ્નાનની વાત બાજુ ઉપર રાખીએ, પરંતુ ઋતુકાળમાં અત્યંત ઠંડું જળ પીવામાં આવે છે, ઋતુવાળી સ્ત્રી ઉભાં ઉભાં પાણી પીએ છે, ઘણો વખત સીમેંટ, લાદી કે ભીંજાયેલા પત્થરા ઉપર કપડાં ધોવાં, વીંછળવાં કે વાસણ માંજવાને બહાને ઉઘાડા પગે ફરે છે તો પણ તેની અસર તેની નાજુક રક્ત વહન કરનારી નળીઓ ઉપર થાય છે અને રક્ત વહેતું અટકે છે, જેથી રોગની ઉત્પત્તિ થાય છે.

એટલે આગળ જોરથી જે જે કર્મો કરવાની મના કરેલી છે તેની અસર શરીર ઉપર અવશ્ય થાય છે. કારણ કે ઋતુકાળે શરીર જનનઅવયવોમાંથી મળને બહાર ફેંકી રહ્યું હોય છે, તેની વિરૂદ્ધ કર્મનું આચરણ કરવામાં આવવાથી જનન અવયવોમાં કચરો (મળ) રહી જાય છે અને તે સ્ત્રીના શરીરને તથા તેનાથી ઉત્પન્ન થનારી પ્રજાને હાનિ પહોંચાડે છે.

સ્પર્શાસ્પર્શનું કારણ એટલે ઋતુમતીને કોઇએ અડકવું નહિ, તેનું પણ એટલું જ મહત્ત્વનું કારણ છે. ઋતુકાળમાં બહાર પડતા રક્તમાં એક પ્રકારનાં જે જંતુ છે તે બીજાઓને હાનિ પહોંચાડનાર છે. શરીરમાં નારૂ (વાળો) નીકળે છે તેનાં કારણનું વર્ણન કરતાં આયુર્વેદ જણાવે છે કે જે જળાશયમાં અટકાવવાળી સ્ત્રીનાં કપડાં ધોવામાં આવે છે તે પાણીમાં નહાવાથી અથવા એ પાણી પીવામાં આવવાથી પીનારને અને નહાનારને વાળો નિકળે છે. આ ઉપરથી નક્કી થાય છે કે ઋતુવાળી સ્ત્રીનાં કપડાં, તેના સંસર્ગમાં આવેલાં વાસણો અને તેનું શરીર ઋતુકાળ વખતે એક પ્રકારનાં જંતુ ફેલાવનારૂં છે. તેની સાથે ઋતુ આવતું હોય તેટલો વખત સખત બ્રહ્મચર્ય પાળવાનું ફરમાન કરવામાં આવેલ છે. ઋતુમતી સાથે સમાગમ કરવાથી પુરૂષને ગુપ્ત ભાગમાં વ્યાધિઓ (ચાંદી–ઉપદંશ) થવા સંભવ છે, અને તેની સાથે સ્ત્રીને પણ એ વખતના સમાગમથી અવશ્ય હાનિ થાય છે; કારણ કે તે વખતે યોનિમાર્ગ અને ગર્ભાશય ઉપસેલાં અને ભરાવદાર હોવાથી સમાગમનું ઘર્ષણ હાનિ પહોંચાડે છે. એટલે પાંચ દિવસ વીતી ગયા પછી, રક્તનો પ્રવાહ બંધ થયા પછી અને જનન-અવયવો ઠીક ઠીક થયા પછી જ સંતાનપ્રાપ્તિ માટે સમાગમ કરવાની છૂટ આપવામાં આવી છે. સુશ્રુતાચાર્ય બીજી પણ આજ્ઞા ઋતુમતીને કરે છેઃ

दर्भसंस्तर शायिना करतलशराणपर्णान्यतम
भोजनीं हविष्यं त्र्यहं भर्तु संरक्षेत ।

અર્થાત્ ઋતુકાળ વખતે સ્ત્રીએ દર્ભની શૈયા ઉપર સૂવું જોઇએ. મૃતિકાના વાસણમાં અથવા હથેળીમાં અથવા વનસ્પતિનાં પાંદડાના પાત્ર (પતરાવળાં)માં રાખીને હવિષ્યાન્ન અર્થાત્ જવ, ઘઉં, મગ, આવા પદાર્થો જેમાં માંસ અથવા પ્રાણીજન્ય પદાર્થ ન હોય તેવા સાત્વિક પદાર્થનું ભક્ષણ (ભોજન) કરવું અને પુરૂષના પ્રસંગથી (બોલવું, વાર્તાલાપ, હાવભાવ, ગોષ્ટિ) બચવું જોઇએ.

આ જગ્યાએ કુશ-દર્ભશય્યાનો અર્થ એ છે કે લાકડાના પાયાથી તૈયાર કરેલા દર્ભથી ભરેલા ખાટલા ઉપર સૂવું, કારણ કે ઋતુકાળમાં શરીરમાંથી વિદ્યુત વધુ પ્રમાણમાં જાય છે. કાષ્ટ અને દાભડો એ વિદ્યુતને રોકી રાખનાર છે, જ્યારે ધાતુઓ (લોઢા–પિત્તળના પલંગો) વિદ્યુતવાહક (વહન કરનાર) છે અને ગ્રાહક છે.

મૃતિકાનું પાત્ર નિર્દોષ છે અને તેનો ઉપયોગ કર્યા પછી તેનો નાશ કરી શકાય છે. એટલે મૃતિકા (માટી)ના વાસણમાં ભોજન કરવાનો આદેશ છે. ધાતુના વાસણની અસર શરીર ઉપર થાય છે. તેમાં ઋતુમતી સ્ત્રી ઉપર તો ખાસ થાય છે. માટે એ જ આજ્ઞા વિશેષ હિતાવહ છે.

ખેડુતો વર્ષાઋતુ આવતા પહેલાં ભૂમિને હળ હાંકી, ખોદકામ કરી સંપૂર્ણ શુદ્ધ બનાવે છે અને વરસાદ થયા પછી, વર્ષાનું પાણી શોષાઇ ગયા પછી અંદર ઉત્તમ બીજની વાવણી કરે છે ત્યારે જ તેમાંથી સારો પાક લઇ શકે છે.

એવી રીતે સ્ત્રી એ ભૂમિ છે. એ ભૂમિમાં વિવિધ મળ લાગેલા છે. તેને કુદરત સાફ કરે છે, ઋતુમતી વર્ષા વરસે છે અને ભૂમિને તરબતર બનાવે છે. વર્ષામાં જળ શોષાઇ ગયા પછી એ ભૂમિ બીજ ગ્રહણ કરવા લાયક બને છે અને એ પ્રમાણે નિર્મળ, શુદ્ધ અને સંપૂર્ણ લાયક બન્યા પછી એ ભૂમિમાં ક્ષાર વિનાનું, સડયા વિનાનું કે કોહ્યા વગરનું પુરૂષબીજ (વીર્ય) વાવવામાં આવે છે તો તેમાંથી સુંદર, આદર્શ અને પ્રભાવશાળી સંતાનરૂપી ફળ પ્રાપ્ત થાય છે.

જમીનમાંથી કેવી જાતનાં ફળો પેદા કરવાં એ માળી સમજે છે. ઉત્તમ, આદર્શરૂપ, દેશ અને કુળને ઉજાળનારાં સુંદર સંતાનો પ્રાપ્ત કરવા માટે ક્ષેત્ર ને બીજ બેઉની શુદ્ધતા અને સંપૂર્ણતા જોઇએ. હા, જાળાં, ઝાંખરાં, કંટકરૂપી ફણગાઓ ઉગાડવા માટે નથી જરૂર ખેતીની કે નથી જરૂર માળીની સંભાળની. એ તો દેખરેખ વિના આપોઆપ અચાનક ફૂટી નીકળે છે. એટલે જેને જાળાં, ઝાંખરાં અને કંટક સમાન પ્રજા જોઇએ તેને આ પ્રકારની સાવચેતીની કોઇ આવશ્યકતા નથી. પરંતુ જેને ગુલાબની માફક મઘમઘતી, દ્રાક્ષની માફક રસઝરતી, આંબાની માફક લચી રહેલી પ્રજાની જરૂર છે, જેને બુદ્ધિમાન, જ્ઞાનવાન, પુરુષત્વવાળી પ્રજાની અપેક્ષા છે, જેઓ ઇચ્છે છે કે અમારાં સંતાનો શિવાજી, દાદાભાઇ, તિલક, ગાંધીજી અને જવાહર જેવા દેશોપકારક, કુલઉદ્ધારક બને, તેમની ખુશબોથી વાતાવરણને મહેકાવનારા બને, તેણે નિયમો અને ધર્મ પાળવાની અનિવાર્ય જરૂર છે.

હું તમને એક દૃષ્ટાંત આપું:

સમય વર્ષાઋતુનો હતો. સરિતા સાગરપતિને ભેટવા, તરંગોરૂપ હાથ બહેલાવતી દોડી રહી હતી. વનરાજી કિલકિલ હસતી, લીલાં પટકુલ પરિધાન કરીને શોભતી, લચી રહેલી ડાળીઓ અને ફેલાતી વેલીઓથી આગંતુકનાં ઓવારણાં લેતી હતી. સંધ્યાકાળ થઈ હતી.

અકબર બાદશાહ અને એનો વિચિક્ષણ પ્રધાન બીરબલ એ વનશ્રીનું નિરીક્ષણ કરતા શહેરથી થોડે દૂર પગે ચાલીને પરિભ્રમણ કરવા નીકળેલા.

એકાદ બે માઇલ જંગલમાં તેઓ આગળ વધ્યા ત્યાં માલધારીઓ (ઘેટાં બકરાંનાં ટોળાં લઈ ફરતા રબારીઓ) ગધેડાં ઉપર ઘરવખરીનો સામાન બાંધી નાનાં બાળકોને ગધેડાં ઉપર બેસારી પ્રવાસ કરી રહેલા દેખાયા. એમની મહીયારીઓ દહીં મેળવવાનાં, છાશ વલોવવાનાં ગોરસાં માથે મૂકી પ્રવાસ કરી રહી હતી.

અચાનક એમનો પ્રવાસ અટકયો. સ્ત્રીઓ ટોળે વળી અને થોડી વિચારણા પછી પુરુષોની પાસે રાખવાના ઊનના ધાબળાના બે છેડા પકડી પડદો બનાવી ઉભી રહી. એ પડદાની પાછળ બે સ્ત્રીઓ કાંઈક હીલચાલ કરતી જણાઇ.

બાદશાહે પૂછયું : 'બીરબલ ! ઇને ઔરત લોક પડદા લગાકે અબ કયા કર રહી હૈ ?'

'જહાંપના ! ઇસ બખત યે ઓરતોં એક ઔરતકો પ્રસવ કરાતી હૈ.' બીરબલે ખુલાસો કર્યો.

'અચ્છા ! ચલતે ચલતે હી પ્રસવકી હાજત હુઇ, ઔર એક પડદા લગાકે ઉસકા નિકાલ હો ગયા ! તબ માલૂમ હોતા હૈ કી પ્રસવકે લીએ કોઇ ભારી દોડધામ ઔર સાધનસામગ્રીકી બિલકુલ જરૂરત નહિ ! અપને આપ હી જીસ કાર્ય હો શકતા હૈ ઇસકે લીએ જનાનેમેં કયોં ઇતની ભારી તૈયારી બેગમ કે લીએ કી જાતી હૈ ? અબ હુકમ કરના ચાહિએ કિ આજસેં કિસી બેગમ કે લિયે પ્રસવ-કાલકો કોઈ ભી ખર્ચ કીયા નહિ જાય; ઔર ન તહેનાતમેં લોંડીકી જરૂરત હૈ, ન કોઈ દાસદાસીકી.' બાદશાહે તત્કાળ હુકમ છોડયો.

બીરબલ તો એ સાંભળીને દિગ્મૂઢ બની ગયો. બાદશાહનો હુકમ કેમ ફેરવાય ? ત્યારે બેગમ સા ફુલ જેવાં કોમળ સ્ત્રીને પ્રસવકાળમાં કોઇની પરવા ન જ રહે અને એ પેલી ગોવાલણીની માફક રસ્તે ચાલતાં પ્રસવ કરી લે (બાળક જણી લે) એ શું બરાબર છે ?

પ્રત્યક્ષ નજરે જોવાથી કરેલો નિર્ણય ફેરવવા માટે બીરબલને કોઈ તક જોઇએ. તાત્કાલિક તેનો ઇન્કાર અથવા સમજાવટ એ કદાચ બાદશાહને અપમાનજનક લાગે તો ?

બાદશાહ તો સ્ત્રીઓને પ્રસવકાળમાં કોઇની મદદની જરૂર નથી એ ઉપર વિચાર કરે છે, બીરબલ બાદશાહના હુકમને કેમ ફેરવવો તેના

વિચાર સેવે છે. બેઉ ફરતાં ફરતાં રાજ્યના બગીચામાં આવી પહોંચ્યા. બગીચામાં લાગેલાં વિવિધ જાતનાં પુષ્પો અને તેની કલમો, જુદા જુદા ક્યારામાં રોપેલાં જાઈ, જુઈ, ચંપો, મોગરો વગેરેને જોતા આગળ વધ્યા. એક ક્યારીની વચમાં કલમ કરી વાવેલો ગુલાબ હજી તો કટિભર થયેલો અને પહેલું જ ફૂલ ખીલેલું. એ હસતા બાળકની માફક સોળે પાંખડીએ ખીલેલો ગુલાબ બાદશાહને બહુ ગમ્યો. તેની પાસે જઈ ગુલાબનો છોડ આમતેમ વાળીને એ જોવા લાગ્યા. બીરબલ એ જ ક્યારીમાં પાણી આવવાની નીક ઉપર ઉગેલો બાવળનો છોડ રમાડી રહ્યો હતો. એ જોઈને બાદશાહ બોલ્યા : 'ક્યોં બીરબલ ! ક્યા કરતા હૈ ? દેખ તો સહી, યે ગુલાબ કિતના અચ્છા હૈ !'

બીરબલે કહ્યું : 'હા, નામદાર ! જૈસા યે બબુલ (બાવલ) અચ્છા હૈ, સુંદર હૈ, વૈસા હી ગુલાબ.'

'વાહ ભાઈ ! બડી અચ્છી બાત ! પાગલ કહીંકા ! કહાં ગુલાબ, કહાં બબુલ !'

બાદશાહે ખીલેલું ફૂલ ઉપાડી લીધું. થોડી વાતો કરતા બેઉ મહેલ તરફ ફર્યા. એ પહેલાં બીરબલે માળીને કાનમાં કાંઈ કહી દીધું.

મહેલમાં આવી, બાદશાહને પ્રસવ પામેલી રબારણ યાદ આવી, ફરી તેમને યાદ આવ્યા ગુલાબ અને બાવળ, સાથે યાદ આવી બીરબલની પાગલતા : 'જૈસા ગુલાબ ઐસા બબુલ ! વાહ !'

એ સમયને આઠેક દિવસ વિતી ગયા છે. પુનઃ સંધ્યાકાળનો વખત છે. બાદશાહ ને બીરબલ બગીચામાં જઈ ચઢયા અને બાદશાહને પેલો મનમોહક ગુલાબ યાદ આવ્યો. બીજા કોઈ ફૂલ સામે નહિ જોતાં તે જ ક્યારી પાસે પહોંચ્યા કે જ્યાં ગુલાબનો છોડ હતો. પરંતુ એ ગુલાબનો છોડ તો કરમાઈને બેવડ વળી નીચે તૂટી પડયો હતો !

કારણ કે ગુલાબની ક્યારી સૂકી પડી હતી. અહીંતહીંનો કચરો એકઠો થયેલો હતો. ન તો માળીએ ક્યારીમાં પાણી મૂક્યું હતું, ન તો છોડની સંભાળ લીધી હતી.

બાદશાહે ગુલાબની હાલત જોઈ અને માળીને બોલાવ્યો, ધમકાવ્યો અને ગુલાબ સુકાવાનું કારણ પૂછ્યું. કારણ જણાવતાં માળીએ કહ્યું : 'નામદાર ! બીરબલ સાહેબે મને એ ક્યારીમાં પાણી મૂકવાની અને દેખરેખ રાખવાની મના કરી હતી તેથી આમ બન્યું છે.'

બાદશાહે બીરબલ સામે જોયું બીરબલ એ જ બાવળના છોડ પાસે ઉભો હતો જે અગાઉ આઠ દિવસ પહેલાં ગુલાબ સાથે ખીલખીલાં ખીલી રહ્યો હતો અને તેવો આજે પણ ખીલી રહ્યો હતો.

'ક્યોં બીરબલ ! ક્યા બાત હૈ ?' બાદશાહે બીરબલને પૂછ્યું.

'બાત તો કુચ્છ નહિ હૈ, નામદાર ! પાણી પીલાયા યા નહિ પીલાયા, ઇસસેં ક્યા મતલબ ? દેખો, યે બબુલને પાણી ભી નહિ પીયા, ઔર નહિ કીસીને ઇસકી સંભાળ લી, તો ભી દેખો તો, યે કૈસા ખીલખીલા રહા હૈ ?' બીરબલે બાવળ બતાવતાં કહ્યું.

'છોડ દે ઇસ બાતકો. મેં તો યે પ્યારા ગુલાબ કે લિયે બાત કર રહા હું કી તુને ક્યોં ઇસિકે લિયે પાણી છોડને કો બંધ કરવાયા ?'

'નામદાર ! જૈસા આપને બેગમ સાહેબાકે લિયે દાસદાસી યા બાલસંભાલ ઔર સાધન–સામગ્રી બંધ કરવાઈ, ક્યોંકિ ગોવલણીકી માફક ઉનકો કોઈ વસ્તુકી જરૂર નહિ હૈ, વૈસા હી યે બબુલકી માફક ગુલાબકો હી. દેખો તો સહી, યે બબુલકો ન કિસીને પાની પીલાયા, ન કીસીને ઉસકી સંભાળ લી, તો ભી કૈસા વો અપની કાંટે ફેલા કર બહલા રહા હૈ !'

'તબ ક્યા એ ગુલાબકી માફક બેગમકી દશા હોગી ?'

'જરૂર, ખુદાવિંદ ! બેગમ સાહેબાસેં તો આપકે તાજકા હક્કદાર ભાવિ બાદશાહ હોનેવાલા હૈ. પ્રજા કે લિયે જૈસા ધીમાન, ધૈર્યવાન,

ગુણવાન, ઔર વીર્યવાન રાજન ચાહીએ એસા સમ્રાટ પ્રગટને લીએ બહોત સંભાલ રખનેકી જરૂર હૈ '

' અચ્છા બીરબલ! અબ મેં સમજા. આજસેં મેરા હુકમ રદ કિયા જાતા હૈ, ઔર પહેલેકી માફક સબી બેગમોકી અચ્છી તરાહ સંભાળ લી જાયગી.' વિશેષ સ્પષ્ટિકરણની જરૂર નથી.



# પ્રકરણ ૧૮ મું

## નારીઅંગની વિશિષ્ટતા

**વ્હાલા** વાચક, તું સ્ત્રી, પુરૂષ કે બાળક હોય, કિંવા ગમે તે હોય. આજે તારી જાતીયતાને છોડીને તું મારી સાથે ચાલ. તને એક એવા પ્રદેશનું જ્ઞાન હું આપવા માગું છું કે જ્યાંથી જગતની ઉત્પત્તિ થઇ છે. ઇશ્વરની લીલા અને બ્રહ્માંડઉદ્દ્ભવની તેની ક્રિડાનું એ સ્થાન. તેમાં તેણે ખર્ચેલી અપાર બુદ્ધિ, કળા, કુશળતા, કામગરી માટે તને માન ઉપજશે.

એની સાથે એ જાણવાથી આ પછીની ચર્ચા અને એ વિષે જે કાંઈ લખવામાં આવશે, એ વિષય પૂરો સમજી શકવાની ખાતર પણ પ્રસ્તુત પ્રદેશમાં ભ્રમણ કરી બારીકાઇથી સમજવામાં તને જરૂર તે ઉપયોગી થશે.

એક મનુષ્યના મુખપ્રદેશ અથવા મોઢાના ગોલકને હું બતાવું અને તેના હોઠ, દાંતની પંક્તિ, પેઢાં, અવાળુ, તાળવું, ગળાની બારી, અને ત્યાંથી શરૂ થતી શ્વાસનળી વિષે જુદી જુદી જગ્યા અને તેની બનાવટ, ઉપયોગિતા અને તે અવયવો જે જે કાર્ય કરી રહ્યાં છે તેનું વર્ણન કરવામાં આવે: એ વખતે તારા મનની જેટલી નિર્દોષતા રહેવી જોઇએ, જેટલી ચિત્તની સ્વચ્છતા રહેવી જોઇએ, તેટલી જ સ્વચ્છતા અને ભાવોદ્દ્ગમરહિતપણું તને, અહીં હું જે દર્શાવવા માગું છું તે

જોતી-જાણતી વખતે પણ રહેશે, તો જ તું તેના સંબંધમાં યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકીશ; અને વિચારવંત વાચક સ્વસ્થતા ગુમાવે એમ હું પણ માનતો નથી. કારણ કે તે એ જ સ્થાનમાં પોષાયો છે, પરિપક્વ થયો છે, એ દ્વારથી પૃથ્વીમાં એનું આગમન છે, એ માતૃ-સ્થાનના નિરીક્ષણમાં અનિષ્ટ ભાવોદ્ગમ કેમ સંભવે ? અસ્તુ.

નારીનાં જનનઅવયવને બે ભાગમાં વહેંચી શકાય: (૧) બાહ્ય એટલે નજરથી જોઈ શકાતો ભાગ (૨) અંતરગત-એટલે જે નજ-રથી નથી જોઈ શકાતો પરંતુ જ્યાં અત્યંત મહત્ત્વની ક્રિયા થાય છે તે ભાગ.

પ્રથમ આપણે બાહ્ય પ્રદેશનો વિચાર કરીએ. શરીરમાં રહેલ ઉદરની નાભિથી ગુહ્ય પ્રદેશ તરફ આપણે વળીએ તો પ્રથમ બન્ને જાંગો જે જગ્યાએ મળી જાય છે અને જ્યાં કેશોદ્ભવની ભૂમિ છે ત્યાંથી યોનિપ્રદેશ શરૂ થાય છે, અને યોનિદ્વારની પહેલાં યોનિદંડ ચામડીથી ઢંકાયેલો રહે છે અને બીડાયેલા બૃહદ ઓષ્ટને લીધે તે જોવામાં આવતો નથી.

એટલે નાભિની નીચે ઉતરતાં સ્ત્રી જનનઅવયવ તરીકે પ્રથમ સ્ત્રીલીંગ હોય છે. આ અવયવ લગભગ પુરૂષલીંગને મળતો છે, અને તેનું કાર્ય કામોદ્ગમ અથવા કામોદ્ભવને ઝીલવાનું હોય છે. તેનો આકાર ગોળાકાર ગ્રંથી જેવો હોય છે અને એની ઉપર જ્ઞાનતંતુ-ઓની બારીક જાળ પથરાયેલી રહે છે. આ ભાગને સામાન્ય સ્પર્શ થતાં જ તીવ્ર ઉત્તેજના અનુભવાય છે, અને એ ઉત્તેજના વખતે તે કદમાં વૃદ્ધિ પામે છે. જો કે તેનો થોડો ભાગ જ બહાર દેખાય છે, છતાં તેની નળી અથવા દંડ અંદરના ભાગમાં ઢંકાયેલ રહે છે અને કામાનુભવની તીવ્ર લાગણીનો આનંદ આ આખા અંગમાં અનુભવાય છે.

વિકાસ પામેલું વિજ્ઞાન જણાવે છે કે સ્ત્રીસંગ પણ પુરૂષઅંગની જેમ દરેક ક્રિયા કરે છે. સ્પર્શ થતાં તેનું કદ દોઢું વધી જાય છે.

તેની ઉપર આચ્છાદિત થયેલી ત્વચા પાછી હઠી જાય છે અને સમાગમકાળમાં ઘર્ષણક્રિયાથી ઉત્પન્ન થયેલી પરાકાષ્ટાનો આનંદ તે ઝીલી શકે છે. માત્ર બાલ્યકાળમાં સ્ત્રીઅંગનું કદ તદ્દન નાનું હોય છે, પરંતુ સમાગમકાળ પછી તે વધવા લાગે છે અને પુખ્ત ઉમરની સ્ત્રીમાં એ પૂર્ણ વિકાસ પામેલું હોય છે.

યોનિદંડના અગ્ર ભાગની નીચે અને તેના લઘુ દ્વારની ઉપર એક નાની સરખી ત્વચાની કોથળી છે અને તેમાંથી અલ્ક સ્વભાવનો ચિકણો ભાગ હમેશાં ઝર્યા કરે છે.

આ પ્રવાહી સુકાઇ જવાથી પોપડા બાઝી જાય છે એટલે દરરોજ સ્નાન કરતી વખતે યોનિમુખના બૃહદ ઓષ્ટને ખુલ્લા કરી, સાફ કરવાની જરૂર છે. પૂરતી મર્યાદા અને સ્નાનના સ્ત્રીયોગ્ય સ્વતંત્ર એકાંત સ્થાનના અભાવને કારણે આ મેલ રહી જાય છે તો થોડા દિવસે તેમાં ખરજ ઉત્પન્ન થાય છે અને એ ખરજના કારણે છોકરીઓ અથવા મોટી ઉમરની સ્ત્રીઓ પોતાના હાથને ખજવાળવાના હેતુથી એ ભાગને લગાડે છે; જે હાથનો સ્પર્શ યોનિદંડને થવાનો સંભવ છે અને તેથી ઉત્તેજના થાય છે, અને તેના પરિણામે સ્પર્શાનંદથી હસ્તમૈથુનની ટેવ પડે છે. એ અત્યંત નુકસાનકાર છે. એથી હમેશાં એ ભાગ બહારથી પણ સાફ રાખવાની સંપૂર્ણ આવશ્યકતા છે.

દરરોજ સાફ થવાથી આ અંગ સ્વચ્છ રહે છે અને તેમાંથી ઝરતો પદાર્થ એક પ્રકારની સ્ત્રીજાતીય ખુશબો ફેલાવે છે. તે સુગંધ અનેનાસના ગર્ભ જેવી આવે છે. પરંતુ એ ભાગ જ્યારે અસ્વચ્છ રહે છે ત્યારે તેમાંથી અસહ્ય બદબો પ્રગટે છે અને પછી મુડદાલ માંસ જેવી દુર્ગંધ આવવા લાગે છે.

એટલે જ અમારે આગ્રહભરી રીતે સમજાવવાની જરૂર છે કે એક સાધારણ નજીવા કારણ કે થોડી બેદરકારીના પરિણામે કેવી હાનિ પહોંચે છે તેનો ખ્યાલ રાખી, દરેક ગૃહમાં સ્ત્રીઓ માટે નહાવાનો રૂમ (બાથરૂમ) અલગ રાખવો જ જોઇએ.

યોનિદંડની ઉપર એટલે બૃહદ ઓષ્ટથી થોડે નીચે મૂત્રદ્વાર આવેલું છે. અર્થાત યોનિમાર્ગ અને મૂત્રદ્વાર એ બેઉ જુદાં જુદાં સ્થાનો છે. આ બાબતમાં પુરુષો ઉપરાંત કેટલીક સ્ત્રીઓમાં પણ અજ્ઞાન જણાય છે. એક ગ્રંથનો લેખક જણાવે છે કે પશ્ચિમના ડોકટરોનાં કેટલાંક એવાં વર્ણન મળી આવે છે કે ત્યાંનાં અજ્ઞાન સ્ત્રી પુરુષો કેટલાક દાખલામાં સ્ત્રીના જનનમાર્ગને બદલે મૂત્રમાર્ગમાં સમાગમનો આદર કરવાને કારણે ભયંકર પરિણામ આવવાથી સ્ત્રીને હોસ્પીટલમાં ખસેડવાના દાખલા નોંધાયેલા મળી આવે છે.

એટલે બૃહદ ઓષ્ટની ઉપર જ્યાં શરૂઆત છે ત્યાં પ્રથમ મૂત્રમાર્ગ પુરુષ જેટલો લાંબો અને વાંકોચૂંકો નથી પરંતુ સીધો અને ટુંકો છે. તેનું માપ પોણાબે ઇંચ જેટલું હશે. આખા મૂત્રમાર્ગ ઉપર એક સ્નાયુબંધન રહે છે અને તે સંકોચ–વિકાસનું કાર્ય કરે છે. મૂત્રમાર્ગ અને યોનિમાર્ગ લગભગ અરધા ઇંચના અંતરે આવેલા છે, પરંતુ બન્ને અંગો નિકટમાં હોવાને કારણે એકનો ચેપ બીજાને લાગવાનો સંભવ છે. તેમ જ મૂત્રત્યાગ વખતે પાછળથી કેટલોક મૂત્રનો ભાગ યોનિમાર્ગને સ્પર્શ કરીને વહન કરે છે એટલે એ બેઉ અવયવોને સ્વચ્છ રાખવાની સંપૂર્ણ કાળજીની જરૂર છે.

બૃહદ ઓષ્ટની નીચે જ્યાં યોનિમાર્ગ શરૂ થાય છે ત્યાં લઘુ ઓષ્ટ આવેલા છે. આ લઘુ ઓષ્ટથી એ માર્ગનું દ્વાર બિડાયેલું રહે છે. લઘુ ઓષ્ટની અંદરની દીવાલોમાં અનેક નાના ગ્લાંડસ છે, તેઓ એક જાતનો પ્રવાહી છોડે છે, અને એ પ્રવાહીના કારણે તે માર્ગ હમેશાં ભીનાશવાળો રહ્યા કરે છે. એ ઉપરાંત સમાગમકાળમાં એ ગ્લાન્ડસ વધુ પ્રવાહી છોડીને એ માર્ગને વધુ તરબતર બનાવે છે કે જેથી એ વખતે તકલીફ પડે નહિ.

યોનિમાર્ગ એ સમાગમની ભૂમિકા છે. અને એ ઉપરાંત ઋતુસ્રાવ અને પ્રસવકાળની ક્રિયા પણ આ માર્ગથી જ થાય છે. એ માર્ગ

ચારથી પાંચ ઈંચની લંબાઈવાળો છે. શરીરના કદ પ્રમાણે આ પ્રદેશના માપમાં પણ ફેરફાર જોવામાં આવે છે. એ માર્ગ નીચેથી શરૂ થઈ ઉપરની બાજુ બસ્તીપ્રદેશની માફક વળાંકવાળો છે. આખાયે માર્ગની ઉપર–નીચે બે પ્રકારના સ્નાયુનું બંધન લાદેલું છે. આ સ્નાયુઓ એવા સ્થિતિસ્થાપક છે કે સમાગમકાળ વખતે અને પ્રસૂતી વખતે તે ખાસ કાર્ય કરે છે. તેમ જ તેના પ્રવેશદ્વારને સંકુચિત રાખે છે. ઉપરાંત સમાગમકાળ વખતે ઉપર ઉંચકાઈ સંકોચ–વિકાસ પણ કરી શકે છે.

અનેક પ્રસૂતિ પછી આ સ્નાયુ ઢીલા પડી જાય છે અને કુમારિકા તથા પ્રસૂતા થઈ ગયેલી સ્ત્રીઓના યોનીમાર્ગ એ હિસાબે જ ફેરફારવાળા હોય છે.

લઘુ ઓષ્ટથી આગળ યોનિચ્છદ નામનો એક બારીક કોમળ ત્વચાનો પડદો છે. તેનો આકાર અર્ધચંદ્રકાર જેવો હોય છે. આ પડદો કૌમાર્યની નિશાની તરીકે ગણાય છે, અને એ યોનિચ્છદ પ્રથમ સમાગમકાળ વખતે ચીરાઇ જાય છે અને તે સંપૂર્ણ માર્ગ ખુલ્લો થાય છે. યોનિચ્છદ હોવા છતાં ઋતુ બહાર આવવામાં અડચણ પડતી નથી. તેમ જ પુખ્ત ઉમર થઇ ગઈ હોય અને લગ્ન ન કર્યું હોય તેવી દરેક સ્ત્રીઓમાં આવો પડદો કાયમ રહે એમ પણ માની શકાય નહિ. કેટલાંક આકસ્મિક કારણોથી, ઉંચેથી પડવાથી, વધુ પડતી ખંજવાળથી, કુશ જેવી ક્રિયાથી આ યોનિચ્છદ નાબૂદ થયાના અનેક દાખલા બને છે. એટલે લગ્નકાળ સુધી યોનિચ્છદ હોવો જ જોઇએ અથવા યોનિચ્છદ હોય તેને જ સંપૂર્ણ કુમારિકા માનવી એ કાંઇ સૈદ્ધાંતિક નિર્ણય નથી.

પ્રથમ સમાગમકાળમાં સાધારણ કષ્ટ અનુભવવું પડે છે, તે આ યોનિચ્છદ ચીરાવાને કારણે હોય છે. કયારેક એથી થોડો રક્તપ્રવાહ પણ થાય છે. પરંતુ પ્રથમ સમાગમકાળ પછી થોડો આરામ આપવાથી આ ભાગ આપોઆપ સારો થઇ જાય છે. તેને

માટે કોઈ ખાસ ઉપચારની જરૂર રહેતી નથી. માત્ર ગ્લીસરાઈન અથવા ઘી જેવો સ્નિગ્ધ પદાર્થ લગાવી દેવાથી રાહત મળે છે અને એથી દર્દ કમી થાય છે.

મૂર્ખ પુરૂષની લાપરવાહીથી પ્રથમ સમાગમકાળે આ પડદો ચીરાવા ઉપરાંત યોનિમાર્ગની બેસણીને હાનિ પહોંચાડવાના કેટલાક દાખલા મારા જાણવામાં છે. એક પચાસ વરસના પુરુષે બીજી વારનું લગ્ન કરેલું. તેમાં પંદર વરસની બાળકી સાથેના સમાગમ વખતે ભયંકર પરિણામ આવ્યાનો દાખલો મારી જાણનો છે. એ બાઈને બેસણીની નીચેનો ભાગ ચીરાઈ ગયેલો અને અસહ્ય વેદના સાથે એ બાઈને મારી પાસે લાવવામાં આવેલી. એની સ્થિતિ જોઈ. તેને હોસ્પીટલમાં ખસેડવાની જરૂર હતી. ત્યાં ટેભા લેવા પડ્યા અને બે મહિના પથારીવશ રહ્યા પછી તેની સ્થિતિ સુધરેલી.

એટલે કહેવાનો આશય એ છે કે રીઢા થઈ ગયેલા પુરુષોને માટે સમાગમકાળ એ બળ અજમાવવાનું ક્ષેત્ર નથી એટલું પણ તેઓ સામેના પાત્રની સુખાકારીને નજર સામે રાખીને સમજે તો ઘણું છે.

આ માર્ગ આખો સ્નાયુબદ્ધ દીવાલની અંદરની સપાટીએ આછા ગુલાબી રંગની મજબૂત શ્લેષ્મત્વચા વડે ઢંકાયેલો જ રહે છે, અને એ ત્વચાની અંદર એવી જાતનું સ્થિતિસ્થાપકપણું રહે છે કે જોઈએ ત્યારે એ માર્ગ પહોળો થઇ શકે છે અને બીડાઈ જાય છે. કુદરતની આ એક અનહદ કળા છે. પ્રસૂતિકાળમાં એ એટલો વિશાળ બને છે કે પ્રસવનું બાળક સહેલાઇથી બહાર આવી શકે છે અને તે પાછો સંકોચ પામી અસલની સ્થિતિએ આવી જાય છે. જો કે કેટલાક પ્રસવો થઈ ગયા પછી સાધારણ રીતે સંકોચકાર્ય શિથીલ બને છે. છતાં કોઈ પણ કાળે એમ નથી જોવામાં આવ્યું કે આ માર્ગ એ બીજી દીવાલથી છૂટો પડી ખુલ્લો દેખાતો હોય.

યોનીમાર્ગના અંદરના છેડાનો ભાગ ગર્ભાશયના મુખને વળગીને ઘુમટના જેવો આકાર થઈ રહે છે. છતાં એ માર્ગ ઉપર અને નીચે સરખો નથી. ગર્ભાશયના મુખ ઉપરનો ભાગ છીછરો અને સપાટ હોય છે. નીચેનો ભાગ ઊંડો અને લાંબો હોય છે. યોનીમાર્ગના છેડાની નીચેનો ભાગ વધારે લાંબો હોય છે અને તેના નીચેના ઘુમટ તળે જ મળાશય આવેલો છે. વચમાં માત્ર એક પડદો અથવા દીવાલ છે. સમાગમકાળ સમયના આઘાતો આ દીવાલ ઉપર જ અથડાય છે અને પુરુષના ગુહ્ય ભાગના અસાધારણ કદના પરિણામે કેટલીક વખત આ દીવાલ તૂટી જવાના અને એથી અનિષ્ટ પરિણામ નીપજવાના કેસો બન્યા છે.

યોનીમાર્ગની દીવાલો રસોત્પાદક ક્રિયા કરે છે અને તેમાંથી ઝરતા પદાર્થોમાં લેકટીક એસીડ રહેલો હોય છે. હમેશાં એક સરખો આ પદાર્થ ઝરતો નથી, પરંતુ અવસ્થા પરત્વે જુદા જુદા પદાર્થનું સંમિશ્રણ તેમાં થાય છે. આ લેકટીક એસીડ બીજા સમય કરતાં રજોદર્શનકાળ વખતે તદ્દન ઓછો થઈ જાય છે અને તેની ઓછપ એ જ પુરુષવીર્યનાં કીટાણુઓનું જીવન અને આગળ વધવાપણું છે. કારણ કે એ જીવાણુઓ કોમળ પ્રકૃતિનાં હોય છે અને લેકટીક એસીડ એ જીવાણુઓનો વિનાશ કરી નાંખે છે.

ગર્ભ નહિ રહેવાના કેટલાક દાખલાઓની તપાસ કરતાં જણાય છે કે તેવી સ્ત્રીઓના યોનિમાર્ગમાં લેકટીક એસીડ વધારે હોય છે અને એ પુરુષવીર્યનાં બીજાણુઓ અથવા કીટાણુઓનો તાત્કાલિક નાશ કરી નાંખે છે. એથી ગર્ભ ધારણ થઇ શકતો નથી. જ્યારે દવાઓ અને બાહ્ય ઉપચારોથી આ લેકટીક એસીડનું પ્રમાણ ઘટાડવામાં આવે છે ત્યારે ગર્ભ સ્થિર થાય છે અથવા રહે છે.

યોનીમાર્ગની દીવાલો જેમ રસોત્પાદક ક્રિયા કરે છે તેમ તે રસ-શોષણ ક્રિયા પણ કરે છે અને એ એટલી ત્વરાથી તેમાં આવી પડેલા

પદાર્થમાંથી પદાર્થઅંશ શોષે છે કે રક્તાભિસરણદ્વારા ફેફસાં, મૂત્રપિંડ, રસગ્રંથીઓ અને મોઢામાં રહેલા ગ્લાંડસ ઉપર તેની ઝડપી અસર થાય છે. એટલે જ તેમાં મૂકવામાં આવતા કોઈ પદાર્થ અથવા વીર્યની સારા શરીરમાં તત્કાળ અસર પહોંચે છે.

એથી જ વીર્યમાંથી અમુક ચોક્કસ પદાર્થનું શોષણ થાય છે અને સ્ત્રીશરીરના બંધારણમાં ફેરફાર ઉપજે છે. આગળ કહેવાઈ ગયું છે કે સમાગમ પછી વીર્યમાંની ખુશબો થોડીક મિનિટોમાં જ સ્ત્રીના શ્વાસોચ્છ્વાસમાં જણાઈ આવે છે અને એ શોષાયેલા વીર્યથી સ્ત્રીશરીર પૌષ્ટિક તત્ત્વો મેળવે છે અને તેનું શરીર ખિલાવટ પામે છે. પરંતુ આ બધો આધાર શુદ્ધ વીર્ય ઉપર રહે છે અને શુદ્ધ વીર્યમાંથી જ સાચો લાભ મેળવી શકાય છે. તેને બદલે જો પુરુષનું વીર્ય રોગીષ્ટ, જંતુજન્ય અથવા ચેપી કીટાણુઓથી ભરેલું હોય છે તો તેનાં અનિષ્ટ ફળો સ્ત્રીને ભોગવવાં જ પડે છે. કારણ કે જેવી રીતે શુદ્ધ વીર્યનું શોષણ થાય છે તેવી જ રીતે અશુદ્ધ વીર્યનું પણ શોષણ થાય છે જ.

ઉપર પ્રમાણે સ્ત્રીના જનનઅવયવના બાહ્ય પ્રદેશનાં લગભગ બધાં અવયવો અને તેની ક્રિયાઓ આપણે જોઈ. હવે આંતરપ્રદેશ એટલે ગર્ભાશય અને તેમાંની જુદી જુદી ક્રિયાઓ એ બાહ્ય શરીર કરતાં વધુ મહત્ત્વની છે, તેમ સમજવામાં પણ વધુ જટિલ છે; છતાં તે સમજવી જરૂરી છે.

યોનિમાર્ગના ઊંડાણમાં બરાબર સામે ગર્ભાશયની ગ્રીવા અથવા ગર્ભાશયનું મુખ જણાઇ આવે છે. ગર્ભાશય એ જમરૂખના આકારનું સ્નાયુથી વીંટાયેલું એક મહત્ત્વનું પોલું અંગ છે.

આ ગર્ભાશય ઉપર લાગેલા સ્નાયુને ચિત્તશક્તિનો અંકુશ નથી. અર્થાત આ સ્નાયુઓ ઐચ્છિક ક્રિયા કરતાં નથી પણ સ્વતંત્ર છે. ગર્ભાશય ઉપરથી આચ્છાદન પડથી ઢંકાયેલું છે. અંદર શ્લેષ્મકળાઓથી તૈયાર થયેલું પડ છે.

આંગળીના સ્પર્શથી માલૂમ પડતા ગર્ભાશયના મુખ અથવા કમળ-મુખનો આકાર બે આંગળી અને અંગુઠાને એકઠા કરવામાં આવે અને જેવો આકાર બને તેવો હોય છે. કન્યાકાળમાં ગર્ભાશયનું મુખ ખીલેલું જણાતું નથી, પરંતુ તે એક આંગળીના ટેરવા જેવું અને કઠોર સ્થિતિમાં હોય છે. પરંતુ ઋતુકાળની શરૂઆત પછી એ મુખ ખીલતું જાય છે અને મુખનો ભાગ વિકસેલો જણાય છે.

ગર્ભાશયના મુખ ઉપર ડબકું અથવા બિંદુ ચોટેલું જણાય છે. એનો ઉદ્ભવ કમળની શ્લેષ્મત્વચામાંથી થાય છે અને એ કાચના જેવું પારદર્શક હોય છે. આ બિન્દુ ગર્ભાશયના મુખ ઉપર ઢાંકણુની માફક રહે છે, અને એ બે કાર્ય કરે છે: એક તો યોનિમાર્ગમાંથી અન્ય કીટાણુઓને અંદર દાખલ થવા દેતું નથી, અને બીજું શુક્રાણુ-ઓને અંદર દાખલ થવા દેવામાં મદદ કરે છે: પરંતુ જ્યારે એ બિન્દુ વધુ પડતું વધી ગયેલું જણાય છે ત્યારે ગર્ભાશયમાં ગર્ભ રહી શકતો નથી. કારણ કે શુક્રાણુઓ અંદર દાખલ થઇ શકતાં નથી અને એવી સ્થિતિમાં શસ્ત્રથી છેદ મૂકીને મુખ ખુલ્લું કરવું પડે છે અથવા શલાકા દાખલ કરીને ગર્ભાશયના મુખને મદદ પહોંચાડવી પડે છે.

ગર્ભાશય એ સ્નાયુના બંધન અથવા સ્નાયુરૂપી દોરડાના હીંચ-કાથી ઝૂલતું થેલીરૂપ અંગ છે. બાળક વગરની સ્ત્રીના ગર્ભાશયના અંદરનો ભાગ લંબાઇમાં ત્રણ ઇંચ અને બાળકવાળી સ્ત્રીના ગર્ભા-શયનો અંદરનો ભાગ ત્રિકોણાકારને મળતો છે અને તેની ઉપરના બન્ને ખૂણામાં રજવાહિનીઓનાં મુખ છે. એ ઋતુકાળ વખતે ખીલે છે.

ગર્ભાશયને ઝૂલતું એટલા માટે કહ્યું છે કે. તેને કોઇ આગંતુક કારણ નડે છે અથવા અકુદરતી સમાગમ, વિરૂદ્ધ આસનો હોય છે, અને સગર્ભાવસ્થામાં રાખવી જોઇતી સાવચેતી રાખવામાં નથી આવતી તો ગર્ભાશય સ્થાનભ્રષ્ટ અર્થાત્ વાંકું ટેડું બની જાય છે.

જો કે કુદરતે એને એવું મજબૂત બનાવ્યું છે કે તેની ઉપર આવતા આઘાત-પ્રત્યાઘાતોને તે સહન કરી શકે છે. પરંતુ જો કેવળ બેપરવાહી સેવવામાં આવે છે તો ગર્ભાશય વિષમ બને છે.

વિષમ આસનોથી સમાગમ કરવાની અમે અનેક વાર અવગણના કરી છે, તેનું કારણ ગર્ભાશયની નાજુક પરિસ્થિતિને અંગે છે. કેમ કે ચત્તી સૂઈ રહેલી સ્ત્રીનું ગર્ભાશય સાધારણ રીતે બીજી અવસ્થા કરતાં પાછું રહેલું હોય છે અને સમાગમના પ્રારંભ વખતે સ્નાયુના ખેંચાણથી અને યોનિમાર્ગ ખુલતો થવાથી તે વધુ ઉચકાઇને પાછું હઠેલું હોય છે; જેથી સમાગમકાળના ઘર્ષણ અને આઘાતોની બૂરી અસર ગર્ભાશયના મુખ ઉપર થવા પામતી નથી. પરંતુ વિષમ આસનોથી ગર્ભાશય મૂળ સ્થિતિ કરતાં વધુ ધસેલું અથવા આડું થયેલું રહે છે. એવી રીતની અવસ્થામાં સમાગમથી ગર્ભાશયને બહુ જ ખરાબ અસર થવા પામે છે અને કેટલીક વખત ગર્ભાશય સ્થાનભ્રષ્ટ પણ થવા પામે છે.

ગર્ભાશયની અંદરની ક્રિયા હમેશાં એક સરખી રહેતી નથી. પરંતુ તેમાં પલટો થતો રહે છે. ગર્ભાશયમાં અને ગ્રંથીઓમાં થતી અજબ ફેરફારની રમતોનું આપણે જરીક નિરીક્ષણ કરીને આ વિષય પૂરો કરીશું. કોઈ વાચકને આ વિષય કદાચ નિરસ જેવો લાગશે, પરંતુ એ સમજી લેવાની પૂરી આવશ્યકતા છે. આપણા શરીરમાં રોજ-બ-રોજ થતા ફેરફારો અને આપણાં ગુપ્ત અવયવોનું પણ આપણને જ્ઞાન ન હોય એ શું બરાબર છે?



# પ્રકરણ ૧૯મું

## ગર્ભાશયમાં થતી વિવિધ ક્રિયા

ગુપ્ત પ્રકરણમાં આપણે ગુપ્ત માર્ગ અને તેની આસપાસનો પ્રદેશ, કર્તવ્ય અને ક્રિયા સંબંધી વિચાર કરી ગયા છીએ. હવે સ્રીનું ગર્ભાશય કે જે સ્રીઅંગમાંનું એક બહુ મહત્ત્વનું અંગ છે, જ્યાં અનેક ખૂબીભરી ક્રિયા થતી રહે છે અને જે સ્થળમાં બાળક રહે છે, પોષાય છે તથા પ્રફુલ્લતાને પામે છે તે ક્રિયા એટલી નિયમિત અને અટપટી રીતે થાય છે કે તે ક્રિયાને હજુસુધી સંપૂર્ણ રીતે, ચોક્કસ નિર્ણયાત્મક રીતે આલેખી શકાતી નથી. છતાં વિજ્ઞાન-વિશારદોએ છેલ્લામાં છેલ્લો નિર્ણય કરેલો છે અને જે સૈદ્ધાંતિક રીતે આયુર્વેદ શાસ્રની સાથે રહે છે, તે બાબત આપણે સ્પષ્ટતા-પૂર્વક વિચારીએ.

જેનું મુખ ગુપ્ત માર્ગની અંદર સામી બાજુએ જણાય છે તે ગર્ભાશય અંદર જમરૂખના આકારનું સ્નાયુબંધનથી જકડાયેલું હોય છે. ગર્ભાશયની નીચેની બાજુમાં મળાશય (સફરો) આવેલો છે. ઉપરની બાજુ મૂત્રાશયની લગભગ વચમાં ગર્ભાશય છે. લગભગ ત્રિકોણાકાર ગર્ભાશયના ઉપરના બન્ને ખૂણા ઉપર ડિમ્બગ્રંથી અથવા સ્રીઅંડના નામે ઓળખાતી ગ્રંથીઓ છે. આ સ્રીઅંડ અને ગર્ભાશયની વચમાં એક નળી લાગેલી છે, જેની લંબાઈનું માપ લગભગ ચાર ઈંચનું છે. તે ગર્ભાશય અને સ્રીઅંડનો વહેવાર આ નળી મારફત થાય છે. આ નળીને ડિમ્બપ્રણાલિ કહેવામાં આવે છે. તેનો આકાર ગર્ભાશયની તરફ પાતળો છે અને ડિમ્બગ્રંથી તરફ શરણાઇના જેવો છે.

આ ડિમ્બગ્રંથી અથવા સ્રીઅંડ એ એક ખૂબ જ મહત્ત્વનું અંગ છે. એ સ્રીમાં સંતાનોત્પત્તિ અને સ્રીઓની શારીરિક તંદુરસ્તી માટે હરહમેશ નિયમિત કામ કરે છે. જેવી રીતે પુરુષોમાં શુક્રગ્રંથી અથવા વીર્યાશય રહેલું છે તેવું જ મહત્ત્વનું આ સ્રીઅંગ છે. આ

ગ્રંથીનો આકાર કબૂતરના ઈંડા જેવો છે. તેનું માપ લગભગ ૧ા ઈંચ લાંબું અને ¾ ઈંચ પહોળું છે, અને તેનું વજન લગભગ ૬–૮ માસા જેટલું છે.

બન્ને તરફની બે ડિમ્બગ્રંથીઓ માંહેની દરેક ગ્રંથીમાં અનેક ડિમ્બ અથવા કોષ રહેલા છે, તે રજને પેદા કરે છે અને એ રજ પરિપક્વ અવસ્થામાં આવતાં નીચેથી ઉપરના ભાગમાં આવીને ફાટી જાય છે, તથા તેમાંનું રજ ડિમ્બપ્રણાલિ અથવા રજાશય મારફત ગર્ભાશયમાં આવી બહાર પડે છે તેને આપણે ઋતુસ્રાવ કહીએ છીએ.

દર ઋતુસ્રાવ વખતે એક જ તરફનો અંડ અથવા બેઉ એકી સાથે ફૂટતા નથી, પરંતુ વારાફરતી દર ઋતુસ્રાવ વખતે આ અંડ કામ કરે છે. આ સૂક્ષ્મ ડિમ્બનું માપ આશરે એક ઈંચના ત્રણ હજારમા ભાગ જેટલું માનવામાં આવે છે અને તેની અંદર તૈયાર થતા ઋતુની અંદર ચાર પ્રકારના પદાર્થ મળી આવે છે.

(૧) 'જોના પૈલુસીડા' નામનો છે, જે પ્રવાહી અને પારદર્શક છે.

(૨) 'વિટેલસ': આ એક દાણાદાર પદાર્થ છે. એને પોષક તત્ત્વ પણ માનવામાં આવે છે.

(૩) 'જરમિનલ સ્પાટ' આ એક દાણાદાર બિન્દુ છે અને એ પદાર્થને ઉત્પાદક કોષ કહેવામાં આવે છે, અથવા સ્ત્રીબીજ તરીકે કિંવા પુરુષવીર્યની સાથે સંયોગ પામનાર જીવાણુઓ તરીકે પણ ઓળખાવી શકાય.

(૪) 'જરમિનલ વિસૈકિલ' આ એક દાણાદાર કાળાશ પડતા રંગનું બિન્દુ છે.

દરેક ડિમ્બકોષમાં ઉપરના પદાર્થો રહેલા છે. ડિમ્બની અંદર અસંખ્ય રજનું ઉત્પન્ન થાય છે અને આ કાર્ય ચાલ્યા જ કરે છે. અને જે અંડ પરિપક્વ થઈ ઉપર આવી ફૂટે છે એ રજની સાથેનો બીજો પ્રવાહી રજવાહિનીના મુખમાં ઝીલાય છે અને એ રજવાહિની

નળીની અંદર રહેલા બારીક વાળ અને અંદરના સ્નાયુના સ્પંદથી ધકેલાઈ ગર્ભાશયમાં થઈ બહાર આવે છે. પરંતુ એ રજવાહિનીની અંદર કેટલાક અંશ સજીવન અવસ્થામાં રહે છે અને અંદરની ગલીકુંચીઓમાં પુરુષબીજની શોધમાં ભટક્યા કરે છે, તે છેક બીજી ઋતુના આગમન સુધી એટલે ઋતુપ્રાપ્તિ અથવા નવા રજકોષ ફૂટતાં સુધી આ બીજાણુઓ સજીવ સ્થિતિમાં પુરુષબીજની શોધમાં હોય છે. જેમ જેમ વધુ દિવસો જતા જાય છે તેમ તેમ તેની વિરહની વ્યાકુળતા વધી જાય છે. તેમાં જો પુરુષબીજ આવી મળે છે તો તેનો સમાગમ આ પ્રણાલિમાં જ થાય છે અને મિલન પછી કેટલાક દિવસો સુષુપ્ત અવસ્થામાં ત્યાં પડી રહે છે અને પછી પ્રણાલિના સ્પંદનોથી ધકેલાઇ ગર્ભાશયમાં આવી સ્થિર થાય છે.

અને એથી જ ગર્ભધારણ વિષેના એવા અનેક દાખલાઓ જોવામાં આવે છે કે ઋતુકાળના શરૂઆતના દિવસો એટલે કે ઋતુ આવવાના આગમચના દિવસોમાં જો સમાગમ થયો હોય છે તો ગર્ભધારણ તુરત થઈ જાય છે. એનું કારણ એ કે સ્ત્રીબીજાણુઓ ઘણા વખતથી પોતાના પ્રેમીની આતુરતાપૂર્વક વાટ જોઈ રહ્યાં હોય છે અને રાહ જોઇને એમની આતુરતા એટલી વધી ગયેલી હોય છે કે ભૂલેચૂકે પણ એકાદ પુરુષબીજાણુ આવી મળ્યું તો તેને ભેટી પડે છે.

આ અરસપરસનો મેળ કરી આપવાનું કાર્ય રજવાહિની નળી કરે છે અને તે મધ્યસ્થ રૂપે મદદ કરી એકબીજાને મેળવી આપે છે. પુરુષબીજાણુઓ નળીમાં દાખલ થતાંની સાથે તેને આગળ જવામાં મદદ મળે છે. રજવાહિનીની આંતરત્વચા ઉપર લાગેલી રૂંવાટીનો સપાટી આછાં સ્પંદનો શરૂ કરી તેની પ્રિયતમા તરફ તેને ઘસડી જાય છે.

આ સ્ત્રીઅંડ માત્ર રજ ઉત્પન્ન કરે છે એટલું જ નહિ પણ તે બેવડું કાર્ય કરે છે. નિયમિત રજ પેદા કરે છે અને તે રજને પેદા કરવાનો આશય સૃષ્ટિસંવર્દ્ધનનો હોય છે. જ્યારે એનો આશય સફળ

બને છે, અર્થાત્ ગર્ભ સ્થાપિત થાય છે ત્યારે એ અંડો સ્થાપિત થયેલા ગર્ભનું રજોત્પાદન કરી પોષણ કરે છે અને તેને વિકસાવે છે. તંદુરસ્ત સ્ત્રીનું રજોત્પાદનનું કાર્ય એટલું નિયમિત થાય છે કે આપણું ધ્યાન ખેંચાયા વગર રહેતું નથી. એક ઋતુસ્રાવ બંધ થાય ત્યારથી માંડીને બીજો કાળ દેખાવ તે દરમ્યાનનો સમય ૨૮ દિવસનો ગણી શકાય અથવા ચાર અઠવાડિયાંનો સમજવો જોઈએ.

આ ચોક્કસ સમયની ગણના સંપૂર્ણ તંદુરસ્તીવાળી અને જેનાં જનનઅવયવો પૂરી રીતે વિકસેલાં છે તેને માટે નિશ્ચિત કરેલી સમજવી. ઘણી સ્ત્રીઓમાં જોવામાં આવ્યું છે કે તેમને ઋતુકાળ બરાબર સમયસર આવે છે, એક પણ દિવસનો ફેરફાર થતો નથી, બલકે કેટલીક સ્ત્રીઓને કલાકોની ગણતરી પણ બરાબર અનુકૂળ રહે છે. છતાં બહારના પ્રત્યાઘાતો અને આહારવિહારની પણ તેની ઉપર અસર થતી જોવામાં આવે છે.

દાખલા તરીકે એક ઘરમાં અથવા એક જ આંગણામાં એકાદ સ્ત્રી અટકાવવાળી થતાં બીજી તેના સંસર્ગમાં આવનારી સ્ત્રીને અટકાવ આવવાને બે દિવસની વાર હોવા છતાં ઋતુમતીના સંસર્ગથી એ પણ ઋતુધર્મી થાય છે

તેવી જ રીતે હમેશાંનો ખોરાક લેવાતો હોય તેથી વિરૂદ્ધ ખાસ કરીને રીંગણાં, ગોળ, કેરડાનું અથાણું, અથવા જે દવામાં એળીઓ, ટંકણખાર જેવા ઉગ્ર પદાર્થ પડ્યા હોય, કુમારીઆસવ કે ગાજરનાં બીજ જેવા પદાર્થોની બનેલી દવા હોય, એ પદાર્થ વધુ છૂટથી લેવામાં આવવાથી ઋતુકાળનો સમય બદલાઈ જાય છે અને તે કારણથી ઋતુ વહેલું દેખાય છે.

તેવી જ રીતે મુસાફરીમાં, યાત્રા કે ધર્મકાર્યમાં પ્રવૃત્ત થયા હોય તેવા વખતે ચાર દિવસની ઋતુની વાર હોય તો પણ સ્ત્રી જો ઋતુ આવી જશે એવી બીતિથી વિચારણા કરતી હોય છે, તો પણ ઋતુની સમયબદલી થાય છે. ઘણી કન્યાઓના લગ્નના દિવસોમાં

એક બે દિવસ લગ્નની આગમચ ઋતુ આવે છે અને સેંકડે ૬૫ ટકા ઉમરલાયક કન્યાઓ લગ્ન વખતે કોરે બેઠી હોય છે. એ એનો સમયસરનો ઋતુસ્રાવ હોતો નથી, પરંતુ નવી ભૂમિકામાં થતો પોતાનો પ્રવેશ અને તેના અંગે જાગેલું તેના મન ઉપરનું આંદોલન ઋતુને વહેલું બનાવે છે.

આમ દાખલાઓ આપી જણાવવાનો હેતુ એ છે કે આહાર-વિહાર, વિચાર અને સંસર્ગ અથવા માનસિક દબાણની પણ ઋતુ-ઉત્પાદક અવયવો ઉપર અસર નીપજે છે અને તેથી ઋતુકાળ બદલાય છે.

જેવી રીતે ઋતુકાળના સમયથી ઓછા દિવસોમાં ઋતુ ઉદ્ભવ-વાનાં કારણો બતાવ્યાં છે, તેવી જ રીતે તે દિવસો વધુ પણ નિકળી જાય છે. આવી અનિયમિતતા ખાસ કરીને સુખી શ્રીમંતોના ઘરની સ્ત્રીઓમાં જોવામાં આવે છે. જેમને ઘરનું કામકાજ કરવાનું હોય છે અને જેઓને નિયમિત શરીર પૂરતી કસરત મળે છે, તેવી સ્ત્રીઓને આવી અનિયમિતતા વેઠવી પડતી નથી.

ઋતુકાળની વધુ પડતી અનિયમિતતા એટલે અતિશય વહેલું–મોડું ઋતુ આવવું, એ કાળમાં દર્દ થવું, તેમ જ ખાસ માંદગી જેવાં લક્ષણ જણાવાં, તે સર્વ રોગની નિશાની છે. તેમને માટે ખાસ ઔષધ–ઉપચારની અને શારીરિક યોગ્ય કસરતની જરૂર પડે છે, એ સિવાય ઋતુ નિયમિત બનાવી શકાતું નથી.

ગર્ભાશયનાં આંતરિક અવયવમાં એક ખાસ નોંધવા લાયક અંગ છે. તેને 'પીળી ગ્રંથી' કહે છે. આ પીળી ગ્રંથી પણ એટલું વિચિત્રતાભર્યું અને નિયમનનું કામ કરે છે કે તે આશ્ચર્ય ઉપજાવ્યા સિવાય રહેતી નથી.

આ પીળી ગ્રંથીનું કાર્ય ઋતુકાળ થયા પછી રજાશયને પરિપક્વ થતું અટકાવવાનું છે. એ રજાશય ઉપર પોતાનો અંકુશ રાખે છે. એ જાતનો અંકુશ ન હોય તો એક ઋતુકાળ ચાલૂ હોય અને

પ્રણાલિમાં બીજાશય વિદ્યમાન હોય તે દરમ્યાન બીજું ઋતુ આવી જાય તો નિયમિતતા અટકી જાય છે, અને જલ્દી જલ્દી અંડ પરિપકવ થઈ બહાર પડવા લાગે છે. પરન્તુ એના ઉપર પીળી ગ્રંથી નિયમન રાખે છે અને પોતે વૃદ્ધિ પામે છે. એ વૃદ્ધિ એટલા માટે પામે છે કે અગાઉનાં બીજાણુઓથી જો ગર્ભ ધારણ થાય તો પોતે પોષણ આપી શકે, પરંતુ જ્યારે ગર્ભ રહેતો નથી ત્યારે આ પીળી ગ્રંથી નાબૂદ થાય છે એટલે સુકાઇ જાય છે અને બીજો ઋતુકાળ આવી લાગે છે. ઋતુકાળ પછી રજાશય પીળી ગ્રંથીના રૂપમાં ફેરવાઇ જાય છે.

પરંતુ જો ગર્ભ રહે છે તો આ પીળી ગ્રંથી આગળ વધતી જાય છે એટલે મોટી થતી જાય છે. તેની સાથે સાથે ગર્ભાશય પણ વિસ્તૃત બનતું જાય છે અને ગર્ભને પોષણ, સંવર્ધન, તથા જીવનને યોગ્ય બનાવી, આ અવયવો પૂરતી ઝડપે વિકસી ઉઠે છે. ઋતુ આવી ગયા પછી પીળી ગ્રંથીના વધવાની સાથે ગર્ભાશયની અંદરની શ્લેષ્મ-ત્વચામાં એક જાતનો પદાર્થ પેદા થવા લાગે છેઃ તેને 'ગ્લાકોજન' કહેવામાં આવે છે. આ પદાર્થ ગર્ભના પિંડને પૂરતા પ્રમાણમાં પોષણ આપે છે. 'પીળી ગ્રંથી'ના વધવાની સાથે આ પદાર્થ પણ ઉત્પન્ન થવા લાગે છે અને જો ગર્ભાધાન નથી થતું તથા પીળી ગ્રંથી નાબૂદ થાય છે તો તેની સાથે આ પદાર્થ પણ નાબુદ થઇ જાય છે.

ઉપરાંત યોનિમાર્ગમાં રહેલી અમ્લતા પણ આ પીળી ગ્રંથીને ઘટાડી નાંખે છે. તેમાં હેતુ એ હોય છે કે પુરુષશુક્ર યોનિમાર્ગમાં પડતાંની સાથે સજીવ રહી શકે અને દોડીને રજવાહિનીમાં આવી મેળ સાંધી શકે. યોનિમાર્ગમાં આ અમ્લતા જો વિશેષ હોય તો તે પુરુષશુક્રાણુ તેમાં પડતાંની સાથે જ તેને મારી નાંખે છે, એ અગાઉ આપણે જોઇ ગયા છીએ.

આ પીળી ગ્રંથી બીજું પણ એક ખાસ કાર્ય કરે છે અને તે સ્તનની જોડીને તથા તેમાં રહેલી ગ્રંથીઓને વિકસાવવાનું. સ્ત્રીઓનાં

સ્તન પીળી ગ્રંથીથી દૂર હોવા છતાં તેની ઉપર એનો ખાસ પ્રભાવ પડે છે. સ્તનો પણ વર્ધન, પરાકાષ્ટા અને પતન એમ ત્રણ ભૂમિકાથી કામ કરે છે.

જ્યારે ઋતુ દેખાતું બંધ થઈને પીળી ગ્રંથી વધવા લાગે છે ત્યારે સ્તનો માંહેના ગ્રંથીરસો ઉભરાવા લાગે છે અને ગ્રંથીઓ તંગ તથા વિકસેલી બને છે. એટલે કુદરત ભાવિ ગર્ભાધાન માટે તેને કામે લગાડે છે અને જો ગર્ભાધાન થાય તો આ રસો દૂધ બનાવી શકે એમ કુદરત ઇચ્છે છે. પરંતુ ગર્ભાધાન ન થયું તો પાછો આ ગ્રંથીઓમાં હ્રાસ થાય છે અને એની બધી સજાવટ નાબૂદ થઈ જાય છે. વળી ફરી ઋતુકાળ પછી શરૂઆત કરે છે. આ ક્રમ અવિરતપણે ચાલ્યા જ કરે છે.

જો કે આ ક્રિયા એટલી સપ્ત કે મૂર્તિમંત નથી કે તે અથવા તેનાં સ્પષ્ટ ચિહ્ન નજરે દેખી શકાતાં હોય. પરંતુ સ્તનની પ્રફુલ્લતા, તેમાં આવતી સખ્તાઇ અને પછીની નરમાશ—એ જોનારને નહિ પણ અનુભવનારને જરૂર જણાઇ આવે છે; અને જ્યારે રસભરતી સ્તનોમાં હોય છે ત્યારે કેટલાક દાખલા એવા જોયા છે કે તેને અડકી પણ શકાતું નથી, અને સાધારણ દબાણ કે આઘાતથી પણ તેની અંદર દર્દ થઇ આવે છે.

સ્તન ઉપર ગ્રંથીપાક કે સોજો થઈ આવે છે તેનું કારણ રસભરતી વખતે તેને થયેલું દબાણ કે આઘાત હોય છે, અથવા ચોટ લાગવાથી રસવાહિની શિરાઓ મુંઢાઈ જાય છે અને ત્યાં સોજો થઈ આવે છે. એ સોજા માટે તાત્કાલિક ઉપચાર કરવામાં નથી આવતા અને જો પાક થઇ જાય છે, અને એ પાક થવાને કારણે શસ્ત્રકર્મ કરવું પડે છે તો અમુક રસવાહિની શિરાઓ કપાઇ જવાથી અને રસગ્રંથીઓને આઘાત પહોંચવાથી એ સ્તનમાં દૂધ આવી શકતું નથી અથવા ઓછું આવે છે. સ્તનપાક સંબંધી ચર્ચા આપણે વત્સલાના પ્રકરણમાં કરીશું.

પીળી ગ્રંથી વધવાની સાથે સ્તનયુગલમાં રસગ્રંથીઓ ખીલવા લાગે છે, અને ગર્ભ રહી જવાથી પ્રતિદિન તેમાં વધારો થતો રહે છે. પૂરા પાંચ માસ થયા પછી ગ્રંથીઓમાંનો રસ દુગ્ધરૂપ બની જાય છે અને શોષ પણ થતો જાય છે. એની નિશાની રૂપે પાંચ મહિના ગર્ભાધાનને થયેલા હોય અને સ્તનને સારી રીતે દબાણ કરવામાં આવે તો આછો પાણી જેવો સફેદી લેતો પદાર્થ ડીંટડીની ઉપર આવે છે. જો કે હજી તો એ અપરિપક્વ દૂધ હોય છે. પરંતુ પાંચમા મહિને ગર્ભમાં જીવસંચાર થયો હોય છે તે વખતે પીળી ગ્રંથી પ્રથમ કરતાં પણ ઘણું ઝડપી કામ કરે છે અને એ ઝડપની અસર સ્તન ઉપર થાય છે. સ્તનના અગ્રભાગનો પ્રદેશ વધુ શ્યામલ અને ઉપસેલો જણાય છે.

આવી રીતે સ્ત્રીશરીરમાં સ્ત્રીઅંડ અને પીળી ગ્રંથી એ બહુ મહત્ત્વનાં અંગો છે. એની અસર જનનઅવયવો ઉપર છે, એટલું જ નહિ પણ સમસ્ત શરીર ઉપર તેની અસર નીપજે છે.

સૂક્ષ્મપણે તપાસ કરતાં જણાય છે કે સ્ત્રીશરીરની ગરમી પણ એક પ્રકારની નથી રહેતી. તેમાં ક્રમિક ફેરફાર થતા રહે છે અને તેનો આધાર પણ આ પીળી ગ્રંથીના કાર્ય ઉપર હોય છે.

દાખલા તરીકે ઋતુકાળ પહેલાં થરમોમીટર મૂકી શરીરની તપાસ કરવામાં આવે તો ચોક્કસ પ્રકારની ગરમી કરતાં ઋતુકાળ દરમ્યાન ગરમી ઓછી થયેલી હશે અને લાગઠ સાત દિવસ એમ જ જણાતાં ફરી બાર દિવસ પછી તે વધશે અને ઋતુ આવતાં સુધી કાયમ રહેશે.

જો કે આ વધઘટનું પ્રમાણ ઘણું સૂક્ષ્મ હોય છે, છતાં પીળી ગ્રંથીના કાર્યની તેની ઉપર ચોક્કસ અસર નીપજે છે એ વાત ભૂલવા જેવી નથી.

તેવી જ રીતે ગર્ભાશયની અંદર ચાલતી અંડોની અસર સ્ત્રીઓની કામવાસના ઉપર પણ ઘણી જ સીધી રીતે થાય છે. એટલે

પુરુષની કામવાસના જેમ હમેશને માટે ભરપૂર હોય છે તેમ સ્ત્રીઓને હોતું નથી, પરંતુ તેમની વાસનામાં ભરતી–ઓટ થયા કરે છે.

કેટલાક વિદ્વાનો આ વાસનાના ભરતી ઓટને ચાંદ્રમાસ અને ચંદ્રની વધતી ઘટતી કળાઓ સાથે સરખાવે છે. એક ઉત્તર હિંદુસ્તાનના પંડિતે જાહેર વ્યાખ્યાન કરતાં એકાદશીનો ઉપવાસ કરવાનું કારણ જણાવતાં એવું વ્યક્ત કરેલું કે એકાદશીને દિવસે કામની ભરતી હોય છે અને એની અસર સીધી પુરુષશરીર કરતાં સ્ત્રીશરીર ઉપર વધુ થાય છે, એટલે જ ઉપવાસ કરીને ઈંદ્રિયનિગ્રહ કરવાથી આ ભરતીથી બચી જવાય છે.

જો કે આ એમનું કથન શાસ્ત્રસંમત નથી, તેથી તે વખતે જાહેરમાં જ અમારે વિવાદ થયેલો, ત્યારે તેમણે 'વાત્સ્યાયન–કામસૂત્ર'ના આધારે આ બતાવેલું. પરંતુ એ ગ્રંથમાં એ ઉક્તિ નહિ હોવાનું મેં સાબિત કરી આપવાથી તેમણે પોતાને કયા ગ્રંથનો આધાર છે તે સ્મૃતિ બહાર હોવાનું જણાવ્યું. જો કે મને તો એમની ઉક્તિ અવાસ્તવિક :લાગેલી.

અર્થાત્ સ્ત્રીશરીરમાં કામ અથવા કામવાસનાની ભરતી અને ઓટ માટે વિદ્વાનો બહારનાં ગમે તે કારણો બતાવે, પરંતુ સત્ય વસ્તુ એ છે કે શરીરની અંતરગત ગર્ભાશય અને સ્ત્રીઅંડ તથા પીળી ગ્રંથીમાં ચાલી રહેલા ફેરફારો જ શરીરમાં વાસના પેદા કરે છે અને ભરતી આણે છે. કારણ કે જનનમાર્ગમાં સજીવ રૂપે રહેલાં સ્ત્રીજીવાણુઓ પુરુષજીવાણુઓને ચહાય છે અને એમની દોડધામ સ્ત્રીની કામવૃત્તિ ઉપર એવો હુમલો કરે છે કે તે પુરુષસમાગમ કરવાને લલચાય છે, અને એથી જ કામવાસનામાં ભરતી ઉદ્દભવે છે.



# પ્રકરણ ૨૦મું

## લગ્ન શા માટે?

**સ્ત્રી અને** પુરુષના અસ્તિત્વના આદિ કાળથી સમાન તત્ત્વ અને સહચારરૂપે જોડાણ અનિવાર્ય ગણાયું છે અને એ જોડાણને મૂર્ત સ્વરૂપમાં લગ્નનું નામ અપાયું છે. જેમ જેમ સમય બદલાતો ગયો તેમ તેમ તેમાં ફેરફાર થતા ગયા. પરંતુ જે વખતે કોઈ જ્ઞાતિઓના વાડા કે સમાજની વ્યવસ્થા ન હતી ત્યારે પણ સ્ત્રી અને પુરુષ એકબીજાં વગર રહી શકયાં નથી અને રહેશે નહિ. કારણ કે સૃષ્ટિના સર્જકની એવી ઇચ્છા છે કે વૃદ્ધિ થતી જ રહે.

ભલે યુગ યુગના રૂપાંતર સાથે લગ્નના અંચળાએ રંગપલટા લીધા હશે, પરંતુ એક નહિ તો બીજે રૂપે પણ પ્રકૃતિ અને પુરૂષે ઐક્ય સાધ્યું છે અને તે સાધતાં રહેશે.

મનુષ્યોમાં બુદ્ધિનો વિકાસ થતો ગયો તેમ તેમ લગ્નને ધાર્મિક સ્વરૂપ અપાતું ગયું અને તેની વ્યવસ્થા બંધાતી ગઈ. એમ કરવાના હેતુમાં સમાજવિધાયકોને બે કારણ આવશ્યક લાગ્યાં હતાં: એક તો જીવનના ઉચ્ચ આદર્શોને સિદ્ધ કરવા માટે લગ્નબંધન અનિવાર્ય જણાયું અને બીજું એ કે જાતીયતાની વ્યવસ્થા અથવા વર્ગીકરણ માટે પણ લગ્નપ્રથા શરૂ થઈ.

લગ્ન એ ધાર્મિક દૃષ્ટિએ પવિત્ર બંધન છે થોડાક ચોક્કસ વર્ગને બાદ કરીએ તો સ્ત્રી અને પુરુષ યોગ્ય ઉમરે આવી પહોંચતાં લગ્નગ્રંથીથી જોડાય છે. જાતીય આકર્ષણ એ એક એવી વસ્તુ છે કે જેમ લોહચુંબક લોઢાને ખેંચે છે તેમ સ્ત્રી અને પુરુષ અરસપરસ આકર્ષણ કરે છે અને લગ્નગ્રંથીથી જોડાય છે.

પશુ–પક્ષીઓમાં પણ આ જાતીય આકર્ષણ રહેલું છે. જેમ મનુષ્યમાં નરથી નારી અને નારીથી નર એકબીજાને જોઇને આકર્ષણ પામે છે, તેમ પશુઓ અને પક્ષીઓ પણ આનંદિત થાય છે અને

આકર્ષાય છે. પરંતુ મનુષ્ય અને પશુપક્ષીઓમાં એટલો ભેદ છે કે મનુષ્યોમાં બુદ્ધિ છે, અને તે દરેક કાર્ય સારાસાર તથા પરિણામનો વિચાર કરીને કરે છે; જ્યારે પશુઓ પ્રાકૃતિક સ્વભાવથી પ્રેરાઇને કરે છે, એટલે કુદરતી કાનુનનો ભંગ કરી શકતાં નથી. મનુષ્ય સ્વતંત્ર અને બુદ્ધિગામી છે એટલે જ એને પોતાના સમાજના સંગઠન અને વ્યવસ્થા માટે લગ્ન કરવાની જરૂર જણાઈ છે. સંસારનાં સર્વ પ્રાણીઓને ક્ષુધા–ભૂખ લાગે છે અને જ્યારે એ કોઈ ખાદ્ય પદાર્થને જુએ છે ત્યારે ખાવાની ઇચ્છા કરે છે, અને ભોજન કરવાથી શરીરને પોષણ મળે છે તથા ક્ષુધાની નિવૃત્તિ થાય છે.

છતાં તમે પશુઓ અને પક્ષીને ભોજન લેતાં જોયાં હશે. તેઓ કુદરતે નિર્માણ કરેલ એમના ખાદ્યપદાર્થના નિયમનનો ભંગ કરી શકતાં નથી. પશુઓ બધી જાતનાં ઘાસ ખાય છે, પણ તમાકુ અને ભાંગનાં પાતરાં ખાતાં નથી, અને વળી તેઓ પ્રમાણથી અધિક પણ ખાઈ શકતાં નથી.

પરંતુ મનુષ્ય ઇશ્વરે આપેલી બુદ્ધિથી સ્વતંત્રતાપૂર્વક વિવિધ પદાર્થને ઇચ્છાનુસાર સ્વાદીષ્ટ બનાવીને ખાય છે, પથ્યનું કુપથ્ય બનાવે છે અને પ્રમાણથી વધુ પણ ભોજન કરે છે.

એથી જ મનુષ્યો માટે વૈદ્યોએ નિયમ બાંધ્યા છે અને તેને અનુસરીને જે આચરણ કરે છે તો શરીરને પોષક તત્ત્વ મળે છે તથા સ્વાસ્થ્ય સચવાઈ રહે છે. નિયમનું ઉલ્લંઘન કરવાથી સ્વાસ્થ્યની હાનિ થાય છે અને મૃત્યુના મુખમાં ધસડાઈ જવું પડે છે.

જેવી રીતે ભોજનના નિયમનની આવશ્યકતા છે તેવી જ રીતે સ્ત્રી અને પુરૂષના આકર્ષણને પણ નિયમિત કરવાની જરૂર છે. એ આકર્ષણને નિયમિત કરવું એનું નામ તે લગ્ન.

કુદરતનું આકર્ષણ દરેક મનુષ્ય ઉપર અસર કરે છે તેમ જ એ આવશ્યક પણ છે. દાખલા તરીકે ભોજન કરવાથી શરીરનું પોષણ થાય છે. પરંતુ ક્ષુધા મનુષ્યને ભોજન લેવા માટે વિહ્વળ બનાવી

ન હોતી હોય તો એવા સેંકડો મનુષ્યો નિકળે કે જે પોષણની ખાતર ભોજનની પરવા જ ન કરે.

બાળક જન્મતાંની સાથે સ્તનપાન માટે રડવા લાગે છે અને એને સ્તનપાન કરાવવાથી તેની ક્ષુધા–ભૂખનિવૃત્તિ થાય છે અને એ શાંત થઇ જાય છે.

બાળક એ નથી સમજતું કે સ્તનપાન કરવાથી એના શરીરનું પોષણ થશે અથવા એવા વિચારથી એ સ્તનપાન કરતું પણ નથી. માત્ર ક્ષુધાનિવૃત્તિ ઉપર જ એનું ધ્યાન હોય છે. જો ક્ષુધા એને વિહ્વળ ન બનાવી મૂકતી હોત તો એ સ્તનપાન પણ નહિ કરત, અને જો સ્તનપાન એ ન કરે તો તેના શરીરનું પોષણ અને વૃદ્ધિ પણ અટકી જ પડે. એટલા માટે ક્ષુધા એ એક પ્રબળ અને આવશ્યક વસ્તુ છે. અને ભોજનથી બે પ્રયોજન સિદ્ધ થાય છે: એક શરીરનું પોષણ એ મુખ્ય પ્રયોજન અને બીજું ક્ષુધાની તૃપ્તિ એ ગૌણ પ્રયોજન.

એવી જ રીતે સ્ત્રી અને પુરુષમાં પરસ્પર કુદરતી આકર્ષણ ના હોત તો સંતાનોત્પત્તિના ઝગડામાં કોઇ પણ પડત નહિ. વળી એ આકર્ષણ એટલું પ્રબળ જણાય છે કે સ્ત્રી અને પુરૂષ એ આકર્ષણને જ કારણે જોડાય છે–આકર્ષણશક્તિ જ બેઉને જોડે છે અને એ એટલી પ્રબળપણે આગળ વધે છે કે પછી સંતાનોત્પત્તિની ઇચ્છા ગૌણ બની જાય છે. એટલે લગ્ન શા માટે–એની વિચારણામાં ગર્ભિત ઇચ્છાઓ બહાર લાવીએ તો જણાય છે કે મુખ્ય ઉદ્દેશ સંતાનોત્પત્તિ, બીજો ઉદ્દેશ આકર્ષણશક્તિ અથવા પરસ્પર સંયોગ કરવાની ઇચ્છાની તૃપ્તિ.

કેટલાક લેખકોનો મત છે કે કેવળ સંતાનોત્પત્તિને માટે લગ્ન કરવાં એ જ ધર્મસંમત છે, જ્યારે ઇચ્છાપૂર્તિ માટે અથવા વિષયોપભોગ માટે લગ્ન એ પાપ છે.

એ વાત પણ ખોટી નથી કે લગ્નનો મુખ્ય ઉદ્દેશ સંતાનોત્પત્તિનો છે. પરંતુ કેવળ સંતાનોત્પત્તિ માટે જ લગ્ન હોઇ શકે અને એ જ ધર્મ, એ દૃષ્ટિથી તો લગ્નના ઝંઝાવાતમાં પડવાને ઓછા જ તૈયાર

થાય. એટલે જ સ્વાભાવિક શક્તિ અને કર્તવ્યનો નિશ્ચય એ બન્ને મળે છે ત્યારે જ એને ધર્મ કહી શકાય છે.

ધર્મનાં મુખ્ય બે અંગ છેઃ એક ઉદ્દેશ અને બીજું એ ઉદ્દેશની પૂર્તિ કરવાનું સાધન.

અને એ પણ સમજી રાખવું જોઇએ કે જે કાર્ય અધર્મથી બચાવતું હોય તેની પણ ધર્મ તરીકે ગણતરી કરવી ઘટે. જેમ કે યુદ્ધ કરવું એ સારી વાત નથી, એથી સેંકડો મનુષ્યોનો નાશ થાય છે અને શક્તિ હણાય છે, પરંતુ રાજ્યસત્તાઓ સંજોગો ઉપસ્થિત થતાં યુદ્ધ કરે છે અને તેને ધર્મ માને છે. કારણ કે યુદ્ધ એ અનેક અધર્મો અને અન્યાયોથી રક્ષણ કરવા માટે પણ હોય છે.

એવી જ રીતે નિયમ વિરૂદ્ધ કામચેષ્ટા અને પાશવિક વહેવારને રોકવા માટે પણ લગ્નની આવશ્યકતા છે.

લગ્નપ્રથાથી અનિયમિત કામચેષ્ટાની રૂકાવટ થાય છે અને એ દૃષ્ટિએ એને ધર્મસંમત માની શકાય છે. પરંતુ એ ધર્મસંગત તથા ન્યાયસંગત ક્યાંસુધી ગણાય કે જ્યાંસુધી તેનો ઉદ્દેશ નજર સામે રાખવામાં આવે કે લગ્ન એ સંતાનોત્પત્તિ માટે છે, અર્થાત્ લગ્ન એ અનિયમિત કામચેષ્ટા અને વ્યભિચાર રોકવા માટે છે.

મનુષ્યપ્રકૃતિ જ સમાગમ અથવા સહચાર રાખનારી છે, એટલે એ પ્રકૃતિ ઉપર લગ્ન જેવું બંધન મૂકી તેને બાંધવામાં ન આવે તો વ્યભિચાર વધી જાય; તેમ જ કેવળ ઉદ્દેશને અથવા મુખ્ય ઉદ્દેશને નજર સામે રાખી, તે માટેના સખ્ત કાયદા લાદી, ઉદ્દેશને ખાતર લગ્ન કરાવવામાં આવે તો પણ વ્યભિચાર વધવા સંભવ છે.

ચોરી કરવી એ પાપ છે અને એ માટે શિક્ષા પણ ફરમાવી છે. પરંતુ મનુષ્ય ચોરી ક્યાંસુધી નથી કરતો કે અન્ય પ્રયત્નથી પણ એ ખાદ્ય પદાર્થ પ્રાપ્ત કરી શકતો હોય. પણ કાયદો એટલો સખ્ત હોય અને સંજોગો એવા હોય કે તેને પ્રામાણિક રીતિથી કશું પણ પ્રાપ્ત થતું નથી, ત્યારે એ ચોરી કરવા તરફ દોડે છે અને એને એ વખતે કાયદાનાં બંધન કિંવા શિક્ષાનો ભય રોકી શકતાં નથી.

એમ તો કેટલાંક મનુષ્યો કેટલાક કાળ સુધી ખાદ્ય પદાર્થની ઇચ્છા કરતાં નથી અને ઉપવાસ પણ કરે છે. પરંતુ એમને ક્ષુધા નથી લાગતી એટલે તેઓ ઉપવાસ કરે છે એમ નથી. એમનો એ કાળે ઉપવાસરૂપી તપ કરવાનો ઉદ્દેશ હોય છે. એ રીતે કેટલાંક યુવક યુવતીઓ આજીવન બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છા ધરાવે છે અને હજારોમાં એક અથવા લાખમાં એક સાચું આજીવન બ્રહ્મચર્ય પાળીને પાર પણ ઉતરી ગયાં હશે. પરંતુ આજે 'લગ્ન નથી કરવાં' એ શબ્દ તો આપણા કાને ઘણી વાર અથડાય છે. 'લગ્ન નથી કરવાં' એમાં સાચો ત્યાગ છે કે લાખમાં એક જેવા પોતે થવા માગે છે, અથવા લગ્ન નથી કરવાં–તેમાં કોઈ આંતરિક કારણ છે એ તપાસવાની ઘણી વાર જરૂરીયાત ઉભી થાય છે.

મારા અનુભવનો એક તાજો દાખલો આપું : ઉત્તર ગુજરાતના એક વેપારી વર્ગની ઓગણીશ વર્ષની કન્યાને મારી પાસે શારીરિક વ્યાધિ માટે લાવવામાં આવેલી. તેનો શારીરિક વ્યાધિ નજીવો હતો. પરંતુ તેની સાથે તેનાં માતાપિતા તરફથી ખાનગી રીતે મને એ પણ ભલામણ કરવામાં આવેલી કે એ કન્યા ઉમરલાયક થઈ ગઈ હોવા છતાં અને કુટુંબીઓ તરફથી લગ્ન કરવા માટે તેને સમજાવવા છતાં તે એક જ વાત કહેતી કે 'મારે લગ્ન નથી કરવાં !' તેની મોટી બ્હેનોએ દીક્ષા લીધેલી તે પ્રમાણે એ પણ વિરક્ત બનવાની ઇચ્છા ધરાવે છે. એટલે એને સમજાવી લગ્ન કરાવવા માટે પ્રયત્ન કરવો અને તેનું વિચારપરિવર્તન કરાવવું.

મને પહેલી તકે જણાયું કે આ બ્હેન ત્યાગ–વૈરાગની ભાવનાથી વિરક્ત બનવા ચાહે એ અસંભવિત છે. જેમ જેમ તેના સ્વભાવનો મને પરિચય થતો ગયો અને તેની પ્રકૃતિ તથા પ્રવૃત્તિ હું જોતો ગયો તેમ તેમ મારો નિશ્ચય દૃઢ થયો કે આ બ્હેનમાં ત્યાગ વૈરાગ્યની ભાવના તો મુદ્દલ નથી. પણ લગ્ન નહિ કરવાનું કોઈ છૂપું કારણ છે ખરૂં. છતાં તેને જ્યારે મેં પ્રથમ પૂછ્યું ત્યારે મને પણ એ બ્હેને એમ જ જણાવેલું કે 'મારે દીક્ષા લેવી છે !'

કેટલાક દિવસો પછી જ્યારે અમારો પરિચય ગાઢો થયો અને મારા ઉપદેશ તથા વિચારોમાં તેને વિશ્વાસ બેઠો ત્યારે તેણે પોતાના દિલમાં અનેક દિવસોથી ચાલેલું તુમુલ વિચારયુદ્ધ મારી પાસે વ્યક્ત કર્યું કે જે આજસુધી કોઈની પાસે પણ કરેલું નહિ.

વાત એમ હતી કે આ બહેન મધ્યમ નીચલા થરના સામાજીક કુટુંબની કન્યા હતી અને એની જ્ઞાતિની રૂઢીનાં બંધનો અને પેટા-ગોળ ચારે બાજુ એવી રીતે સાણસાથી પકડ કરી રહેલાં હતાં કે તે કન્યા જો પરણવાને ઇચ્છા વ્યક્ત કરે તો તેને એવી જગ્યાએ પરણાવી દેવામાં આવે કે આ કન્યાના સ્વભાવ, જ્ઞાન અને પૂર્વની રહેણીકરણીનો એક સુમેળ સધાય નહિ, અને તેથી તેના શરીરની, મનની અને જીવનની, એવી કફોડી હાલત ઉપસ્થિત થાય કે તેનું લગ્નજીવન કેવળ એક યાતના સમું બની રહે.

એ વિચારો અને નજર સામેનાં બંધનોની ભૂતાવળથી આ કન્યા એટલી ડરી ગયેલી કે લગ્ન કરવાના વિચારો પણ એને કમકમાં લાવી મૂકતા. એની જ્ઞાતિનાં લગ્ન તથા લગ્નજીવનો એ જોતી અને ભયથી ધ્રૂજતી.

એ ભય તેની લગ્નની આંતરિક પ્રબળ ઇચ્છાને પણ કચડી નાંખતો. સંજોગો અને પ્રતિકૂળતાઓ એવાં હતાં કે તે અથવા તેનાં માતાપિતા તેની સુયોગ્યતા સધાય અને તેના વિચાર–વર્તનને સાનુકૂળ બને તેવાં લગ્ન કરી શકે એમ નહોતાં.

એટલે તેના શરીર અને મન ઉપર આ કારણથી ઉદ્‌ભવેલા ઉદ્વેગે એવી સ્થિતિ જમાવી હતી કે એક બાજુએ તે આકર્ષણ તથા સહચારને ત્યાગી શકતી નહોતી, ઉમર વધવાની સાથે સ્વાભાવિક આકર્ષણ તેને ખેંચતું હતું, જ્યારે બીજી બાજુ સુખ ઉપજાવનાર અને બંધ બેસતાં લગ્ન કરી લેવાનો માર્ગ દેખાતો ન હતો. આ વિચારમંથનને લઇને જ તેના ગુહ્યમાર્ગ અને શરીરનો વ્યાધિ જન્મેલો હતો.

હું ગમે તેવા સારા ઉપચારો કરું છતાં તેનો એ વ્યાધિ મટે તેમ નહોતો; તેમ તેના પિતાને પુત્રીની આંતરિક મનઃસ્થિતિ જણાવવા છતાં તે પેટાગોળની લાઈનદોરી ઉલ્લંઘવા જેવો ગુન્હો કરવાની હિંમત ધરાવતા નહોતા. એટલે એ બહેન માટે માત્ર બે જ માર્ગ હતા કે કાં તો તેણે દીક્ષા લઈ મનોમંથનથી શરીર કચડી નાંખી ફરજીયાત બ્રહ્મચર્ય પાળવું, અથવા તો લાઈનદોરીને ઠેકીને વર્તુલોથી પર બનવું–સુયોગ્ય અને આદર્શ અથવા સ્વેચ્છાનુસાર લગ્ન કરવાં. બીજો માર્ગ લઈ શકવાની અથવા આચરવાની એનામાં હિંમત નહોતી. એટલે એણે દીક્ષા ગ્રહણ કરવાનો નિર્ણય કરેલો.

આ કિસ્સો બહાર આવ્યો અને એનાં આંતરિક કારણો જાણ્યાં ત્યારે સમજી શકાયું કે 'લગ્ન નથી કરવાં' અને આજીવન બ્રહ્મચર્યનું કારણ કાંઈ ત્યાગ–વૈરાગ્ય નથી હોતું.

આવાં આવાં આંતરિક કારણો આ એક જ અથવા જુજ કિસ્સામાં છે એમ નથી, પરંતુ હજારો કન્યાઓ મનોવ્યથા અને મંથન સહન કરીને પણ પોતાનું લગ્નજીવન આદરે છે અને પૂરું કરે છે !

એમાંથી ઉત્પન્ન થયેલા માનસપલટાએ જ આજે આંતરજાતીય લગ્નો તથા સ્વૈરવિહાર જન્માવ્યાં છે.

માતાપિતાઓ અથવા વડીલોને કાને આ અવાજ નથી આવ્યો એમ નથી. તેમની આંખો સામે અનેક આવા બનાવો બને છે. રોજ ઉમરલાયક કન્યાઓ ભાગી છૂટી ઇચ્છાનુસાર લગ્ન કરી લે છે એ પણ તેઓ જુએ છે. જૂના રિવાજોને, સંસ્કૃતિને સજીવ રાખવાની ઇચ્છા ધરાવનાર, રૂઢીની પિછોડીના છેડાઓ પકડનાર આગેવાનો ઓચરે છે કે માત્ર સમાજના ઉપરના થરનાં થોડાંક માનવીઓ કે જેમના વિચારો સુધારક સમાજે બદલી નાંખ્યા છે તેઓ જ આમ આચરી રહ્યા છે, બાકી આમવર્ગનાં લાખો માનવીઓ લગ્નજીવન રૂઢીબંધનથી સુખપૂર્વક ગુજારી રહ્યાં છે !

ઉપલક દૃષ્ટિથી આ વાતમાં આપણે પણ જોઈ શકીએ છીએ કે લગ્નગાળો આવતાં માતાપિતા અને વડીલોએ સંબંધ બાંધ્યા હોય

એવાં સેંકડો નહિ પણ હજારો અને લાખો લગ્ન થાય છે અને લગ્ન-જીવન જીવવાનાં પગરણ મંડાય છે.

પરંતુ એ પવિત્રપણે વૈદિક ધર્મને અનુસરી થયેલાં લગ્નો અને તેના અંગે સેવેલી કલ્યાણકારી ભાવનાઓ થોડા જ વખતમાં વિનાશ પામી જાય છે. હજી તો ઉંમર પણ ઓળંગ્યો હોતો નથી ત્યાં યાતનાઓ અને દુઃખ–કષ્ટોની હારમાળા ઉભી થાય છે અને અનેક સુખદ સ્વપ્નો સેવતાં યુગલો ખમચાઇને ઉભાં રહે છે. અને પછી તો લગ્નની પ્રાથમિક સૌરભ ઉડી જતાં અળખામણી બદબો આવવા લાગે છે. પરંતુ તેનું કારણ શું?

નથી લાગતું કે લગ્નની સ્વાભાવિક્તાથી આજે લગ્નની પ્રથા ઘણી દૂર ગયેલી હોય! અને આ લગ્નની પ્રથામાં રહેતી ખારાશથી માનવીઓ દૂર ભાગીને લગ્ન ન કરવા અથવા અવિવાહિત જીવન ગાળવા તરફ વળશે તો શું થવાનું? લગ્ન એ એક યંત્રણા મનાશે તે દિવસે મુક્તવિહાર જન્મ લેશે. અને આ મુક્તવિહાર અર્થાત્ લગ્ન કર્યા સિવાય આકર્ષણ પ્રમાણે ઇચ્છાપૂર્તિ સાધવી–તે દિવસ એવો ભયંકર ઉપસ્થિત થશે કે સમાજવ્યવસ્થા અને વર્ણાશ્રમનો વિનાશ થઈ વર્ણસંકરત્વ વધી જશે.

આજે એનાં બીજ રોપાઈ ગયાં છે અને એ બીજના અંકુર રૂપે એક એવો વર્ગ આંખ સામે આવી લાગ્યો છે કે જે 'લગ્ન નથી કરવાં' એમ બોલે છે અને સાચોસાચ તેઓ લગ્ન નથી કરતાં!

ત્યારે એ વર્ગ શું આજીવન અવિવાહિત રહી શુદ્ધ અથવા નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવા માગે છે? નહિ જ.

બ્રહ્મચર્ય અને આ વર્ગને કશું લાગતું વળગતું નથી. અને એ વર્ગમાં સંયમનું સ્વપ્નું પણ નથી આવતું. એ તો માત્ર લગ્નના જોડાણને ધિક્કારે છે અને મુક્તવિહાર કરવા માગે છે!

એમની દલીલ એવી છે કે જો રોકડાં નાણાં ખરચવાથી અથવા પૈસા આપવાથી વેચાતું દૂધ મળી શકતું હોય તો પછી ગાયને ઘેર શા માટે પાળવી જોઈએ?

અને લોજમાં તૈયાર ભોજનની વ્યવસ્થા છે તો પછી ઘર-આંગણાની રસોઇ, રસોઇ બનાવનાર, તેનાં સાધન, સાહિત્ય અને ભઠ્ઠી શા માટે જોઇએ ?

આ વર્ગ પ્રથમ બતાવેલા વર્ગ કરતાં વધુ ભયંકર છે અને તેઓ સમાજની સુવ્યવસ્થા અને આદર્શનો નાશ કરીને વ્યભિચારને ફેલાવે એમાં પણ શંકા નથી. આ વર્ગને પણ આપણા સમાજનાં આંધળા અને અવિચારી બંધનોએ જ જન્માવ્યો છે એમ કહેવામાં કદાચ થોડીક ધૃષ્ટતા જણાશે, છતાં એ ધૃષ્ટતા વહોરી લઇને પણ એ નક્કર સત્ય કહ્યા વગર રહી શકાતું નથી.

લગ્ન નથી કરવાં એમ માનનારો એક ત્રીજો વર્ગ છે. તેઓ સાચેસાચ લગ્ન કરી ગાર્હસ્થ્યજીવનની મર્યાદિત ચક્કીમાં પડી, ઉદર-નિર્વાહ, પ્રજોત્પત્તિ અને તેનું પાલન કરી પોતાનું મનુષ્યજીવન પૂરું કરવામાં ઇતિકર્તવ્યતા માનવા તૈયાર નથી, એમને મનુષ્યજીવનથી કંઇક કરી જવાની ધગશ હોય છે. એટલે તેઓ સ્વતંત્ર રહી કોઈ પણ બંધનના પાશમાં જકડાવા માગતા નથી અને એકલા રહીને આગળ ધપવા પ્રયાસ આદરે છે.

આ વર્ગને જાતિય આકર્ષણ કે સુંવાળો સહચાર સ્પર્શ કરી શકતો નથી એમ માનવું ભૂલભરેલું છે. છતાં એટલું તો અવશ્ય છે કે એ વર્ગે પોતાના માનસિક વિચારો, આંતરિક લાગણીઓ અને શારીરિક સહવાસ ઉપર બહુ જ સંયમ અને નિયમનું બખતર મઢેલું હોય છે. એ બખતર જો કે અભેદ્ય તો નથી, પરંતુ સહનશક્તિવાળું બખતર બાહ્ય આક્રમણને ઝીલી લઇને અંદરના પ્રદેશોમાં બહુ ઓછી અસર નિપજાવા દે છે. છતાં એ આદર્શના પંથે પડેલો કયારેક અધવચમાં જ એનું બખતર ભેદાઈ જતાં લગ્નજીવનમાં લપસી પડે છે.

શાસ્ત્રીય દૃષ્ટિથી વાત કરીએ તો લગ્નબંધનરૂપી મહામાયાના પાશમાંથી કોઇક જ દૈવી પુરૂષ બચી શકે છે. કેવળ વાયુ, પાણી અને

માંદડાંનો આહાર કરનારા બિચારા પારાશર અને વિશ્વામિત્ર તથા સૌભરી જેવા મહર્ષિઓ પણ સુંવાળા સ્પર્શ અને સહવાસને જીતી નથી શક્યા. માછીમારની પુત્રી મત્સ્યગંધા પારાશર મુનિને નદીપાર કરવા આવેલી, ત્યાં પ્રણયનાં મંડાણ અને ગર્ભાધાન નીપજ્યાં ! તો જે મનુષ્ય રૂડું અન્ન, ભાતભાતનાં ભોજન, ઘી, દૂધનો આહાર કરે છે, જેનાં મન અને ઇંદ્રિયો વિષયાભિમુખ છે, તેવાં મનુષ્યો 'લગ્ન નથી કરવાં'ની ભિષ્મ પ્રતિજ્ઞાઓ ક્યાંસુધી નિભાવી શકે? અને સાચે-સાચ અમે તો કહીએ છીએ કે એ એક અપવાદ રૂપે જ ગણાય.



## પ્રકરણ ૨૧મું

### આદર્શ લગ્નપદ્ધતિ : જૂની કે નવી ?

**ગત** પ્રકરણમાં આપણે જોઇ ગયા કે સેંકડે ૯૫ ટકા લગ્ન કરવાની તરફેણમાં હોય છે. અને દરેક કન્યા તથા કુમાર પોતાનાં લગ્ન એક આદર્શ લગ્ન નીવડે એવી ભાવના સેવે છે. છતાં અત્યારે લગ્નગ્રંથીથી જોડાયેલાં યુગલોની આંતરિક પરિસ્થિતિ સાચી ઊંડાઇથી તપાસવામાં આવે તો એવાં થોડાં જ યુગલો મળી આવશે કે જેમની સહચારની વાત મીઠાશથી ફોરતી હોય.

આપણે એમ માની લઇએ કે માતા–પિતાએ ગોઠવી આપેલાં ચોકઠાં બરાબર બધ બેસતાં ન હોવાથી એમનો સુમેળ સંધાતો નથી, એટલે જૂના રિવાજ પ્રમાણે કરાવી દીધેલાં લગ્ન કે જેમાં ઉભય એક બીજાને મળ્યાંહળ્યાં ન હોય, વિચારોની, સ્વભાવની, ખાસીયતની એક બીજાને જાણ ન હોય, એટલે એ જોડું આદર્શ કેવી રીતે નીવડે ?

પરંતુ જેઓ સુધારાની પાંખે ઉડતાં હોય, એક નહિ અનેક વખત જેઓ હળવામળવાના તથા બીજી અનેક રીતે પ્રસંગમાં આવેલાં હોય, અથવા જેમણે પ્રેમલગ્ન કિંવા સ્નેહલગ્નથી જોડાણ

કીધું હોય, તેમનો સંસાર તો આદર્શ નીવડવો જોઇએ ના? છતાં તુલનાત્મક દષ્ટિથી તપાસવામાં આવે તો જૂનાં લગ્નો કરતાં આ નવાં લગ્નો વધુ આપત્તિકર અને વૈમનસ્યકારી નીવડેલાં જણાય છે.

આપણી જૂની પ્રથાને આપણે પ્રથમ તપાસીએ. તેની ઉપરથી અનેક વર્ષો વિતી ગયાં ત્યારપછીથી આપણા સમાજમાં વર્ણવ્યવસ્થા શરૂ થઇ છે. વર્ણોનું વર્ગીકરણ શરૂઆતથી આટલું નહિ હોય, પરંતુ જેમ જેમ એ વર્ણનાં કર્મોની ભિન્નતા દાખલ થઇ તેમ તેમ જુદા જુદા ભાગલાઓ થતા ગયા. છતાંયે તે કાળથી શાણા માણસોએ પોતપોતાને વ્યવસ્થિત રાખવા પ્રયત્ન કરેલા અને વર્ણવ્યવસ્થા એ સમાજરચનાનો આદર્શ બનવા લાગ્યો. કારણ કે તે માટે વ્યવસ્થાના નિયમો અથવા કાયદાઓ મૌખિક રીતે ઘડીને પ્રચાર કરેલો.

આ રીતે ચોક્કસપણે વ્યવસ્થા હોવાને કારણે તે ઉથલપાથલ અથવા અથડામણ થવાનું કારણ બનતી નહોતી, કેમકે તે વખતે જીવન-નિર્વાહ અથવા ઉદ્યોગ પણ જાતિ અથવા વર્ણવ્યવસ્થાને લઇને થતા. અર્થાત એક કુળમાં, એક કુટુંબમાં કે એક જાતિમાં અમુક ધંધો થતો હોય તો તેનો પુત્ર અથવા વંશજ એ જ ધંધો સ્વીકારતો. એને લઇને એક જ જાતની કેળવણી, તેને અંગે પડેલા સંસ્કારો અને સ્વભાવ વારસામાં ઉતરતા અને પિતાની ચાલે ચાલનાર પુત્ર જ સુપુત્ર ગણાતો.

વળી તે દિવસે યંત્રવાદ નહોતો, પ્રવૃત્તિ આટલી નહોતી, વેગ-પૂર્વક વહન કરવાનાં સાધનો પણ નહોતાં. એટલે તે યુગમાં માનવીઓ નિયત કરેલાં વર્તુલમાં ઉગતા, ઉછરતા, પોષાતા અને તેમાંથી પાર થતા. એથી માનસિક સ્થિતિથી ન માનીએ તો પણ દૈહિક, સામાજીક અને બંધારણીય રીતે એ લગ્નો ઠીકઠીક બંધ બેસતાં આવી જતાં.

એ વખતે લગ્નની બાબતમાં વ્યક્તિસ્વાતંત્ર્યનો મુદ્દલ વિચાર કરવામાં નહોતો આવતો. પરંતુ વ્યક્તિ એ કુટુંબનું એક અંગ મનાતું, અને એક કુટુંબને બીજા કુટુંબ સાથે જોડી શકાય કે કેમ એનો વિચાર પરણનાર કે પરણાવનાર નહિ, પરંતુ કુટુંબનો આગેવાન મુખ્ય

પુરૂષ કરતો. તેઓ માનતા કે પરણનાર વ્યક્તિઓને સ્વતંત્રતા ન હોવી જોઈએ. કારણ કે તેઓ હજી સંસારમાં પ્રવેશ કરતાં હોવાથી એમનો અનુભવ મર્યાદિત હોય, તેમ જ ક્યારેક અનિષ્ટ આકર્ષણ કે મોહ હોય અથવા લાલચ પણ હોય. એના કરતાં તો કુટુંબનો મુખ્ય પુરૂષ એ બાબતની જેટલી ચોખવટ અને ચિવટ રાખવી જોઈએ તે પૂર્ણપણે રાખી શકે.

અને એ રીતે ઉભય કુટુંબના ગુણ, અવગુણ, આજુબાજુનું વાતાવરણ, મોસાળપક્ષ અને પિતરાઈઓની સ્થિતિ, કુળમાં ચાલી આવેલી રીતો અને પાકી ગયેલાં સ્ત્રીપુરુષોનાં જીવનવૃત્તાંતો ઉપર દૃષ્ટિ ફેરવી લેવામાં આવતી અને સગપણ–સંબંધ બંધાતાં.

આવી રીતે મુખ્ય પુરુષોએ જોડેલા સંબંધને વાલીઓ મંજૂર રાખતા. એમને એ મુખ્ય પુરુષોની બુદ્ધિ અને ચિવટ માટે માન હતાં. એ રીતે સંબંધથી જોડાનાર કુટુંબના મુખ્ય પુરુષોના ગુણાવગુણ જ એમનાં બાળકોમાં ઉતરેલા હોય એમ માની લેવામાં આવતું.

ઉપર જણાવેલાં કારણો અને સંજોગોને લઈ તથા વ્યવસ્થિત સ્થિરતાને લઈ, તેમ જ રાખવી જોઈતી કાળજી વડીલો રાખતાં હોઈ મધ્યયુગનું એ લગ્નસંસ્થા રૂપી નાવ કોઈ પણ ખરાબે ચઢ્યા સિવાય મધ્યદરિયે સમાનભાવે હંકારતું હતું.

પછી યુગપલટો થયો: નવી કેળવણી આવી, સુધારો આવ્યો, યંત્રો આવ્યાં, પ્રવૃત્તિ વધી અને મનુષ્યના માનસમાં પણ નવજીવનતા જન્મી, તેમ તેમ અગાઉની લગ્નસંબંધની વાસ્તવિકતા અને આદર્શમાં ખળભળાટ પેઠો. છતાં સમાજનાં બંધનો જે લાંબા કાળથી જકડાયેલાં હતાં તેને છૂટાં ન કર્યાં, તેમ જ તેમાં ફેરફાર પણ ન કરી શક્યા, એટલે આજે જૂની લગ્નપ્રથા ઘણાની નજરે ભયંકર પાશરૂપ મનાવા લાગી.

સમય પલટાઈ ગયાની કબૂલાત તો જૂની લગ્નપ્રથાના હિમાયતીઓ પણ કરે છે, છતાં તેમના દિલ ઉપર સવારી કરી બેઠેલા

પૂર્વના રૂઢીપાસલાઓ છૂટી શકતા નથી. પરંતુ આજે જો સમજી–વિચારીને એનું રૂપાંતર કરવામાં નહિ આવે તો એ વર્ણવ્યવસ્થા અને રૂઢીનાં મજબૂત બંધનો તૂટી જઈ તેનું નામોનિશાન પણ નહિ રહે તે ભૂલવું જોઈતું નથી.

એક મોચીનો દીકરો મેટ્રિક પાસ થાય છે, પછી ડોકટરી અભ્યાસ કરે છે, કેળવાયેલા વર્ગ સાથે રહે છે, ગાર્ડનપાર્ટીઓમાં જાય છે, અને તે સમજણો થયો ત્યારથી તેના ઉપર નવા સંસ્કારો, વિચારો અને નવા વાતાવરણે એવું સામ્રાજ્ય જમાવી દીધું હોય છે કે એ પોતાના સંસારનાં કોઈ અવનવાં સ્વપ્નાં સેવે છે.

એ જ જ્ઞાતિના એક ભાઈની દીકરી છે. પિતાનો ધંધો મોચીનો જ છે. માતાના ઘરકામમાં તે મદદ કરે છે, પિતાને જોડા શીવવાને માટે દોરા વણી આપે છે. એ લગ્ન જેવડી થાય છે. પેલો મોચીનો દીકરો એ મોચણને વરે છે, પરંતુ તેમના લગ્નમાંથી આદર્શ નાસી જાય છે. યંત્રનાં ઘડેલાં એ પતિ–પત્ની દિવસ ગુજારે છે અને પ્રજાનો વધારો કરે છે.

બીજો દૃષ્ટાન્તઃ પિતા કુટુંબ સાથે આફ્રિકા આવ્યા છે. પાંચ વરસની કન્યા અન્ય છોકરીઓ સાથે ભણવા જાય છે, હિંદી શીખે છે, અંગ્રેજી લખતાં વાંચતાં પણ આવડે છે, સંસ્કારી ભણેલાં ગણેલાંના ઉંબરાઓ જુએ છે, સુખપૂર્વક અથવા સુધારક લગ્નજીવન ગાળતાં યુવક–યુવતીઓને એ જુવે છે. તે અઢાર વરસની થાય છે. પિતા તેનાં લગ્ન કરવા સ્વદેશ આવે છે. જ્ઞાતિના રિવાજ પ્રમાણે ચાંદલીઓ વર શોધાય છે. સુરતીયો સરસ્વતીના તટ ઉપર દક્ષિણા ઉઘરાવે છે. કોઈ યજમાનના બાપનું શ્રાદ્ધ કરાવતાં એને આવડે છે. વરસમાં બસો ને બોંતેર દિવસ તો જમવાનું મળે–એ એના કૂળની મહત્તા છે. આ ચાંદલીઓ પતિ અને પેલી આફ્રિકામાં કેળવાયેલી કન્યાનાં લગ્ન થાય છે. પછી તેમાંથી આદર્શ નાશ પામે છે યંત્રનાં ઘડેલાં એ પતિ–પત્ની દિવસ ગુજારે છે અને પ્રજાનો વધારો કરે છે.

મરજાદી ધર્મથી રંગાયેલી માતાની પુત્રી સમય સમયનાં દર્શન કરવા દોડે છે. શોળાબોળામાં એ ખૂબ માને છે. એનાં ઘી અને દૂધ બીજાની નજર પડવાથી પણ નાપાક થાય છે. એનાં વસ્ત્રો દરેક ક્રિયાનાં જુદાં રહે છે. એ લસણ ડુંગળીનું નામ લેવાથી પણ અગિયાર વાર પાણીના કોગળા કરી નાંખે છે, અને મંગળાનાં– મહાપ્રભુજીનાં દર્શન ન થયાં હોય તો તેને આખા દિવસનો અપવાસ પડે છે.

સોલીસીટર પિતાનો પુત્ર વિલાયતથી હમણાં જ આવ્યો છે. એણે બૂટ પહેરીને ટેબલ ઉપર ખાણું લીધું છે. ટેબલ ઉપર ખાણું લાવનાર બટલર હોય કે બ્રાહ્મણ તેની એને કશી ચિંતા નથી. એ જુએ છે કે ડીશ ઉપર ખરાબ ડાઘ નથી ને ! 'વેજીટેબલ' (વનસ્પતિ) તો એ લે છે જ, પણ શિયાળામાં આબોહવા બદલાય અને તેને ઈંડાં લેવાની જરૂર જણાય તો પણ એ લઇ કાઢે છે. ડેન્સ એ એફલોય કરે છે અને કલબોમાં અંગ્રેજ છોકરીઓ સાથે પણ ડેન્સ ખરો. મરજાદી માતાની પુત્રી અને સોલીસીટરના પુત્રનાં લગ્ન થાય છે. અને એ પતિ–પત્ની તરીકે જોડાય છે. પરંતુ એમનાં લગ્ન આદર્શ નથી બનતાં. યંત્રનાં ઘડેલાં એ પતિ–પત્ની દિવસ ગુજારે છે અને પ્રજાનો વધારો કરે છે.

આવાં વિધાનો તો સેંકડો આપી શકાય, અને એ આપીને કહેવાનું તાત્પર્ય એ છે કે આપણા જૂના રીતરિવાજો અને રૂઢીઓથી અત્યારે જમાનો બહુ આગળ આવી રહેલો છે, ત્યારે આપણે બહુ પાછળ રહી ગયા છીએ. એટલું જ નહિ પણ આપણે દિવસે દિવસે એવા ગોળ, પેટાગોળ, અને વર્તુલોની સંકડામણ કરી બેઠા છીએ કે આપણાં લગ્નજીવનમાં સમાજવ્યવસ્થા અને વર્ણવ્યવસ્થાનો જે આદર્શ હતો તે લગભગ નાશ પામવા બેઠો છે, અને વ્યક્તિસ્વાતંત્ર્યનું દીવાળું ફુંકાઈ ગયું છે.

આગળનાં લગ્નોમાં અસંતોષનું પ્રમાણ ઓછું હતું, તેનું કારણ સાચી પસંદગી હતી અને કુટુંબોની જાતિયતા અને જીવનવ્યવહાર જોડાયેલા હતા.

આજે સમાજરચના બદલાઈ ગઈ છે. કુટુંબો છિન્નભિન્ન થઈ ગયાં છે, વર્ણાશ્રમનો લોપ થવા બેઠો છે, જાતિ સાથે સંકળાયેલા જીવનવ્યવહાર બદલાઈ ગયા છે. આજે તો પિતા મચ્છુકાંઠાના નાના ગામડામાં તેલ મરચું વેચતો હોય અને પુત્ર દરિયાપાર બેઠો બેઠો અંગ્રેજી પત્રવહેવાર કરતો હોય છે. તેની સાથે વળી વહેવારનાં સાધનો વધી ગયેલાં છે, એથી પસંદગીનું ક્ષેત્ર પણ વિશાળ બની ગયું છે. એટલે જાતિ સાથે, કુટુંબ સાથે, કુળ સાથે કે પિતા સાથે વંશજનો સંબંધી રાખી, પુત્ર એ જ ઘરેડમાં બંધ બેસતો નીપજશે એમ માનવું એ મૂર્ખાઈ ભરેલું છે. એટલે જ જૂની રૂઢીના હિમાયતીઓ અને વર્ણવ્યવસ્થાના સંચાલકો, તમે ચેતો અને તમારા સંતાકુકડી ભરેલા માનસમાં વિશાળ પ્રાણવાયુની હવા આવવા દો, તો જ તમારી વર્ણવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા સજીવ રહી શકશે.

તમારી હઠીલાઇનો અંત જો નહિ જ આવે તો સમજજો કે તમે જેને 'મારી' જ્ઞાતિ, પુત્રી, પુત્ર વગેરે માનો છો તે તમારૂં નથી રહેવાનું—ન રહી શકે. કારણ કે આજ તો ધરતીના પડ ઉપર એક નાનો સરખો બનાવ બને છે તે પણ તેમના માનસ ઉપર અથડાય છે. આજના તાર અને ટપાલ, અગ્નિરથ અને વાયુઘોડા, વાયરલેસ અને રેડીયો રોજ–બ–રોજ તમારી મર્યાદાની બાંધી રાખેલી દીવાલો ઉપર સમાચારોનો બોંબમારો ચલાવી રહેલાં છે.

બીજી તરફ તમારી સંસ્થાને નામે પીડાતી બાળાઓ, પીસાતી ગૃહિણીઓ, રીબાતી વિધવાઓ અને ત્યજાયેલી–ત્રાસેલી વેશ્યાઓ બળતા હૃદયની ચિનગારી ચાંપતી રહે છે. એટલે તમારા સમાજમાં બંધનો અને જ્ઞાતિની યાતનાઓ ક્યાંસુધી સહન થશે ?

હું એમ કહેવા નથી માગતો કે જ્ઞાતિઓ નાશ પામે અને વર્ણવ્યવસ્થા નાબૂદ થાય ! એમ તો હું ન જ કહી શકું. પરંતુ હું એ કહેવા આતુર છું કે વર્ષો પહેલાં બાંધેલી તમારી મર્યાદાઓ અને પાળોને થોડી થોડી પાછી હઠાવો અને થોડોક મોકળાશનો દમ ભરી શકાય એટલું કરશો તો પણ ઘણું છે. હું મારી જ્ઞાતિની વાત જ કરું :

બ્રાહ્મણ કોમમાં કેટલા ભેદ છે? તેમાં વળી સંપ્રદાય અને નાના નાના સંઘો, તેની અંદર પાછાં વર્તુલો—તેમાં પણ જુદા જુદા પ્રદેશોના ગોળ અને પેટાગોળ ! એક ભાવનગરનો ઔદિચ્ય ગુજરાતના શુદ્ધ ઔદિચ્યની કન્યાને ન પરણી શકે. એક સિદ્ધપુરીઓ બ્રાહ્મણ ઝાલાવાડ કે ગોહિલવાડની શુદ્ધ ઔદિચ્ય કન્યા ન મેળવી શકે !

એટલે બનવા એ પામ્યું છે કે એક બાજુ સેંકડો યુવાનો વાંઢા રહી જીંદગી પૂરી કરે છે, બીજી તરફ એક પુરુષ એક, બે, ત્રણ કે ચાર કન્યાઓ પરણે છે. તેમાંથી પરિણામે, વિધવા, ત્યજાયલી, પતિતા અને વેશ્યા પણ નીપજે છે!

આ વાડાઓ, વર્તુલો, ગોળો અને પેટાગોળોએ એવાં અનિષ્ટો નીપજાવ્યાં છે કે આજે ઉચ્ચ ગણાતી કોમોનું પણ અધઃપતન થવા બેઠું છે, લગ્નની આદર્શ ભાવના નાશ પામી છે અને લગ્નના નામે રીબાતી પ્રજા દુઃખ સહન કરી દિવસ નિર્ગમન કરે છે, યા તો પછી ઉછળીને બીજા જગતમાં ભળે છે.

એટલે આજનો સમય, કેળવણી, વહેવાર, વિચાર અને આબોહવાને જોઈ વિચારી, જૂની લગ્નપ્રથાથી કેટલાંક કદમો આગળ વધીને આવશ્યક સુધારા કરવામાં આવે, તો અવશ્ય એવો મોટો વર્ગ છે કે જે કહેવાતાં સુધારક લગ્નો પ્રત્યે નહિ જ વળે; અને છૂટાછેડા જેવા કાયદા ભલે થાય પણ તેની આવશ્યકતા નહિ રહે, તેને કોઈ અપનાવશે નહિ ! માટે તદ્દન જૂની લગ્નપ્રથામાં આવશ્યક ફેરફારો કરવાની જરૂર છે એમ મારું દૃઢપણે માનવું છે.

જૂની લગ્નપ્રથામાં કેટલાંક શુભ તત્ત્વો છે. જેમ કે વર્ણવ્યવસ્થા, સમાજવ્યવસ્થા. તેમજ તેમાં વ્યક્તિસ્વાતંત્ર્યનો વિનાશ એ અનેક રૂપે અશુભ તત્ત્વ પણ પડેલું છે જૂની પ્રથામાંથી અશુભ તત્ત્વનો નાશ કરી, શુભ તત્ત્વોને ગાળી, ઝારી, તૈયાર કરવામાં આવે તો જૂની પ્રથા હજી પણ આદર્શરૂપે ટકી રહે એ માનવા જેવી વાત છે.

હવે આપણે સુધારક અથવા નવાં લગ્નો તરફ વળીએ. આવી રીતે નવાં લગ્નો કરનારનાં માનસનું પૃથક્કરણ કરવામાં આવે તો તેમાં પણ જુદા જુદા બે વિભાગો પડી જાય છે. એક વર્ગ એવો છે કે જે રૂઢી, રિવાજ અને જ્ઞાતિના બંધારણથી કંટાળી, તેમાંથી ભાગી છૂટી, કોઈ પણ જાતના—કુટુંબના, જ્ઞાતિના કે રિવાજના બંધનની પરવા કર્યા વગર લગ્ન કરી લે છે.

આને આંતરજ્ઞાતીય લગ્નને નામે ઓળખવામાં આવે છે. તેમાં એક વર્ગ એવો પણ છે કે જેઓ મોહજનિત કહેવાતા પ્રેમથી અન્ય જ્ઞાતિના પુરુષ સાથે કે સ્ત્રી સાથે ફસાય છે કે બંધાય છે, અને એમનો એ મોહ એટલો બળવાન બને છે કે તેઓ લગ્નની ગાંઠથી જોડાઈ જાય છે. આવા જ પ્રકારનાં લગ્નોની પ્રથાની નામાવલિ તરીકે સ્નેહલગ્ન, પ્રેમલગ્ન, આંતરજ્ઞાતીય લગ્ન, બહિર્જાતીય લગ્ન, પ્રયોગાત્મક લગ્ન અને મુદ્દતીયાં લગ્ન, એમ લગ્નનો નવસુધારકનો છેડો છેક ભયાનક ખાઈના મુખ સુધી જઈ પડયો છે.

જૂની લગ્નપ્રથાના દોષો આપણે જોયા. તેમ આ નવી પ્રથામાં પણ ભયંકર દોષો પડેલા છે. એ અત્યારે નથી જણાતા તેનું કારણ એ છે કે એ પ્રથા હજી જન્મ જ લે છે, એટલે એના દોષો આપણને નહિ જણાતા હોય, પરંતુ તેમાં પણ એક ભયંકરતા રહેલી છે.

અને તે છે વ્યક્તિનું વધુ પડતું સ્વાતંત્ર્ય. જેમ જૂનાં લગ્નોમાં વ્યક્તિસ્વાતંત્ર્યનો આદર્શ નાશ પામવાથી જૂની પ્રથા અળખામણી અને યાંત્રિક મનાઈ છે. તેમ નવી પ્રથામાં માત્ર વધુ પડતા વ્યક્તિ-

સ્વાતંત્ર્યને પોષી, વ્યક્તિહિતને જ સર્વસ્વ માનવામાં આવ્યું છે. ભલે અમુક હદ સુધી આવશ્યક વ્યક્તિસ્વાતંત્ર્ય સચવાતું હોય, પણ સમાજજીવનની રક્ષા તો અવશ્ય થવી જોઈએ. એટલે વધુ પડતું વ્યક્તિસ્વાતંત્ર્ય થવાથી સંયમ નાબૂદ થાય છે, અને જ્યાં સમાનતા, સ્વાતંત્ર્ય અને સંયમ ઓતપ્રોત થયાં નથી ત્યાં આદર્શતા રહી શકતી નથી. પછી ભલે લગ્ન નવી પ્રથાનાં હોય કે સુધારક !

સ્નેહલગ્ન એટલે પ્રેમલગ્ન, પ્રેમનો અર્થ છે સ્વાર્પણ : જ્યાં પ્રેમ છે ત્યાં સ્વાર્પણ પણ હોવું જોઈએ. પરંતુ જ્યાં પ્રેમના નામે મોહ હોય છે તેની પાછળ સ્વાર્પણ હોતું નથી. એટલે આજે થતાં સ્નેહલગ્નો તે માત્ર મોહલગ્નો જ છે. અને જ્યારે મોહની માદકતા ઓસરવા લાગે છે ત્યારે આવાં લગ્નો રૂઢીબંધનોવાળાં જૂનાં લગ્નો કરતાં પણ વધુ વિષમ નીવડે છે.

કારણ કે આવાં લગ્નોએ છૂટાછેડા કરી શકાય એવી જોગવાઈ રાખી હોય છે. તેઓ સીવીલ મેરેજથી જોડાયા હોય છે. એટલે મોહની માદકતા ઉતરી જ્યાં વિસંવાદ જાગે છે કે તુરત એકબીજાંથી દૂર જતાં જાય છે અને એ પળ આવી લાગે છે કે બેઉ છૂટાં થવા માટે દાવા નોંધાવે છે !

જૂના રીવાજોમાં પતિ–પત્ની એકબીજાંને અનુકૂળ થવા પ્રયત્ન કરતાં થાય છે, કારણ કે તેઓ સમજે છે કે આપણો આ માર્ગ પાર કરે જ છૂટકો છે. અને 'આ જીવનભરનાં લગ્ન નથી' એવો ખ્યાલ જેના દિલના એક ખૂણામાંયે પડેલો હોય છે તેઓ એકબીજાંની જાતમાં સમાઈ શકતાં નથી અને એકબીજાંના ઘર્ષણનો સમય આવતાં વિખવાદ જન્મે છે.

સાચાં સ્નેહલગ્ન તેને કહી શકાય કે એકબીજાં માટે કોઈ પણ બદલા સિવાય અથવા બદલાની ઈચ્છા સિવાય સર્વસ્વ હોમવાની તૈયારી હોય. છતાંયે તેમાં ત્રણ પ્રકાર છે :

એક તો પ્રેમની ખાતર પોતાની ઇચ્છાઓનો પ્રિય જન માટે ભોગ આપી સ્વાર્પણ કરે: સામો પક્ષ એટલું સ્વાર્પણ કરે છે કે કેમ તે જોવા પણ ન ખમચાય.

બીજો વર્ગ એ છે કે પોતે સંપૂર્ણ પ્રેમની ઉદાત્ત માત્રાથી સ્વાર્પણ કરે કે કરવાને તૈયાર પણ હોય, છતાં સામા પક્ષે એટલી તૈયારી છે કે કેમ તે જોવા રોકાય છે અને તેમાં અપૂર્ણતા જણાય તો પ્રેમને ફેંકી દે છે, અને સૌજન્યને પણ.

ત્રીજા વર્ગમાં પ્રેમની માત્રા લેશ માત્ર જ હોય છે. કેવળ એક-બીજાને ભોગવવાની વૃત્તિ જ તેઓમાં બળવાન હોય છે. છતાં આ વૃત્તિને ઢાંકવાને પ્રેમનો અંચળો ઓઢાડવામાં આવે છે.

આજે થતાં કેળવાયેલાં યુવક યુવતીઓનાં સ્નેહલગ્નો મોટે ભાગે આ ત્રીજા વર્ગનાં છે, અને આવી રીતે ભોગ્યવૃત્તિને લઇને એક-બીજાને મેળવવા માટે આકર્ષણો ઉત્પન્ન કરવામાં આવે છે, વ્યૂહ-રચના અને પ્રેમપૂર્ણ સ્વાર્પણ કરવાની તૈયારી વગેરે બતાવવામાં આવે છે. પરંતુ વાસ્તવિક રીતે તો તેમાં તેમના મોહે ઉપજાવી કાઢેલી રચનાત્મક કાર્યકુશળતા હોય છે. એટલે જ આવાં લગ્નો વધુ વખત આનંદ આપી શકતાં નથી, અને છેવટે છૂટાં પડી ફરી નવાં લગ્નો સ્નેહને નામે આદરે છે!

જૂનાં અને નવાં બન્ને લગ્નોમાં વધુ તો સ્ત્રીવર્ગને જ શોષવું પડયું છે. યાતનાઓથી જો કે પુરુષ પણ બાકી રહેલ નથી, પરંતુ એક વાત ચોક્કસ ઉત્પન્ન થાય છે કે જૂની પ્રણાલિને સમયાનુકૂળ થોડી છૂટછાટ અને મોકળાશથી આગળ લાવવામાં આવે તો આપણી હિંદી પ્રજાને તે વધુ અનુકૂળ બનશે.



## પ્રકરણ ૨૨મું

### લગ્નને લાયક ઉમર

**ભારતવર્ષમાં** જ્યારથી બાળલગ્નની પ્રથા ધર્મને નામે શરૂ થઈ ત્યારથી પ્રજા ખૂબ નાજુક-ટુંકડી અને દુર્બલ થતી ચાલી; તેની સાથે બાળમૃત્યુપ્રમાણ બીજા દેશ કરતાં વધુ આવ્યું અને વિધવાઓની સંખ્યા વધી, વળી એટલેથી નહિ અટકતાં ગર્ભપાત, વટાળપ્રવૃત્તિ અને વેશ્યાઓની સંખ્યામાં વધારો કરનાર મૂળ કારણ જો કોઈ હોય તો તે બાળલગ્નને આભારી છે. આગળ અમે જણાવી ગયા છીએ કે દશ બાર વર્ષની કન્યાનાં લગ્ન કરી નાંખવાનો રિવાજ ખાસ ઉદ્દેશને લઇને હતો. ગૌરીનાં લગ્ન કરી સ્વર્ગ મેળવી આપવાની બાંહેધરી આપનાર પુરાણોએ પરદેશીઓના હુમલાથી કન્યાઓને બચાવવા ખાતર તેને પારકી કરી નાંખવા માટે જ એ રીત ધર્મના નામે પ્રવૃત કરેલી. પરંતુ એ સમય અને એ દિવસની ભીતિનો નાશ થયાને વર્ષો વિતી ગયાં અને યુગપલટો થયો, છતાં હિંદની ધર્મઘેલી પ્રજાએ અદૃષ્ટ પુન્યપ્રાપ્તિની ખાતર હિંદના ભાવિ ભાગ્યને-બાળક-બાળકીને જોડીને-એવું જડબેસલાખ કરી નાંખ્યું છે કે હજી પણ એ રિવાજ સદંતર નાબૂદ થયો નથી.

બીજી બાબત ઉપર આપણે વિચાર કરતાં પહેલાં, હિંદુસ્તાનમાં ધર્મનું બ્હાનું આવ્યું એટલે માણસ પોતાની બુદ્ધિ, વિચારશક્તિ અને સારાસારનું કેવું લીલામ કરી નાંખે છે તેનો એક દૃષ્ટાંત જોઇએ :

એક સાધારણ બેએક હજારની વસતિવાળા ગામમાં એક કુંભાર જ્ઞાતિનો માણસ રહે, પોતાની જાતનો ધંધો કરે, ગામમાં એનાં વાસણો વેચાય, એટલે બે પૈસે સુખી, પ્રભુની મહેર, આવળગોવળ અને લીલાલહેર.

બે દીકરાનાં લગ્ન કરી નાખેલાં. એ દીકરાંઓથી નાની એક દીકરી. તેનાં લગ્ન માગશર મહિનામાં લીધાં. નાતમાં આબરૂ સારી. એટલે

સગુંવહાલું આવ્યું, જાન આવી અને દીકરાને તાજા જ પરણાવેલા, એટલે વહુઓને પણ તેડી લાવ્યા.

માયરાનો વખત થયો. ખુંગણ ઉપર માંડવા અને જાનના માણસો બેઠા છે. પરંતુ ઘરમાં ગણેશ બેસારેલા. તેનો દીવો સાચવવા બન્ને ભાઈની વહુ મોંઘી અને જેઠીને બેસારવામાં આવેલી.

ગણેશની પાસે એક નવો સુંડલો ઉંધો વાળેલો પડયો છે, પણ ઘડી થાય છે અને સુંડલો ઉંચોનીચો થાય છે-જાણે સુંડલાને જીવ આવ્યો હોય. બારતેર વરસની મોંઘી અને જેઠીને આ કૌતુક જોવાનું મન થયું અને સુંડલો ઉંચો કરીને જુએ છે તો તેની નીચે ત્રણ બિલાડીનાં બચ્ચાં જોયાં.

જેઠી નાની છે અને મોંઘી મોટી છે. એટલે જેઠીએ મોંઘીને પૂછયું: 'જેઠાણી ! આ બિલાડીનાં બચ્ચાં શેનાં ?'

**મોંઘી** : 'માતાનાં કરવેઠાનાં.'

**જેઠી** : 'માતાનાં કરવેઠાં કેટલાં ?'

**મોંઘી** : 'જોતી નથી ! આ ગાગરબેડીયું, આ રાંદલ તેડયાં, આ ગોરણી કરી, આ ગોતરજ તાણયાં, તેમ બિલાડીનાં બચ્ચાં ત્રણ હોય ત્યારે જ આપણા સાસરામાં છોડીઓનાં લગ્ન થાય.'

**જેઠી** : 'આપણે પરણીને આવ્યાં ત્યારે તો બિલાડીનાં બચ્ચાં નહોતાં !'

**મોંઘી** : 'ઉંહ ! સમજતી જ નથી. એ તો દીકરીનાં લગ્નમાં જોઈએ. આપણે પરણ્યાં એ તો એમના દીકરાનાં લગ્ન કહેવાય.'

મોંઘી તથા જેઠીએ નક્કી કર્યું કે લગ્ન કરતાં પહેલાં બીજાં જે જે ધર્મકાર્ય કરવામાં આવે તેની સાથે નવા સુંડલા નીચે ગણેશ પાસે ત્રણ બિલાડીનાં બચ્ચાં પણ ઢાંકવાં જોઇએ. તો જ માતાનું કરવેઠું પુરૂં થાય અને વરઘોડીયાં સુખી સંસાર ભોગવે.

લગ્ન પતી ગયાં છે. એ સમયને બીજાં પંદરેક વર્ષ વિતી ગયાં છે. એમનાં ઘરનાં ગરઢાં તો સ્વર્ગે સંચરી ગયાં છે. આજે મોંઘી જેઠીનાં રાજ છે, મોંઘીને પહેલા ખોળાની દીકરી નવ વરસની છે અને તેનાં લગ્ન નક્કી કર્યાં છે.

**મોંઘી :** 'સાંભળો છો ને, દીકરીનાં લગ્ન તો નક્કી કર્યાં પણ માતાના કરવેઠાની કાંઇ ખબર છે? બિલાડીનાં ત્રણ બચ્ચાં જોઇશે.'

**ફુલો :** 'પણ બિલ્લાડીનાં બચ્ચાં જોઇશે તે કરવાનું શું? મને તો એવી કાંઈ ખબર નથી.'

**મોંઘી :** 'તમને ખબર ન હોય! શેની ખબર હોય? પણ મને તો બરાબર ખબર છે. તમારી બેનને પરણાવ્યાં ત્યારે 'ગણેશની આગળ ત્રણ બિલ્લાડીનાં બચ્ચાં ઢાંકયાં'તાં, જ્યારે માયરું અને ચોરી થઈ ત્યારે જ દૂધ પાઇને છોડી મુકયાં. સમજ્યાં ને? મારૂં ન મનાય તો પૂછી જુઓ રામભાઇની વહુને. અમે બેઉ જણીએ ગણેશનો દીવો સાચવ્યો'તો અને બિલાડીનાં બચ્ચાંયે સાચવ્યાં'તાં.'

**જેઠી :** 'હંકં : સાંભળો છો? કો'ને તમારા ભાઇને, એ બિલાડીનાં બચ્ચાં વગર છોડીનાં લગ્ન નહિ થાય, સમજ્યા? હું યે સાક્ષી છઉં. બધુંય મેં નજરે જોયું છે, બા! કરવેઠાં તો કરવાં પડે. એ તો તમારી મા જીવતાં નથી, નઈ તો તમારાથી ચું કે ચાં ન થાય. મારાં ભાભીજી કે'છે તે સાચું જ કે'છે, માટે બે ભાઈ પેલ્લાં બિલાડીનાં તાજાં વીયાયેલાં બચ્ચાં લાવો, પછે માંડવો નંખાય. સમજ્યાને?'

ફુલો ને રામો બિચારા મુંઝવણમાં પડયા. બિલ્લાડીનાં બચ્ચાં તે કયાં દુકાનદારી માલ છે કે તે વેચાતો લાવે? અને મોંઘીની છોડી માટે કાંઈ બિલાડી ઘરમાં વીંયાય અને બચ્ચાં આપે ખરી?

ધર્મના કારભાર અને વહેમનાં ગાડાં એ તો જાણે હિંદુસ્તાનની સ્ત્રીઓમાં સર્વ હક્ક સ્વાધીન. એટલે વખાના માર્યા બેય ભડવીરો ખંભે ખેશીયાં નાંખીને ચાલ્યા ગામ–પરગામમાં બિલ્લાડીનાં બચ્ચાં શોધવા.

'ભાઈ! ક્યાંઇ બિલાડી વીયાણી છે? બેન! તમારા ઘરમાં બિલાડીનાં બચ્ચાં છે?'

પૂછતા જાય ને પંથ કાપતા જાય. અનેક દિવસો વીતી ગયા, ફરીને થાક્યા પણ બિલાડીએ વીંયાઇને બચ્ચાં આપવાની આ ધર્મ-ઘેલા કુંભારો ઉપર મહેર ન કરી, તે ન જ કરી!

હવે શું થાય? લગ્નના દિવસો તો બહુ નજીક આવી ગયા. ત્યારે માતાની ઇચ્છા લગ્ન કરવા દેવાની નહિ હોય. જો હોત તો લગ્નટાણે જ બચ્ચાં ઘરમાં આવત! આ વિજયાદશમીને દાડે રાજાઓ શમીપૂજન કરવા જાય છે, ત્યારે કારંડળ પક્ષી આપોઆપ કેમ ત્યાં આવી નજરે પડે છે?' ફુલાએ વાત કરતાં જણાવ્યું.

'અરે ભાઈ! જવા દેને. એ વાતમાં માલ શો છે? આ તો કળજુગ આવ્યો કળજુગ! માણસનાં મન કેવાં પાપીયાં થઇ ગયા છે! એમાં પરભુ સત દેખાડે શી રીતે? લોકોમાં ધરમ રીયો છે ક્યાં? જોને ઓલ્યો શિવશંકર બામણનો છોકરો! કે છે કે અમદાવાદમાં હોટેલમાં ટેબલ ઉપર બૂટ પેરી દાળભાત ખાય છે! અરરરર! હડહડતો કળજુગ આવ્યો, બાપા! બિચારો શિવશંકર તો તળાવથી પાણીનો લોટો પૂજા માટે ભરી લાવે અને જો કૂતરું આડું ઉતર્યું તો એ પાણી ફેંકી દે અને બીજું ભરવા જાય! અને છોકરો બૂટ પેરીને ટેબલ ઉપર ખાય! રામ રામ રામ!' રામાએ ઉત્તર આપ્યો.

બેઉ જણ નિરાશ થઈ પોતાના ગામમાં આવતાં રસ્તા ઉપર ગોર (લગ્ન કરાવનાર આચાર્ય) મળી ગયા અને ગોરે પૂછ્યું: 'અલ્યા! બેય ભાઈ ક્યાં જઈ આવ્યા?'

'બાપા! આ છોડીનાં લગ્ન લીધાં છે, પણ ઘરમાં બૈરાં કહે છે કે બિલાડીનાં બચ્ચાં હોય તો જ લગ્ન થાય. ગણેશ પાસે સુંડલા તળે ત્રણ બચ્ચાં ઢાંકવાં જોઈએ. એટલે અમે આજ ચાર દિવસથી બચ્ચાં ગોતવા નીકળ્યા છીએ. બાપજી! હવે મુંઝવણનો પાર નથી. બચ્ચાં ક્યાંઈ મળતાં નથી. ત્યારે હવે કરવું શું?'

ગોર : 'હત્તારીની, અલ્યા ફુલા ! માતાનું કરવેઠું એવું તે હોય, ગાંડીયા ! એ તો તારી બેનનાં લગ્ન થયાં ત્યારે ત્રણ બિલાડીનાં બચ્ચાં તો મેં ઢંકાવ્યાં'તાં ! તેનું કારણ એમ હતું કે એ અરસામાં તારા ઘરમાં બિલાડી વીયાયેલી અને ત્રણ બચ્ચાં સાથે આખા ઘરમાં ફર્યા કરીને અપશુકન કરે ! આપણામાં શુભ કાર્યમાં બિલાડી આડી ઉતરે તો અપશુકન ગણાય. એટલે એ બિલાડી અને તેનાં બચ્ચાં આખો દિવસ આવ્યા જ કરે. બહાર કાઢવા માંડયાં તો પણ જાય નહિ. એટલે છેવટે બચ્ચાંને મુંડલા નીચે ઢંકાવી બિલાડીને બહાર કાઢી મુહૂરતનું કામ પૂરું કર્યા પછી છોડી મૂકયાં.'

ફુલો : 'વાત તો જાણે મનાય એવી છે, બાપા ! પણ ઘરમાં બૈરાં માને નહિ ને ! તમે આવીને સમજાવો તો જાણે અમારી ઉપાધિ ઓછી થાય.'

ગોર : 'ચાલો, હું આવું. એમાં શું !'

મોંઘી : 'ચાર દહાડાથી ગોતવા ગયા તે લાવ્યા કે નહિ બચ્ચાં ? હવે તો દાડા પણ થોડા છે.'

ફુલો : 'પુછી જો આ ગોર બાપજીને બચ્ચાં માટે.'

ગોર : 'મોંઘીબેન ! એ બચ્ચાંની જરૂર નથી, બાપલા ! એ તો તે વખતે આડાં આવતાં હતાં તેમાં ઢાંકયાં'તાં. માતાને બિલાડીનાં બચ્ચાંની જરૂર ન હોય.'

મોંઘી : 'ખોટું, ખોટું, મહારાજ ! એ તો એમને બચ્ચાં નથી જડતાં એટલે તમને સમજાવી લાવ્યા છે. બાકી અમે તો નજરે જોયું છે કે એ તો કરવેઠાનાં જ બચ્ચાં હતાં.'

ગોર : 'હા બરાબર, હવે સમજયો, મારી પણ ભૂલ થતી હતી. બચ્ચાં તો જાણે કે જોઇએ. પણ કદાચ બચ્ચાં ન મળે તો તેમની નિમિતે દક્ષિણા અથવા બચ્ચાં જેવાં પુતળાં મૂકીએ તો પણ ચાલે, હો બેન ! શાસ્તરમાં એવું લખ્યું છે.'

**ઓંધી** : 'ખોટું, એવું શાસ્તરમાં ક્યાં લખ્યું છે?'

**ગોર** : 'નથી લખ્યું? લ્યો ત્યારે જુઓ, પૂજામાં દક્ષણા મૂકતી વખતે અમે કહીએ છીએ કે સુવર્ણદક્ષણા સમર્પયામિ, ત્યારે તમે તાંબાનો પૈસો આપો છો, ખરું ને?'

**ઓંધી** : 'હા, ઈ તો સાચું.'

'આ તમારી સાસુની પાછળ ગાય આપવાની હતી ત્યારે તમે જ કહ્યું'તું કે 'બાપજી! અમારે તો સવા રૂપિયાની ગાય આપવી છે.' ત્યારે દાભડાની સળીની ગાય બનાવી અને સંકલ્પ કર્યો તોય તેમને ગાય પોંચી ગઈ, એ તો ખરું ને?'

'એ પણ ખરું.'

'અને શ્રાદ્ધમાં રોટલીના ટુકડા ખીરમાં બોળીને કાગડાને નાંખો છો તે પિતરને પહોંચે છે, એ ખરું કે નહિ?'

'ખરું.'

'તો પછી માતાના કરવેઠામાં ગોળનાં બચ્ચાં બનાવીને હું મંત્ર ભણીશ એટલે એ સાચાં બચ્ચાં કહેવાશે. ખરું ને?'

'હા-હા, ઈ તો ખરું.'

એ રીતે કુંભારને ત્યાં લગ્ન થઈ ગયાં, પરંતુ સાચાં બિલાડીનાં બચ્ચાંને બદલે બનાવટી પણ રાખવાં પડયાં. એમ હિંદુસ્તાનમાં અનેક જ્ઞાતિમાં ધર્મને નામે, કર્મને નામે, કેટલાક રિવાજો સંજોગોને લઈ પેઠેલા તે રહ્યા છે. ઝાલાવાડની લવાણા જ્ઞાતિમાં મુરતીયો તોરણે આવે એટલે સાસુ પોંખે અને પોંખવાના સામાન ભેગું રોટલી વણવાનું વેલણ પણ સાથે લાવે. પોંખ્યા પછી વરમાળામાં સાસુ વેલણ ઘાલે અને નાથેલા બળદને જેમ ખેડૂત દોરી જતો હોય, તેમ જમાઈને દોરીને લઈ જઈ માયરામાં પધરાવે. માયરું કર્યું હોય ત્યાં ફરતાં ધુંસરાં (જમીનમાં હળ હાંકતી વખતે બળદની કાંધે મૂકવાનું ઘડેલું લાકડું) ચાર મૂકે અને લગ્ન કરાવે. એ પ્રથા હજી પણ ચાલી આવે છે. પરંતુ જ્ઞાતિમાં થઈ ગયેલા અનેક બહાદુર માણસોએ વિચાર કર્યો નથી કે આ વેલણ અને ધુંસરું શા માટે?

બાળલગ્નની આ પ્રથા કારણવશાત્ થઈ અને તેને જૂનવાણી વિચારોએ સાચવી રાખી. જો કે હવે તેમાં ઘણો સુધારો થયો છે અને કાયદો પણ ચૌદ વર્ષની કન્યા અને અઢાર વર્ષના પુરતીયાને લગ્નનાં અધિકારી ગણે છે. જ્યારે આયુર્વેદ શાસ્ત્ર કહે છે:

उनषोडष वर्षायाम माप्तः पञ्चविंशतिम् ।
पद्याधते पुमान्गर्भ कुक्षिस्थ सविपद्यते ॥
जातोया न चिरजीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः ।
तस्मादत्यन्त बालायां गर्भाधानं नकारयेत् ॥

અર્થાત્ સોળ વર્ષથી ઓછી ઉમરની સ્ત્રીમાં પચીસ વર્ષની ઉમરથી ઓછી ઉમરનો પુરુષ ગર્ભાધાન કરે છે તો એ ગર્ભ ઉદરમાં જ નાશ પામી જાય છે. એટલે સુવાવડ વખતે મરેલું બાળક આવે છે યા કસુવાવડ થઈ જાય છે અથવા અધૂરે અવતરે છે. અગર જો પૂરી રીતે અવતાર લે છે તો દુર્બળ ઇન્દ્રિયવાળો અને અલ્પાયુષી હોય છે. એથી અત્યંત બાળામાં એટલે સોળ વરસ પહેલાં ગર્ભધાન થવું એ શાસ્ત્રની વિરૂદ્ધ છે.

કાળનું નિયમન કરતાં મનુ ભગવાન જણાવે છે:

त्रीणि वर्षाणीदिक्षित् कुमार्यूतुमती सती ।
उर्ध्वंतु कालादे तस्माद्विदेत सदृश पतिम् ॥

અર્થાત્ કન્યા ઋતુમતી થયા પછી ત્રણ વર્ષ સુધી એ જ પ્રમાણે કન્યાવસ્થામાં રહે ત્યારબાદ પોતાને યોગ્ય પતિને પ્રાપ્ત કરે.

આજસુધી હિંદમાં બાળવિવાહને ટકાવી રાખવાથી દેશની દોલત સમી પ્રજામાં ભારે હાનિ ઉત્પન્ન થઈ છે. બીજા બધા દેશો કરતાં હિંદમાં બાળકનું મૃત્યુપ્રમાણ વધુ જણાય છે, જે દેશનાં અપરિપકવ બુદ્ધિ અને વીર્યવાળાં સ્ત્રી-પુરુષ સમાગમ કરીને માત્ર ગમ્મતના કારણ રૂપે પ્રજા પ્રગટાવે તે માયકાંગલી, હીનવીર્ય અને અશક્ત તથા રોગીષ્ટ પાકે એમાં આશ્ચર્ય શું? અને એવી રીતે બાલ્યકાળ અથવા

કાચી ઉમરનાં સ્ત્રી-પુરુષોનાં થયેલાં સંતાનો વધુ મરે એ પણ કાંઈ આશ્ચર્યકારક નથી. આપણે ટાંકેલો આયુર્વેદીય આચાર્ય સુશ્રુતજીનો અભિપ્રાય એ વાતની સાક્ષી પૂરે છે. નીચેના આંકડા જોઈ આપ જરીકે આશ્ચર્ય દર્શાવશો નહિ કે 'આમ કેમ?' '**शतंजीवेम् शरदः**'નો મંત્રોચ્ચાર કરનાર દેશનાં બાળકો જ કેમ વધુ મરે છે? આ સંખ્યા દર સો બાળકે **સમજવાની** છે:

ઇંગ્લાંડ ૭, ફ્રાંસ ૮, જર્મની ૧૦ અને ભારતમાં દર સેંકડે ૧૬ મરે છે. એ સંખ્યા દરેક દેશ કરતાં વધુ હોવાનું કારણ બાળલગ્ન છે.

બાળલગ્નથી જેમ તેમની પ્રજાનું મરણપ્રમાણ મોટું રહે છે તેમ સુવાવડ વખતે મરનારી સ્ત્રીનું પ્રમાણ પણ મોટું હોય છે. પૂરા અઢાર અને તે ઉપરાંત વર્ષો થયાં હોતાં નથી ત્યાંસુધી પ્રસવને યોગ્ય તેના ગુપ્ત ભાગના સ્નાયુઓ અને ગર્ભાશયની દીવાલ વિસ્તૃત હોતાં નથી, એટલે પ્રસવની અસહ્ય વેદના થાય છે. ગર્ભને કાપીને કાઢવો પડે છે, અને સ્ત્રી પહેલી જ સુવાવડમાં રામશરણ થાય છે.

એક આંકડાશાસ્ત્રી જણાવે છે કે દર કલાકે હિંદમાં બાળકને પ્રસવ આપતી ૨૦ માતાઓ મરણ પામે છે.

તેની સાથે વિધવાઓની સંખ્યામાં વધારો કરનાર પણ બાળલગ્ન છે. એના આંકડા નીચે જુઓ:

| આયુષ્ય | | | | | સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧ | માસથી | બાર | માસ | સુધી | ૧૭૦૧૪ |
| ૧ | વર્ષથી | ૨ | વર્ષ | સુધી | ૮૫૩ |
| ૨ | ,, | ૩ | ,, | ,, | ૬૨૭૩ |
| ૩ | ,, | ૪ | ,, | ,, | ૧૮૭ |
| ૪ | ,, | ૫ | ,, | ,, | ૧૭૭૦૩ |
| ૫ | ,, | ૧૦ | ,, | ,, | ૬૪૨૪૦ |
| ૧૦ | ,, | ૧૫ | ,, | ,, | ૨૬૪૦૨૫ |



# પ્રકરણ ૨૩મું

## પસંદગી

જેની સાથે આજીવન મુસાફરી કરવાની છે, જેની સાથે જીવનની સાંકળનાં અંકોડા અરસપરસ બંધ બેસતા કરી, અતુટ સળંગ સાંકળ સાંધવાની છે, તેની પસંદગી એ એક બહુ જ જરૂરી વસ્તુ છે. કન્યા માટે મુરતીઓ અને મુરતીઆ માટે કન્યાની પસંદગી જો વિચારપૂર્વક કરવામાં નથી આવતી અને લાકડે માંકડું વળગાડી આપવામાં આવે છે તો તેમનો સંસાર જોઈને તેવો સુખકારક નીવડતો નથી.

અત્યારે પસંદગીનું ક્ષેત્ર ત્રણ ભાગે વહેંચાયેલું છે. જૂનવાણી વિચાર ધરાવનાર, જેમની ઉપર પાશ્ચાત્ય સંસ્કારોની છાપ નથી પડી અને જેમનું રહેઠાણ નહિ ગામડાં, નહિ શહેર, એવા સ્થળમાં છે, એટલે કે ગામડાં અને શહેરની મિશ્ર છાયાવાળાં જે ગામોમાં માતા-પિતા પોતાની જાતે પસંદગી કરે છે, તે પસંદગીમાં અન્ય સગાંસંબંધી, વહાલાંવહાલેશરીઓ ભાગ લે છે, ગુણાવગુણની થોડી ચર્ચા કરાય છે અને સગાનું સગું તાણી મેળવે છે. આ વર્ગમાં સીધી રીતે કન્યા કે કુમારને મુદ્દલે પૂછવામાં નથી આવતું. માત્ર કન્યા-કુમાર પુખ્ત હોય છે તો આ ચાલતી ચર્ચા સાંભળે છે-સાંભળી લે છે, અને ભાવિ પતિ કે પત્ની માટે મનમાં ને મનમાં સારાસારનો વિચાર કરી, પ્રારબ્ધને બળવાન માની સમસમી બેસી રહે છે. એટલે આ વર્ગનાં કન્યા-કુમારના મેળ વિધાતાના આંક ઉપર બંધબેસતા થાય છે.

બીજો વર્ગ એવો છે કે જેમણે પાશ્ચાત્ય કેળવણી લીધી છે, સારાસાર સમજનાર અને વિવેકવાન છે, લગ્નનાં બંધન અને સંસારની રૂઢીઓથી થતાં અનિષ્ટો તેમની જાણ બહાર નથી, છતાં જૂની પ્રણાલિથી ચાલતા આવેલા વિચાર પ્રમાણે પસંદગી તેમનાં માતાપિતા કરે છે.

જો કે તેમાં કન્યા—કુમારની રૂચી માટે ઇંતેજારી આ વર્ગ ધરાવે છે. કન્યાની રૂચી-ઇચ્છા ઘણું કરીને માતા જાણી લે છે. કુમારની ઇચ્છા એના મિત્રો મારફત કે નાના ભાઈ મારફત પિતા જાણી લે છે. કુમાર કે કન્યા જો નિર્ધાર કરેલા તેમના ભાવિ ભાગીદાર માટે બિલકુલ નારાજ હોય તો એ વાત બંધ કરી દેવામાં આવે છે. સંજોગોવશાત્ અવારનવાર અરસપરસને મળવા હળવાની આડકતરી થોડી છૂટછાટ પણ જાણીને જ અપાય છે કે જેથી એકબીજાંના ગુણાવગુણથી, સ્વરૂપથી, સ્વભાવથી તેઓ માહિતગાર બને. આવો પણ એક વર્ગ છે.

ત્રીજો વર્ગ કેવળ સુધારક વિચારનો છે. તેમનાં બાળકો સ્વતંત્ર રીતે પોતાની પસંદગી કરી લે છે. અને એ પછી જ પોતાની ઇચ્છા વડીલોને જણાવી પોતાને જોડી દેવા આગ્રહ કરે છે. જો માતાપિતા એમાં અંતરાય કરે અથવા ગુણાવગુણ માટે સમજાવવા પ્રયાસ કરે તો આ વર્ગનાં યુવક યુવતી માતાપિતાની પરવા કર્યા વગર પોતે સિવિલ મેરેજ અથવા બીજી કોઈ એવી પદ્ધતિથી લગ્ન કરી લે છે. એ બાબત તેમનાં માતાપિતા રોષે ભરાતાં નથી. કારણ કે એમનાં બાળકોમાં એ જાતના સંસ્કારો રોપવા માટે તેઓ જ જવાબદાર હોય છે. વળી એમનાં પણ લગભગ એવાં જ એટલે સ્નેહલગ્ન થયાં હોય છે.

બીજા વર્ગને આપણે થોડોક આવકાર આપી શકીએ. પરંતુ જેમ જૂની પદ્ધતિ હવે લાંબો વખત નિભાવી શકાય તેમ રહ્યું નથી, તેવી રીતે તદ્દન નવી પદ્ધતિએ પણ અનેક વિકટ પ્રશ્નો અને જીવનમાં અથડામણો ઉભી કરી છે. એટલે અમને તો એક માર્ગ સમજાય છે. એ પ્રમાણે પસંદગીનું ક્ષેત્ર વહેંચી લેવામાં આવે તો ખરેખર અત્યંત સુંદર રીતે આદર્શ લગ્ન તરફ આપણે જઈ શકીએ.

એની વહેંચણી ત્રણ ભાગમાં થઈ શકે: (૧) સ્વભાવ અને સ્વરૂપ, (૨) કુળપરંપરા અને આબરૂમાં સ્થાન: (૩) શરીરની નીરોગીતા અને દેહની પરસ્પર જાતીયતા.

પહેલી પસંદગી સ્વભાવ અને સ્વરૂપની છે. આ પસંદગી કન્યા

અને કુમારના શિર ઉપર રહેવા દેવી, એટલે કે એકબીજાં સાથે યોગ્ય અને મર્યાદિત રીતે હળવામળવાની છૂટ આપવામાં આવે અને જ્યારે અરસપરસ એકબીજાંની સાથે સહવાસમાં આવે ત્યારે એકબીજાંના સ્વભાવની જાણ થતાં પોતાના દૃષ્ટિબિંદુથી જે પરીક્ષા કરી હોય તે કુમાર પોતાના મિત્ર સાથે, કન્યા પોતાની સખી સાથે ચર્ચે અને પોતાના મતથી કેટલી ભિન્નતા છે અથવા પોતાના સ્વભાવથી કેટલી વિરૂદ્ધતા છે એનો વિચાર કરી લે. વીશ બાવીશ વરસનો કુમાર તથા ૧૬ વરસની કન્યા એટલો વિચાર કરવાને શક્તિમાન જરૂર હોઇ શકે એમ હું માનું છું. અને જો જરીક ઠંડા કલેજે જોવામાં કે જાણવામાં આવેલા પરસ્પરના સ્વભાવને કસોટી ઉપર ચઢાવી કસ કાઢે તો ભવિષ્યનો અંદાજ જરૂર મેળવી શકે. માત્ર જોવાનું એ છે કે પરસ્પરવિરોધી સ્વભાવ ન હોવો જોઇએ. ઉદાર ને કંજૂસ, હસમુખા ને તોબડશી, આનંદી ને ચીડીઓ, વાતુડીયો ને મીંઢા, નિખાલસ ને ઊંડા–દંભી, એમ પરસ્પર વિરોધાભાસવાળા સ્વભાવો મળતા આવતા નથી; એકને સંગીત પ્રિય હોય, એ જ સામાને કંટાળો ઉપજાવતું હોય. એક કલાપ્રિય હોય, સામું તેને ઉદ્ધતાઇ કે ઉચ્છંખલપણું માનતું હોય. એક ગમે તે માનવી સાથે નિર્દોષ વાતો કરવામાં સ્વતંત્રતાની નિશાની ગણતું હોય, બીજું તેને અપરાધ માનતું હોય, અથવા એને એક જીવનના છિદ્ર તરીકે ગણી કાઢવામાં આવતું હોય. આમ પરસ્પરવિરોધી સ્વભાવો સહજીવનમાં કોઇ કાળે ન કલ્પી શકાય એ રીતે છૂપી ચિનગારી મૂકી દે છે, એ જામગરી સાથે લાગીને એવો દાવાનળ સળગાવે છે કે જીવનની રમણીયતાને ભસ્મીભૂત બનાવે છે. એથી જ સ્વભાવપરીક્ષા કરવામાં કન્યા અને કુમાર જાતે એ કાર્ય સારી રીતે બજાવી શકે. પોતાના સ્વભાવ સાથે સામાનો સ્વભાવ બંધબેસતો છે કે કેમ એનો નિર્ણય તેઓ પોતે જરૂર કરી શકે. તેમાં એમને ખપે તો બીજાની મદદ પણ લઇ શકે. એની એમને છૂટ હોવી જોઇએ.

બીજું તેમનું સ્વરૂપઃ સ્વરૂપનું નામ સુઘટ્ટતા. અવયવો સંપૂર્ણ ખીલવાં જોઈએ તે પ્રમાણે ખીલ્યાં હોય, સુડોળ હોય, કોઈ ખાસ ખોડખાંપણ ન હોય તો, ખાસ કરીને ચામડી ધોળી, ગૌર કે ઘઉં-વરણીનો મોહ રાખવો તે બરાબર નથી. એમ તો સફેદ ચામડીથી મઢેલ, કેટલાંય એવાં પુતળાં જોયાં છે કે જેની સામે જોવાનું પણ ન ગમે એવાં એનાં એકેએક અંગ બેડોળ હોય. એટલે ઉપર જણાવેલ અવયવોની દેખાતી ખોડ ન હોય તેવી રીતે પસંદગી કરવી જોઇએ. ચામડીના ધોળા રંગનો ખાસ મોહ નહિ રાખવો.

પરંતુ એક ખ્યાલ એટલો જ જરૂરનો છે કે સામાના સ્વરૂપનું નિરીક્ષણ કરતા પહેલાં પોતે પોતાના સ્વરૂપની ઝાંખી બરાબર કરી લે. જો કે સૌંદર્યપ્રિયતા દરેકદરેક મનુષ્યને હોય છે, પરંતુ તેમાં પણ મર્યાદા રહે છે. જેમ પોતાને સામી વ્યક્તિ ગમે છે તેમ પોતે સામેની વ્યક્તિને ગમશે કે કેમ એ પણ વિચારી લેવું ઘટે. જો પર-સ્પર એકબીજાંને સંતુષ્ટ કરે એ પ્રકારનો સ્વરૂપમેળ હોય છે તો જ તેમની જીવન–નૌકામાં સહયાત્રા આનંદથી પસાર થાય છે. સુંદર સ્ત્રી અને બેડોળ પુરુષ અથવા દેખાવડો પુરુષ અને કુબડી સ્ત્રી–એને કજોડું કહી શકાય. એવા કજોડાનો સંસાર આપત્તિ-કારક બને છે.

આ પરીક્ષામાં પોતાને જે બાબતની શંકા રહે, વિચારણા ઉદ્ભવે, તેની ગુંચનો ઉકેલ બેઉ પોતાના સમોવડીઆ સન્મિત્રોથી, કિંવા માતાથી, કિંવા પિતાથી, કે સખીથી કરી લે, પોતાની શંકાઓનું સમાધાન મેળવે અને પછી આગળ વધે.

એ પણ ખ્યાલમાં રાખે કે નિર્ણય કરતી વખતે મોહથી ન લેવાવું જોઇએ, તટસ્થ દૃષ્ટિથી વિચાર કરવો અને સલાહ આપનારની વાસ્તવિકતાનો ખ્યાલ કરવો જોઇએ. આટલા ખ્યાલપૂર્વક કન્યા તથા કુમાર ચોક્કસ નિર્ણય કરી પોતાનો રિપોર્ટ તૈયાર રાખે.

બીજો વિભાગ કુળપરંપરા અને આબરૂ; એ માટેની તપાસની જવાબદારી માતા-પિતા અને વાલી અથવા કુટુંબના આગેવાન ઉપર રહેવી જોઇએ. સામા પક્ષના રીતરિવાજ, કેળવણી, સમાજમાં આબરૂ, પૈસે ટકે કેવા સુખી, અગાઉ થયેલા તેમના વડવાની આબરૂ અને તેઓ કેવા મહાન હતા, હાલમાં તેઓની સ્થિતિ, કન્યા અને કુમારની કેળવણી, ઘરમાં રહેતાં માણસો અને તેમના સ્વભાવ, રહેણાકનું શહેર અને ત્યાંની સુખાકારી—વગેરે ઘણી બાબતોનો આની અંદર સમાવેશ થાય છે. આ બાબતોની તેઓ તપાસ કરે અને એ પછી સંબંધથી જોડાવા આગળ વધે તો જ સફળતા મળે. આવી બાબતો સુધારક દૃષ્ટિથી નિરૂપયોગી લાગતી હશે. પરંતુ અગાઉથી જે વર્ગો-ભેદો પડયા છે અને ઉંચ નીચનાં જે વર્તુલો પડયાં છે, એ તદ્દન બિન-પાયાદાર તો નથી, એમ જરૂર કહેવું પડે છે. એ ઉંચ નીચ કુળને લગતા ભેદોની પાછળ પણ કેટલાંક સબળ કારણો છે એમ કહેવું જોઇએ. એક દાખલો આપું: નાગરની જ્ઞાતિ મુખ્યત્વે એક છે. તેમાં વડનગરા, વિશનગરા, સાઠોદરા, એવા કેટલાક વિભાગો જોવાય છે. પરંતુ એ જ્ઞાતિમાં બે વર્ગ સહેતુ જુદા પડેલા જણાય છે. તેઓમાં પરસ્પર રોટીવહેવાર છે પણ બેટીવહેવાર નથી. એ બે ભેદ તે-એક નાગર બ્રાહ્મણ તરીકે ઓળખાય છે અને બીજો નાગર ગૃહસ્થ કહેવાય છે. બન્ને ભેગા બેસી જમે છે પરંતુ કન્યાની લેવડદેવડ કરતા નથી.

બન્ને એક જ જ્ઞાતિના ફાંટા છે. એક વર્ગ કેળવાયેલો અને પાશ્ચાત્ય સંસ્કારે રંગાયો છે. તેમણે મોટી અમલદારી, રાજ્યની દીવા-નગીરી, હોદ્દેદારી મેળવી, તેમ જ સ્વતંત્ર બીઝનેસ શરૂ કર્યાં, અને એ વર્ગ સ્વાવલંબી ગૌરવ અથવા સ્વાત્માભિમાનથી રંગાયો. એ નાગર ગૃહસ્થ બની બેઠો. બીજો બ્રાહ્મણકર્મ, યજમાનવૃત્તિ, કથાવાર્તા, ભિક્ષા વગેરે યાચકવૃત્તિ કરવામાં રહ્યો તે નાગર બ્રાહ્મણ રહી ગયો. હવે આ બે એક મગની ફાડ હોવા છતાં પરસ્પરમાં કન્યા નહિ આપવાનું

જાણી વિચારીને જ બંધ કરેલું; કારણ કે કોઈ રાજ્યના દીવાન, પેઢીના મુનીમ કે પદાધિકારીની કન્યા મોટી થઈ હોય ત્યાંસુધી એને એવા સંસ્કાર પડયા હોય કે નોકર ઉપર હુકમ કરવો, બનીઠની હીંચકે બેસી પાન ખાવાં, વસ્ત્રોની સુસજાવટ, વિવેકથી કેમ બોલાય, મોટાઇ, ગૌરવ, અધિકારી સ્વભાવ, અપરિગ્રહ (કોઇની પાસેથી મફત લેવું નહિ): એવી વૃત્તિની કન્યાને જો યજમાનવૃત્તિથી રહેનાર બ્રાહ્મણની સાથે પરણાવવામાં આવે તો સાસુ કહેઃ 'ચાલો વહુ, આજે યજમાનના બાપનું શ્રાદ્ધ છે તે જમવા!' અને 'લ્યો બેટા, આ એકાદશા શ્રાદ્ધનો ફુલેરનો લાડુ મોરીયા સાથે ઘેર લઈ જાઓ!' તો ગૃહસ્થ પિતાની કન્યાને એ મરણથી યે મોંઘું થઈ પડે. એવી જ રીતે નાગર બ્રાહ્મણની કન્યા યજમાનના લાડુ અને શ્રાદ્ધનાં સીધાં ખાઈ મોટી બની નાગર ગૃહસ્થને ઘેર જાય ત્યારે તેને જીવનમાં નવો રંગ રેડવો આકરો થઈ પડે. એ હેતુપુરઃસર એમની જ્ઞાતિમાં બે વર્ગ જુદા પડી ગયા. અને એવી જ રીતે ક્રમે કરીને આજે અનેક જ્ઞાતિઓ થઇ પડી છે. જો કે આટલી બધી જ્ઞાતિઓના પેટા જે હેતુપુરઃસર થયા છે તે હેતુ ગૌણ બની જાય છે અને બીજી રીતે અનિષ્ટ વધી પડયું છે. ત્યાં અમે માતાપિતા અને કુટુંબના આગેવાનોનું ધ્યાન ખેંચીએ છીએ કે તેમણે ઉંચનીચની અને વર્ગભેદની તપાસમાં તેની પાછળ રહેલો હેતુ પણ વિચારવો જોઈએ.

હવે પસંદગીનું ત્રીજું ક્ષેત્ર નીરોગીતા અને જાતીય મેળ. એ બાટેની તપાસ કુટુંબના વૈદ્યને સોંપવામાં આવે તો પરસ્પરની શારીરિક તપાસ તથા કામસૂત્રને આધારે જાતીયતાના સુમેળ સાથે તેની તપાસ અને એ વિષેનો નિર્ણય કઈ રીતે થઈ શકે તેનો વિચાર આપણે આવતા પ્રકરણમાં કરીશું. એ વિષય જેટલો રસિક છે તેટલો જ નાજુક હોઈ તેનું વિવરણ સ્પષ્ટતાપૂર્વક થવાની જરૂર છે.



## પ્રકરણ ૨૪ મું

### સ્ત્રીપુરુષની જાતીયતા

**પુસંદગીની** અગાઉ ત્રણ પ્રકારની વહેંચણી બતાવી ગયા છીએ તે પૈકી ત્રીજી ભૂમિકા માટે કુટુંબના વૈદ્યને શિરે બે કાર્યો રાખ્યાં છે. એક તો કન્યા અને કુમારની નીરોગીતાની બરાબર તપાસ કરીને રિપોર્ટ આપે, બીજું કન્યા કુમારની જાતીયતાનો સુમેળ છે કે કેમ તે કામસુત્ર પ્રમાણે તપાસે અને એ માટે ખરો નિશ્ચય અને નિર્ણય આપે.

લગ્નગ્રંથીથી જોડાતાં પહેલાં નીરોગીપણું એ ગૃહસ્થજીવન માટે ખાસ જરૂરી છે, એટલું જ નહિ પણ નીરોગી કન્યા અને કુમારનું જોડાણ એ જ દેશને માટે પણ એક હિતકારી બાબત છે, તેમ જ ભાવિ પ્રજાની ઉચ્ચતા માટે, આદર્શ સંતાનો માટે, નીરોગી પતિ-પત્ની જ યોગ્ય બીજ તથા રસાળ ક્ષેત્ર ગણી શકાય.

આજનો મોજીલો જમાનો એવો છે કે લગ્ન પહેલાં કન્યા અને કુમારો સ્વચ્છંદપણે વિહાર કરી ન સમજી શકાય એવાં ગુપ્ત દર્દોથી પીડાતાં હોય છે અને છૂપા છૂપા પણ એવા વ્યાધિઓ તેઓનાં શરીરમાં ઘર કરી બેઠાં હોય છે કે તેઓ તેને મટાડી શકતાં નથી તેમ જ કોઇને જણાવી શકતાં નથી. એથી બને છે એમ કે લગ્ન પછી એ દર્દોની આપ-લે થાય છે અને સામેનું પાત્ર નીરોગી હોવા છતાં પોતાના ચેપથી-વ્યાધિથી એની જીદંગી પણ સળગી જાય છે.

મારા અનુભવમાં એવા સેંકડા નહિ હજારો યુવાનો આવ્યા છે, કે જેમને બાલ્યકાળથી હસ્તમૈથુનની ટેવ પડી હોય છે. તેને લઇને પ્રમેહના રોગથી અથવા સ્વપ્નદોષ કે નપુંસકતા અથવા અર્ધ નપુંસકતાથી પીડાતા હોય છે. ઉપરથી જોનારને આ વાતની લેશ માત્ર પણ ખબર હોતી નથી, તેમ જ તેમનામાં એટલું શાણપણ હોતું નથી કે પોતાની આવી હાલત હોઇ લગ્ન કરવાનો ઇન્કાર કરે. એટલે આવા યુવાનો

પરણી લે છે અને લગ્નના થોડા દિવસમાં જ પત્નીને—નીરોગી પત્નીને—પોતાનો ચેપ લગાડીને તેને પ્રદર જેવો વ્યાધિ પેદા કરે છે, અથવા પતિની છૂપી નપુંસકતા જોઈ પત્ની પોશપોશ આંસુએ રડે છે; અને હજારો સાધનો, આલીશાન મકાનો તથા વૈભવ વચ્ચે પણ પતિની બિનલાયકાતને લઈ પત્નીનો ગૃહસંસાર સ્મશાનમાં અંજીઠા જેવો દુઃખદાયક નીવડે છે અને એવી સ્થિતિમાં મુકાયેલી પત્નીની જીંદગી તો પાળેલા પશુથી પણ બદતર બને છે. એટલે કુમારની પસંદગી માટે અમને તો વૈદ્યકીય તપાસ આજના જમાનામાં અનિવાર્ય લાગે છે. જેવી રીતે કુમારને આવા બાલ્યકાળથી છૂપા વ્યાધિઓ હોય છે તેમ કન્યાઓમાં પણ બાળપ્રદર જેવા છૂપા વ્યાધિ હોય છે. ગરમીનો કોઠો—રતવાનો કોઠો, ગર્ભાશયની અપૂર્ણતા અથવા યોનિમાર્ગનું આચ્છાદન, જેની માતા ક્ષય, ઉપદંશ, પ્રદર, કોઢ, કંઠમાળ જેવા વ્યાધિથી રીબાઇ મરણ પામી હોય અથવા જીવતી હોય તેની બાળકીમાં આ વ્યાધિનો વારસો ઉતરે છે એ પણ ભૂલવા જેવું નથી. આવી કન્યાઓનો બાંધો અને શરીરની અપૂર્ણ ખીલાવટ, દુર્બળતા, ફીકાશ, અને સૂકલકડી દેહ તેનાં માતાપિતા તરફના વારસારોગ તરફ ખેંચાય છે. એવી કન્યાઓ સંસારને સંપૂર્ણ લાયક બનતી નથી. આજે જુઓ તો આવી કન્યાઓ સંસારમાં પડયા પછી, એકાદ સુવાવડ આવ્યા પછી મરવાની આળસે જીવતી મહિલા બનીને રહે છે. તેના હાથમાંથી એક પણ દિવસ બાટલી છૂટતી નથી અને રોજની એની ફરિયાદ ચાલુ રહે છે. એનું શરીર એ મલોખાનું માળખું બને છે, એનું મન મારવાડના જંગલ જેવું વેરાન અને શુષ્ક રહે છે. તે પતિને પ્રદરનો ચેપ આપે છે, એ પતિનાં ઉત્તમ વીર્યબીજને ધારણ કરી શકતી નથી, અને જો ધારણ કરે છે તો અંદર રોકાઈ, રોળાઈ, બફાઈ, બગડીને એવું બહાર પડે છે કે તે બાળક જન્મથી જ માંદું અને દવાખાઉ હોય છે.

નથી આવી કન્યા સંસારસુખ ભોગવી શકતી, નથી પતિને મદદ કરી શકતી. સંયુક્ત કુટુંબથી રહેતો હિંદનો પુરુષવર્ગ આજે

સેંકડો જગ્યાએ જુઓ તો ગુજરાન નિભાવવાની જવાબદારી કરતાં પત્નીની સારવાર અને એનાં બચ્ચાંના ઉછેર માટે એટલો વિહ્વળ અને ચિંતાતુર હોય છે કે તેના લોહીનું પાણી થઈ જાય છે. બહાર જાય ત્યારે ધંધાની ધમાલ અને મગજનું દહીં થઈ જાય, ઘેર આવે ત્યારે મહારાણીનાં રોદણાં અને ઠણુકલાંથી પુરુષ ક્ષણભર પ્રભુ પાસે એમ માગે છે: 'ભગવાન ! આ તે સંસારસુખ કે વિકટ યાતના ! પ્રભો ! હવે તો આમાંથી છૂટકારો કર !'

એટલે જ નીરોગી અને સશક્ત બાંધાની કન્યા–પુરુષને સંસારમાં હાથમાં હાથ મિલાવી, બેલડીએ વળગી તરે છે અને તારે છે. માટે જ પુખ્ત વયની કન્યા સાથે લગ્નગ્રંથીથી જોડાતાં પહેલાં તેની શારીરિક તપાસની ખાસ જરૂર છે.

ઉપર પ્રમાણે અને અગાઉ જણાવ્યા પ્રમાણે પસંદગીનું ક્ષેત્ર ત્રણ પ્રકારે વહેંચી નાંખવામાં, ત્રણેમાં એક ભયસ્થાન જરૂર છે. એ ભયસ્થાન સામે પણ લાલ બત્તી ધરવાની આવશ્યકતા છે.

રૂપ–ગુણની પસંદગી કન્યા કુમાર ઉપર નાંખવામાં આવે છે, ત્યાં ભય એ છે કે એકબીજા પરસ્પરની સાચી, નિરપવાદ પરીક્ષા કરી શકે કે કેમ ? અને એવી પરીક્ષા કરવા જતાં એ મોહના વમળમાં ખેંચાઈ જાય તો ? કારણ કે સ્ત્રી અને પુરુષમાં જાતીય આકર્ષણ રહેલું જ છે. એ ઉદ્‌ભવવાથી મોહનો પ્રવાહ ચોક્કસપણે લાગી જાય અને બાકીની તપાસ કરવાની બુદ્ધિ ઉપર પડદો પડી જાય તો અનિષ્ટ કેમ ન થાય ?

દાખલા તરીકે એક કન્યા છે. તેનામાં સ્વરૂપ છે, વાણીમાધુર્ય છે, પરંતુ અહંતાનો કીડો એના કલેજામાં એટલો વિશાળપણે ઠંડો થઈને પડેલો છે કે સમય આવે તે આળસ મરડી દ્વંદ્વયુદ્ધ જગાવે છે–આ છૂપા દોષને સ્વરૂપલુબ્ધ પુરુષ ન જોઈ શકે તો ?

એક પુરુષ છે. તેણે કેળવણી લીધેલી છે. એ તંદુરસ્ત પણ છે. સ્ત્રીઓની સાથે વાતોમાં મીઠો મધુરો બની, મોરલી ઉપર નાગની માફક ડોલવા લાગે છે. આ એનાં બાહ્ય સ્વરૂપ છે. પરંતુ અંદરખાને એ ચારિત્ર્ય-

હીન અને વ્યભિચારી છે. ઉપરની સજાવટથી કન્યા મોહલુબ્ધ બની અંદરની તપાસ માટે તેની બુદ્ધિ મોહનાં પડળથી આંધળી બને તો ?

અને એથી જ કન્યા અને કુમાર આ મોહવિહ્વળતા જો બરાબર ધ્યાનમાં ન રાખે અને સર્વગ્રાહી દૃષ્ટિથી સામા પાત્રને ન જુએ તો બુરખામાં ઢંકાયેલો સાચો સ્વભાવ જાણી શકે નહિ અને પરિણામે છેતરાયાં છીયે એમ તેમને આગળ ઉપર જણાઇ આવે.

બીજું, ઘરનાં વડીલોની જવાબદારીમાં પણ એક ભયસ્થાન છે. મુરતીયાની આબરૂ, તેના કુટુંબની સ્થિતિ અને રીતભાત—એમાં એ ભયસ્થાન છે કે કયારેક કુટુંબનો આગેવાન એવી લાલચમાં પડી જાય છે કે કહેવાતા ઉંચા કુળમાં મારી કન્યા આપવાથી હલકી વરીમાંથી ઉંચી વરીમાં આવી જવાશે ! આ માની લીધેલી ભાવનાથી દેખીતી રીતે સામો પક્ષ તુંડમિજાજી, તોછડો અને તોફાની હોવા છતાં કુમાર—કન્યાને વળગાડવામાં આવે છે. તેવી રીતે સાટાના લોભે, મોટા ગણાવાના હિસાબે, મિત્રતાના સંબંધ અને સગપણુની તાણાતાણીથી દોરવાઈ અનિષ્ટ પ્રત્યે આકર્ષાય છે. અને તેથી કન્યા—કુમારોનાં કજોડાં ઉદ્ભવે છે. એટલે એ પક્ષે પણ પૂરેપૂરી સાવચેતી રાખવાની છે, અને પોતાનાં બાળકના ભલાની ખાતર બુદ્ધિ ઉપર કોઈ તિમિર ન આવવા દેતાં સારાસારનો વિચાર કરી પોતાનો અભિપ્રાય અને મત વ્યક્ત કરવો જોઇએ.

ત્રીજું, કુટુંબના વૈદ્યની જવાબદારી વધુ મોટી છે. કન્યા પક્ષના વૈદ્ય અને કુમારપક્ષના વૈદ્યે પ્રથમ સ્વતંત્ર તપાસ કરી, પછી એકબીજાંના વિચારો અને તપાસનો નિશ્ચય કરી પોતાનો રિપોર્ટ આપવો જોઈએ; પરંતુ આવા વૈદ્યોમાં મોટામાં મોટો ગુણ ન્યાય, સત્ય, અને નિર્લોભીપણાનો જરૂર હોવો જોઇએ. તો જ તેઓ પોતાની ભૂમિકાની જવાબદારી બરાબર સમજી શકે. નહિ તો તે પણ પક્ષપાતી વર્તણુક ચલાવે અથવા પ્રલોભન, લાંચ કે સ્વાર્થની દૃષ્ટિ સમીપે રાખી પોતાનો અભિપ્રાય ઘડે તો તેમની પાસેથી કન્યા—કુમારને

વધારેમાં વધારે અન્યાય થવાનો સંભવ છે. કારણ કે તેમના અભિપ્રાયમાં તો જાતીય તંદુરસ્તીની આગાહી ભરી હોય છે અને એમના જીવનના જોડાણનો આધાર વૈદ્યોના ઉપર અવલંબે છે. એટલે વૈદ્યો આ ભૂમિકા ઉપર બરાબર રહી શકે અને જરી પણ ચલાયમાન ન થાય એવી તેમની યોગ્યતાની જરૂર છે. વધારે વર્ષોની અનુભવી દૃષ્ટિવાળો પ્રામાણિક અને નિર્લોભી વૈદ્ય જ આ સ્થાનને માટે યોગ્ય ગણી શકાય.

એ ઉપરાંત વૈદ્ય ઉપર બીજી જવાબદારી જાતીયતા વિષેની છે. એટલે કામવિજ્ઞાન અથવા કામસૂત્રના આધાર ઉપર સ્ત્રી પુરુષનાં દેખાવ, બાંધા, રંગ, રૂપ, વાણી, સ્વભાવ, ક્રિયા, અંગ, ઉપાંગ, અને કદ ઉપરથી સ્ત્રી અને પુરુષના જુદા જુદા વર્ગ પાડવામાં આવ્યા છે, એનું વર્ગિકરણ કર્યું છે, આ વર્ગનું વર્ગિકરણ કરતાં તાત્વિક દૃષ્ટિથી અને અનુભવ ઉપરથી એવું જણાયું છે કે લગ્ન પહેલાં આ દેશમાં ઘણાખરા વર્ગમાં જ્યોતિષના આધારે જેમ રાશીમેળ જોવડાવવાનો રિવાજ છે—એટલે કે કન્યા અને કુમારની રાશી એકબીજાની પ્રતિપક્ષી, અથવા કટાક્ષભાવે દેખતી ન હોય, જેને 'બીયાબારૂં', 'ખડાષ્ટક' 'લેણાદેણી'ના નામે ઓળખાય છે, અને એના આધાર ઉપર લગ્ન કરવાનો જૂના રિવાજમાં ચાલ છે, તેમ જો કામસૂત્રના આધારે બતાવેલા જાતીય મેળ સામે દૃષ્ટિ રાખવામાં આવે તો અમારૂં માનવું છે કે એ જોડું એટલું સુંદર નીવડે કે લીંબુના પાણીની માફક એકબીજામાં સમાઇ જાય.

જુદા જુદા ઋષિઓના મત પ્રમાણે જાતીય આલેખન મળી આવે છે. વાત્સ્યાયન મુનિ સ્ત્રીપુરુષની ત્રણ ત્રણ જાતિ બતાવે છે. સ્ત્રીની જાતિ: (૧) મૃગી (૨) વડવા (૩) હસ્તિની. પુરૂષ જાતિમાં (૧) શશ (૨) વૃષ (૩) અશ્વ. એમ ત્રણ ત્રણ જાતિ બતાવી, ફરી એક જાતિમાંથી ત્રણ ત્રણ જુદા ભેદો બતાવે છે; જ્યારે બીજા કામસૂત્રના આચાર્યોના મત પ્રમાણે સ્ત્રીની જાતિ: (૧) પદ્મિણી (૨) ચિત્રિણી

(૩) શંખિની (૪) હસ્તિની. પુરુષજાતિઃ (૧) શશ (૨) મૃગ (૩) વૃષ (૪) અશ્વ. ઉપરની સ્ત્રીપુરુષની ચાર ચાર જાતિ બતાવી છે અને રતિ-રહસ્યના વિદ્વાન્ પંડિત કક–કોકે એનાં લક્ષણો આ પ્રમાણે બતાવ્યાં છેઃ

## પદ્મિણી

પદ્મ–કમળનું નામ છે. પદ્મિણી જાતિની સ્ત્રીઓની આંખ કમળના ફૂલની માફક ભરપૂર ખીલેલી અને પાંપણો ખીલેલ પત્તાની માફક વળેલી હોય છે. નાક તલના ફુલની માફક નાનાં છિદ્રવાળું હોય છે, નાકની લંબાઈ અને નથુવોની ગોળાઈનું માપ કાઢવામાં આવે તો છ આંગળ થાય છે, કંઠ–ગળાનો ભાગ સરખો અને ત્રણ રેખાવાળો હોય છે, અવાજ મીઠો છતાં રૂપેરી ઝાલરી જેવો, કોયલ ટહુકો કરતી હોય–દિલરૂબા ઝણઝણતી હોય તેવો મધુરો અને પ્રિય લાગે તેવો હોય છે. લજ્જાવાળી, સામે તાકતી નજરથી જોઈ શકતી નથી–જોતી નથી, તિરછી નજરથી નિગાહ કરે છે, સામે જોવાને પ્રસંગે નયનો નીચાં ઢાળી દે છે, અને જોનારના હૃદયતાર ઝણઝણાવે છે. સ્વભાવે અત્યંત સુશીલ અને કોમલ હોય છે. બાલ સુંદર, કોમળ, ચીકણા તથા કટિપ્રદેશથી નીચે સુધી વધેલા હોય છે. જાણે કે ફણીધર નાગ ફણાથી લટકી રહ્યો હોય.

શરીરનું કદ નથી બહુ લાંબું અને નથી ટુંકું હોતું. ચહેરાનો રંગ સવારના પહોરમાં ઉઘડતા કમળના રંગ જેવો ગુલાબી ઝાંય લેતો હોય છે, ભ્રૂકુટી–નેણની આકૃતિ ગોળાશ પડતી ધનુષ્યાકાર હોય છે, આંખની પુતળી કાળી, આંખ સફેદ, હોઠ પાતળા અને સ્તન ઉઠાવદાર તથા સમાન ગોળાઇ લેતાં નયનમનોહર હોય છે. કમર પાતળી, હાથની આંગળીઓ પાતળી, શરીરમાં સુકુમારતા, ચહેરો હસમુખો, બોલતાં લાલ સુરખી ચહેરા ઉપર ચઢી આવે છે અને લજ્જાથી મરક મરક હસું હસું થઈ રહે છે. સ્વભાવ મિલનસાર, સદાયે સ્વચ્છ અને પવિત્ર રહે છે. સંગીતપ્રેમ, ઉત્તમ વસ્ત્રો પરિધાન

કરવાની ઇચ્છા, ફૂલમાળા અને અત્તર ઉપર બહુ પ્રેમ હોય છે. પતિની આજ્ઞાવશવર્તી રહેવાના સ્વભાવવાળી–પ્રાણથી અધિક પતિને ચાહનારી, રાત્રિદિન પતિસેવામાં મશગુલ રહેનારી, કુમુદિની જેમ ચંદ્રને જોઈ સોળે કળાએ ખીલે છે તેમ પતિમુખ જોઈને સોળે કળાએ ખીલનારી, પતિવિયોગે વિરહિણી રહે છે, પરંતુ કામવાસના તેના શરીરમાં બહુ ઓછી હોય છે.

પૂર્વનાં પુણ્ય સિવાય આવી પદ્મિણી જાતિની સ્ત્રી મળવી મુશ્કેલ જ છે. જેના શરીરમાંથી કમળના પુષ્પ જેવી પરાગ ઉડતી રહે છે અને મદઘેલા ભ્રમરાઓ એને કમળ માની તેના મુખ ઉપર ઉડવા લાગે છે.

ઇતિહાસ તપાસતાં ચિત્તોડના રાજા ભીમસેન (રતનસેન)ના ગૃહમાં પદ્મિની નામની રાણી હતી, તેના રૂપગુણ પદ્મિણી જેવા હોવાથી જ તેનું નામ પદ્મિણી રાખેલું હશે. તેની સુંદરતા ઉપર મોહિત થઈ તે કાળના બાદશાહ અલ્લાઉદ્દીને પદ્મિનીને મેળવવાની ખાતર ભીમસેનને કેદ કર્યો. ભીમસેનને છોડાવવા માટે પદ્મિનીના સમર્પણ સિવાય બીજો ઉપાય નહોતો. એથી પદ્મિનીએ કહાવી મોકલ્યું કે 'હું છૂપી પાલખીમાં મળવા આવું છું અને મારી સાથે મારી દાસીઓની પાલખીઓ છે.' એમ કહેવરાવી સૈનિકોને પાલખીઓમાં ભરીને એક ખાલી પાલખીમાં પોતાની ઓઢવાની સાડી મૂકી, જે સાડીમાં પદ્મિનીનો પસીનો લાગેલો હતો. એથી ભમરાઓ મસ્ત સુગંધથી એ પાલખી ફરતા ભમતા હતા. અને તેથી સાચે જ પદ્મિની આવવાનું અલ્લાઉદ્દીન માની બેઠેલો અને એ રીતે ભીમસેનને છોડાવી જવામાં પદ્મિની સફળ થયેલી.

પદ્મિણી જેના ઘરમાં હોય છે ત્યાંથી દરિદ્રતા, કલહ અને દુઃખ દૂર ભાગે છે. તે સાચે જ દેવી છે, અમરલોકથી આવેલી સ્વરૂપસુંદરી, મનમુગ્ધા, નયનમનોહારી છે અને તેનાં ઉદરથી પાકનારાં રત્ન અણમોલાં હોય છે.

**ચિત્રિણી**

ચિત્ર નામ પ્રતિકૃતિનું છે. જ્યારે ચિતારો અંતરના ઉમળકાથી, પીંછી પકડી હૃદયના ભાવને આલેખે છે ત્યારે જોનાર ઘડીભર સ્તંભી જાય છે, તેમ ચિત્રિણી સ્ત્રીની સુઘટ્ટતા જોઈને જોનાર કહી દે છે કે વિધાતાએ નવરાશના વખતે પીંછી પકડીને ચિત્રિણીને સર્જી છે. એનું સૌંદર્ય એવું હોય છે કે જોનારને મુગ્ધ કરી મૂકે છે. શરીર સુડોળ, ન મોટું ન નાનું હોય છે. પદ્મિનીથી તેનું નાક જરાક મોટું હોય છે, તેના શરીરમાંથી ગુલાબના જેવી ખુશબો આવે છે અથવા મધ જેવી પણ ખુશબો આવે છે. ગાલ ઉપર અથવા દાઢી ઉપર કુદરતી તલ હોય છે, બાલ લાંબા અને કાળા હોય છે, અવાજ મધુર હોવા છતાં તેમાં કાંઇક કઠોરતા ભરેલી જણાય છે. તે-શરૂઆત તો પદ્મિની માફક જ કરે છે, પરંતુ જરાક તીણો અવાજ થઈ જાય છે. ચહેરો અને બદન કાંઇક લાંબું હોય છે. ઘડીમાં તે રીસાઈ જાય છે અને ઘડીમાં મનાઈ જાય છે. નયનો નાચતાં રહે છે અને ચાલ લટકાવાળી નખરાંદાર હોય છે, ગાવાનું વધુ પસંદ હોય છે, અને ગાય છે ત્યારે વધુ આનંદિત લાગે છે. રંગીન કપડાં વધુ પસંદ કરે છે. રોજ–બ–રોજ નવીનતા કપડાંની અને અલંકારની એનામાં હોય છે. શરીરની ચપળતા ખૂબ હોય છે અને અને એની આંખો ને નયનો જાણે મીઠડી વાતો કરતાં હોય તેમ નાચતાં જ રહે છે. એકાંત વધુ પ્રિય હોય છે અને શય્યા ખૂબ મુલાયમ અને કોમળ ગાદીવાળી પસંદ કરે છે. શરીરની સ્ફૂર્તિ એવી ચંચળતાથી રહે છે કે ફુરરરર કરતી ઉડી અને ખુરરરર કરતી આવી! કયારેક થોડો પ્રણયકલહ કરી લે છે અને એ કલહથી એની મુખાકૃતિ એટલી સુંદર બને છે કે જાણે જોનાર જોયા જ કરે. રીસમાં પણ તેનું મુખ મલકાતું થઈ જાય છે અને નયનો ઠમકો કરી લે છે. સ્તન ગોળ છતાં લંબાશ પડતાં સમવિષમ હોય છે.

પદ્મિની કરતાં કામવાસના આ સ્ત્રીમાં જરા વધુ હોય છે, છતાં તે કામવિહ્વળ નથી બનતી. ચિત્રિણી સ્ત્રી પણ ભાગ્યશાળી પુરુષને

મળે છે. મન, કર્મ, વચને પતિવ્રત્ત પાળનારી ચિત્રિણી સ્ત્રીના નાકની લંબાઇ અને નથુવાની ગોળાઈ આઠ આંગળ હોય છે, પેટ પાતળું અને નાભિ જરાક ઉંડી છતાં મનોહર હોય છે.

## શંખિની

શંખિની સ્ત્રીમાં ચિત્રિણીના જેવી સુંદરતા નથી હોતી, તેનું શરીર લાંબુ અને પાતળું હોય છે. તેને સોટા જેવી કહી શકાય. સ્તન લાંબા અને અણીદાર હોય છે, હાથ પગ લાંબા, પાતળા, આંખ ઝીણી અને લાંબી, સ્વભાવ હઠીલો હોય છે. તે રીસાળ અને અંદરખાને ધુંધવાતી રહે છે, ખુશામદથી પ્રસન્ન થાય છે અને ખડખડાટ હસે છે. રીસાય ત્યારે દડ દડ આંસુ પાડે છે અને રડતી રડતી એ બોલે છે. નાક લાંબું અને નાક તથા નથુવાની ગોળાઈનું માપ દશ આંગળ હોય છે. મન ચંચળ અને હવાઈ વિચારો કરે છે. વિષય ભોગવવાની અતિ લાલસાવાળી હોઈ ચેનચાળા કરે છે. વિષય એને ખૂબ ગમે છે. પતિથી ઉંધી ચાલે છે અને વાતવાતમાં ઝઘડો કરે છે. પેટ નાનું અને નિતંબ મોટા, આંગળીઓ લાંબી અને ગોળાકાર લેતી હોય છે. ઠેકડી કરવી, બીજાની વાતો અને મશ્કરી તથા અવહેલના કરવી તેને પ્રિય છે. ચાલ ચમકતી ચાલે છે અને છાતી ઉછાળે છે. શરીરમાંથી ખારની વાસ આવે છે. મોઢું પણ એ જ વાસથી ભરપૂર રહે છે. ગપ્પાં મારવામાં વધુ રોકાઈ રહે છે, પતિનો સહવાસ વધુ પસંદ કરે છે. પોતાની મહત્તા, સુંદરતા, મોટાઇ વગેરે પતિ પાસેથી સાંભળવા ઇચ્છે છે. પતિવ્રતા રહેવાનો પ્રયત્ન કરે છે, છતાં સંજોગવશાત્ બગડી જાય છે. એટલે એને બાલ્યકાળથી ઉત્તમ શિક્ષણની જરૂર છે, અને વૃષ જાતિનો પુરુષ એને સંતોષી શકે છે.

## હસ્તિની

હસ્તિની–હાથણીને કહે છે. આ સ્ત્રીઓની ચાલ હાથણી જેવી મલપતી હોય છે. તે સ્વભાવે મસ્ત હોય છે, ચાલતાં ચાલતાં લટકા કરવાની ટેવવાળી હોય છે. માથું મોટું અને ગરદન ટુંકી હોય

છે. સ્તન મોટા અને ભારે હોય છે, થોડા વખતમાં લટકી જાય છે. નીચેનો હોઠ જાડો અને ઉપરનો પાતળો હોય છે, શરીર વધુ ઉંચું અને ભરાવદાર હોય છે તથા શરીરમાં તાકાત પણ રહે છે. ખોટું અભિમાન હમેશાં દિલમાં એને રહે છે અને એના ધારેલા કે માનેલા વિચાર કે વર્તનથી જો કોઈ વિરૂદ્ધ જાય તો તે ક્રોધ અને લડાઈ કરી બેસે છે અને રોષ લંબાવે છે. કામેચ્છા ઘણી અધિક રહે છે, અને પુરુષસંગથી તૃપ્તિ જ થતી નથી. વારંવાર સંભોગની ઈચ્છા રહ્યા કરે છે. ખાટા, ખારા, તીખા, ઠંડા, વાસી પદાર્થોને તે પસંદ કરે છે અને એવું જ એને ભાવે છે. મદિરાની ઈચ્છા કરે છે અને ભોજન પણ વધુ કરે છે. શરીરમાંથી ગંધ અપ્રિય અને સડેલ મચ્છી જેવી આવે છે અથવા મદ્ય–દારૂ જેવી આવે છે. બોલવામાં કટાક્ષવાળી, અસભ્ય અને તોછડાઈ કરી બેસે એવી હોય છે. ઈર્ષ્યા અને દ્વેષના અંકુરો ઉંડા ઉંડા એના દિલમાં પડયા હોય છે.

આ જાતની સ્ત્રીને બચપણથી જ જો સુસંસ્કાર પાડવામાં નથી આવતા તો તે સ્વતંત્ર અથવા વ્યભિચારિણી થઈ જાય છે. અને એને પુરુષ અશ્વ જાતિનો પરણાવવામાં આવે તો જ શ્રેષ્ટ છે, નહિ તો એ જરૂર બગડે છે, કારણ કે કામવાસના એને પતન તરફ લઈ જાય છે. આવી સ્ત્રી જેને મળી હોય તે પુરુષનાં કમભાગ્ય સમજવાં જોઈએ.

**શશ (પુરુષનાં લક્ષણ)**

સ્વભાવે કોમળ અને કામવાસનાએ મંદ આ પુરુષ હોય છે. દેખાવમાં સુંદર, સત્યવાદી, મીઠી ભાષાવાળો, અનૃતથી ડરતો, ધર્મ-પ્રેમી અને પાપથી દૂર રહેનાર હોય છે. પહોળી છાતી, વિશાળ બાહુ, લાંબાં નેત્ર અને તેજસ્વી ચહેરાવાળો હોય છે. તે લડાઈ ઝઘડાને પસંદ નથી કરતો, પણ શાંતિપ્રિય હોય છે. તે ખોરાક ઓછો લે છે, ગાવાનો શોખીન અને નારીપ્રિય હોવા છતાં કામવાસના ઓછી હોય છે. તેની મનમોહન સુંદરતા નરી આંખે સ્ત્રીઓને આકર્ષે છે. એની

નજરથી ઘાયલ થયેલી સ્ત્રી દર્દ અનુભવે છે. છતાં તે વિપથગામી બનતો નથી.

## મૃગ ( પુરુષનાં લક્ષણ )

મૃગ નામ હરણનું છે. દેખાવમાં સુંદર છતાં વધુ પડતો ચંચળ રહે છે. એટલો જ ચાલાક અને ચંચળતાથી કાર્ય કરનારો બુદ્ધિમાન હોય છે. હસમુખો અને સત્ય તથા મિષ્ટભાષણ કરનાર હોય છે. આ પ્રકારનો પુરુષ ધનવાન હોય છે, કામેચ્છા વધુ તીવ્ર નથી હોતી, છતાં સ્ત્રીસંગની ઇચ્છાવાળો રહે છે અને પ્રિયતમાના સહવાસમાં રહેવા ઉત્સુક જણાય છે, ચંચળતાથી સ્ત્રીનું મન વશ કરવામાં પાવરધો રહે છે. બોલતી વખતે છટાદાર ભાષાથી પ્રતિભા પાડી શકે છે, આંખો સુંદર અને જરા માંજરી પણ હોય છે. શરીર નહિ બહુ મોટું, ન દુબળું, છતાં છાતી ચઢીયાતી અને પેટ નાનું રહે છે. ખભા ઉચકાયેલા અને માંસલ બાહુ ભરાવદાર જણાય છે. એ જ્યારે નારીની સાથે હોય છે ત્યારે વધુ રૂપવાન જણાય છે, નાચે છે, કૂદે છે, અને કલાએ રાચે છે; જાણે મયૂર અને મયૂરી.

## વૃષ ( પુરુષનાં લક્ષણ )

વૃષ–બેલને કહે છે. આ જાતિનો પુરુષ શરીરે હૃષ્ટપુષ્ટ, સુડોલ, સ્વભાવે ચતુર હોય છે. શરીર ગાંઠદાર અને મોટું હોય છે, સ્વભાવ હઠીલો છતાં બહાદુર, અધિક આહાર કરનાર તથા ખૂબ પરિશ્રમ કરનાર છે. એનું વીર્ય અધિક તાકાતવાન પણ હોય છે અને કામેચ્છા પણ બળવાન હોય છે. સ્ત્રીસમાગમમાં થાકતો નથી. છતાં યે તે સ્ત્રી વગર ચલાવી શકે છે. બાળકો વધુ થાય છે અને સ્થિતિ સાધારણ રહે છે. સ્વભાવમાં થોડી ઇર્ષ્યા ભરી હોય છે, સમય આવે વૈરવૃત્તિવાળો બની શકે છે. વધુ બોલતો નથી અને બોલે છે ત્યારે ગોળી મારે તેવો હોય છે. સંગીત વહાલું નથી હોતું, વહાલાં હોય છે કંચન અને કામિની. એથી ક્યારેક ચલિત થઇ ભ્રષ્ટ પણ બને છે.

**અશ્વ ( પુરુષનાં લક્ષણ )**

**અશ્વ** એ ઘોડાનું નામ છે. **આ** જાતના પુરુષમાં કામ **અતિશય** અધિક હોય છે, અને તેનું ગુપ્ત અંગ બહુ મોટું હોય છે. નિડર અને નિર્લજ તથા સ્વેછાચારી સ્વભાવ હોય છે. સ્વભાવે દુષ્ટ અને અસત્ય બોલનાર. કાપટ્ય અને પ્રપંચ એ તેનો જીવનવ્યવસાય હોય છે. વધુ ખાનાર અને નારી ઉપર પતંગની માફક બળી મરનાર હોય છે. સ્ત્રી વિના રહી શકતો નથી અને લુચ્ચાઈથી સ્ત્રીને છેતરી પ્રપંચ આદરે છે. શરીર ભરાવદાર અને બેડોળ પણ હોય છે. બાલ્યકાળથી એ પુરુષ ઉપર અંકુશ રાખવામાં નથી આવતો તો તે ખૂબ વ્યભિચારી બની જાય છે.

ઉપરનાં સ્ત્રી અને પુરુષ જાતિના સ્વભાવ, ગુણ અને અવગુણ ઉપરથી કેવી કન્યા સાથે કયા કુમારને જોડી શકાય તેની એક ક્રમાંક કોષ્ટક દ્વારા સમજુતી આપીને આ વિષય પૂરો કરીશું.

| | |
|---|---|
| **૧ શશ** | **૧ પદ્મિણી** |
| **૨ મૃગ** | **૨ ચિત્રિણી** |
| **૩ વૃષ** | **૩ શંખિની** |
| **૪ અશ્વ** | **૪ હસ્તિની** |

**સમજુતી**—એક અંકની સાથે એક અંક મળે તો તેને **સમરત**, એકની સાથે બીજો અંક મળે તો **મધ્યરત**, એકની સાથે ત્રીજો મળે તો **નીચરત** અને એકની સાથે ચોથો મળે તો **કનિષ્ટ નીચરત** સમજવો.

**સમરત** : ઘણો જ ઉંચો સંબંધ ગણાય, આનંદ, સુખ, સારી રીતે મેળવે, એક બીજામાં સમાઈ જઈ એકરસ બને.

**મધ્યરત** : જરીક ઉણપવાળો આનંદ મળે પણ નિભાવી શકાય, છતાં સુખાનુભવ મેળવી શકે. થોડોક પ્રયત્ન કરવો જોઇએ. એથી સમાનતા જળવાઈ શકે.

**નીચરત** : વધુ પ્રયત્ને થોડો આનંદ મેળવી શકે, પરંતુ અસંતોષ વધુ રહે. સ્વભાવે મેળ અને શરીરમેળ મહા મહેનતે આવે.

**કનિષ્ટ નિચરત** : કેવળ અસંતોષ. કદાપિ મેળ આવે જ નહિ. કંકાસ અને કલહ જાગે. ન સુખ લઈ શકાય, ન સુખ આપી શકાય. લાકડે માંકડું વળગાડવા જેવું બને અને ઉજ્જડ વેરાન જેવો સંસાર રહે.



## પ્રકરણ ૨૫મું

## લગ્નની વેદી અને પ્રતિજ્ઞા

**કેટલાંક** વર્ષો થયાં નવી રીતે થતાં સ્ત્રી પુરુષનાં લગ્ન જેને સિવિલ મેરેજ કહે છે તે કેવી રીતે થાય છે તેમાં હું ઉંડો ઉતરીશ નહિ. એમાં કોઈ વૈદિક વિધિ સચવાતો નથી અને એ લગ્નપ્રથા પશ્ચિમના લોકોની છે. એટલે એમાં કોઈ વિશેષ મહત્તા નથી. પણ મારા માનવા પ્રમાણે પાશ્ચાત્યોનું રાજ્ય હિંદ ઉપર છે એટલે એ લગ્નથી રજીસ્ટર થવાય છે અને એ રજીસ્ટરમાં છૂટા પડવાની મોકળાશ છે. ઉપરાંત એ રીતે લગ્ન થયાં હોય, તો લગ્ન પહેલાં તેમની વચ્ચે થયેલાં સંબંધને અંગે થયેલ બાળકનો વારસાહક્ક ઉપર દાવો રહી શકે છે. તે વિના વિશેષ કોઈ મહત્ત્વની બાબત નથી, તેમ જ સ્ત્રી પુરુષને કોઈ આદર્શ સાંપડે, ઉપદેશમય પ્રતિજ્ઞા હોય કે એથી ફરજ ઉપર ઝીણવટ ભરી ચોખવટ થતી હોય એવું મારા ધારવા પ્રમાણે તેમાં નથી.

પરંતુ હિંદુ સમાજનાં થતાં આવેલાં વૈદિક વિધિ પ્રમાણેનાં લગ્નોમાં અને એ વિધિથી થતાં લગ્નોની ક્રિયામાં એટલો આદર્શ ભર્યો છે, સ્ત્રી પુરુષની ભૂમિકાની એટલી સુંદર સજાવટ અને ચોખવટ ભરી પડી છે કે એ વિધિમાં રહેલી સજાવટ પ્રમાણે પોતાનું જીવન પતિપત્ની શરૂ કરે, તેમ જ એકબીજાંની કર્તવ્યનિષ્ઠાનું યથાર્થ પાલન કરવામાં આવે તો કદાપિ આવાં લગ્નો કરનારને છૂટાછેડા

કરવાનો વખત ન આવે. જ્યારથી લગ્નવેદીની આદર્શભાવના અને તેમાં રહેલી મહત્તા આપણે ભૂલ્યા છીએ ત્યારથી લગ્નજીવનમાં બખેડા પેઠા છે અને પુરુષ તથા સ્ત્રીના હકકો માટે કાયદા શોધવા ફાંફાં મરાય છે. કસ્તુરીઓ મૃગ પોતાને કસ્તુરીની આવતી ખુશબો શોધવાને વન વન ભટકે છે, પણ પોતાની નાભિમાંથી જ આવતી એ ખુશબોને તે નથી સમજી શકતો. તેમ ગૃહસ્થાશ્રમી જીવનનો મહામંત્ર અને ઉચ્ચ પ્રણાલિ લગ્નપ્રતિજ્ઞામાં પડેલ છે તે નથી સમજી શકાતું. તેને જો બરાબર સમજવામાં આવે અને વરવધૂ પોતાના જીવનમાં એ મંત્રોને ઓતપ્રોત કરી, પોતાની જવાબદારી અને કર્તવ્યના પગથીયા ઉપરથી વિચલિત ન થાય તો એમને કોઇ ઉણપ રહે નહિ. એમને પોતાના હકકો માટે કોઈ નવા કાયદાકાનૂનની જરૂર પડે નહિ.

લગ્ન વખતે અનેક ક્રિયાઓ અને શાસ્ત્રીય વિધિ થાય છે. તેની એકેક ક્રિયા અને તેના મંત્રો વિષે આપણે ચર્ચા કરીએ તો એક સ્વતંત્ર પુસ્તક થઈ જાય. એટલે એમ નહિ કરતાં મુદ્દાના વિષયો આપણે ચર્ચીએઃ લગનવિધિમાં નાનાં કાર્યોને બાદ કરતાં (૧) મધુપર્ક, (૨) વરવધૂની પ્રતિજ્ઞા, (૩) પાણિગ્રહણ, (૪) શિલારોપણ, (૫) લાજાહોમ, (૬) સપ્તપદી, એમ છ કાર્ય–કર્મ મુખ્ય છે.

**મધુપર્ક**

મધુપર્ક વિધિ એ કન્યાપક્ષ તરફથી પરણવા આવેલા વરનો સત્કાર કરવાનો વિધિ છે. **મધુપર્ક** એટલે બાર તોલા દહીંની અંદર ચાર તોલા મધ તથા બે તોલા ઘી નાંખી, કાંસાની વાટકી ભરી, ઉપર વાટકી ઢાંકી, આ તૈયાર કરેલા સંપુટ વડે કન્યાના પિતા તથા માતા વરનો સત્કાર કરે છે.

આધુનિક સમયમાં આંગણે આવેલાને આપણે જેમ નીલગીરીની ચહામાં પાણી, દૂધ ને સાકર ભેળવી તેનો કપ તૈયાર કરીને કહીએ છીએ કે 'લીજીએ સરકાર !' એમ, **'मधुपर्को, मधुपर्को, मधुपर्कः प्रतिग्रह्यताम्, पतिग्रहणामि !'** એ રીતે કન્યાના પિતા તથા વર તરફથી પરસ્પર લગ્નપ્રસંગે ઉચ્ચારાય છે.

અને આજે તો આચાર્ય એને આંગળી વડે માત્ર હોઠે અડકાડવાનું કહે છે. કારણ કે વરરાજા ચહા પી પી ને પીળા દેડકા જેવા થઈ ગયા હોય ત્યાં તેમને મધુપર્ક કેવી રીતે પચે? પરંતુ એમાં રહેલી ત્રણે વસ્તુ મહાન જીવનતત્ત્વના ગુણવાળી, કાન્તિ, ઓજસ અને જીવનતત્ત્વને વધારનારી છે. આખો મધુપર્કનો ડોઝ વરરાજાને પીવડાવી દે તો પણ કોઈ હરકત નથી. એ અઢાર તોલા અમૃત લગ્ન વખતે તેના અંગેઅંગમાં વ્યાપ્ત થઇ અમીસિંચન કરી દે એવું છે. આપણા આચાર્યો અને વરરાજાઓ આ **પદાર્થવિજ્ઞાનને સમજતા** થાય તો કેવું સારૂં?

તેની અંદર રહેલું '**दधिस्यादमृतोपयम्**'–અમૃત સમાન છે. આજે તો પાશ્ચાત્ય ડોકટરો પણ દહીંના ગુણથી મુગ્ધ થયેલા છે. એક જર્મન ડોકટર જણાવે છે કે 'દહીંમાં એક એવું તત્ત્વ છે કે શરીરમાં વૃદ્ધાવસ્થા લાવવાવાળાં પરમાણુંઓનો તે નાશ કરી દે છે.' એટલુંજ નહિં પણ દહીંમાં રહેલું જીવનતત્ત્વ ક્ષયના જંતુઓનો નાશ કરનારૂં હોવાનું કેટલાક વૈજ્ઞાનિકો જણાવે છે. માત્ર તે ખાટું હોવું જોઈએ નહિ. એટલે શિવજી કૈલાસમાં રહે છે તોય બીજું નથી માગતા પણ જ્યાં સમાધિમાંથી જાગૃત થાય છે ત્યાં પાર્વતીને કહે છેઃ 'હે પ્રિયે! છાશ ભાવતી નથી, દૂધ મીઠું મીઠું લાગે છે એટલે મોઢું ભાંગે છે, પણ પેલું રૂચીકર '**दध्यानयवरानने**' દહીં લાવ–દહીં લાવ!'

અને પેલો કાલિંદ્રીનો કાનુડો થોડીક અપ્રિય ગાળો ખાઇને, ચોરી કરીને, ગોરસ લઈને પણ દહીં આરોગી જતો એ વાત કંઇ ખોટી તો નથી! અને જો એણે દહીં ભરપેટ ન ખાધું હોત તો એ કાલી નાગનું મહાવિષ કેમ કરીને જીરવી શકત?

વૈદક શાસ્ત્ર કહે છે કે દહીં રસાયન છે, આયુષ્ય વધારનાર છે, અકાળ જરાવસ્થા–વૃદ્ધપણાને તે નથી આવવા દેતું. તેની સાથે મળતું મધુ–મધ, એ પણ મધુમક્ષિકાઓએ આપણે માટે પેદા કરેલી અમૂલ્ય

વસ્તુ છે. દુનિયાનાં સાકર, ગોળ, ખાંડ, અને અન્ય ગળ્યા લાગતા પદાર્થો બધા કૃત્રિમ સજાવટથી તૈયાર થનારા છે. પરંતુ મધમાં એક વિશિષ્ટતા છે. બીજા ગળપણવાળા પદાર્થ સાથે અન્ય પદાર્થ મેળવીને રાખી મૂકશો એટલે તે સડવા લાગશે, અને તેને ફુગ વળશે, જ્યારે મધ હમેશાં એક સરખું રહે છે, અને તેમાં વળી તેની સાથે રાખવામાં આવેલી વસ્તુને મૂળ ગુણમાં સાચવી શકે છે. પરીક્ષા કરવા ખાતર એક પાકી કેરીને ચોખ્ખા મધની બરણીમાં ડુબાડી મૂકો. પછી ત્રણ મહિને કાઢો. તે જેવી ને તેવી ફેરફાર થયા વિનાની નિકળશે તથા એનો ગુણ અને સ્વાદ બદલાયાં નહિ હોય. વળી મધ શરીરનાં અવયવોને ખૂબ તાકાત આપે છે, ઘસાતું અટકાવે છે. એટલે જ એ આયુઃવર્ધક, રસાયન ગુણ ધરાવનાર અને બલકારક છે. વળી તે હૃદયને ગુણકારી હોઇ, શરદી, અતિસાર, કાસ, ક્ષય, રક્તપિત્ત, નેત્રરોગ આદિનો ચોક્કસ નાશ કરે છે.

ત્રીજો પદાર્થ ઘી એ તો જાણે અમૃત અથવા વિષ્ણુદૈવત ગણાય છે. ઘી કેટલું તાકાત આપનાર છે, બુદ્ધિવર્ધક અને વીર્યવર્ધક છે એ તો આપ સહુ જાણતા હોઇ, તેનું વિવેચન કરવાની જરૂર નથી. તે ત્રણ પદાર્થ એકત્ર મળીને મધુપર્ક બને છે અને કાંસાના પાત્રમાં રહેવાથી એના ગુણમાં વૃદ્ધિ પણ થાય છે.

મધુપર્ક આપતી વખતે એક એવો ફલિતાર્થ નિકળે છે કે પોતાના આંગણે આવેલાનો સત્કાર કેમ કરવો ? શીતળતા, મધુરતા, અને જીવનદાતા પદાર્થો અને વાણીથી અતિથિનો સત્કાર કરવો એ ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે. જેમ પદાર્થોમાં ત્રણ ગુણ હોય છે તેમ સ્વભાવ અને વર્તનમાં પણ રાખવામાં આવે તો આપણું જીવન ખરેખર આદર્શ રૂપ બને. આ રીતે મધુપર્કનો વિધિ કેટલો ઉપયોગી, આવશ્યક અને મહત્ત્વનો છે તે આપને સમજાયું હશે. અત્યારે તો સાપ ગયા અને લીસોટા રહ્યા જેવો માત્ર ખાલી દંભ અને દેખાવ આચરવામાં આવે છે, તેનો કશો અર્થ સમજાતો નથી.

**વરવધુ પ્રતિજ્ઞા**

પ્રાણિગ્રહણ જેને ગુજરાતમાં 'માયરૂં' કહે છે તેમાં પ્રથમ વૈદિક મંત્રથી પ્રતિજ્ઞા થાય છે :

ॐ समञ्जन्तु विश्वेदेवाः समापो हृदयानिनौ ।
संमातरिश्वा संधाता सदेष्ट्री दधातुनौ ॥

ऋ. मं. १० । सु. ८५ । मं. ४१ ।

અર્થાત્—આ સમારંભમાં બેઠેલા હે વિદ્વાન સજ્જનો ! આપ લોક નિશ્ચય જાણજો કે અમે ઉભય (પતિ–પત્ની) પ્રસન્નતાપુર્વક એકબીજાંનો સ્વીકાર કરીએ છીએ. અમારાં બન્નેનાં હૃદય જળની માફક શાન્તિથી અને એકબીજાથી મળીને રહેશે. જેમ પ્રાણવાયુ વિના આપણે જીવી શકતા નથી, એ જેટલો આપણને પ્રિય છે અને પ્રાણપોષક છે, એટલાં જ અમે એકબીજાંને પ્રિય અને પોષક છીએ. જેમ બ્રહ્માંડને ધારણ કરવાવાળા પરમાત્મા સર્વત્ર વ્યાપક રહી તેને ધારણ કરે છે એમ અમે અરસપરસ મળીને રહીશું. જેમ ઉપદેશ કરવાવાળો શ્રોતાઓને વિષે પ્રીતિ કરે છે તેમ અમારો આત્મા એકબીજાંની સાથે દૃઢ પ્રેમ ધારણ કરશે.

ઉપરના મંત્રમાં રહેલી સારગર્ભિત વાણી અને હેતુ પાઠકગણ બરાબર સમજી ગયેલ હશે. એમાં કેવળ દૈહિક સંબંધ જોડાય છે એટલું જ નથી, પરંતુ હૃદય અને આત્મા પણ પરસ્પર અનુપમ સંબંધ ધરાવે છે.

ઓતપ્રોત બનાવવા દૃષ્ટાન્ત રૂપ પાણી–જળ મૂકવામાં આવ્યું છે. તેની મહત્તા અને હેતુ બરાબર સમજાય એવાં છે. પાણી સાથે દૂધ મળી જાય છે, સાકર મળી જાય છે, જો કે તેને રસાયન વિજ્ઞાનની સહાયથી જુદાં પાડી શકાય છે. પરંતુ એક કૂવાના પાણી સાથે બીજા કૂવાના પાણીને મેળવી દેવામાં આવે તો દુનિયામાં કોણ એવો વૈજ્ઞાનિક છે કે જે એ બે પાણીને જુદાં પાડી શકે ? એટલે સહેતુક પાણીથી પાણી મળ્યા પછી તેની એકતા અવિભક્ત રહે છે.

તેમ પતિપત્નીનો સંબંધ આ જીવનમાં નથી તૂટી શકતો, નથી કોઇ પ્રસંગ, કાળ, કે સમય એમને જુદાં કરી શકતો.

બીજો હેતુ છે જળના જેવી શાંતિ અને શીતળતા લાવવાનો. જળ સ્વભાવે ઠંડું છે. એમ પતિપત્ની લગ્નજીવન પછી પોતાનાં હૃદયોને એકબીજાનાં પ્રેમવારિથી એવાં શીતળ બનાવે છે કે તેમાં કદાપિ કામ, ક્રોધ કે ઉષ્ણતા લાવી શકાતાં નથી. લગ્નગ્રંથીથી જોડાતાં પતિપત્ની લગ્નની પ્રતિજ્ઞા હમેશાં સ્મરણમાં રાખે અને એ પ્રતિજ્ઞાને અનુસરી આચરણ કરે તો તેમનાં જીવનમાં કદાપિ યે 'તલ્લાક'ને સ્થાન હોય ખરૂં ?

**પ્રાણિગ્રહણ**

લગ્નવિધિમાં બીજું કર્મ છે પ્રાણિગ્રહણનું. તેમાં પતિપત્નીના જમણા હાથ એકબીજાની સાથે મેળવીને નીચેના મંત્રો ભણાય છે.

**ॐ ग्रहणामि ते सौभागत्वाम् हस्तं मया पत्या जरदष्टिर्यथासः । भयो अर्यमा सवितापुरन्धिर्मय त्वा दुर्गार्हिपत्याय देवाः ॥** **ऋ. मं. १० । सु. ८४ ॥**

ઉપરના મંત્ર જેવા બીજા ચાર પાંચ મંત્રો છે. એ સર્વનો ભાવાર્થ એ છે કે 'વરાનને ! હું તને ઐશ્વર્ય, સૌભાગ્ય, અને સુસંતાનની વૃદ્ધિને અર્થે ગ્રહણ કરૂં છું. અને તું મુજ–પતિની સાથે સુખપૂર્વક વૃદ્ધાવસ્થા ઓળંગતા સુધી રહે.'

'હે પુરૂષ ! સૌભાગ્યવૃદ્ધિ માટે આપના હાથને હું ગ્રહણ કરૂં છું. મુજ–પત્ની સાથે વૃદ્ધાવસ્થા પર્યંત પ્રસન્નતા અને અનુકૂળતાથી વ્યવહાર કરશો. આપને હું અને મારે આપ આજથી એવા પતિ–પત્નીભાવથી–બંધનથી–ઐક્યથી આપણે જોડાઈએ છીએ.'

'સકળ ઐશ્વર્યવાન, ન્યાયકારી અને જગતની ઉત્પત્તિના કર્તા અને ધારણકર્તા પરમાત્માની સાક્ષી તથા આ સભામંડપમાં બેઠેલા વિદ્વાન ગૃહસ્થોની હાજરીમાં ગૃહસ્થાશ્રમ ચલાવવા માટે તમને મારી સુપ્રત

થાય છે. આજથી હું તમારે હાથે અને તમે મારે હાથે વેચાણ થઈએ છીએ. એટલે આજથી એકબીજાને અપ્રિય આચરણ આપણે નહિ કરીએ.'

બધા મંત્રો દ્વારા લગ્નનો હેતુ તથા એકબીજાની જવાબદારી અને કર્તવ્યની ચોખવટ કરી પતિ-પત્નીને બંધનથી બાંધે છે, વિભક્ત આત્માને અવિભક્ત બનાવે છે, ગૃહસ્થાશ્રમનો હેતુ અને વિવાહનું મહત્ત્વ બહુ સારી રીતે સમજાવે છે.

એકબીજાંની અપ્રસન્નતા અંતઃકરણપૂર્વકની થવાનું એક જ સબળ કારણ છે. એ કારણ છે વ્યભિચારનું. પણ મન, કર્મ અને વચને એકબીજાં પ્રત્યે પ્રામાણિક રહેનારને એવી આંટી નથી પડતી કે જે લગ્નજીવનની દોરીને તોડી પાડે.

**શિલારોહણ**

લગ્નવિધિનું ચોથું કર્મ છે શિલારોહણ. લગ્ન વખતે એક પત્થરને ઈશાન કોણે મૂકવામાં આવે છે. અગ્નિપ્રદક્ષિણા કરતાં કન્યાનો જમણો પગ એ પત્થરને અડકાડવાનું કહેવામાં આવે છે અને તે વખતે આચાર્ય ભણે છે : '**आरोहमम**'

આ મંત્રનો ફલિતાર્થ એ છે કે 'હે દેવી ! તું ગૃહસ્થાશ્રમમાં એવી દૃઢ અને કૃતનિશ્ચય બને કે જેમ પત્થર ! તારી દૃઢતા એવી હોવી જોઈએ કે તારા ધર્મ, તારા કર્તવ્યથી કોઈ પણ ચોર, ડાકુ કે વિઘ્નસંતોષી તને ચલાયમાન કરી શકે નહિ.'

'તારી દૃઢતા અને તારા બળથી દુનિયામાં બધાં વિઘાતક તત્ત્વો દૂર દૂર ભાગતાં ફરે. તારામાં એટલું મજબૂત મનોબળ જોઈએ, એટલી જ તારી તાકાત પણ જોઈએ.'

પ્રિય વાચક ! વિચારવા જેવી વાત છે કે શાસ્ત્રાજ્ઞા સ્ત્રીને બળવાન બનાવવા માગે છે, જ્યારે આપણો સમાજ તેને કેવળ પરદામાં રાખી, સ્ત્રીને જાપાનીઝ રમકડું બનાવી રહેલ છે ! સ્ત્રી પોતે પોતાનું રક્ષણ શા માટે ન કરી શકે ? એની ઐહિક શક્તિ અને માનસિક સબળતા એટલી દૃઢ અને બળવાન હોવી જોઈએ કે જાણે સાક્ષાત્ દુર્ગા ! અને જ્યારે હિંદની નારી દુર્ગા રૂપે થશે ત્યારે જ ચંડ મુંડ

જેવા ગુંડાઓનો વિનાશ થશે. આજે જ્યાં ત્યાંથી ખબર સંભળાય છે કે અમુક કન્યાને ગુંડાઓ ભગાડી ગયા! અમુક સ્ત્રીનું અપહરણ કરવામાં આવ્યું! ખરેખર બહુ આશ્ચર્યની વાત છે! પોતે પોતાનું સંરક્ષણ ન કરી શકે એટલો આ દેશનો નારીસમાજ નિર્બળ છે અને એને ખરી રીતે આપણે જ નિર્બળ રાખ્યો છે.

થોડાક જ વખત પહેલાંની વાત છે. અમદાવાદમાં જમાલપુર તરફથી એક બહેન રાત્રે આઠેક વાગ્યાના સુમારે પસાર થતાં હતાં. તેમની બાજુમાં નિકળતાં એક મવાલીએ એ બહેનની છેડતી કરી. બહેન ઉભાં રહ્યાં અને સ્થિરભાવે ગુંડા પાસે જઈ તેમણે ડાબા હાથની એક મુક્કી એ દિલ્લગી કરવા તત્પર થનાર ગુંડાના જડબા ઉપર એટલા જોરથી લગાવી કે એ ભાઇના ત્રણ દાંત તૂટી પડ્યા, લોહી નિકળવા લાગ્યું, તે જમીન ઉપર બેસી ગયો! બહેને વગર બોલ્યે કે ઘોંઘાટ કર્યા સિવાય, કોઇની મદદ માગ્યા સિવાય કે ઇજ્જતની ફજેતી નોંધાવ્યા સિવાય ઠંડા કલેજે રસ્તો માપ્યો! ન વાતનો ઉહાપોહ થયો કે ન કોર્ટમાં છેડતી કરવાની ફરિયાદ નોંધાવવી પડી!

શું દરેક બહેન દીકરીની પાછળ સંરક્ષણ કરનાર પુરુષ ફરતો રહે તો જ સ્ત્રી છૂટથી બહાર જઇ શકે અને હરીફરી શકે? નહિ જ, એમ કદાપિ નહિ બનવું જોઈએ. આજ તો સ્ત્રીઓને એટલી સબળ બનાવવાની જરૂર છે કે આત્મરક્ષણ પોતે પોતાની જાતે જ એ કરી શકે અને બાળબચ્ચાંનું રક્ષણ પણ કરી શકે એટલી મનની અને તનની હિંમતબાજ હોવી જોઇએ. ત્યારે જ એ ગૃહસ્થાશ્રમને યોગ્ય ગણાય છે, ત્યારે જ એ પુરુષની જોડે ઉભી રહેવાને લાયક બને છે.

**લાજાહોમ**

લગ્નવિધિનું પાંચમું કર્મ લાજાહોમ છે. વરના બેઉ હાથમાં કન્યાના બેઉ હાથ મુકાવી કન્યાનો ભાઇ લાજા એટલે ડાંગર ત્રણ વખત કન્યાને આપે છે અને એ લાજા અગ્નિની અંદર હોમી દેવામાં આવે છે.

સાથે આચાર્ય મંત્ર ભણે છે. તેમાં પહેલા મંત્રનો અર્થ એ છે કે કન્યા સનાતન ધર્મ પ્રમાણે પિતાનુ કુળ છોડી પતિકુળમાં જવા તૈયાર થઈ છે તેને માટે ઇશ્વરાજ્ઞા માગે છે. બીજા મંત્રમાં અગ્નિની પ્રાર્થના કરે છે કે 'હે અગ્નિદેવ ! મારા પતિ દીર્ઘજીવી બનો અને મારા પિતા અને પતિના કુળનાં ધન, ધાન્ય અને સમૃદ્ધિની વૃદ્ધિ થાઓ.' ત્રીજા મંત્રમાં પતિને ઉદ્દેશીને પત્ની કહે છે કે: 'હે સ્વામીન! તમારી અભિવૃદ્ધિ માટે હું આ લાજાહોમ કરી અગ્નિદેવને પ્રસન્ન કરી રહી છું. ઇશ્વિર પાસે માગણી કરૂં છું કે મારો આપની પ્રત્યેનો પ્રેમ નિત્ય વધતો રહે.'

આ પ્રમાણે મંત્રો ભણી લાજાહોમ કરવામાં આવે છે. લગ્નક્રિયામાં લાજાહોમ અને સપ્તપદી એ બે ખાસ વિશિષ્ટ અંગો છે. કેટલાક આ ઠેકાણે શંકા કરશે કે જો પ્રાર્થના કરવી છે તો તે પ્રાર્થના એમ ને એમ જ કેમ નહિ કરવી ? લાજાહોમ કરવાની શી જરૂર છે?

ઉત્તર એ છે કે આપણી ક્રિયાઓ કેટલીક લાક્ષણિક અથવા ભાવનાને લઈને ચાલુ થયેલી છે. લાજાહોમના મંત્રોમાં ખાસ પતિ અને પિતાના કુળની વૃદ્ધિ માટેના તથા પ્રેમવૃદ્ધિના મંત્રો છે. લાજા–ડાંગરનું એક બીજ વાવ્યા પછી તેમાંથી જેમ સેંકડો બીજ થાય છે તેમ પતિ અને પિતાના કુળની વૃદ્ધિ ડાંગરમાંથી ઉત્પન્ન થતાં અનેક બીજોની માફક થાઓ એવી તેમાં ભાવના છે.

ડાંગરની બીજી એ ભાવના છે કે જેમ અંદરનો દાણો અને ઉપરનું ફોતરૂં એકબીજાંથી એવાં ચોટેલાં–મળેલાં–એક બીજાને લાગેલાં રહે છે કે તે જુદાં પડતાં નથી; તેમ પતિપત્ની એકબીજાંથી એવાં તનમનથી જોડાયેલાં રહે છે કે તેની વચમાં કોઇ આડખીલી આવી શકે નહિ. પરંતુ જ્યારે એ લાજાને અગ્નિમાં નાંખવામાં આવે છે એટલે તે બન્ને જુદાં પડી જાય છે. સહજીવનમાં અગ્નિ રૂપી કામ, ક્રોધ, ઇર્ષ્યા, વહેમને આવવા દેવાં ન જોઇએ. નહિતર બન્ને

જુદાં પડી જશે. એ જુદાં પડી ગયા પછી જમીનમાં વાવવામાં આવે છતાં તે ઉગી શકતાં નથી; અને એકમાંથી અનેક બીજ બનતાં નથી, તેમ અંત:કરણ કામ, ક્રોધ, આદિથી બળી ગયા પછી પતિ–પત્નીનો સંસાર ફળદ્રુપ અને પલ્લવિત બનતો નથી, તેમ જ જીવનરસ સુકાઇ જાય છે.

**સપ્તપદી**

સપ્તપદીનો અર્થ છે સાત પગલાં અથવા સાત પગથીયાં. ગૃહસ્થાશ્રમ રૂપી મહેલમાં ચઢવા માટે અથવા તેને નિભાવવા માટે સાત પગથીયાં બતાવ્યાં છે અને તેના જુદા જુદા મંત્રો છે: (૧) અન્ન, (૨) શારીરિક બલ, (૩) જ્ઞાન, (૪) સુખ, (૫) સન્તાન, (૬) ઋતુઓને અનુકૂળ વર્તાવ. (૭) મિત્રતા.

મંત્ર ભણવાની સાથે વરકન્યાને પાસે રાખવાનાં વસ્ત્રો (ઉપરણી અને ચુંદડી)ની ગાંઠ વાળવામાં આવે છે અને ત્યારપછી પગલાં ભરવામાં આવે છે. (ફેરા ફેરવવા.)

એ વખતે જે મંત્ર ભણાય છે તેમાં ઉપરના સાત અર્થવાળા મંત્રો હોય છે.

પ્રથમ મંત્રમાં અન્નની મહત્તા બતાવી છે. અન્ન એ મનુષ્યનું જીવન છે. એટલે ગૃહસ્થાશ્રમમાં અન્ન પેદા કરી શકે એવા પુરુષને જ બાંધવો જોઇએ. કારણ કે એ ભાર તેના શિર ઉપર છે કે ધન ઉપાર્જન કરી પત્ની અને તેથી થનારા સંતાનનું અન્નાદિથી તેણે પોષણ કરવું પડશે. આગળના જમાનામાં અન્નાદિથી ભરપૂર પુરુષને કન્યા મળતી. આ મંત્ર ભણતાં સાથે પુરુષ પત્નીને કહે છે: 'તું મારી અનુવ્રતા થા.' એટલે કે તું મને અનુસરનારી બન.

અર્થાત્ પતિ કહે તેમ પત્નીએ ચાલવું. આમાં એક અનર્થ થવાનો સંભવ છે. પતિ દુરાચારી, વ્યભિચારી, પાપી કે કુકર્મી બને તો શું પત્નીએ તેને અનુસરવું? કારણ કે સપ્તપદીની પ્રતિજ્ઞા તો 'અનુવ્રતા'ની છે. પરંતુ 'અનુવ્રતા'માં સત્ય અને ધર્મયુક્ત સંકલ્પને જ

વૃત્ત કહેવામાં આવે છે. એટલે ધર્મ અને સત્યયુક્ત પતિના કર્મ અને કાર્યને જ અનુસરવું જોઇએ.

બીજા મંત્રમાં શારીરિક બળ માટે કહેવામાં આવ્યું છે. શારીરિક બળની, અન્ન મેળવવા તથા પચાવવા માટે અને સંસારનું, આપ્તજનોનું રક્ષણ કરવા માટે જરૂર છે. સંસારારૂઢ થવા માટે શારીરિક બળ જેનામાં નથી તે કોઈ પણ રીતે સંસારને લાયક નથી.

ત્રીજા મંત્રમાં જ્ઞાનની આવશ્યકતા બતાવી છે કે જ્ઞાન વિના કાર્ય ફલિભૂત થતું નથી. જ્ઞાનથી બુદ્ધિ તીવ્ર બને છે. તે શારીરિક બળ ખીલવવામાં કામ આપે છે. એક વિદ્વાને કહ્યું છે કે—

**बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेस्तु कुतो बलम् ?**

અર્થાત્ જ્યાં બુદ્ધિ છે ત્યાં જ બળ છે. નિર્બુદ્ધમાં બળ ક્યાંથી હોય ? એટલે સંસારને પાર થવા માટે, સારાસારવિવેક માટે મનુષ્યને અથવા તો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનારને અનેક પ્રકારનાં જ્ઞાનની આવશ્યકતા છે.

ચોથા મંત્રમાં પતી પત્ની અરસપરસ સુખ મેળવી શકે એ બાબત બતાવવામાં આવી છે. પાંચમા મંત્રમાં સંતાન–ઉત્તમ સંતાન ઉત્પન્ન કરી તેને સુશીલ અને સુશિક્ષિત બનાવવા માટે બતાવવામાં આવ્યું છે. એટલે સંસારમાં સન્તાનોની પરમ આવશ્યકતા, છે, છતાં એ સન્તાન ભારતવર્ષને આદર્શ રૂપ, દેશોદ્ધારક, દેશને મદદ રૂપ હોવાં જોઈએ. છઠ્ઠા મંત્રમાં ઋતુને અનુકૂળ વર્તન કરવાને માટે બતાવ્યું છે. કારણ કે વર્ષમાં છ ઋતુઓ આવે છે. એ છ ઋતુમાં વાતાદિક દોષ પ્રકોપ પામે છે, અને તેની અસર શરીર ઉપર થાય છે–એ લક્ષમાં રાખી ઋતુને અનુકૂળ જો આહારવિહાર રાખવામાં આવે તો સ્વાસ્થ્યરક્ષા થઇ શકે. અને જેનામાં સ્વાસ્થ્યરક્ષાનો મહામંત્ર ઓતપ્રોત થયેલો છે તે જ સંસારનાં–સપ્તપદીમાંના બીજાં અંગો સમજી શકે છે અથવા માણી શકે છે. અગાઉ બતાવેલાં બધાં અંગો સ્વાસ્થ્ય ઉપર આધાર રાખે છે. છઠ્ઠા મંત્રથી પતિપત્નીને ઉપદેશ

કરવામાં આવ્યો છે અને આખી જીવનચર્યા સમજાવી આયુર્વેદનાં ખાસ સૂત્રોનો રસ રેડ્યો છે.

સાતમા મંત્રમાં સ્ત્રીને સંબોધીને પુરુષે કહ્યું છે કે: હે 'સખે!' સખા મિત્રને કહેવામાં આવે છે. આ જગ્યાએ સ્ત્રીને દાસી, ચાકરડી અને ગુલામ માનનાર પુરુષો વિચાર કરે કે પત્ની એટલે જીવનસખી. સખા પ્રત્યે જેટલો અધિકાર છે તેટલો જ પતિની નજરમાં પત્નીનો અધિકાર હોવો જોઇએ.

આજે ગૃહકંકાસ, રીસામણાં, છૂટાછેડા અને વૈમનસ્યથી માર્યાં માર્યાં ફરતાં સ્ત્રીપુરુષ આ સપ્તપદીનો સાતમો મંત્ર બરાબર સમજી જીવનમાં ઉતારે તો કોઇ કલહ રહેવા પામે નહિ. સમાનતાની ભાવના તો આર્યજાતિની ઉત્પત્તિ સાથે ભરી છે. પરંતુ જ્યારથી સ્ત્રીને ઉતરતી દૃષ્ટિએ જોવામાં આવી, તેની યોગ્યતા, તેના અધિકાર છીનવી લઇ, ગુલામીની બેડીઓમાં તેને જકડી લીધી, ત્યારથી જ આ દેશની અવનતિનાં પગરણ મંડાયાં છે.

ઉપર પ્રમાણે સાતે ભૂમિકા અથવા પગથિયાં અથવા ડગલાં જે સમજીને, આટલાં સ્ટેજ વટાવીને, પાર કરી જાય તે જ ગાર્હસ્થ્ય-જીવનની સુંદર હવેલી ઉપર બેસી આહ્લાદ માણી શકે છે. એટલે લગ્નગ્રંથીથી જોડાતાં અથવા જોડાઇ ગયેલાં સ્ત્રીપુરૂષો આ સપ્તપદીનું રહસ્ય અને ઉદ્દેશ બરાબર સમજી જીવનમાં ઉતારે અને પોતાનું સહજીવન નંદનવન જેવું ખીલવે.

લગ્ન એ એક અતૂટ બંધન છે. તેને વિચારી આચરવામાં આવે તો મનુષ્યજીવનમાં પૂર્ણ અને સાચો આનંદ મેળવી શકાય છે. લગ્ન-પ્રસંગને આપણે અનેક રીતે જોઇ ગયા અને તેની બની શકી તેટલી ચર્ચા પણ કરી છે. એટલે આ વિષય બંધ કરી મધુરજની અથવા પ્રથમમિલનથી આપણે ચર્ચા શરૂ કરીને આગળ વધીશું.



# પ્રકરણ ૨૯મું

## મધુરજની–પ્રથમમિલન

યુવાની–ઉષાના ઉઘડતા પ્રભાતે નવી સૃષ્ટિમાં પગરણ માંડતાં પતિ પત્ની બની બેઠેલાં યુવક યુવતીનું પ્રથમમિલન એ જીવનનો યાદગાર પ્રસંગ છે. દૈહિક મિલન દ્વારા આત્માનું ઐક્ય સાધવા તત્પર બનેલાં યુગલનાં હૃદયોમાં ચાલી રહેલાં દ્વંદ્વયુદ્ધ અને એની સાથે અકલ્પિત ભય જાતીય સંબંધ માટે ઉંડે ઉંડે પડયો હોય છે. થોડાક સંસ્કારે રંગાયેલાં લગ્ન પહેલાંનાં છૂપાં મિલનો, પ્રેમના એકરારો, પ્રેમપત્રો અને છૂપી ગોષ્ટિઓથી કદાચ કેટલાંક યુગલો થોડાં નજીક આવ્યાં હોય છે, છતાં દૈહિક સંબંધના દ્વારની સાંકળ ખોલવાનો આ પ્રથમ પ્રસંગ, લગ્નજીવનનો પ્રથમ પ્રવેશ એ ઉભયને માટે અને વધુ પડતો યુવતીને માટે શરમ, સંશય તથા ભ્રામક અને છૂપા ભયથી મિશ્રિત બનેલી ઊર્મિશીલ લાગણીઓની ઝણઝણાટીથી ભરપૂર હોય છે.

કારણ કે એને જાતીય જીવનમાં પ્રવેશ કરવાનું હોવા છતાં જાતીય જીવનનું સીધું અને સાદું જ્ઞાન આપવામાં નથી આવ્યું હોતું. આપણો સભ્ય સમાજ આ પ્રકારના જ્ઞાનને અશ્લીલ માનતો આવ્યો છે–માને છે. જીવનમાં જે વધુમાં વધુ પ્રાણવાન હોય છે, જેની પાછળ સૃષ્ટિસંવર્ધન, પ્રેમવહન, સહજીવનનો મહામૂલો ઉદ્દેશ છે, તે વિષયને અંગુલિનિર્દેષ જેટલો પણ સાચો રાહ નથી બતાવાતો. પરિણામ એ આવ્યું છે કે આજનાં જોડલાંની અંદર આડે અવળેથી છૂપી રીતે વિકૃત પામેલું જાતીય વિજ્ઞાન પેસી ગયું હોય છે. તેમણે શક્તિની દવાના પ્રચારનાં ચોપનીયાંમાંથી, ચોરાશી આસનોનાં કહેવાતાં કોકશાસ્ત્રોમાંથી, એકાંતમાં જોવા લાયક કાર્ડો છૂપાં મંગાવી તેમાંથી, રેલ્વેના થર્ડ ક્લાસનાં જાજરૂની બારીએથી કિંવા એલીસબ્રીજ જેવા પુલની કમાનો ઉપર ચાકથી લખાયેલાં બિભત્સ વાકયોથી

જાતીય જ્ઞાન મેળવી લઇ પચાવી લીધું હોય છે. આ ગંદા પ્રચારમાંથી એમને સીધું અને સાચું જ્ઞાન મળતું નથી, સાચા જ્ઞાનની એમની તૃષા છીપતી નથી અને પછી વધુ અને વધુ એ ગંદા જ્ઞાનજળ તરફ તેઓ દોડી જાય છે. એવી રીતે મેળવી લીધેલા જ્ઞાન ઉપર એમને આખું જાતીય જીવન ખેડવાનું રહે છે, અથવા તો પોતાનાથી પુખ્ત ઉમરની સાહેલી અથવા મિત્રની પાસેથી સાંભળેલી નાજુક અને સંદિગ્ધ વાતો ઉપર એમને જાતીય જીવન ખેડવાનું રહે છે!

આવાં ભોળાં યુવક યુવતીઓને સાચું અને સરલ જ્ઞાન પરિણીત જીવનનું આપવામાં આવે, તો તેઓ ભવિષ્યમાં ઉપલબ્ધ થતા અનેક અનર્થોથી બચી જાય છે.

હવે આપણે એ વિષયના જ્ઞાન તરફ વળીએ : પરણીને તુરત જ સમજ્યા વગર વિષયભોગમાં મચી પડનાર પુરુષ પોતાની શારીરિક શક્તિ અને સ્નાયુમંડળને હાનિ કરી બેસે છે, અને સ્ત્રી પણ પોતાનું મહત્ત્વનું અંગ છિન્નભિન્ન કરીને સદાને માટે વિકૃતિવાળું કરી બેસે છે. તેનું કારણ છે તેમને સાચો માર્ગ નથી બતાવવામાં આવ્યો તે. અનુભવથી જોવામાં આવ્યું છે કે પંચોતેર ટકા સંસારમાં પ્રવેશ કર્યા પછીના એકાદ બે વરસમાં જ અંગપ્રત્યાંગોની શિથિલતા અને અસ્વસ્થતા તથા કાયમી ગુપ્ત ભાગોના રોગનાં ભોગ બની બેઠેલાં પતિ પત્ની ઉતરી ગયેલા અન્ન જેવાં જણાય છે. અને એમની લગ્નજીવન પહેલાંની તરવરાટ તથા જાતીયજીવનની ખુશબો હણાઇ ગયેલી હોય છે.

એટલે જ જાતીયતા, એનો ઉદ્‌ભવ અને વિકાસ, એની સ્વાભાવિક પ્રકૃતિ અને વિકૃતિ, તેમાં રહેલો આનંદ અને છુપાયેલી વેદના, એમાં રહેલું સજીવ કાવ્ય અને છૂપાં મનોમંથનો, તેમાં રહેલું વિજ્ઞાન એ સર્વ જૂનવાણી વિચાર ધરાવનારને ભલે યોગ્ય ન લાગે,

પરંતુ વાસ્તવિક કામવિજ્ઞાન જાણવાની, સંસારમાં પ્રવેશ કરતાં સ્ત્રી-પુરુષોને અત્યંત જરૂર છે. ભોળી ભલી બાળા પ્રથમ રાત્રિના કલ્પિત ભયે ધ્રૂજી રહી હોય છે. અધીરો પુરુષ દિલ ઉપરની સંયમની પીછોડી હઠાવી વેગવંતો બની જાય છે, તો ગમે તેવી સરળ મનની નવ-પરિણીતા પણ થરથરી ઉઠે છે એ ભૂલવા જેવું નથી. અનેક કેસો તપાસવા મળ્યા છે અને પ્રથમ રાત્રિના પુરુષની અધીરાઇના પરિણામે પત્નીને પખવાડીયાંઓ સુધી પથારી સેવવી પડી હોય છે. આનું કારણ શું છે? ઉંધું ઘાલી આંખો મીંચી ડૂબકી મારતો પુરુષ પત્નીને ઉંડી ગર્તામાં લઈ જાય છે અને પછી તેઓ સપાટી ઉપર તરી શકતાં નથી.

પુરુષ અને સ્ત્રી એકરૂપ થવા ઇચ્છતાં હોવા છતાં તેમાં જાતિ-ભેદ પડેલો હોય છે. બન્નેનાં સ્વભાવ, ખાસીયત, ગુણ અને ધર્મ જુદા છે. પુરુષ એ નક્કર અને મિષ્ટ પદાર્થના ટુકડા જેવો છે, સ્ત્રી એ અવિકસિત કળી છે. મિષ્ટ પદાર્થના ટુકડાનો ઉપભોગ કરવામાં વધુ તૈયારીની જરૂર નથી, પરંતુ અવિકસિત પુષ્પની કળીને ખુશબોદાર બનાવવા પાછળ, તેની પાંખડીઓ પૂર્ણ રીતે ખીલી ઉઠી એમાંથી આપમેળે સુવાસ ફેલાવા લાગે તેને માટે પૂર્વતૈયારી અને પૂર્વભૂમિકાની જરૂર છે. ઉતાવળ કરી અણખીલી કળીમાંથી સુવાસની લાલચ રાખનાર અથવા લેનાર એની સાચી ખુશબો તો મેળવી શકતો નથી, પણ શોકની વાત એ છે કે એ કળીને અકાળે કરમાવી નાંખે છે.

સ્ત્રીરૂપી કળીને ખીલવામાં બે માર્ગ અંતરાય કરે છે. એક તો એના મન ઉપર નવી ભૂમિકાનાં અકલ્પિત ભય અને શરમ હોય છે. બીજું તેના ગુહ્યાંગમાં આડે રહેલો પટલ અને તે તૂટવાથી થનારા દર્દના દુઃખની કલ્પનાથી પુરુષના શરીરસહવાસને તેનું શરીર ઇચ્છતું હોવા છતાં મન વારી રાખી ક્ષોભ પેદા કરે છે. આ અગમ્ય ભયને જો ધારે તો પુરુષ બુદ્ધિપૂર્વક દૂર કરી શકે છે. એટલે તે પોતાની અધીરાઈનો ત્યાગ કરી, શાન્ત રીતે તેના મનનો વિશ્વાસ સંપાદન કરી શકે છે.

શરીરસમાગમનો પ્રથમ પ્રસંગ એ જેટલો નાજુક છે તેટલો જ તે મહત્ત્વનો છે. એ પ્રસંગની સાથે જ સ્ત્રીના જાતીય જીવનનું પ્રભાત પ્રગટે છે. એટલે પતિ તરીકેની ફરજ સમજતો પુરુષ સ્ત્રીના પ્રગટ અથવા અપ્રગટ ભયનું મૂલ્યાંકન કરી આકળો ઉતાવળો નહિ થતાં વિશ્વાસ સંપાદન કરવા ખાતર, પત્નીનું મન મેળવી લેવા ખાતર પણ પ્રથમમિલને કે પ્રથમ રાત્રિએ જ સમાગમ અનિવાર્ય નહિ સમજતાં, તે માટે દિવસો ગુમાવવા પડે તો પણ દરગુજર કરી લઇ, એવો સમય નજીક લાવે કે શરીરસહવાસ માટે સ્ત્રી સંપૂર્ણ તૈયાર હોય.

આનો અર્થ એ નથી સમજવાનો કે સ્ત્રીના સમાગમમાં પુરુષે બીતાં બીતાં આગળ વધવું. પરંતુ પોતાના વર્તનથી એટલો વિશ્વાસ તો એ જરૂર પેદા કરી શકે છે કે સ્ત્રીના ભયનું કારણ પોતે સમજી શકયો છે અને અકથ્ય શરીરદુઃખ ઉત્પન્ન કરવામાં એ પણ નાખુશ છે. છતાં યે જો ધારે તો પુરુષ પ્રેમોપચાર દ્વારા સ્ત્રીને સંપૂર્ણ તૈયાર કરી શકે છે અને તેના શરીર તથા મનની વચ્ચે ચાલી રહેલા દ્વંદ્વ-યુદ્ધમાં શરીર જીત મેળવી, મનના ભયને નહિ ગણકારતાં સ્ત્રી પોતાના શરીરને સ્વામીના અંકમાં સમર્પણ કરી શકે.

તો પણ એટલી કાળજી રાખી લેવી જોઈએ કે પત્નીએ શરીર-સમર્પણ કર્યું છે છતાં, ગુપ્તાંગના સ્પર્શ અને સમાગમચેષ્ટાથી એના શરીર અને મુખ ઉપરની રેખાઓ ભયભરી બની ગઈ હોય તો ફરી પુરુષે થોભી જવું ઘટે. આ જગ્યાએ એક ભૂલ થઇ જવા સંભવ પણ છે સ્ત્રીજાતિનો સ્વભાવ જ એવો છે કે સમાગમકાળમાં છેક છેવટ સુધી તેનું શરમજનક નકાર કે ઉંહું મટતું નથી; પરંતુ ભયથી ઉત્પન્ન થયેલા અથવા શરમજનક નકાર કે થયેલા ઉંહકાર સ્પષ્ટ સમજી શકાય તેવા હોય છે.

અગાઉ સ્ત્રીઓનાં ગુપ્તાંગોના વિવેચનમાં અમે જણાવી ગયા છીએ કે ગુપ્તાંગોના માર્ગના નાના હોઠની આગળ એક બારીક અને

પાતળો પડદો લાગેલો છે અને આ બારીક પડદો પ્રથમ સહવાસે તૂટી જઇ એ માર્ગ સરલ બને છે. પરંતુ પ્રથમમિલન વખતે આ પડદો જ્યારે તૂટવાનો અવસર આવે છે ત્યારે સ્ત્રીને ઓછું વધતું દુઃખ થાય છે. છતાં એ દુઃખ તંદુરસ્તી અને યુવાની પ્રાપ્ત કરી ચૂકેલી કન્યા માટે અસહ્ય નથી. એટલે પુરુષ કાળજીપૂર્વક પત્નીને ત્રાસ ન પડે તેવો પ્રયત્ન કરે છે અને પત્ની પ્રત્યાઘાતથી નહિ ડરતાં ઉત્સાહથી ઝીલી લે છે તો સહેલાઇથી એ અર્ધચંદ્રકાર બારીક પડદો તૂટી જઈ માર્ગ સરલ અને સુખપ્રદ બને છે.

પડદો તૂટવાની સાથે થોડું રક્ત પણ વહેવા લાગે છે. એનું પ્રમાણ કેટલાક કેસોમાં બહુ જ જુજ હોય છે, જ્યારે કેટલીક વખતે એ વધુ પડતું પણ હોય છે. પરંતુ વચગાળાના બે ચાર દિવસના આરામથી આપોઆપ ઠીક થઈ જાય છે. છતાં એ ભાગ વેદનાયુક્ત જણાય અને લોહી આવ્યા કરતું હોય તો તેને માટે ગ્લીસરાઇન દશ ભાગ અને એક ભાગ એસીડ ટેનીક મેળવી લઇ, તેમાં પલાળેલા રૂનો પોલ મૂકી દેવાથી તદ્દન સ્વસ્થતા આવી જાય છે. પરંતુ એક વાત ચોક્કસ યાદ રાખવા જેવી છે કે પ્રથમ સમાગમ પછીની બે ત્રણ રાત્રિ બિલકુલ સમાગમ વગર છોડી દેવી જોઇએ.

કન્યા પંદર વરસની ઉમરની હોય, શરીર સશક્ત હોય તેમ જ શરીરસંબંધ માટે એની પૂર્ણ તૈયારી જણાય, છતાં બે ચાર રાત્રિના પ્રયત્ન પછી પણ કૌમાર્યનો પડદો અખંડિત જ રહે તો વધુ તોફાન નહિ મચાવતાં કોઈ નિષ્ણાત લેડી ડોક્ટર અથવા અનુભવી સદાચારી વૈદ્યની સલાહ લઇ તેમની સલાહ પ્રમાણે વર્તવું ઘટે. કેટલીક વખતે આ પડદો એટલો સખત બની ગયો હોય કે એને શસ્ત્રથી છેકો મૂકી ગુપ્તભાગનો માર્ગ સરળ બનાવવો પડે છે. જો કે આવા કેસો બહુ જ જુજ જોવામાં આવે છે. તો પણ જ્યારે શારીરિક પ્રયત્નથી માર્ગ સરલ નથી બનતો ત્યારે નિરૂપાયે શસ્ત્રનો ઉપયોગ કરાવવાનો રહે છે, અને જ્યાં શસ્ત્રની અનિવાર્યતા છે ત્યાં શરીરના

વધુ પડતા જોરથી પ્રયત્ન કરવામાં આવે છે તો પડદો તૂટવા ઉપરાંત એ માર્ગના નાના ઓષ્ટો અથવા બેસણીની જગ્યા ચીરાઈ જઈ અનર્થ અને દુઃખ થાય છે. એટલે જ પુરુષને ફરી એક વખત જોરથી સલાહ આપવી પડે છે કે 'ઉતાવળા સો બહાવરા, ધીરા સો ગંભીર.'

મધુરજની અથવા પ્રથમમિલનનું રહસ્ય કેવળ શરીરસમાગમમાં જ પર્યાપ્ત બને છે એમ નથી માની લેવાનું. સમાગમકાળ એ તો છેક છેવટની ભૂમિકા છે કે જે ભૂમિકા ઉપર આરૂઢ થયા પછી પતિ પત્ની વિભક્ત મટી અવિભક્તરૂપ આત્માની એકતા અનુભવતાં એક એવા રસપ્રવાહમાં વહન કરી રહ્યાં હોય છે કે જેનું વર્ણન શબ્દાતીત છે. સોળે કળાએ હૃદયની પાંખડીઓ વિકસિત બની, હૃદયે હૃદયને મેળવી લેવાય છે ત્યારે જુદાં જણાતાં બંને સ્વરૂપો એવાં રસબસ અને એકરસ બને છે કે જેમાં પછી કોઈ પડદો આડો રહેતો નથી.

આવા રસાસ્વાદની પૂર્ણતાની મોજ જેમને માણવી હોય છે તેમને સમાગમકાળ પહેલાંની પૂર્વભૂમિકા અથવા પ્રેમોપચારની માહિતી હોવી જોઈએ. મીઠા આમ્રફળનો મધુર આસ્વાદ ત્યારે જ લઈ શકાય જ્યારે વસંતના વાયરા અને ગ્રીષ્મની ઉષ્માથી આમ્રનાં ફળના અંતરસને પરિપકવ કરવામાં આવ્યો હોય.

એવી રીતે સ્ત્રીશરીરમાં જાતીય આવેગો અને કામેચ્છા ભરી હોવા છતાં, દહીંના મંથન સિવાય માખણ બનાવી શકાતું નથી, તેમ પ્રેમોપચારના વિધિ વડે જો સ્ત્રીને તૈયાર કરવામાં નથી આવતી તો એ અપૂર્ણ તૈયારીવાળા સમાગમમાં અને બળાત્કારમાં બહુ અંતર રહેતો નથી.

કારણ કે પુરુષ અને સ્ત્રીના શરીરમાં કામેચ્છા સરખી નથી. પુરુષ હમેશાં ભરતીથી ભરપૂર હોય છે. જો કે કેટલાક વિદ્વાનોનો પુરુષમાં પણ ભરતી અને ઓટ હોવાનો મત છે, છતાં ઘણા આચાર્યો

પુરુષની હમેશની તૈયારી બતાવે છે, જ્યારે સ્ત્રીશરીરમાં કામના ભરતી–ઓટનો આધાર ચાંદ્રમાસના દિવસો ઉપર છે. જેમ ચંદ્રની કળાથી સમુદ્રમાં ભરતી–ઓટ થાય છે તેમ સ્ત્રીશરીરમાં ઋતુકાળના દિવસોની ગણતરી ઉપર ભરતી–ઓટ થાય છે.

ઓટના વખતે સ્ત્રીશરીરમાં કામવાસના એટલી મંદ હોય છે કે તેને બીજા ઉપચારોથી તૈયાર કરી લેવામાં ન આવે અને અકસ્માતની માફક સમાગમની શરૂઆત થાય તો એને બીલકુલ જાતીય આનંદ આવતો નથી. જો કે હિંદની સ્ત્રીઓ તો પતિની ઇચ્છા એ જ પોતાની ઇચ્છા માનતી હોઇ પોતાના શરીરને પતિને આધીન કરે છે, છતાં પૂર્ણિમા વગરનો ચંદ્ર સોળે કળાએ પોતાની જ્યોત્સ્ના પ્રસારી શકતો નથી, તેમ કામવિહ્વળતા ઉત્પન્ન કર્યા કે થયા સિવાયનો સમાગમ નિરસ હોય છે. તેમાં માત્ર હવસની તૃપ્તિ સિવાય કશું મળતું નથી.

ચાંદ્રમાસ અથવા ભરતી–ઓટના દિવસોના હિસાબે સ્ત્રીમાં પૂરો કામનો ઓટ હોય છતાં પુરુષ જો કામવિજ્ઞાનમાં પાવરધો હોય છે, તો તદ્દન ઠંડી બનેલી સ્ત્રીને પણ પૂર્ણ પ્રકારે ઉત્સાહમાં લાવી શકે છે.

ઉપર જણાવ્યા મુજબ સ્ત્રીમાં કામનો ઓટ હોય છે તેમ ભરતી પણ હોય છે. એ ભરતી વખતે જો તેને સહવાસ આપવામાં આવે છે તો તે જલદી તૈયાર થઇ શકે છે. પરંતુ એની ભરતી વખતે ઉત્પન્ન થયેલી કામવાસનાને જો તૃપ્ત કરવામાં નથી આવતી અથવા તેમાં અપૂર્ણતા રહે છે તો પરિણામે ઘણી વાર સ્ત્રી–પુરુષના મનમેળ બિલકુલ નાબૂદ થઈ જાય છે.



# પ્રકરણ ૨૭મું

## પ્રેમોપચાર

**કા**મેચ્છા એ અન્ય પ્રાણીઓની માફક મનુષ્યોમાં પણ સ્વાભાવિક છે. એ ઇચ્છાને વિચારશક્તિના કાબૂમાં લેવી જોઇએ. કામેચ્છાની અસર ઇંદ્રિઓ અને મન ઉપર જમાવ ન કરી શકે એનું નામ તે સંયમ છે. ઇંદ્રિયોનો આહાર વિષયભોગ છે. છતાં વિદ્વાનો એ વિષયભોગથી ઇંદ્રિયોરૂપી અશ્વને બુદ્ધિની લગામથી કાબૂમાં રાખવા સૂચવે છે.

આહાર, નિદ્રા, અને ભય જેમ સ્વાભાવિક છે તેમ વિષયભોગ પણ અત્યંત સ્વાભાવિક છે. ખાસ સિદ્ધાંતવાદી મનુષ્યોને બાદ કરીએ તો પુખ્ત ઉમરનાં સ્ત્રી–પુરૂષો વિષયભોગવિહીન રહી શકતાં નથી. તેની સાથે સૃષ્ટિસંવર્ધન અને ગર્ભાધાન માટે પણ વિષયભોગ એ આવશ્યક ભૂમિકા છે.

એટલે જ ભારતના મહર્ષિઓએ આ ક્ષેત્રની પુખ્ત વિચારપૂર્વક ભૂમિકા દોરેલી છે અને એને અવલંબીને જે નરનારી વિષયાભિમુખ બને છે તે સાચો આહ્લાદ મેળવી શકે છે.

અગાઉ અમે જણાવી ગયા છીએ કે પુરુષ અને સ્ત્રી એ વિભિન્ન જાતિનાં હોવાથી તેમની કામેચ્છા અથવા કામભરતી એકસરખી હોતી નથી. પુરુષ લગભગ હમેશ માટે ભરતીથી ભરેલ છે, સ્ત્રી ચાંદ્રમાસ અથવા ચંદ્રકલાની વધઘટ સાથે કામની ભરતી અને ઓટ અનુભવે છે. એટલે ચાંદ્રમાસ કોને કહેવો એ સ્પષ્ટતા પ્રથમ કરવાની જરૂર છે. અર્થાત્ આકાશમાં ચંદ્રના ઉદય અને અસ્તની સાથે સ્ત્રીશરીરને સંબંધ છે, કે પછી ઋતુકાળ સમાપ્ત થયો તે દિવસથી આ વિષયમાં ચંદ્રમાસ ગણવો ?

આ વિષયના નિષ્ણાતો પોતાનો મત જણાવે છે કે જ્યાંસુધી મનુષ્યો સાત્ત્વિક આહારવિહારવાળાં હતાં અને સંયમનિયમથી બદ્ધ હતાં ત્યાંસુધી સ્ત્રી ઘણું કરીને સુદી પ્રતિપદાએ ઋતુકાળ પ્રાપ્ત કરતી. એટલે તેના શરીર–સાત્ત્વિક શરીર ઉપર ચંદ્રનાં કિરણોની સીધી અસર થતી.

હજી પણ ઝીણવટથી તપાસ કરવામાં આવે તો સત્ય બહાર તરી આવે છે અને લગભગ ૫૦ ટકા સ્ત્રીઓ, સુદીમાં ઋતુમતી થાય છે. છતાં કેવળ નિયમ તરીકે એ રીતે ચાંદ્રમાસ લઈ શકાય નહિ. પાછળના વિદ્વાનોનો મત છે કે જે દિવસે સ્ત્રી ઋતુસ્નાન કરે તે દિવસે ચાંદ્રમાસની પ્રતિપદા સમજવી જોઈએ અને એ હિસાબે કામની ભરતીના દિવસો ગણવાનો રીવાજ છે.

એટલે ઋતુમતીના ચોથા દિવસથી શરૂ થઈ ૧૬ રાત્રિ સુધી ગર્ભાધાનને યોગ્ય દિવસો સુશ્રુતાચાર્યના મત પ્રમાણે ગણાવ્યા છે. એટલે કે એ હિસાબે ક્રમે કરીને સોળ રાત્રિ સુધી કામની ભરતી સ્ત્રીશરીરમાં વધતી જાય છે અને સોળ રાત્રિ પછી ઓસરવા માંડે છે. પછી ઋતુકાળને ત્રણ કે ચાર રાત્રિ બાકી હોય છે તે વખતે ફરી કામની ભરતી આવે છે. એ પ્રમાણે ગણતાં એક માસમાં ભરતી-ઓટ સ્ત્રીશરીરમાં કામવાસનાનાં હોય છે. કામશાસ્ત્રના જાણકારોએ પ્રતિ દિવસે કામ: વધતો જતો કઈ કઈ જગ્યાએ: નિવાસ કરે છે તે પણ બતાવ્યું છે. તે માટે પંડિત કોકે પોતાના રતિરહસ્યગ્રંથમાં સરસ બાખ્યા કરી છે. એ શ્લોકરૂપે છે. પરંતુ અહીં એનું કોષ્ટક બતાવીએ છીએ કે જે તિથિએ જ્યાં કામ નિવાસ કરતો હોય તે સમજી શકાય:

| અંગનું નામ | શુક્લપક્ષ (જમણું અંગ) | કૃષ્ણપક્ષ (ડાબું અંગ) |
|---|---|---|
| અંગુઠો | ૧ | ૧૫ |
| પગતળીયું | ૨ | ૧૪ |
| ઘુંટી | ૩ | ૧૩ |
| પગની પીંડી | ૪ | ૧૨ |
| જાંગ | ૫ | ૧૧ |
| નાભિ | ૬ | ૧૦ |
| હૃદય | ૭ | ૯ |
| સ્તન | ૮ | ૮ |
| બગલ | ૯ | ૭ |
| કંઠ | ૧૦ | ૬ |
| ગાલ | ૧૧ | ૫ |
| હોઠ | ૧૨ | ૪ |
| નેત્ર | ૧૩ | ૩ |
| ભાલ | ૧૪ | ૨ |
| મસ્તક | ૧૫ | ૧ |

આ ઉપરથી સમજી શકાશે કે શરીરના એક એક અંગમાં કામ દરરોજ ભરતી–ઓટમાં પણ મુકામ કરી રહેલો હોય છે અને તેને જાગૃત કરવા માટે તે તે અંગનું મર્દન, સ્પર્શ કે ચુંબન કરવામાં આવે તો કામની જાગૃતિ આવી શકે છે. પ્રેમોપચારની ક્રિયા–કુશળતા જાણવાની ઇચ્છા રાખનારે આ દિવસો બરાબર ખ્યાલમાં રાખવા જોઇએ.

આજનો સાધારણ જનસમાજ કામેચ્છા શી વસ્તુ છે તે સમજી શકતો નથી. જેમ જીર્ણજ્વરનો દરદી સાચી ભૂખને નહિ સમજી શકવાથી ખોટી ભૂખે આહાર કરીને માંદગી વહોરી લે છે, તેમ પુરુષ પોતાની શરીરસમાગમમાં પ્રવૃત્ત થવાની આદતને કામેચ્છા

માની લે છે અને સ્ત્રી પણ ફરજના ખ્યાલથી પુરુષની વૃત્તિને અધીન થવામાં કામેચ્છા માને છે. પરંતુ ખરી રીતે તો એમાં માત્ર હવસને સંતોષવા સિવાય સાચા વિષયસુખને અંશ પણ હોતો નથી.

સાચી કામેચ્છા સાચવી રાખેલા સંયમમાંથી જ જન્મે છે અને તેની તૃપ્તિ આત્મા તથા દેહને પ્રફુલ્લિત બનાવે છે.

જેમ સાચી ભૂખ સંતોષ, સુસ્વાદ અને શરીરને પોષણ આપે છે, પરંતુ ભરેલા પેટે આહાર કરનારની હોજરી બગડે છે અને તેની સાથે જીભમાંનો સ્વાદ પણ નાશ પામી જાય છે; એવી જ રીતે કેવળ આદતને વશ થઈ સમાગમ સેવનારનાં જાતીય અવયવો વેડફાઈ જઈ એ માટેની સાચી અભિરૂચી પણ આખરે નાશ પામે છે.

ફળની મિષ્ટતા પૂરેપૂરી માણવી હોય તેણે તે પકવ થવાની રાહ જોવી પડે છે. તેમ સ્ત્રીને સાચી સાથીદાર બનાવવા માટે તેના શરીરમાં થનાર કામભરતી સુધીના સમયની રાહ જોવી જોઈએ. તેમ છતાં ઉતાવળ કરી રસાસ્વાદ માણનાર સાચો સ્વાદ મેળવી શકતો નથી.

અગાઉ જણાવી ગયા છીએ કે સ્ત્રીશરીરમાં કામની ભરતી હોવા છતાં તેનો ઉઘાડ એક ખીલતી કળી જેવો છે. સવારના પહોરમાં કળી જેમ પોતાની પાંખડીઓ ધીમે ધીમે વિકસાવી પ્રફુલ્લિત બને છે, તેમ કામેચ્છાનો ઉઘાડ પણ ધીમે ધીમે પ્રગટે છે. અને એ પ્રગ-ટાવવામાં પ્રેમોપચારરૂપી સૂર્યનાં કિરણોની જરૂર છે. એ પ્રેમો-પચારના આઠ પ્રકાર અને તે દરેકના બીજા પેટા આઠ મળી ચોસઠ પ્રકાર થાય છે. વાત્સ્યાયન મુનિ તે વિષયમાં નીચે પ્રમાણે તેનાં નામ જણાવે છે :

**आलिंगन–चुम्बन नखच्छेद्य–दशनच्छेद्य संवेशन सीत्कृत पुरूषायीत औपरिष्टकानां अष्टनां अष्टधा विकल्प भेददृष्टाः वष्टका चतुः षष्टिरिति वाभ्रमायाः**

પ્રેમોપચારના આઠ પ્રકારમાં આલિંગન એ મુખ્ય છે. આલિંગન એ પ્રેમોપચારનું પ્રવેશદ્વાર છે. તેના જુદા જુદા ચાર પ્રકાર બતાવ્યા છેઃ (૧) લતાવેષ્ટિક, (૨) વૃક્ષાધિરૂઢક, (૩) તીલતન્ડુલક (૪) ક્ષીરનીરક.

અર્થાત પહેલો વૃક્ષને વીંટાળતી વેલીની માફક, બીજો વૃક્ષ ઉપર ચઢેલી વેલની માફક, ત્રીજો તલ અને તન્દુલ ભેગા મેળવવામાં આવે છે અને જેમ એક બને છે તે રીતે. ચોથો દૂધ અને પાણી મેળવી દેતાં એકતા આવે છે તેમ. આ બધા આલિંગનોના પ્રકાર છે અને એકથી શરૂઆત થઇ ધીમે ધીમે ચોથી ભૂમિકા સુધીમાં જઈ એકબીજાં ઓતપ્રોત બને છે; છતાં પુરુષ હમેશાં આશ્રયદાતા અને સ્ત્રી આશ્રિત રહે છે. સ્ત્રી આલિંગન દે છે, પુરુષ ઝીલે છે. આલિંગનોના બીજા પણ પ્રકારો બતાવેલા છે. પરંતુ તેમાં આપણે વધુ ઉંડા નહિ ઉતરીએ.

પ્રેમોપચારનો બીજો પ્રકાર છે ચુમ્બનનો.

વિકાસક્રમની દૃષ્ટિએ જે સ્થાન ઘ્રાણ–ઈંદ્રિયનું હતું તે સ્થાન સ્પર્શેન્દ્રિયે લીધું છે. પ્રિયતમાનો પ્રથમ સ્પર્શ એ એક પ્રકારનું અર્ધું જાતીય મિલન છે. શરીરસંબંધની સરહદ ઉપર આવી ઉભેલાં દંપતી અથવા પ્રેમિક અને પ્રેમિકાને સ્પર્શનો અનુભવ થયા પછી કામાનુભવ અનિવાર્ય બને છે.

જ્યાં ત્વચા અને શ્લેષ્મત્વચા મળેલી હોય છે ત્યાં સ્પર્શની લાગણી શરીરનાં બીજાં સ્થાનો કરતાં અનેકગણી અધિક હોય છે. બન્ને ઓષ્ટ–હોઠ, ગુહ્ય ભાગ અને સ્તનયુગલ આવાં સ્થાનો છે.

શરીરસંબંધ માટે ઉદ્યત બનેલાં યુગલોને માટે ચુંબન એ પ્રચંડ આવિષ્કાર છે અથવા સમર્થ સાધન છે. જ્યારે ચુંબનને સુખેથી સહન કરવા સ્ત્રી તૈયાર થાય છે ત્યારે તેની શરીરસંબંધની બારી ઉઘાડવાની તૈયારી સમજી શકાય છે અને ચુંબન સામે પ્રસન્ન અવિરોધ એ જ એની મૂગી સંમતિ હોય છે.

કામોત્તેજનાનો પ્રથમ આવિષ્કાર અથવા શરૂઆત ઘણે ભાગે ચુંબનથી શરૂ થાય છે. ચુંબનના અનેક વિધિ છે. નાનાં બાળકોને વાત્સલ્યપ્રેમથી વડીલો ચુંબન આપે છે. પરંતુ પ્રેમિક જ્યારે પોતાની પ્રિયતમાને ચુંબન લે છે ત્યારે તેમાં જાતીયતાની દૃષ્ટિએ ઘણો ભેદ રહેલો છે. એકમાં વાત્સલ્ય પ્રેમ નીતરતો હોય છે, બીજામાં કામવાસનાની લાગણીઓના તાર ઝણઝણી ઉઠે છે.

ચુંબન ઉપર દેશદેશાંતરવાસીઓ જુદા જુદા પ્રકારની ચર્ચા કરે છે. તેવી જ રીતે ભારતમાં ઘણા જૂના કાળથી ચુંબન વિષે આચાર્યોએ મત પ્રદર્શિત કર્યો છે. છતાં એક વાત ચોક્કસ માનવજાતીય ધર્મ તરીકે તરી આવે છે. પ્રેમોપચારની ભૂમિકામાં રમણ કરતાં યુગલોને માટે ચુંબન અનિવાર્ય છે. પછી તેના પ્રકાર અને સ્થાનભેદ ભલે જુદા હોય. જેમ કોઈ પણ બે મનુષ્યોના ચહેરા એકસરખા મળતા આવતા નથી તેમ સ્વભાવજન્ય લાક્ષણિકતા એકસરખી હોતી નથી.

થોડાક દિવસ પહેલાં એક બહેનનો મને ખાનગી પત્ર એવું પુછાવવા માટે આવેલો કે 'મારા પતિ મને મુખચુંબન આપે છે તે કરતાં જ્યારે તેઓ મને સ્તન ઉપર ચુંબન કરે છે અને એ ચુંબન સતત ચાલૂ રાખે છે ત્યારે મારા આનંદ અને પરાકાષ્ટાની અવધિ બને છે.' બેશક આ એમના સ્વભાવની લાક્ષણિકતા છે. બધાંને માટે એમ ન પણ હોય.

પ્રિયતમાના તલસી રહેલા અધર પર ક્ષણિક સ્પર્શથી માંડી મીનીટો અને કલાકો સુધી અધરરસપાન ચાલૂ રહે અને એ ચુંબન અસ્ખલિત પ્રવાહમાં ચૂસન, ચાટન, લેહન અને દંતસ્પર્શાદિ વડે જાતીય ખાસિયત પ્રમાણે વિવિધતા અનુભવે એ બનવા જોગ છે.

અધરોષ્ઠના ચુંબનથી ત્રણ ઇંદ્રિયનો ત્રિવેણીસંગમ થાય છે. અને ત્રણે ઇંદ્રિયો સુખાનુભવ માણી શકે છે. સ્પર્શેન્દ્રિય, સ્વાદેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય.

ઓષ્ટે ઓષ્ટ મળવાથી સ્પર્શસુખ પ્રાપ્ત થાય છે. જીહ્વા અને મુખમાં રહેલાં અમીની લેવડદેવડ થાય છે અને મુખ વાટે નિકળતા શ્વાસોચ્છવાસથી નજીકમાં રહેલાં ઘ્રાણુ-નાકને જાતીય ખુશબો સાંપડે છે. એટલે અરસપરસ સંમિલિત થઇને વર્ણુનાતીત આહ્લાદ મેળવી શકાય છે.

જાતીય ખુશબો માટે અગાઉ લખાઇ ગયું છે. છતાં જણાવવું જોઇએ કે કામોત્તેજનામાં ઘ્રાણેન્દ્રિય ઘણો અગત્યનો ભાગ ભજવે છે. પશુઓ સમાગમ પહેલાં મુખ સુંઘે છે અને ઘણાં પશુઓ ગુહ્ય ભાગ સુંઘે છે એ વાચકથી અવિદિત નહિ જ હોય. એટલે જ પ્રેમિક તથા પ્રેમિકામાંથી એકાદની જાતીયશ્વાસ કે ઉચ્છવાસ જો વિકૃત થયેલાં કે બદબો મારતાં હોય છે તો ઘણી વખતે આવેલી કામની ભરતી પણ ઓસરી જાય છે.

એક વ્યક્તિએ આપેલા ચુંબનનો સામી વ્યક્તિ જોરદાર ઇનકાર કરે છે, ત્યારે એ અળખામણા ચુંબન પાછળ કોઇક આવું જ કારણુ પડયું હોય છે. વળી કેટલીક વખત પુરુષના મુખ ઉપર અનિચ્છનીય વધી ગયેલા બાલ પણ સ્ત્રીને ચુંબન વખતે અળખામણા થઇ પડતા હોય છે.

જો કે સહનશીલ સ્વભાવની સ્ત્રી કેટલીક વખત આવાં ઘૃણા ઉત્પન્ન કરનારાં કારણોને મુગે મોઢે સહન કરી લે છે. પરંતુ એ અનિચ્છાપૂર્વકના ચુંબનમાં સ્નેહનાં અમી ભર્યાં નથી હોતાં. એ હોય છે મૃગજળથી ભરેલાં સૂકાં સરોવર.

અધરચુંબનમાં જ ચુંબનની પરિસમાપ્તિ થતી નથી. વાત્સ્યાયન મુનિ ચુંબનમાં બીજાં સ્થાનોનો પણ નિર્દેશ કરે છે. તે મસ્તક, મસ્તક ઉપરના બાલ, ગાલ, આંખો, છાતી, સ્તન, મુખનો આંતરિક ભાગ વગેરે.

હિંદ સિવાયના કેટલાક દેશવાસીઓ સ્ત્રીશરીરનાં બીજાં અવયવો, જાંઘ, નાભિ, બગલ, અને ગુહ્ય ભાગ ચુંબન માટે જરૂરીયા-

તોવાળાં બતાવે છે. પરંતુ શિષ્ટ સમાજ આ પ્રદેશ અથવા અવયવોનું ચુંબન, અપ્રીતિકર અને શિષ્ટતા વિરૂદ્ધનું જ સમજે છે.

ચુંબનમીમાંસા કરતાં વાત્સ્યાયન મુનિએ અનેક પ્રકાર અને સમપીડિત, અંચિત, મૃદુ જેવા ભેદો બતાવ્યા છે અને ચુમ્બન ઉપર દેશી વિદેશીઓએ અનેક લેખો લખ્યા છે તથા ચર્ચાઓ કરી છે. એ બધાંને આપણે અહીં સ્થાન નથી આપ્યું, પરંતુ આવશ્યક દિશાસૂચન કર્યું છે. હવે આપણે પ્રેમોપચારના બીજા પ્રકારો તરફ વળીશું.

આયુર્વેદશાસ્ત્રમાં કૂતરાના માંસના ગુણ અને દોષ લખ્યા છે. એ ઉપરથી કોઇએ શ્વાનનું માંસ ભક્ષણ કરવું એમ નથી ઠરતું. એટલે પ્રેમોપચારનાં અગાઉ બે અંગો બતાવ્યાં તે આલિંગન અને ચુમ્બન એ બન્ને તો જાણે શિષ્ટ અશિષ્ટ સમાજમાં પ્રચલિત છે. કામશાસ્ત્રનો જાણકાર અથવા બિનઅનુભવી ગમે તેવો હોય તોપણ સ્ત્રીસમાગમ અગાઉ પ્રથમ ભૂમિકામાં આલિંગન-ચુમ્બન ઓછા વધતા પ્રમાણમાં આદરે છે અને ત્યારપછી આગળ વધે છે. હવે પછી નખક્ષત, અને દંતદશન વિષે થોડીક ચર્ચા કરીશું. એ ઉપરથી દરેક કામક્રિયા માટે ઉદ્યુત થયેલાએ તે કાર્યો કરવાં જ જોઇએ એવી ફરજ નથી. પરંતુ કામ એ મહાન મદમત્ત અવસ્થા છે અને એની ભૂમિકા ઉપર આરૂઢ થયેલાં સ્ત્રી પુરુષો વિવિધ આચરણો કરે છે, તે પૈકીમાંનાં આ અંગો છે. એટલે તેની સમજ દરેક પુખ્ત ઉમરનાં સ્ત્રીપુરુષોમાં હોવી જોઇએ, કે જેથી અનર્થ થતો અટકે અને સાચું જ્ઞાન મળે.

આલિંગન ચુંબનથી સ્ત્રીપુરુષ એકરસ બનવા લાગે છે. એક કવિનાં વાકયોમાં કહીએ : 'ચાર મીલે ચોસઠ ખીલે, દોનું મીલે ખીલે એક.' અર્થાત્ ચાર આંખો મળે છે એટલે ઉભયનાં મદ હાસ્યથી મુખડાં મલકે છે અને ચોસઠ દાડમની કળીઓ જેવા દાંત ખીલી ઉઠે છે; અને પછી બન્ને મળે છે—અરસપરસ ભેટી પડે છે—એટલે આલિંગન આપે છે ત્યારે ઊર્મીઓના તાર ઝણઝણી ઉઠીને હૃદય એક બની ખીલી ઉઠે છે.

એ વખતે કામની મદમત્તતાની માત્રા અધિક થવા લાગે છે. વાત્સ્યાયન મુનિ કહે છે કે જેનામાં કામવાસના અધિક છે તે સ્ત્રી–પુરુષો હાથના નખ વડે એકબીજાને ક્ષત કરે છે, એટલે ચુંટકી–ચુંટકા ભરવા લાગે છે. પુરુષનો જમણો ખભો, બગલ, કાનની બુટ નીચેનો ભાગ, કેડનો ભાગ અને કેડનો પાછળનો ભાગ નખક્ષત માટેના છે.

સ્ત્રીનો સ્તનપ્રદેશ, ડુંટીનો ભાગ, દાઢી અને ચીબુકનો ભાગ તથા સાથળના મૂળ અને ગાલ ઉપર કામવિહ્વળ પુરૂષ નખક્ષત કરે છે. તેની સાથે તે તે ભાગ દબાવે છે કે જેથી સ્ત્રીની શિથિલતા દૂર થઇને કામની ભરતી વધે છે.

વાત્સ્યાયન કામસૂત્રના પ્રણેતા આગળ વધીને તે ક્રિયામાં પણ કલાને સ્થાન આપે છે. તેઓ જણાવે છે કે પ્રવીણ, બુદ્ધિમાન પુરુષ પ્રેમોપચારની ભૂમિકામાં નિષ્ણાત હોય છે તે ગમે તેવી ઠંડી અને કામનો ઓટ અનુભવતી સ્ત્રીને પણ, ચુંટી ખણવી, ગલીપચી કરવી અને નખ મારવા ઇત્યાદિ ક્રિયા વડે ઠંડકમાંથી ઉંચકી લઈ સમાન ઉત્તેજનામાં લાવી મૂકે છે.

આચાર્ય સુવર્ણનાભનું માનવું છે કે કામમાં મગ્ન બનેલાં સ્ત્રી–પુરુષોને નખક્ષત કે દંતદશન માટે સ્થાન અને અવસ્થાનો કોઈ ભેદ રહી શકતો નથી, અને નખક્ષત તથા દંતદશનની મર્યાદા પણ રહી શકતી નથી. પ્રેમોપચારની ભૂમિકા ઉપર આરૂઢ થયેલાં નરનારી તે અવસ્થામાં નખથી કે દાંતથી કરેલાં કે રહી ગયેલાં ચિહ્નોને પ્રેમની નજરથી નિહાળે છે અને એને પ્રેમની મહોર અથવા છાપ માને છે. આચાર્ય કહે છે કે ધનુર્વેદ–યુદ્ધશાસ્ત્રોમાં પણ શસ્ત્રો ચલાવવાની વિચિત્રતાની જરૂર બતાવી છે, તો પછી કામશાસ્ત્રનાં આયુધો ચલાવવામાં વિચિત્રતાની આવશ્યકતા કેમ ન હોય ? વળી આથી વિશેષ નખક્ષતમાં નખ કેવા હોવા જોઈએ અને નખ મારવાથી ઉત્પન્ન થયેલી

આકૃતિઓનાં રૂપો અને તેના ભેદ વિષે પણ વર્ણન મળી આવે છે. પરંતુ એ વિષે આપણે વધુ ચર્ચા નહિ કરીએ.

દંતદશન એ પણ પ્રેમોપચારનું એક અંગ છે, પરંતુ ઘણું કરીને આ અંગ સમાગમકાળમાં આચરવામાં આવે છે, અથવા જ્યારે ચુંબનની અતિશયતા વધી જાય ત્યારે કામવેગથી વિહ્વળ બનેલાં સ્ત્રી અને પુરુષ સામેના પાત્રને ધીરૂં પણ મદથી ભરેલું બચકું ભરી લે છે.

આગળ જે સ્થાનો નખક્ષત માટે જણાવ્યાં છે તે સ્થાનો દંતદશન માટે પણ યોગ્ય છે. દાંત જેના સ્વચ્છ, એક સરખા, અને સુયોગ્ય તથા રોગ રહીત હોય તેને જ સામા પાત્રને દાંત મારવાનો અધિકાર છે. છતાં ભાનભૂલા બની, આંખ, હોઠ, જીભ અને ગુહ્ય ભાગ ઉપર દાંત મારવા એ અન્યાય કરવા બરાબર છે. જો કે કામને અંધ માનેલો છે. એટલે એ સ્થિતિમાં વધુ પડતો સારાસારનો વિચાર કરવાનો બુદ્ધિને અવકાશ હોતો નથી. છતાં કેટલાક કેસોમાં પ્રેમોપચારમાં થયેલા ક્ષતના અત્યાચારે વ્યાધિનાં રૂપ લીધેલાં હોય છે. એકાદ બે કેસો મારી પાસે આવેલા. એક બહેનને ગાલ ઉપરના ક્ષતમાંથી થએલા પાક અને બીજી બહેનને સ્તન ઉપર નખક્ષતથી થયેલા પાકને રૂઝાવવા પડેલા, અને એ માટે એમના પતિઓ જ ગુન્હેગાર હતા.

કામના અધિક–મંદ વેગો અને વિહ્વળતા કેટલીક વખતે જાતિ અને દેશ ઉપર પણ આધાર રાખે છે.

હિમાલય, વિંધ્યાચળ, ઉજ્જન, વગેરે પ્રદેશની સ્ત્રીઓ આલિંગન સિવાયના પ્રેમોપચાર તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે.

માળવા અને સિંધુ પ્રદેશોની સ્ત્રીઓ પ્રેમોપચારમાં પ્રહાર, ટાપલી, ગડદો મારીને ખુશાલી ઉપજાવે છે. પશ્ચિમ સમુદ્રપ્રદેશ (કાઠિ-વાડ) અને લાટ પ્રદેશની સ્ત્રીઓ અધિક કામવેગવાળી હોય છે અને દાંતનખક્ષતનો વધુ ઉપયોગ કરે છે.

કૌશલ પ્રદેશની સ્ત્રીઓ વધુ વેગવાળી છે અને એને માટે પુરુષ પણ પ્રબળ શક્તિ ધરાવનારા જોઇએ છે. મોઢેથી સિત્કાર-ઉંહકાર કરવો એને તેઓ પ્રેમોપચાર માને છે.

આંધ્ર પ્રદેશની સ્ત્રીઓ સ્વભાવે કોમળ હોવા છતાં વાસનાપ્રિય અને કામક્રિડામાં અશ્લીલ ભાષા બોલવામાં વધારે આનંદ માને છે.

મહારાષ્ટ્ર પ્રદેશની સ્ત્રીઓ કામની ૬૪ કળામાં પ્રવીણ હોય છે અને એ વિદ્યાને પહેલેથી ઉત્તરોત્તર સંગ્રહતી આવી છે. રમતીયાળ-પણું અને વિવિધતા એ સ્ત્રીઓમાં ભરેલી હોય છે.

દ્રાવીડ, કોકણુ પ્રદેશની સ્ત્રીઓ મંદ ગતિવાળી છે અને વધુ કામવેગ સહન કરી શકતી નથી.

બંગાળ અને ગુજરાતી સમાનભાવે વર્તે છે. છતાં શાન્ત અને ધીર ગંભીર રહી ક્રિડા કરે છે ખરી અને સહન પણ કરી શકે છે.

**यावत् समय तावत् विधि** (કામશાસ્ત્ર)

આ પ્રકારના રિવાજોમાં કેટલાકનો જાતીય સ્વભાવ જુદો પડે છે.

પ્રેમોપચારનાં બીજાં પણ અંગો છે. પરંતુ તેને માટે અત્રે ખાસ ચર્ચા કરવાની જરૂર નથી જણાતી. માત્ર એક આસન સંબંધી થોડીક વિચારણા આજનો સમાજ માગી લે છે.

સમાગમના આસન માટે કામશાસ્ત્ર અને કોકશાસ્ત્રના વિદ્વાન મુનિઓ જણાવે છે કે સ્ત્રીપુરુષના જાતીય ભેદને લઈ તેમનાં સ્વાભાવિક અને અસ્વાભાવિક અવયવો, ઉંચાં નીચાં અવયવોને બંધ બેસતાં થવા માટે, તેમ જ સામા પાત્રને પૂરી તૃપ્તિ યાને 'પરાકાષ્ટા' આપવા માટે વિવિધ આસનોની જરૂર છે. અને સમજી વિચારી યોગ્ય આસન જમાવવામાં આવે તો પૂરતો સંતોષ લઇ-દઈ શકાય છે.

આ બાબતમાં અમારા માનવા પ્રમાણે આચાર્યોએ એટલા માટે આસનોની મહત્તા જણાવી છે કે અતિ નાજુક બાંધાના પુરુષ સાથે કદાપિ કદાવર બાંધાની સ્ત્રીનાં લગ્ન થયાં, અથવા કદાવર બાંધાના

પુરુષ સાથે નાજુક અવયવની સ્ત્રી જોડાઈ ગઈ તો એ વિષમ સ્થિતિ ટળી જાય અને તેઓ પણ ગર્ભાધાનકર્મ કરી શકે, એ દૃષ્ટિ નજર સામે રાખી આસનોનો ઉપયોગ અને સમજ બતાવી છે; જ્યારે આજે પવિત્ર ઉદ્દેશની ખાતર લખાયેલી એ શાસ્ત્રીય બાબતને હાથમાં લઈ પોતાનાં પેટ ભરવાની ખાતર, ચોરાશી અને ચોસઠ આસનોવાળાં કહેવાતાં કોકશાસ્ત્ર મનેચ્છા પ્રમાણે ઉત્પન્ન કરી, કેટલાકો સમાજમાં ગંદો પ્રચાર કરવા લાગી ગયા છે. અને ઉચ્ચ આદર્શવાદી શાસ્ત્રજ્ઞોની ભાવનાનો બજારૂ ચીજ તરીકે વેપાર ચાલ્યો છે, તે પણ એક શરમજનક વાત છે.

બાકી ઉત્તમ પ્રકારનું સર્વ કોઈ મનુષ્યને કયું આસન હોવું જોઈએ તે માટે મહર્ષિ ચરકાચાર્યજીએ ચરક સંહિતામાં જણાવ્યું છેઃ

न च न्युब्जां पार्श्वे गतां वासे सेवेत ।
न्युब्जाया वातां बलवान स योनिं पीडयति ॥
पार्श्वे मताया दक्षिणे पार्श्वे श्लेष्मा ।
संच्युतोपि दधाती गर्भाशयम् ॥
वामे पार्श्वे चित्तं तदस्यां, पीडीतं विदहति ।
रक्त शुक्रं तस्मादुत्ताना सती बीजं गृहणीयात् ॥
तस्याहि यथा स्थानमवतिष्ठन्ते दोषा ।
पर्य्यासैचैनां शीतोदकेन परिषिंच्येत ॥

અર્થાત્ કામથી મત્ત થયેલ પુરુષ કદાપિ અધોમુખ બનેલી સ્ત્રીનું સેવન ન કરે. તેમ જ જમણા પડખે પડખાભેર રાખીને પણ સમાગમ ન કરે. કારણ એમ કરવાથી બળવાન બનેલો વાયુ યોનીની અંદર પ્રવેશ કરી પીડા કરે છે—અવયવોને સ્થાનભ્રષ્ટ કરે છે.

જમણા પડખાભેર અથવા ઉંધા (અધોમુખ) સમાગમથી વાયુ આખા યોનીમાર્ગને કબજે કરે છે અને ડાબા પડખાભેર સમાગમ

કરવાથી પિત્ત ઉશ્કેરાઈને ગુપ્ત ભાગને કબજે કરે છે અને સ્ત્રીના રજ તથા પુરૂષના વીર્યને માટે સ્ત્રીને ચત્તી સુવાડીને અથવા ચત્તાપાટ સુઈને બીજ ગ્રહણ કરવું એ યોગ્ય છે.

આ આયુર્વેદના મહાન સમર્થ આચાર્યનો મત છે. તે ઉપરથી સાબિત થાય છે કે માનસિક–શારીરિક દૃષ્ટિએ માત્ર એક આસન સિવાય બીજાં આસનો આદરવાં એ શારીરિક સુખાકારી માટે હાનિકર્તા છે.

જ્યારથી અનાજ રાંધેલાં વેચાતાં મળવાં લાગ્યાં ત્યારથી ભોજનની અરૂચી અને વાસ્તવિક સ્વાદ નષ્ટ થયો છે, તેમ જ્યારથી ગહન અને અનંત ભાવનાથી ભરપૂર કામશાસ્ત્રો ઉપર અજ્ઞાનીઓની ટીકા શરૂ થઈ અને લોકોને ખોટી રીતે જુગુપ્સા તરફ વાળ્યા ત્યારથી કામશાસ્ત્રની મહત્તા ઘટી ગઈ છે. અને શિષ્ટ સમાજ બાળકો અથવા જુવાનોના હાથમાં આવાં પુસ્તકો આપતાં ડરે છે, તેનું કારણ તેમાંથી વાસ્તવિકતા નષ્ટ કરી જન્સીની તીવ્રતા વધે એવો ઓપ ચડાવી આજે નાની નાની બૂકો કોકશાસ્ત્રને નામે વેચી સમાજને અન્યાય કર્યો છે.

જુદાં જુદાં આસનોની જરૂર એ એક અપવાદ છે, અને જેને એની ખાસ જરૂર હોય તો તે નિષ્ણાતોથી જાણી લઈ યોગ્ય આસન અજમાવે. પરંતુ વિશિષ્ટ આનંદની ખાતર આસન કરવાં એ પુરુષને નહિ પણ સ્ત્રીને વિશેષ હાનિકર્તા છે. એ માટે અમોએ અગાઉ ઘણા પ્રશ્નો પૂછનારને સ્પષ્ટ જણાવ્યું છે અને તે ઉપર વૈદકના આચાર્યોનો મત દર્શાવ્યો છે. એટલે આસનો તરફ વળતાં દંપતી પુખ્ત વિચાર કરે.

વિરૂદ્ધ આસનોના પરિણામે કેટલીક સ્ત્રીઓને ગર્ભાશય ખસી જવાના, કાયમ ગર્ભાશયમાં વાયુ રહેવાના તથા હમેશાંને માટે વાંઝણી–વંધ્યા થવાના દાખલાઓ અમારી નજર સામે આવ્યા છે. તેઓ રક્તપ્રદર તથા શ્વેત પ્રદરથી પીડાય છે. તેમને આ પોતાની

નજી  ભૂલ નહિ જડતી હોય અથવા નહિ જણાઈ હોય, કાં તો પોતે પતિની ઇચ્છાને પરમેશ્વર માની શરીર ચુંથાવા દીધું હશે. પરંતુ ખરેખર આ બાબત ઉપર અમે જો ભારપૂર્વક અમારૂં મંતવ્ય અને વિચાર રજુ નથી કરતા તો આ માર્ગે અનેક દપંતી જઈને રોગનાં ભોગ બને છે, એટલે ફરીને પણ અમે એવાં આસનો પ્રત્યેનો અમારો વિરૂદ્ધ મત અને તેની અસ્વાભાવિકતા જાહેર કરીએ છીએ.

પ્રેમોપચાર બાબત મર્યાદામાં રહી જેટલી બાબત ચર્ચી શકાય તેટલી ચર્ચા અહીં કરી છે. આ વિષયમાં આ ઉપરાંત પણ કેટલીક ઝીણી બાબતો ખાસ વિચારણા માગે છે. પરંતુ એવી ઝીણવટભરી બાબતમાં ઉતરતાં આ પુસ્તક અશિષ્ટ બની જવાના ભયથી અમે આટલેથી અટકીએ છીએ. આગળ હવે સાચા અને સ્થાયી પ્રેમની થોડી ચર્ચા કરી ગર્ભાધાન તરફ વળીશું.



## પ્રકરણ ૨૮મું

## પ્રેમ એટલે શું ?

અજેય શસ્ત્ર પ્રેમ એ વસ્તુ શી છે તેની શોધ આજસુધી કવિઓ તથા બુદ્ધિમાનો વાણી અને વિચાર દ્વારા કરી કરીને થાકી ગયા છે, તો પણ પ્રેમની અપારતાને પામી શકયા નથી. પ્રેમ એ અદ્‌ભુત વસ્તુ છે, પ્રેમ એ અચિંત્ય શક્તિ છે. સંસારનું કઠિનમાં કઠિન કાર્ય પ્રેમથી સરલ બને છે. પ્રેમનું બંધન એટલું સબળ છે કે તેનામાંથી કોઈ છૂટી શકતું નથી, છૂટી શકેલ નથી. પ્રેમ જેવો એક પણ વશીકરણમંત્ર નથી. એવું કોઈ સ્થાન નથી કે જ્યાં પ્રેમની ગતિ પહોંચી શકતી ન હોય. એવું કોઈ કાર્ય નથી જે પ્રેમથી ન થઈ શકે. મનુષ્ય પ્રેમમય છે. એટલું જ નહિ, દેવ, દાનવ, પશુ, પક્ષી, અને સતચિત આનંદઘન પરમ ઇશ્વર પણ પ્રેમથી વશીભૂત છે. પ્રેમ પત્થરને

મીણુ જેવો બનાવે છે, પ્રેમ આગની જ્વાળાને ચંદન જેવી શીતળ કરી મૂકે છે. વારૂ, ત્યારે એ પ્રેમ–સાચો પ્રેમ કોને કહેવો ?

જગતમાં જે અમૂલ્ય વસ્તુ છે તેની બરાબરી કરવાને ખોટી વસ્તુ કમર કસે છે અને સાચા સામે ઇમીટેશન ડોકીયાં કરતું જણાય છે. તેમ વિશુદ્ધ પ્રેમને નામે આજે ઇમીટેશન પ્રેમની વાતો અને વર્તને જગતમાં મોટો ખળભળાટ ઉભો કર્યો છે. સ્વાર્થાંધ, વાસનાના કીડા સમાં, વિષયની સૂરાથી મદમત્ત બનેલાં માનવીઓએ વિશુદ્ધ નિર્મળ પ્રેમની જ્યોતને કલંકિત અને પ્રભાહીન બનાવી મૂકી છે.

કૃષ્ણુના પ્રેમમાં મત બનેલા ઉદ્ધવજી ગોપીઓને સંદેશો પહોં-ચાડવા જતાં ગોપીઓએ જણાવેલું:

‘ પ્રેમની વાત છે ન્યારી, ઉદ્ધવજી !
પ્રેમની વાત છે ન્યારી.
તમારો રંગ ઓધવ, રંગ પતંગનો,
અમારો રંગ છે ખરારી—ઉદ્ધવજી.’

કૃષ્ણુના લાડીલા ભક્તનો પ્રેમ તો પતંગનો હતો. પ્રખર સૂર્યનાં કિરણો તપે એટલે પતંગનો રંગ ઉડી જાય છે. પરંતુ ખરારી–પાકો રંગ–પ્રેમનો રંગ ગોપીઓ જ જાણી શકતી હતી.

જેમાં યત્કિંચિત્ લાલસા છે, મોહની ઝાંખી ઝાંય છે, થોડોક કપટનો પટલ છે, સ્વાર્થની થોડીક ચિનગારી છે, પોતાપણાની અહંતા વસેલી છે ત્યાં સાચો મ હોતો નથી. એક કવિ કહે છે :

**बन्धनानि खलु सन्ति, बहुनी प्रेमरज्जु दृढ बन्धनमाहुः ।**
**दारु मेदनिपुणोपि, षडङ्घ्रि निष्क्रियो भवति पंकज कोषे ॥**

ભમર કમળ ઉપર–કમળની સૌરભ ઉપર પ્રેમથી તલ્લીન બનેલો કમળમાં પેસીને બેસી રહે છે. રાત્રિ પડતાં કમળ બીડાય છે અને ભમર કમળને કોતરી બહાર નીકળી શકતો નથી. તેની તીણી દાઢો

ગમે તેવા લાખડી લાકડાના પાટડાને કારી માર્ગ કરી શકે છે, પરંતુ કામળ કમળની પત્તીને કાપી શકતી નથી અને એ નાજુક બંધનોથી બંધાઈ રહે છે!

અહાહા! પ્રેમ કેવી અજબ ચીજ છે? પ્રેમની મસ્તીમાં રમણ કરનાર જ તેના ખરા સ્વરૂપને પિછાની શકે છે, પ્રેમ શું કેવળ શરીર સાથે જ સંબંધ રાખે છે? નહિ, પ્રેમ તા મન અને આત્મા ઉપર પ્રભાવ પાડનાર છે. પ્રેમનું સ્વરૂપ દોરતાં એક વિદ્વાન જણાવે છે:

दर्शने स्पर्शने वापि, श्रवणे भाषणेपि वा।
यत्र हृदयं द्रव्यंत्वं, स प्रेम इति कथ्यते॥

દર્શનથી, સ્પર્શથી, વચન સાંભળવાથી અથવા સંદેશા સાંભળવાથી, વાત કરવાથી, હૃદય દ્રવવા લાગે તેનું નામ પ્રેમ. હૃદય દ્રવે છે સાચા પ્રેમે, અને હૃદય દ્રવે એની પિછાન તા સાચા પરીક્ષકા જ કરી શકે.

યજ્ઞમાં હવિષ્યાન્નના હોમ કરી પ્રભુ મેળવવાની આકાંક્ષા કરનાર પંડિતાએ જપતપથી શરીર સુકવી નાંખવા છતાં હૃદય દ્રવિભૂત થતું નહાતું અને પ્રભુપ્રાપ્તિ વેગળી બની હતી. તેમની પત્નીઓ માત્ર પ્રેમથી દ્રવિભૂત હૃદય વડે શ્રી કૃષ્ણના સાક્ષાત્કાર કરી શકી. સુદામાના તાંદુલમાં, ભીલડીનાં બોરમાં, વિદુરની ભાજીમાં, અંબરિષની ભક્તિમાં, ધ્રુવના તપમાં, પ્રહ્લાદની એકનિષ્ઠાની પાછળ હૃદય દ્રવતું હતું અને દ્રવતા હૃદયના પ્રેમથી પ્રાપ્ત વસ્તુને મેળવી શકાઈ હતી.

ત્યારે દાંપત્યજીવનમાં પ્રેમને સ્થાન છે ખરૂં કે? જરૂર. પ્રેમ વિનાના દાંપત્યસંસાર ઘી વગરના કંસાર જેવા, પાણી વગરના સરોવર જેવા, જીવ વિનાના શરીર જેવા, દૃષ્ટિ વગરનાં ચક્ષુ જેવા છે.

પરસ્પર અખંડિત પ્રેમથી હૃદયની એકતા સાધી, પ્રેમથી રસબસ બનેલાં દંપતિ ભલે ઘાસથી આચ્છાદિત થએલી ઝુંપડીમાં રહેતાં હાય, દેહ ઢાંકવા વસ્ત્ર અને ઉદર ભરવા દાળ રોટલી પણ મુશ્કેલીએ મેળવતાં હાય, પરંતુ પ્રેમનાં અખંડિત ઝરણાં જ્યાં વહેતાં હાય છે

ત્યાં એનો સંસાર કાશ્મીરના ઉપવન જેવો કિલકિલાટ કરતો ખીલી રહે છે.

શરીરશાસ્ત્રના નિષ્ણાતોએ પ્રેમનું સ્થાન શોધી કાઢયું છે. મસ્તકના બે ભાગ ગણવામાં આવે છે. આગળનો ભાગ ચહેરા ઉપર તાળવા સુધી, પાછળનો ભાગ ગરદન સુધી. એ પાછળના ભાગમાં જયાં સ્ત્રીઓ અંબોડો બાંધે છે, તેની ઉપર મધ્યપ્રદેશ છે તે જગ્યાએ જ્ઞાનકેન્દ્ર છે. ત્યાંથી સુષુમ્ણા શરૂ થઈ ગરદન પાસે આવી, ત્યાંથી દરેક જ્ઞાનેન્દ્રિય સાથે જોડાય છે. આ નાડી સાથે આખા શરીરના જ્ઞાનતંતુઓ મળી શકે છે. એટલે સારાય શરીરની ઓફીસમાં પથરાયેલા સંદેશવાહક દોરડાનું સુષુમ્ણા કેન્દ્ર છે અને એ જ્ઞાનાશયને મળે છે. એ આશયની સહેજ ડાબી બાજુએ પ્રેમનું સ્થાન છે. એ સ્થાનમાં પણ જુદા જુદા ખંડ આવેલા છે, અને જુદા જુદા પ્રેમ એ ખંડમાં છે. ઇશ્વરપ્રેમ, દેશપ્રેમ, જાતિપ્રેમ, કુટુમ્બપ્રેમ, માતા, પિતા, પુત્ર, ભાઈબહેન, પુત્રીના પ્રેમનાં સ્થાનો છે. એવી જ રીતે દાંપત્યપ્રેમનું સ્થાન બાલોની ગાંઠ બાંધી શકાય ત્યાં ડાબી બાજુ છે.

આ ખંડો જન્મથી બંધાયેલા અથવા વિકાસ પામેલા હોય છે, અને કેટલાક જન્મ પછી પણ વિકાસને પામે છે. એ સ્થાનોમાં જેટલા સારી રીતે વિકસેલા હોય છે તે તે પ્રકારનો પ્રેમ જન્મથી તેનામાં વિશેષ જણાઇ આવે છે.

એક પિતા જુઓ. પોતાના પુત્ર માટે અસીમ પ્રેમ ધરાવતો હોય છે, જ્યારે પુત્રી માટે તેને પ્રેમ હોતો નથી. કેટલાકને પુત્રી ઉપર અંતરના ઉમળકાનો પ્રેમ જોવામાં આવે છે અને પુત્ર માટે લોકદેખાવ પૂરતો એ સ્નેહ ધરાવે છે, જ્યારે ત્રીજા માણસનામાં પ્રેમનો પ્રવાહ જુદી રીતે જ વહન કરી રહ્યો હોય છે.

આ રીતે માનવસ્વભાવમાં પ્રેમનાં કેન્દ્ર અને ખંડોની અસર જુદી જુદી રીતે, જુદા જુદા રૂપમાં, ઓછા વધતા પ્રમાણમાં, જે રીતે વિકાસ થયેલો હોય છે તે રીતે જોવામાં આવે છે.

એ રીતે જ જાતીય પ્રેમના સ્થાનનો જેટલો વિકાસ કુદરતી રીતે થયેલો હોય છે તેટલા પ્રમાણમાં સ્ત્રી પુરુષને અને પુરુષ સ્ત્રીને પ્રેમથી ચાહી શકે છે.

એક સ્ત્રીમાં દાંપત્યપ્રેમનો વિકાસ પૂરા રૂપમાં થયેલો હોય છે તો પતિના અનેક દુર્ગુણો, તથા અનેક પ્રતિકૂળતાઓને સહન કરીને, એ બધાંને ભૂલી જઈને, પણ પોતાના પ્રેમને અખંડિત જાળવી શકે છે. તેવી જ સ્થિતિ પુરુષની યે હોય છે.

એક વાત એ ભૂલવા જેવી નથી કે જ્ઞાનાશયની બાજુમાં જ પ્રેમાશયનું સ્થાન ગોઠવનામાં આવ્યું છે અને એ પ્રેમાશય ઉપર જ્ઞાનાશય મારફત જ અસર થતી રહે છે. પ્રેમને વિકાસવવો અથવા એને ધીરે ધીરે નાબૂદ કરતા જવો એ કાર્ય શરીર ઉપર થતા રહેતા બહારનાં કારણો વડે આઘાત પ્રત્યાઘાત ઉપર આધાર રાખે છે અને વિચારો, વર્તન અને વાતાવરણથી પ્રેમાશય પોષાય છે અથવા સુકાય છે.

એનો પ્રત્યક્ષ દાખલો જોઈએ તો એક સ્ત્રી તરફ પુરુષ ખૂબ સાચો પ્રેમ કરી રહેલો છે અને અહર્નિશ તેને ચહાય છે. પરંતુ એના પ્રેમને કદાપિ એકાદ વખત આઘાત લાગે છે કે જબરદસ્ત આંચકો લાગી પ્રેમનું પાત્ર સદાને માટે વિલીન થઈ જાય છે, તો વીજળી પડવાથી લીલું વૃક્ષ જેમ બળી જઈ ફરી પાંગરતું નથી તેમ એ સજીવ પ્રેમકેન્દ્ર સદાને માટે બળીને ખાખ બને છે અને હમેશને માટે સ્ત્રીજાતિ પ્રત્યે તેને નફરત રહે છે.

સ્ત્રી–પુરુષ અરસપરસ પ્રેમ કરે છે એ એક જાતનું આકર્ષણ છે. અર્થાત્ સ્ત્રી–પુરુષમાં એક પ્રકારની વિદ્યુતશક્તિ રહેલી છે. જો કે સારી દુનિયામાં વિદ્યુત રહેલી છે. છતાં માનવશરીરમાં એ જુદા રૂપમાં મળી આવે છે. વિદ્યુતશક્તિ બે પ્રકારની છે. એકને કહે છે 'ધનવિદ્યુત' (પોઝેટીવ ઇલેક્ટ્રીક). બીજી 'ઋણ વિદ્યુત' (નેગેટીવ ઇલેક્ટ્રીક). મન આ વિદ્યુતના તત્ત્વથી જ બનેલું છે.

કોઈ મનુષ્યમાં 'ધનવિદ્યુત' અધિક પ્રમાણમાં હોય છે તો કોઈ મનુષ્યમાં 'ઋણુ વિદ્યુત' અધિક હોય છે. પરંતુ ખાસ કરીને પુરૂષમાં ધન વિદ્યુત અધિક જોવામાં આવે છે. સ્ત્રીઓમાં ઋણુ વિદ્યુત અધિક હોય છે.

અસમાન વિદ્યુત એકબીજાંનું આકર્ષણુ કરે છે અને એથી જ પુરુષમાં અત્યાધિક ધન વિદ્યુતને કારણે સ્ત્રીનું આકર્ષણ રહે છે અને સ્ત્રીમાં ઋણુ વિદ્યુત અધિક હોવાને કારણે પુરૂષનું આકર્ષણુ રહે છે.

એટલે સ્ત્રી અને પુરુષમાં જેટલા પ્રમાણુમાં અધિક અસમાન વિદ્યુત રહેલી હોય છે તેટલા પ્રમાણુમાં તેઓ અધિક ખેંચાણુ અને પ્રેમ કરે છે.

કેવળ સ્ત્રીપુરુષ જ આ આકર્ષણુ અથવા પ્રેમવિદ્યુતના કારણે પ્રેમ કરે છે એટલું જ નહિ, પરંતુ એક પુરુષમાં ધન વિદ્યુત અધિક હોય અને બીજા પુરુષમાં ઋણુ વિદ્યુત અધિક હોય તો પરસ્પર પુરુષ પણુ એકબીજાથી આકર્ષાય છે અને પ્રેમ કરે છે. એ જ પ્રમાણે અરસપરસ સ્ત્રીઓ પણુ જો અસમાન વિદ્યુત શરીરમાં હોય છે તો આકર્ષાય છે અને પ્રેમ કરે છે.

પુરુષ અને સ્ત્રીને આકર્ષણુ એ પણુ એક પ્રેમનો પરવાનો છે. સ્ત્રી પુરુષમાં જેટલું અધિક આકર્ષણુ તેટલા જ અધિક પ્રેમથી તેઓ જોડાય છે અને એકબીજાંના નિકટમાં રહેવાની તથા મળવાની તેઓ ઇચ્છા એટલા જ પ્રમાણુમાં વધારે ધરાવે છે, જેટલા પ્રમાણુમાં અસમાન વિદ્યુત અધિક હોય છે. એથી જ વૈજ્ઞાનિકોએ વિદ્યતને પ્રેમનો દૂત માનેલો છે.

એક વ્યક્તિ બીજા ઉપર અત્યંત મોહ પામે છે તેનું કારણુ વિરૂદ્ધ વિદ્યતનું આકર્ષણુ છે. ત્રીજી વ્યક્તિ કદાચ આ જોઇને હસે છે કે 'મૂરખ! શું જોઇને એના ઉપર મોહી પડે છે?' ખરેખર એમ જ હોય છે. જોનારમાં મોહ પામનારના શરીરના જેટલી વિદ્યુત–

અસમાન વિદ્યુત હોતી નથી, એટલે એ એમ જ કહે છે; ત્યારે અસમાન વિદ્યુત શક્તિ ધરાવનાર એક વખતના જોવા માત્રથી મોહી પડે છે. એ વિદ્યુતશક્તિનો જ પ્રભાવ છે.

વાચકે ઘણી વખત એવા દાખલા જોયા હશે: એક પુરુષને ખૂબ તંદુરસ્ત અને ખૂબસુરત પત્ની મળી છે. એને જોનાર જાણનાર કહ્યા વગર રહે નહિ કે તે ખરેખર દેવાંગના છે. છતાં જેની એ પત્ની છે તે હમેશાં પત્નીથી અપ્રસન્ન રહે છે, એટલું જ નહિ પરંતુ તેનાથી પણ હીન રૂપવતી, શીલગુણ રહિત કોઈ અન્ય સ્ત્રીને એ ચહાય છે, પ્યાર કરે છે. એનું કારણ 'સમવિદ્યુત શક્તિ' અને એનો કદાપિ મેળ આવતો નથી; જ્યારે અસમાન વિદ્યુત શક્તિ એકબીજાનું આકર્ષણ કરે છે, પ્યાર કરે છે અને બંધાઈ રહે છે.

કેટલીક વખત એવા પ્રસંગો બને છે કે બિલકુલ અજાણી વ્યક્તિ સાથે આપણને મળવાનો પ્રસંગ મળે છે ત્યારે આપણને તે વ્યક્તિ સાથે રહેવાનું દિલ થાય છે, છૂટાં પડી શકાતું નથી. અને છૂટા પડયા પછી પણ એ વારંવાર યાદ આવ્યા કરે છે તથા મન એને ચહાય છે.

**'પ્રીતમ પ્યારે તુમ બસોગે જો સાત સમુંદર પાર;**
**વહાં ડૂબત ડૂબત આઉંગી, હેત ન જાઉં હાર.'**

અને ફરી વાર મળવામાં આવે છે ત્યારે એથી પણ અધિક માત્રામાં એના તરફ આકર્ષાય છે અને વારંવાર મળવા માટે દિલ ચહાય છે.

આ પ્રકારની વિદ્યુત શક્તિથી તો કોઈ પણ સુજ્ઞ વાચક અણજાણ નહિ જ હોય. એક નહિ તો બીજા રસ્તે પણ આ મહાન શક્તિશાળી વિદ્યુતનો અનુભવ તેને થયો જ હશે.

માનો કે કોઈ એક વ્યક્તિને તમે ચાહો છો. તે વ્યક્તિ તમારી સામે ખડી થાય, તમારા રૂમમાં તમારી સાથે બેસે, ત્યારે તમારા દિલના તારો કયા આલાપના આરોહ અવરોહ કરતા હોય છે?

તેથી અધિક જ્યારે તેના શરીરનો સ્પર્શ કરો, હસ્તધૂનન કરો અને અડકીને બેસો ત્યારે શરીરના સંચાલનકાર્યમાં કોઈ ફેરફાર થાય છે કે ? નથી લાગતું કે એક પ્રકારનો વિદ્યુતપ્રવાહ સજીવન બની આખી જ્ઞાનેન્દ્રિયના કેન્દ્રને હચમચાવી રહ્યો હોય અથવા ચમકતી વીજળીની રોશની પડતાં નેત્રધારી પ્રાણીઓ આંચકો અનુભવે છે તેમ તમારૂં શરીર ધમધમી ઉઠતું હોય ?

બસ, એ જ અસમાન વિદ્યુતપ્રવાહ છે અને પ્રેમને ખેંચી લાવી, સ્થાયી બનાવવામાં મદદગાર બને છે. એ રીતે પ્રેમ શી વસ્તુ છે, તેનું સ્થાન કયાં છે તેની આપણે વિચારણા કરી. હજી પ્રેમ સંબંધી થોડીક ચર્ચા બાકી રહી જાય છે. પ્રેમ કેટલા પ્રકારે થાય છે અને તેને સ્થાયી કેમ બનાવી શકાય તે વિષે આગામી પ્રકરણમાં જોઈએ.



## પ્રકરણ ૨૯મું
## પ્રેમની જન્મભૂમિ

**મનુષ્ય પ્રાણી,** અરે જીવ સચરાચર પ્રેમરજ્જુથી બંધાઇ, સંકળાઇ રહેલાં જોવામાં આવે છે. પ્રેમ વિના જીવન નથી, પ્રેમ વિના સંસાર નથી, પછી એ પ્રેમ માયિક હોય કે દૈવી હોય, પરતુ ભક્તને ભગવાનથી, પિતાને બાળકથી, પતિને પત્નીથી, જીવને શિવથી પણ પ્રેમ એ જીવન છે, પ્રેમ એ આનંદ છે, પ્રેમ એ સંસાર છે. પ્રેમ નથી એટલે શૂન્યતા, શુષ્કતા, નિર્જીવતા વ્યાપી રહે છે.

પ્રેમ ત્રણ પ્રકારે ઉત્પન્ન થાય છે: (૧) વિદ્યુતશક્તિ અથવા જાતીય આકર્ષણથી, (૨) સૌન્દર્યથી, (૩) ગુણથી.

વિદ્યુતશક્તિથી થતો પ્રેમ એ સંબંધમાં આપણે ગત પ્રકરણમાં સારી રીતે જોઇ ગયા છીએ. સૌન્દર્યથી થતા પ્રેમને બાહ્ય આકર્ષણ કહી શકાય. સૌન્દર્ય એ એવી મહાન વસ્તુ છે કે તે તરફ હરેક

મનુષ્ય આકર્ષણ પામે છે અને પ્રેમ કરવા લાગી જાય છે. પરંતુ સૌન્દર્યથી ઉત્પન્ન થયેલો પ્રેમ મોટે ભાગે સ્થાયી રહી શકતો નથી. કારણ કે સુંદરતા યુવાની સાથે બદ્ધ થયેલી છે. એ યુવાની સદાકાળ રહેતી નથી, અને યુવાનીના ઓઘ ઓસરવા લાગે છે ત્યારે તેની સાથે રહેલો પ્રેમ પણ ઓસરી જાય છે. એટલે જે પ્રેમમાં ક્ષીણતા આવી જતી હોય તે પ્રેમને સાચો પ્રેમ કહી શકાય નહિ.

ત્રીજી ભૂમિકા ગુણની છે. ગુણ એ આંતરિક સૌન્દર્ય છે અને ગુણથી ઉત્પન્ન થયેલો પ્રેમ ચિરસ્થાયી નીવડી શકે છે. ઘણા બુદ્ધિમાન સ્ત્રીપુરુષો સૌન્દર્યની ઉપેક્ષા કરીને પણ ગુણીજન સાથે પ્રેમ કરે છે અને તેને નિભાવી શકે છે.

છતાંયે જેનામાં એ ત્રણે ભૂમિકા વિદ્યમાન છે, એટલે વિદ્યુતશક્તિ છે, સૌન્દર્ય છે અને ગુણ પણ છે—એવાં વિરલ પ્રેમથી બદ્ધ થયેલાં નરનારીને તો દેવ–દેવીની ઉપમા પણ ઓછી પડે છે.

પ્રેમ પ્રગટતાં પહેલાં ત્રણ સ્થિતિ પેદા થાય છે. પહેલી સ્થિતિનું નામ અનુરાગ છે. હરકોઈ મનુષ્યના પ્રથમ સમાગમમાં યોગ્ય ગુણ અને સૌન્દર્ય નજરે પડતાં તેમાં અનુરાગ પેદા થાય છે, જેને આપણે પ્રીતિ કહીએ છીએ, અને પછી તેના તરફનું આકર્ષણ વધે છે. ધીમે ધીમે તેની પ્રત્યે સહાનુભૂતિ વધતી જાય છે. આ અનુરાગ થવો એ પ્રેમની પહેલી સ્થિતિ છે.

અનુરાગ વધતો જાય છે અને ઘણા દિવસ સુધી એ સ્થિતિ થાય છે ત્યારે તેમાંથી સ્નેહ જન્મ લે છે. ઘણા માણસોને આપણે જાણતા હોઈએ છીએ, અનેક વખત એમના પરિચયમાં અને સહવાસમાં આવેલા હોઈએ છીએ, છતાં દરેક મનુષ્ય પ્રત્યે આપણને અનુરાગ હોતો નથી. આપણી અનુરાગની વૃત્તિ તો ચોક્કસ માર્ગે વળેલી હોય છે અને ત્યારપછી જ એના પ્રત્યે સ્નેહ ઢળે છે, અને એ ઢળેલો સ્નેહ કેમે કરી નિવારી શકાતો નથી. અને વિરુદ્ધતાઓને સહન કરીને પણ આ સ્નેહ અવિચ્છિન્ન રહેતો હોય છે અથવા વહન કરતો

જાય છે; અને જ્યારે આ અસ્ખલિત પ્રવાહનો ધોધ પૂર બહારથી વહેતો રહે છે, ત્યારે તેમાંથી માદકતા અથવા જોશ પેદા થાય છે. એ પ્રેમની ત્રીજી અથવા આખરી સ્થિતિ યાને ભૂમિકા છે.

ત્રીજી ભૂમિકા ઉપર આરૂઢ થયા પછી તે એટલી વેગવાળી ભૂમિકા છે કે તેને બીજા માર્ગે વાળી શકાતી નથી. કારણ કે એ હૃદયની અંદર એટલી તીવ્રતાથી ભપકી રહી હોય છે અને એની જ્વાળા એટલી ધીકતી હોય છે કે તેની વચ્ચે કે આડે આવનારને એ ખાખ કરી નાંખે છે.

પ્રેમની આ ઉત્તેજીત દશા કેવળ પ્રેમી યા પ્રેમિકા માટે જ છે એમ પણ નથી. એ દેશને માટે, જ્ઞાનને માટે અથવા ધર્મને માટે પણ છે. જ્યારે ત્રીજી ભૂમિકા ઉપર કોઈ પણ વ્યક્તિ આરૂઢ થાય છે ત્યારે તે પોતાના જાનની પણ પરવા કર્યા વગર પોતાનું સર્વસ્વ અર્પણ કરી નાંખે છે. છતાં આ તીવ્ર વેગ અથવા માદકતા એક-સરખાં રહેતાં નથી. તેમાં પણ મંદી અને વેગ આવે છે, છતાં તેની છૂપી રહેલી ધીખતી ચિનગારી સમય પર પોતાની પ્રચંડતા દાખવે છે. ઉપરની ત્રણ સ્થિતિમાંથી બેને બાદ કરીને એક હોય તો પણ સાચો પ્રેમ નથી. પરંતુ ત્રણે ભૂમિકા વિદ્યમાન હોય તથા તેની સાથે **નિઃસ્વાર્થ ભાવના** શરીરમાં આત્માની જેમ વસી રહેલી હોય તો જ તેને સાચો પ્રેમ કહી શકાય છે. નિઃસ્વાર્થ ભાવના સિવાયની ત્રણે ભૂમિકાવાળો પ્રેમી સર્વાંગે સુસજ્જીત છતાં આત્મા વગરના દેહ જેવો છે.

અમેરિકાનો એક પ્રેમમસ્ત કવિ કહે છે: 'સાચા પ્રેમનો ઉચ્ચ ભાવ ભૌતિક શરીરમાં નથી મળી શકતો, પરંતુ પ્રેમિકના હિતની ખાતર પોતાની ઇચ્છા, સુખ અને ભોગને કુરબાન કરી દેવાં, તેનું નામ જ સાચો પ્રેમ છે.' અને એ કુરબાની નિઃસ્વાર્થ ભાવના સિવાય કેવી રીતે આપી શકાય?

આજે જગતમાં પ્રેમ એ ઘણી જ સસ્તી વસ્તુ બની ગઈ છે. દરેક મનુષ્ય પ્રેમના ઓઠા તળે વાત કરવા લાગી જાય છે. જેમ મનુષ્યો ચંચળ બની ગયાં છે તેમ પ્રેમને પણ ચંચળ બનાવી મૂક્યો છે. છતાં પ્રેમના અંચળા નીચે સ્વાર્થ અને વાસના છૂપાઈ રહ્યાં હોય છે. પ્રેમ એ એક અમર વસ્તુ છે અને એને અમર થઈને વરે છે ત્યારે જ એ સ્થાયી થાય છે. એક કવિ કહે છે :

**'પ્રીતિ કરવી સહેલ, પળમાં પ્રીતિ થાય છે;**
**નિભાવવી મુશ્કેલ, વીરલા કોઇ નિભાવશે.'**

**'નેહ નિવાહે હી બને, શોચે બને ન આન,**
**તન દે મન દે શીશ દે, નેહ ન દીજે આન.'**

એટલે જ જેને સ્થાયી પ્રેમ કહે છે તેવી જ રીતે સ્થાયી સદાકાળ પ્રેમ રહેવો કઠણ છે. કવિ કબીરદાસ કહે છે :

તન, મન, અને શિર ભલે આપી દો, પરંતુ પ્રેમ ન આપો, પ્રેમની વાત છોડી દો, પ્રેમને ન અભડાવો; છતાં પ્રેમ એ અમર વસ્તુને તમારે અપનાવવી છે તો તેને નિભાવો અને તેને નિભાવવાનાં સાધનો આ છે. વિદ્વાનો તેનો માર્ગ બતાવે છે :

(૧) શારીરિક આકર્ષણ–શરીર નિરોગી, હૃષ્ટપુષ્ટ, સફાઈદાર અને સ્વચ્છ રાખો, તમારા સામા પાત્ર ઉપર એની હરઘડીએ બહુ સરસ અસર થાય છે તે ન ભૂલતા.

(૨) માનસિક સહચાર–માનસિક ઐક્ય એ એક પ્રેમની ભાવનાનું બહુ અણીશુદ્ધ હથિયાર છે. જ્યારે પતિ–પત્ની માનસિક સમાચાર સેવતાં હોય છે, એક વસ્તુ જે પતિને પ્રિય છે તે વસ્તુ પત્નીને પ્રિય હોય છે, તો તેમની એકરસતા વધુ શુદ્ધ અને નિર્મળ બને છે. બીશરીરમાં શારીરિક આકર્ષણ હોવા છતાં જો માનસિક વિરૂદ્ધતા હોય છે તો નેહનિભાવ દુબળો બનતો જાય છે; જ્યારે માનસિક એકતા હોય છે ત્યારે શારીરિક આકર્ષણ ક્ષીણ થતું જતું હોવા

છતાં પ્રેમની સ્થિરતા ચીરસ્થાયી બને છે. આજે સમાજમાં માનસિક ઐક્યની એટલી ઉણપ જોવામાં આવે છે કે પ્રેમથી બંધાયેલાં જોડાંમાં દૂધની અંદર ખટાઈની જેમ મિષ્ટ પ્રેમમાં મતભેદની ખટાશ પડેલી જણાય છે અને કેટલીક જગ્યાએ તે ફાટી જઈ મધુરતા ગુમાવી બેઠાં હોય છે.

પતિ સંગીતપ્રિય છે, પત્નીને વાજીંત્રનો અવાજ 'મગજમારી' જેવો લાગે છે, ત્યારે પતિ પોતાની પ્રિય વસ્તુ ખાતર બહાર જાય છે અને ચિત્તનો પ્રવાહ બીજી બાજુએ વળે છે. પત્ની કલાપ્રિય હોય છે અને પતિ નીરસ હોય છે. ત્યારે પત્નીની આંતરિક ઊર્મિ બુઠ્ઠી બને છે અને તેનું ચિત્ત બીજી તરફ વળે છે.

એટલે નેહ નિભાવવા ખાતર પ્રબળ ઇચ્છાશક્તિને કામે લગાડીને પણ સામા પાત્રની અપૂર્ણતા ટાળવાને સ્થાયી પ્રેમ માટે પોતે તેના ગુણાનુરાગી બનતું જોઈએ. અન્યથા પ્રેમી તથા પ્રેમિકાનાં અંતર ધીરે ધીરે જુદાં પડતાં જાય છે, અને પછી પ્રિય વસ્તુની શોધ ખાતર બન્ને જુદા જુદા માર્ગે વળે છે.

એક નવા જ બનેલા દંપતીનો કિસ્સો મને યાદ છે: બેઉ સંસ્કારી હોવા છતાં પતિને સંગીત એટલું પ્રિય કે દરરોજ પોતાના વ્યવસાયથી નિવૃત્ત થઈ સાંજના તે બહાર ચાલ્યો જાય. રાત્રે અગીયાર–બાર વાગે ઘેર આવે. પતિરસિક પત્નીને તે કેમ પાલવે ? રોકટોક તો તે કરી શકે તેમ નહોતી. છતાં તેનું દિલ હમેશાં નારાજ રહેતું. પતિ ઘરમાં રહે અને તેની સાથે બેસીને ખૂબ ખૂબ આનંદ લેવાને તે ઇચ્છતી. પરંતુ પતિ જેમાં આનંદ માનતો તે તેની પાસે નહોતું. આ રીતે એમના અસંતોષમાંથી ઉત્પન્ન થયેલી હળવી કડવાશ વધવાની તૈયારીમાં હતી. તે વખતે એ સ્ત્રી દુઃખનો ઉભરો ઠાલવવા અને સફળ માર્ગ પૂછવા મારી પાસે આવી. મેં કહ્યું: 'બહેન ! ઉપાય તમારા હાથમાં છે. તમારા પતિનું દિલ સંગીત સાથે જડાયેલું છે. તેને તમે કોઈ પણ રીતે એમાંથી પાછા નહિ વાળી શકો. માત્ર તમારે તેને

અનુકૂળ બનવું જોઈએ. તમે જો તેમાં રસ લેતાં થાઓ તો તેને ઘરમાં એ વસ્તુ મળી રહેશે, એટલે બહાર જવાનું દિલ નહિ થાય.'

મારી સલાહ એ બહેનને વગરદલીલે ગળે ઉતરી ગઈ અને તે જ દિવસે પતિને જણાવ્યું: 'મને એક હારમોનીયમ ન લાવી આપો !' અને બીજે જ દિવસે એક ફ્લ્યુટ ઘરમાં આવી ગયું. રૂમાલ ગુંથતી એ નાજુક આંગળીઓ સારીગમ ઉપર ફરતી થઇ ગઈ. પતિને પોતાની વાડી ફળદ્રુપ બનાવવાની ઈન્તેજારી ઉપજી અને આજે તો એ બહેન સાંજનાં ઘરકામથી પરવારી પોતાના શયનખંડમાં જ્યારે 'અકેલી મત જૈયો રાધે; જમુના કે તીર' ને આલાપતી, આરોહ અવરોહ ઉપર પોતાનું ગળું મોકળું મૂકે છે, ત્યારે પતિદેવ મોરલીના નાદ ઉપર ડોલતા નાગની માફક દુનિયા ભૂલીને ડોલે છે.

એ બહેન તો હજીયે બટમોગરાનાં બબ્બે ફૂલ ધરીને મને કહે છેઃ 'તમે જ મારા જીવનના ગુરૂ છો. મારી જીવનવાડી તમારા માર્ગદર્શન વિના ખરેખર સુકાઈ ગઇ હોત.' અમર રહો. બહેન ! તારી ઉચ્ચ ભાવના અને તારૂં પતિઅનુરાગી જીવન.

દૃષ્ટાંતરૂપે સ્ત્રીને સંબોધીને પતિને અનુકૂળ બનવાનું જણાવવામાં આવ્યું છે, એથી કાંઈ પુરુષે એમ નથી માની લેવાનું કે પોતાની અભિરૂચી પ્રમાણે જ સ્ત્રી વર્તે. નિર્દોષ આનંદ, નિર્દોષ ક્રિયા અને નિર્દોષ પ્રવૃત્તિમાં જ પત્ની પતિને અનુકૂળતા આપી શકે. પતિ દારૂડીયો, વેશ્યાગામી કે લંપટ હોય, એથી સ્ત્રી તેને તેવાં કાર્યોમાં પણ પ્રેમ નિભાવવા ખાતર અનુકૂળ રહે એમ બની શકે નહિ. હા, ધારે તો બુદ્ધિમાન અને ચતુર સ્ત્રી એવા દુર્ગુણોથી પતિને આશાતીત ઉદ્ધારી લે છે, હાથ પકડીને બચાવી લે છે. પરંતુ આ સ્થિતિ–આ દશામાં પાર ઉતરનારી લીલાવતી જેવી સ્ત્રી વિરલ જ હોય છે, કે જે વેશ્યાને ત્યાંથી પણ પતિ સુમતિવિલાસને લાવી, પોતાને અનુકૂળ બનાવી શકે.

તે સાથે એ પણ ભૂલવા જેવું નથી કે જેમ પત્ની પતિને ચહાય તેમ પતિએ પણ તેને અનુકૂળ બનવા હમેશાં સાચા દિલથી

તત્પર રહેવું જોઇએ. ત્યારે જ હૃદય ઉપરના તમસના પડદા ચીરાઈ જઈ જળહળતી જ્યોત પ્રદીપ્ત થાય છે અને ત્યારે જ તેણે પત્નીને સાચી અર્ધાંગના માની લીધેલી ગણાય છે. કાપટ્યપૂર્ણ જીવનથી અને છેતરપીંડીભરી રમતથી, સ્ત્રીને અંધારામાં રાખી, મનમાની મોજો ઉડાવતા પુરુષે સમજવું જોઇએ કે સ્ત્રીદેહ ભલે તમારી જાળથી છેતરાય પરંતુ એના આત્માને તમે ત્યારે જ પામી શકશો, જ્યારે તમારા અણુએ અણુમાં–રગેરગમાં અને ખૂણેખૂણામાં પત્ની પ્રત્યેની પ્રામણિકતા ભરી હશે. નહિતર પછી જરૂર સમજો કે :—

**'એ જીવન કેમ જીવાય ?**
**મનડાનો માલિક બીજો, ને તન બીજે સોંપાય ......**
**એ જીવન કેમ જીવાય ?'**

આવી કડવાશ તમે સહન નહિ કરી શકો. કારણ કે તમને તો સીતા જેવી સતી જોઇએ છીએ ના ! તમે રામનો આદર્શ અપનાવી શકયા છો ? એક દિવસ પણ તમે રામ બનવાનો સંકલ્પ કર્યો છે ?

જવા દઇએ આ ચર્ચા. પેલી કહેવત યાદ આવે છે: 'સાચા બોલા સહુને વસમા' એમ કદાચ થઇ જાય તેનો ભય મને લાગે છે.

પ્રેમ નિભાવવાને માટે ધાર્મિક ઐક્ય–એ ત્રીજું ઉપાદેય છે. ધાર્મિક ઐક્યને અમે આધ્યાત્મિક સાહચર્ય અર્થાત્ આધ્યાત્મિક સમાનતા તરીકે ઓળખાવીએ છીએ. પતિ–પત્ની કિંવા પ્રેમી–પ્રેમિકાની અંદર આ બાબતમાં એકબીજાંના ધાર્મિક વિચારો અથવા આચારની ભલે ઘણી સમાનતા ન હોય, પરંતુ તેઓ જો આદરની દૃષ્ટિથી જોતાં હોય છે તો તેમની પ્રેમનિભાવની ભાવના ટકી રહે છે. આવી બાબતમાં મતભેદ થાય ત્યારે પ્રેમથી મતભેદને દૂર કરવાનો પ્રામાણિક પ્રયત્ન કરવામાં આવે છે, અને એ પ્રયત્નમાં ઘૃણા ઘૂસી ન જાય તેની સાવચેતી રાખવામાં આવે છે તો આશાતીત અનુકૂળતા સચવાઈ રહે છે.

પ્રેમનિભાવ–આજીવન પ્રેમનિર્વાહની ચાવી જો બરાબર સમજી લેવામાં નથી આવતી તો પ્રેમના સૂર કયારેક બેસૂરા બની જાય છે.

આપણા દેશનું સહજીવન એવું છે કે તેમાં અનેક અથડામણો ઉભી થાય છે. જ્યાં અનેક દિવસના અંતરે મળવાનું હોય છે ત્યાં તો એક-બીજાંને મળતાં થતી ઉત્તેજનાથી દુર્ગુણો મોહવ્યાધિની નીચે દબાઇ જાય છે; પરંતુ જ્યાં દિવસ–રાત એક સાથે રહેવાનું, ઉઠવા–બેસવાનું, સુવાનું અને આરામ કરવાનું એક સાથે જ હોય છે, જ્યાં સંસારના અનેક ઝંઝાવાતમાં સાથે જ પરિભ્રમણ કરવાનું હોય છે, જ્યાં નાના પ્રકારની ઉથલપાથલ, સુખદુ:ખ, હર્ષ અને વિષાદ સાથે ભોગવવાનાં હોય છે, તેવા સ્થળે જ એકબીજાંની ન્યૂનતા નજર સામે આવી ઉભી રહે છે. એકબીજાંની નાની મોટી બાબતો ઉપર લક્ષ ખેંચાય છે, ત્યારે જ પ્રેમસુવર્ણનો સમય–કસોટી ઉપર કસ નીકળે છે અને ત્યારે જ સાચાં પ્રેમીઓ સો ટચના સોના તરીકે પરખાય છે. એટલે જ મતભેદો તથા વિરૂદ્ધતાઓનો અતિ શિઘ્ર પતાવટથી અંત લાવવો એ ડહાપણભર્યું છે. પ્રેમની પોથી પઢતો એક કવિ કહી ગયો છે:

‘ ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી,
આપતકાળ પરીખી હુ ચારી. ’

આપણી આદર્શ સતીઓ અને આપણા પુરાણા મહાપુરુષોએ ગમે તેવા માઠા અને ભયંકર આપત્તિવાળા અવસરો ઉપર પણ એકબીજાંની બેલડી નથી છોડી અને આજે પણ એ જુગજૂની કેડીની ઉપર ગમન કરનારાં નરનારીઓએ જ હિંદનું અતિ ઉચ્ચ ગાર્હસ્થ્ય-જીવન દુનિયાભરમાં જીવી બતાવી સાચા પ્રેમીઓના આદર્શ જળ-હળતા રાખ્યા છે.

ધન્ય હો કોટી કોટી તેમને ! જેઓએ સાચાં અને નિર્મળ પ્રેમની ઝગમગતી જ્યોતિથી ભારત–વર્ષને દેદીપ્યમાન બનાવ્યો છે. અમર રહો એ તપોભૂમિ ! જ્યાં પ્રેમની સાચી તપશ્ચર્યાથી હિંદને અલૌકિક પ્રેમની જન્મભૂમિ તરીકે સિદ્ધ કરેલ છે.



# પ્રકરણ ૩૦મું

## સ્ત્રીઓ પુરુષમાં શું ચહાય છે?

વૈરાગી કદાપિ રાજયોગી રૂપે રંગરાગથી રહે ત્યારે જોનારને વૈરાગી સાચો ન લાગે, કારણ કે વૈરાગ એ ત્યાગનું ફળ છે. સંસાર ઇચ્છે છે–એને સમજાવવામાં આવ્યું છે કે વૈરાગી તો ત્યાગીજ હોય.

તેમ સ્ત્રીને કુદરતે સ્ત્રી જ ઘડી છે. એ પણ પુરુષને ચહાય છે, પણ કેવા ગુણયુક્ત પુરુષને તે ઇચ્છે છે અથવા પુરુષમાં કયા કયા રૂપ ગુણોની આકાંક્ષા સ્ત્રી સ્વભાવથી સેવતી હોય છે તે જાણવાની જરૂર છે. પુરુષત્વ યોગ્ય શક્તિ, સ્વરૂપની સુઘડતા અને અંગોની સુદઢતા, એ સ્ત્રીઓને અતિ પ્રિય હોય છે. ઠીકઠીક લંબાઈ, હષ્ટપુષ્ટ શરીર તથા ઉત્તમ આકૃતિવાળા પુરુષથી એ અધિક પ્રસન્ન રહે છે. તેની સાથે પુરુષોચિત ગુણ ભળેલા હોય છે તો સ્ત્રીઓને સોનામાં સુગંધ જેવો ભાવ થાય છે. સોનાવરણી કાયા, બેસી ગયેલાં ડાચાં, ચીડીઓ સ્વભાવ, ટુંકું કદ, સ્વભાવે વહેમી, ગંદો, બહુ બકનાર, બાલની અતિ સજાવટ કરીને, સ્ત્રીઓની માફક ઝીણીઝીણી પગલીઓ ભરીને ચેનચાળા કરનાર, વાતવાતમાં ખીલખીલ હસી પડનાર, આંખો અને શરીરને ખોટી રીતે મજાકથી નચાવનાર–એવા મરદ ઉપર સ્ત્રીને હંમેશાં નફરત રહે છે. જેવી રીતે રોગી બાલકને જોઇને સ્ત્રીના હૃદયમાં કરૂણા ઉત્પન્ન થાય છે તેવી રીતે તન–મનના રોગી પુરુષ ઉપર પણ કરૂણા પ્રગટે છે અને જ્યાં કરૂણરસ ઉત્પન્ન થાય છે ત્યાંથી શૃંગાર-રસ ખસી જાય છે.

સ્ત્રીની પ્રીતિ સંપાદન કરવા માટે પુરુષની પ્રથમ આવશ્યકતા બ્રહ્મચર્યની છે. ૨૫ વર્ષની ફાટફાટ જુવાની પ્રગટે ત્યાંસુધી ચુસ્ત બ્રહ્મચર્યવ્રત પાલન કરનાર મરદના શરીરમાં વીર્ય પરિપકવ દશામાં રગેરગમાં વ્યાપ્ત થયેલું હોય છે. તેની વિશાળ છાતી, ભરાવદાર ગરદન,

લીંબુની ફાડ જેવી મસ્ત આંખો, ઢીંચણ સુધી લંબાયેલા અજાન-બાહુ, નિર્ભય છતાં ચોક્કસ અને વેગવંતી ચાલ, આનંદિત છતાં ઠાવકું મુખ, મીઠી છતાં ચોક્કસ અને ઝમકભરી વાણી, કઠોર છતાં આર્દ્રતાભરી ધ્રુજારીયુક્ત કંઠવાળા પુરુષ પ્રત્યે સ્ત્રી જરૂર પ્યાર કરે છે, એને ચાહે છે.

પરાક્રમ, શૂરવીરતા, ઉત્સાહ અને ધૈર્ય એ ગુણો પુરુષમાં જોવાને સ્ત્રી ઇચ્છે છે અને એને એ પ્રિય છે. કારણ કે બાળકોનું પાલનપોષણ સ્ત્રી કરે છે અને બાળક તથા સ્ત્રીનું સંરક્ષણ કરવાનું પુરુષને હોય છે. એથી ઉપરના ગુણો પુરુષમાં હોવાની આવશ્યકતા સ્ત્રી માને છે. જે પુરુષ પરાક્રમી નથી, હિમ્મતબાજ નથી, ઉત્સાહી નથી, ધીરજ-વાન નથી, તેને સ્ત્રીઓ એક સરસ ખિતાબ આપે છે: 'નમાલો !' અને પુરુષોચિત આચારો તથા ગુણોથી રહિતને વિધાતાએ મરદ ન કીધો હોત, તેમ જ સ્ત્રી તો એ થઈ શકત નહિ, એટલે એને નાન્યતર જાતિમાં રાખ્યો હોત તો સારૂં એમ સ્ત્રીહૃદયની ઊર્મીઓ પુકારે છે.

પ્રાચીન ઇતિહાસ જુઓ. અનેક સ્ત્રીઓએ પોતાના પુત્રને, પતિને શૂરવીરતાના સ્વાંગ સજવા પડકાર્યા છે: સમયોચિત તેજસ્વી બાનીથી બિરદાવી તૈયાર કીધા છે. રાજા દુર્યોધન સાથે યુદ્ધ કરવા માટે તૈયાર થવા દ્રૌપદી યુધિષ્ઠિરને કહે છે:

विहाय शांति नृप धाम तत्पर ।
प्रसीद संधेहि वधाय विद्विषाम् ॥
व्रजन्ति शत्रु न वधूय निस्पृहा ।
शमेन सिद्धि मुनयो न भूभृतः ॥

અર્થાત્-હે રાજન ! તમોએ ક્ષમા રાખીને આ અનર્થ ઉત્પન્ન કર્યો છે. હવે એ ક્ષમાને ફેંકી દઇને શત્રુનો વધ કરવાનો ક્ષત્રીધર્મને

યોગ્ય એવો નિશ્ચય કરો અને તે પણ પ્રસન્ન ચિત્તથી ! તમે કહેશો કે શાંતિથી કામ થતું હોય–શાંતિથી સિદ્ધિ મળતી હોય તો ક્રોધ શા માટે ધારણ કરવો ? કદાચ એ સત્ય હશે, તથાપિ શાંતિથી ષડરિપુ ઉપર જીત મેળવી, મોક્ષની સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે; પરંતુ તે કોને ? ઋષીઓને. રાજસિદ્ધિને માટે તો વીરત્ન અને યુદ્ધ એ જ અનિવાર્ય બને છે.

એટલે જ પુરુષને માટે વીરત્વ, પુરુષત્વની ખાસ જરૂર છે. લજ્જા અને સંકોચવાળા ગુણ ધારણ કરનાર પુરુષને સ્ત્રી ધિક્કારે છે. એવાને તો એ કાપુરષ કહે છે.

તેની સાથે સ્ત્રીઓ ચાહે છે કે યોગ્ય અને સાચા રૂપમાં પુરુષમાં અધિકાર, આત્માભિમાન, અને કાર્યદક્ષતા પણ હોય. સ્ત્રી પુરુષને પતિ માને છે અને માનતી રહેવાની છે. જો તેનામાં પુરુષને યોગ્ય અધિકાર હોય છે, પુરુષને યોગ્ય કાર્યદક્ષતા અને આત્માભિમાન રહેલાં હોય છે, તો જ તેના પ્રત્યે સ્ત્રીનો ભાવ રહે છે. જેનામાં એ ત્રણે ગુણ નથી તે પુરૂષશરીર સેનાપતિ વિનાની સેના, રાજા વિનાના રાજ્ય અને સભાપતિ વગરની સભા તથા મસ્તક વગરના શરીરના જેવું ગણાય છે.

એક ઘરમાં જો અધિકારસંપન્ન પુરુષ નથી, ઘરસંસાર ચલાવવા જેટલી તેની કાર્યદક્ષતા નથી, સ્વકુળના રિવાજ માટેનું અને ઉચ્ચતાનું આત્માભિમાન નથી; તો તે ઘરનું–તે રાજ્યનું–તે દેશનું શ્રેય નથી અને કલ્યાણ પણ નથી; કારણ કે પોતાનો પતિ અન્યના ઉપહાસ અને અપમાન સહન કરતો જોઇને સ્ત્રી પોતાના ગૌરવનો તિરસ્કાર માને છે.

ઉપરાંત વિનોદશીલ અને હસમુખા પુરુષને સ્ત્રી વધુ પસંદ કરે છે. કેટલીક વખત વિના કારણ પણ તે રિસાય છે અને રોષ કરે છે ત્યારે તેને વિનોદી સ્વભાવનો પુરુષ સહેલાઇથી મનાવી લે છે.

માનિની જ્યારે મનથી રૂઠે છે ત્યારે તેની સામે ગમે તેવું શસ્ત્ર પણ કુંઠિત બને છે. માત્ર એ અટપટી રમતમાં ઉંચા દિલનો પુરુષ જ વિનોદને સાથે રાખી મરક મરક મુખડે માનિનીને મનાવી શકે છે. રિસાવા–મનાવાથી ઉત્પન્ન થયેલા કુતૂહલે પ્રેમની ભરતી ચડે છે.

સ્ત્રીઓની રીસને ઉતારવાની રીત જે મરદ નથી જાણતો તે નાયક તરીકેના ગુણોથી અધૂરો જ રહે છે. સત્યભામાની પારિજાતક માટેની રીસને કારણે કૃષ્ણને સ્વર્ગમાંથી વૃક્ષ લાવવું પડેલું. રૂઠેલી સત્યભામાની વાણીમાં કહીએ તો :

'જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા રે લોલ,
હેત જ હોય તો હૈયામાં વરતાય જો;
અમે તમારી આંખડીએ અળખામણાં રે લોલ,
શું શામળીઆ સત્યભામાથી કામ જો.'

અને શામળીઆને આખું વૃક્ષ લાવીને સત્યભામાના આંગણામાં રોપવું પડ્યું. એવી જ રીતે સોનાના મૃગલા માટે સીતાના આગ્રહને કારણે રામે શું નથી કર્યું ?

આ જુગજૂની વાતો બતાવે છે કે સ્ત્રી ચહાય છે કે મારા પતિ મને મનાવે, મારી ઈચ્છાઓની તૃપ્તિ કરે, પાલન અને પોષણ કરે, મારું સંરક્ષણ કરે. એ પોતાના પતિ પાસેથી દાતૃત્વ અને આદરમાનને ચાહે છે. પરદેશ ગયેલો પતિ ઘેર આવે છે ત્યારે એ આશા રાખે છે કે મારે માટે કાંઈક નવીન લાવ્યો હશે. સાચા પુરુષ હૃદયથી વિભૂષિત મરદ સ્ત્રીહૃદયની આકાંક્ષાઓ અને ઈચ્છાઓને ઓળખી શકે છે અને તેને સંતુષ્ટ કરી શકે છે. જેનામાં એના સાચા વ્યાધિની નિદાન કરવાની આવડત નથી તેનો સંસાર કલુષિતતાના રોગથી રહિત બનતો નથી.

એટલે જ પુરુષે સ્ત્રીનું બહુમાનપૂર્વક સન્માન કરવું જોઈએ. એ એની અર્ધાંગના છે. કોઈ પણ ઘરકામ કરતી વખતે જો તેને પાસે

બેસાડી સંમતિ લેવામાં આવે છે તો કદાપિ સ્ત્રી પતિથી વિરૂદ્ધ જતી નથી. કારણ કે એ માનપ્રિય છે. પછી ભલે સન્માનપૂર્વક તેનું મસ્તક માગી લ્યો. અપમાનિત દશામાં તે જરૂર વિરૂદ્ધ વર્તવાની. પછી ભલે સંજોગોને લઇ એ મનને મારી સહન કરી લેશે. તમે જો તેને પ્રસન્ન રાખી સાચા હૃદયથી તેને સમાન તુલામાં બેસારશો તો તે દાસી બની રહેશે, જો અપમાનશો તો પ્રત્યાઘાત થશે અને બમણા જોસથી ઉછાળો મારશે. સ્ત્રીના અંતઃકરણના અરીસામાં તમારૂં પ્રતિબિંબ જોઈ લેજો. જો કોઈ પણ ઝાંખપ જણાય તો તમારૂં દિલ સાફ કરી નાંખજો. એથી સ્ત્રીઅંતર આપોઆપ સાફ થઈ જશે.

હિંદની સ્ત્રી પતિને માથાનો મુકુટ માને છે. તેની ઉદાર ભાવના, અપૂર્વ વિદ્વત્તા, જ્ઞાનસંપન્નતા, ચાતુર્ય અને વિચારશીલતા, એને અતિ વહાલાં હોય છે. કદાપિ પતિના ગુણોની પ્રશંસા અન્યના મુખથી તે સાંભળે છે ત્યારે એ પુલકિતગાત્ર બની જઈ દેહભાન પણ ભૂલી જાય છે. જ્યારે પતિની નિંદા સાંભળે છે ત્યારે દુઃખથી તેનું અંતઃકરણ એટલું દુભાય છે, તેને એટલું કષ્ટ થાય છે કે તેના જેવું બીજું કષ્ટ એ માનતી નથી.

પતિ ખાતર એ સઘળું સહેવા તૈયાર હોય છે—માત્ર એનાથી સહન થતું નથી–'શોકયનું સાલ !' જેવી રીતે પુરુષ સ્ત્રીમાં એક પતિવ્રત ચહાય છે તેમ સ્ત્રી પણ હરહમેશાં પોતાનો પતિ એક પત્ની-વ્રત પાળે એમ પૂરા ભાવથી ચહાય છે. કદાપિ શૃંગારનાં સાધનો વિના તે ચલાવી લેશે, મિષ્ટ ભોજન નહિ મળે તો એ ઉણપ તેને બહુ દુઃખ નહિ આપે, અન્યની મહેલાતો અને મોટરકારો પણ તેને કદાપિ ઓછપ લાવી શકશે નહિ. એ કપડાંને થીગડાં મારી પહેરશે, પતિને ભોજન કરાવી ટાઢું શીળું જમી સંતુષ્ટ રહેશે, ભૂમિનું શયન પણ તેના દિલને હચમચાવી નહિ શકે; માત્ર ભભૂકતી જ્વાળા ત્યારે જ પ્રગટી ઉઠશે જ્યારે :

## 'જેનો પરણ્યો પરઘર રમવા જાય જો !'

અને ત્યારે જ તેના હૃદયના પ્રેમઝંકાર કરતા તારો બેસુરા બની તૂટવા લાગશે અને ત્યારે જ તેનું હૃદય વિદીર્ણ થવા લાગશે.

આ સ્પર્ધા એ રંચ માત્ર પણ સહી શકતી નથી. એ પુરુષની પાછળ પડછાયાની માફક ફરે છે. એ પતિની પ્રવૃત્તિની, તેની જા–આવની, વાતચીતની, વાણી અને વર્તનની દિલની ડાયરીમાં નોંધ કરતી રહે છે, તે છૂપી ડિટેક્ટીવ બની પોતાના પતિની હરેક ક્રિયાને ઝીણવટથી તપાસે છે અને એકાદ વખત પણ જો તેને સાચી યા ખોટી ભ્રાંતિ પેઠી, જરાક જેટલું પણ તેને માની લેવાને પતિ તરફથી કારણ મળ્યું કે પતિના પ્રેમના ટુકડા અથવા દ્વિધા થવાની તૈયારી છે, તો તે કોઈ પણ પ્રયત્ને મન મારી શકતી નથી. તેના દિલમાં એક એવો ઝેરી કીડો વાસ કરી જાય છે કે તેનું હૃદય કોતરીને કોરી ખાવા લાગે છે.

આજે સમાજમાં ચાલી રહેલા આંતરકલહોની ઉંડી તપાસ કરવામાં આવે તો આવાં કારણો મળી આવે છે. અનંત કાળથી આ દુષિત હવાએ અનેક અનર્થો નિપજાવ્યા છે. સ્ત્રી પરાધીન અને પરતંત્ર બની ગઈ છે. એને માત્ર ભોગ્ય માની પુરુષોએ બેશક બની શકે એટલો સ્ત્રીઓને અન્યાય કર્યો છે. એક સ્ત્રી ઉપર બીજી અને બીજી સ્ત્રી ઉપર ત્રીજી સ્ત્રી કરીને સંતુષ્ટ નહિ થનાર પુરુષોએ વ્યભિચારના પંથે ચડીને પોતાનો ભોક્તાપણાનો અન્યાયી હક્ક જાળવી રાખ્યો છે. તર્કવાદી પુરુષોનું માનવું છે કે પુરુષ અનેક પત્નીઓ રાખી શકે છે, કારણ કે એક પત્ની સગર્ભા થયા પછી તેને પુરુષની જરૂર રહેતી નથી. એટલે બીજી સ્ત્રીને ગર્ભ ધારણ કરાવવામાં કોઈ વાંધો નથી ! વળી પશુઓમાં પણ અનેક નારી વચ્ચે એક જ નર હોય છે ! આવા કુતર્કો કેટલાક વિષયી પુરુષો કરે છે.

આવું પાશવિક માનસ ધરાવનાર પુરુષો અસભ્ય પ્રણાલિને ભલે માનતા હોય, પરંતુ સભ્ય સમાજ જેમણે માનવધર્મનાં નીતિ અને

ન્યાય ઘડયાં છે તે જેટલો સ્ત્રીને પતિવ્રત ધર્મનો ઉપદેશ કરે છે તેટલો જ પુરુષને એકપત્નીવ્રતનો ઉપદેશ આપે છે. અથર્વવેદ કહે છે—

**अमित्वा मनुजा तेन दधामि मम वासना ।**
**यथासो मम केवलो नान्यसां कीर्तयाश्वन**

(અથર્વ કા. ૭ સુ. ૩૭)

અર્થાત્ ઉપરના મંત્રમાં સ્ત્રી વિવાહ વખતે પોતાના પતિને કહે છે કે 'હે પુરુષ ! હું તને વસ્ત્રદ્વારા (બન્નેનાં ઉપવસ્ત્રની ગાંઠ બાંધે છે) ધારણ કરૂં છું. તું કેવળ મારો જ પતિ છે, અન્ય કોઇનો નહિ.' એ ઉપરથી સાબિત થાય છે કે પુરુષની એક પત્ની હૈયાત હોવા છતાં તેણે અન્ય સ્ત્રી માટે મન, વચન, કર્મથી સંકલ્પ પણ કરવો ન જોઇએ. અને સંકલ્પ સુદ્ધાં કરે છે તો તેનું ન્યાયમાર્ગથી પતન થાય છે.

**" अनैकान्तिकः स व्यभिचारी "**

( ન્યાયદર્શન અ. ૧. સુ. ૫ )

એક છોડીને અનેક સાથે સબંધ રાખનાર વ્યભિચારી ગણાય છે. ઘણા પુરુષોના મુખેથી સાંભળ્યું છે કે હિન્દુ શાસ્ત્ર અનેક પત્ની કરવાની પુરુષને છુટ આપે છે, પરંતુ વૈદિક કાળ પછી પુરુષોની દૃષ્ટિ જ્યારથી બદલાઈ અને વિષયલાલસાનો અગ્નિ પ્રજ્જવલિત થયે ત્યારથી શાસ્ત્રોના નામે પુરાણો પ્રચલિત કરીને પોતાની કામવાસના પોષવા ખાતર તે તો માત્ર એક તૂત ઉભું કરી દીધું અને ત્યારથી જ સ્ત્રીસમાજનો પતનકાળ શરૂ થયો.

'**मातृवत् परदारेषु**' એ કથન સર્વશ્રેષ્ઠ છે. શાસ્ત્રાજ્ઞા તો એ છે કે પરપુરુષનો સમાગમ કરનાર સ્ત્રીને વ્યભિચારી ગણી તેને માટે દંડ ઠરાવ્યો છે, તેમ જ પરસ્ત્રીગમન કરનાર પુરુષને પણ શિક્ષા

ફરમાવી છે. એટલા જ માટે સભ્ય સમાજમાં લગ્નની પ્રથા શરૂ થઇ અને સંતાનોત્પત્તિ તથા વ્યભિચારની રૂકાવટ—એ એનો ઉદ્દેશ રાખવામાં આવ્યો છે.

અન્ય પ્રાણીઓ ઉપર નજર ફેરવનારે એ પણ સમજી લેવું જોઇએ કે પશુસમાજ અને મનુષ્યસમાજમાં એ ભેદ છે કે પશુ સંતાનોત્પત્તિ માત્ર સ્વાભાવિક પ્રકૃતિની પ્રેરણાથી કરે છે અને તેમનામાં એ પ્રસંગ માત્રનો જ સંબંધ છે. જ્યારે મનુષ્ય એક બુદ્ધિમાન જીવ છે. પશુમાં પારસ્પરિક ગાર્હસ્થ્ય સંબંધ નથી. તેમ જ પરિણામનો વિચાર કરવાને માટે તેમને સ્થાન નથી. મનુષ્ય–પુરુષવીર્યના બે વિભાગ થાય છેઃ એ સંતાન પેદા કરે છે અને તેમાંથી જ્યારે નિવૃત્ત થાય છે ત્યારે તેનાથી મસ્તક અને બુદ્ધિની વૃદ્ધિ થાય છે. અને એને જીવન જીવવામાં બુદ્ધિની પરમ આવશ્યકતા છે. બુદ્ધિ વિના સંતાનો અને પત્નીનું એ પાલનપોષણ કરી શકતો નથી. એટલા માટે ઋષિઓએ વીર્યવ્યયની સીમા બાંધી છે અને અધિક વ્યય માટે મના કરી છે.

પશુઓની માફક વર્તન કરનારે માનવઉત્પત્તિના ગણતરીવિશારદો પાસેથી જાણી લેવું જોઇએ કે સ્ત્રીસંખ્યા પુરુષોથી અધિક નથી. એ પણ કુદરતી આજ્ઞા છે કે એક પુરુષને એક પત્ની જ હોવી જોઇએ.

અનેક પત્નીવાળો કયો પુરુષ સુખી થયો છે? પ્રાચીન જીવન ઉપર નજર કરો. મહારાજા દશરથ જેવા પુરુષને પણ અનેક સ્ત્રીને કારણે જ ઘોર યાતના સહન કરવી પડી હતી. એથી જ સ્ત્રીને પરમ પ્રસન્ન અને સાચી ચાહક બનાવવા ઇચ્છતા પુરુષે મન, કર્મ અને વચને સાચું એક પત્નીવ્રત પાળીને બતાવી દેવું જોઇએ કે અમે પત્ની પાસે પતિધર્મ પળાવવાના પૂરા અધિકારી છીએ.



## પ્રકરણ ૩૧મું

### પુરુષો સ્ત્રીઓમાં શું ચાહે છે?

**ખારા સમુદ્રમાં** મીઠી વીરડીની માફક સંસારના ત્રિવિધ તાપમાં શાંતિ મેળવવાનું સ્થાન એ અર્ધાંગના છે. જીવનનિર્વાહનાં સાધનો મેળવવા માટે નાનાવિધ વિટંબણાઓ વેઠતો અને ઘર બહાર જઈ અનેકવિધ પ્રવૃત્તિમાં ચિત્તની વિહ્વળતા તથા અસ્થિરતાથી જ્યારે લુકાતો-સુકાતો એ ઘર તરફ વળે છે અને આંગણામાં પ્રવેશે છે, ત્યારે તેની વાટડીની પ્રતીક્ષા કરતી વારંવાર ગૃહદ્વારમાં આવી ઉભી રહી 'એ આવ્યા' 'એ આવ્યા' એમ તલસતી સન્નારીની નિધા પતિ ઉપર પડે છે અને દૃષ્ટોદૃષ્ટ મળે છે, ત્યાં સર્પ જેમ કાંચળી ઉતારી જુદો બને તેમ પોતાનાં આધિવ્યાધિને ભૂલીને એ પ્રિયતમાનાં મધુર વચનોથી રસતરબોળ બનતો પતિ ગૃહમાં પ્રવેશે છે, અને તે એજ આશા રાખે છે: 'જરૂર મારી માર્ગપ્રતીક્ષા કરતી હશે. હું મોડો થયો, રાહ જોઈ રોકાઈ રહી હશે, 'કેમ આટલા મોડા થયા?' એમ પૂછશે.' અને એમ જ જ્યારે બને છે ત્યારે એને દિલમાં થાય છે કે 'વાહ! સ્ત્રી કેટલી પતિઅનુરાગી છે? મુજ વિનાનું ગૃહ તેને સૂનું સૂનું બને છે, લૂખું લૂખું લાગે છે, એ ઉભી સુકાય છે, એ લીલી છતાં કરમાય છે.'

પુરુષ ચહાય છે કે 'મારી સ્ત્રી ખીલખીલ હસતી રહે' અને જે ઘરમાં નારીમુખ સૂર્યમુખીના પુષ્પની માફક હમેશાં હસતું રહે છે, તે વરનાં નહિ, ઘરનાં પણ સંકટો દૂર કરે છે. પરંતુ જે ઘરમાં નારી ક્રોધમુખી છે ત્યાં તે ઘર તથા તેનો પતિ અગ્નિની જ્વાળા માફક જલતાં રહે છે. એક કવિ કહે છે:

कुग्रामवासः कुलहीन सेवा,
कुभोजनं क्रोधमुखीश्च भार्या।
मूर्खश्च पुत्रो विधवाच कन्या,
विनाग्निना षड् दहंति काया ॥

અર્થાત્ અગ્નિ વગર પણ છ સ્થિતિ એવી છે કે જે શરીરને બાળી મૂકે છે: કુગ્રામમાં વાસ, કુળહીનની સેવા, ખરાબ (કુપથ્ય) ભોજન, ક્રોધમુખી સ્ત્રી, મૂર્ખ પુત્ર, અને વિધવા કન્યા એ દરેકને માટે દુઃખકારક છે. અનેક સન્નારીઓ એવી જોવામાં આવે છે કે એ ગમે તેવા ગૃહકલેશ, દુઃખ અને દુર્દૈવમાં પણ પોતાના ચિત્તની પ્રસન્નાવસ્થા ગુમાવતી નથી. એ સમજે છે કે 'પતિ અનેક વિટંબણાઓથી વીંટાયેલો છે. સંસારમાં એની સામે ઉપસ્થિત થયેલા વહેવારિક વિષમતાના પહાડો અને કંદરાઓ વટાવી માર્ગ કરવાનો છે, ત્યાં હું ગૃહસચીવ હોવા છતાં કેમ તેનો માર્ગ વિષમ બનાવું ?'

એ ઘરમાં ઉભાં થયેલાં દુઃખોને રજુ કરે છે. છતાંયે પતિને એની એવી અસર થતી નથી કે જેનું તેના દિલમાં દર્દ પેદા થાય. એ પતિના સ્વભાવને જાણતી હોય છે, સમયને પિછાનતી હોય છે, એ વાતના રૂપને નિખારી શકે છે. એની વાતો એટલી હળવી હોય છે કે પતિ પહેલી તકે તેને સાથ આપીને સહગામી બને છે.

કારણ કે તેની વાણીમાં જ સ્ત્રીત્વનું હૃદય પ્રવર્તતું હોય છે, તેની ભાષા કોમળ હોય છે કે જે પુરુષના ગળે ઉતરતી વખતે જરાયે ગળામાં દર્દ કરતી નથી.

પુરુષ એ ઇચ્છતો જ નથી કે ઘરમાં પ્રવેશતાંની સાથે સ્ત્રી કોઇ અઘટિત હકીકત રજુ કરે: 'તમારી બેન મને ટોકયા જ કરે છે; તમારી બાને તો મારું કામ જ ગમતું નથી; તમારા પિતા તો રોજ રોજ મારી કરેલી રસોઇને અવખોડે છે; તમારા ભાઇ તો મારું

અપમાન કરે છે, પાડોશણ તો મારા છાંયા ટીપે છે, અને ઘરમાં એકલી હું ઘસડબોરો કરીને મરી જાઉં છું છતાં તમારે કયાં એ બધું જોવાની આંખો છે?'

જેની જીવનચર્યા આવી રામકહાણીઓથી ભરેલી છે, એ પત્નીનો પતિ થાકયો પાકયો જ્યારે ઘેર આવે એટલે પત્નીની રામાયણ શરૂ થાય: એ પીરસતી જાય અને બબડતી જાય, એ બોલતી જાય ને બચકાં લેતી જાય. એ જાત જાતનાં ટોણાં, મેણાં ને વિષાદથી પુરુષને એટલો થકવી નાંખે કે તેની સામે ખરા ઉન્હાળે પાર ઉતરવા જાણે સહરાનું રણ આવીને ઉભું હોય!

એથી દિવસે દિવસે પુરુષ નિષ્ઠુર બનતો જાય છે. પત્નીને બકવાદનો રોગ લાગુ પડે છે, તેનું ઔષધ મળવું દોહ્યલું થઈ પડે છે. વાણીનાં વશીકરણ જેણે જાણ્યાં નથી તેવી સ્ત્રીઓ પતિને કેમ પ્રિય થઈ પડે? કડવાશથી, વિખવાદથી, મેણાંથી, રિસાવાથી કે ચુગલી કરવાથી કદાપિ પુરુષને પ્રિય થઈ પડાતું નથી. સુશીલ સન્નારીઓ સચ્ચાઇને અવલંબીને જીવનની જરૂરિયાતો પતિ પાસેથી જરૂર ઇચ્છે છે, પણ જેને ટેવ પડી છે બબડવાની એ તો બબડયા જ કરે છે:

'ફલાણીએ ફલાણું ઘરેણું કરાવ્યું. મને કોઇ દિન સારે શણગારે શણગારી છે? સત્યાનાશ જાય એનું કે જેણે આ ઘરમાં મારૂં પનારૂં પાડયું! મને તો કૂવામાં ઉતારી છે...'

એ ધુંગરાતી ફરે છે, એ છૂપી વાતો સાંભળે છે, એ કાનની કાચી છે, એને ખોદણી પ્રિય છે, એ દ્વેષ, કંકાસ, લાલચ અને લાલસાથી વશિભૂત બનેલી નારી વહેમાનું જાળું બની, શંકાશીલ સ્વભાવે અન્ન, ધન, સર્વ હોવા છતાં પણ ઘરને યાદવાસ્થળી બનાવી મૂકે છે. એક કવિ કહે છે:

**'કાગા કા કો ધન હરે, કોયલ કા કો દેય;**
**મીઠે વચન સુનાય કે, જગ અપનો કરી લેય.'**

હે દેવી! તું હિંદની સન્નારી છે, તારાં મીઠાં વચનો, તારી અમી વરસતી આંખો, તારૂં હેતાળ હૃદય, તારી કહ્યાગરી વર્તણુંક કોને વશ કરી શકતી નથી? પતિને, સાસુને, સસરાને, સ્વજનને, કોને નહિ? તારામાં જો સાચેસાચ સદ્ગુણો ભરેલા છે તો તું એ જ ઘરમાં તારી છાયાથી, તારા પરિવારોને વશિકરણ કરી શકે છે.

તારા નાજુક હાથો જ્યારે ઘરમાં ફરે છે ત્યારે ઘરનાં સર્વ રાચ-રચીલાં વ્યસ્થિત બને છે, તારા ઘરમાં તું પરિશ્રમ કરે છે ત્યારે માટીથી લીપ્યું ગુંપ્યું ઘર પણ દૂધનાં ફીણની માફક સ્વચ્છ જણાય છે. તું રસોડાની કોટડીમાં પ્રવેશ કરે છે અને જ્યારે તું પૂરા હેતથી આપ્તજનોને જમાડે છે, ત્યારે સાક્ષાત અનસુયા બને છે અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ દેવો એથી તૃપ્તિ પામે છે. જ્યારે તું શય્યામાં પતિની પાસે જાય છે ત્યારે ઉર્વશી બની પતિને દેહનું ભાન ભૂલાવે છે. જ્યાં તારૂં તન, મન, હૃદય, કાર્ય કે કારણમાં લાગે છે ત્યાં દર્ભની ઝુંપડી મહેલાત સમી બની જાય છે, અને સંસાર સ્વર્ગ સમો ભાસે છે.

તને નથી લાગતું દેવી, કે દૌલતથી વિભૂષિત બનેલો પુરુષ પણ પત્ની વિના–સત્પત્ની વિના સારસ પક્ષી જેવો લુંટાયેલો જ ભાસતો હોય છે!

કવિ કાલીદાસે રઘુવંશમાં કહ્યું છેઃ—

**गृहिणी सचीवा मित्रः सखी ।**
**प्रिय शिष्या ललिते कला विधौ ॥**

સાચો પુરુષ સ્ત્રી એ એક માત્ર સમાગમસુખનું સાધન છે એમ માનતો નથી, પરંતુ સ્ત્રી એ ગૃહિણી છે, ઘરનો પ્રધાન છે, સાચો મિત્ર છે, સખી છે, શિષ્યા, પ્રિયે અને લલિતા છે. એ જુદા જુદા સમયે એની પાસેથી જુદી જુદી ભાવનાઓ પ્રાપ્ત કરે છે.

કારણ કે એને સંસાર પાર કરવા માટે કોઈ સાચો સાથીદાર હોય તો તે સ્ત્રી જ છે; અને જ્યારે એ ઘર સંભાળવામાં ગૃહિણી, કાર્યદક્ષતામાં સચીવ, દુઃખમાં મિત્ર, વાર્તામાં પ્રિય, આજ્ઞામાં શિષ્યા અને કામકેલીમાં લલિતપણાનો ભાસ અનુભવે છે ત્યારે તે મુગ્ધ બને છે. એટલું જ નહિ પણ વશીભૂત બને છે અને સાચું વશીકરણ સ્ત્રીના સ્ત્રીત્વધર્મમાં સમાયેલું જ છે.

ઉપરાંત સ્ત્રીમાં પૂર્ણ પતિવ્રતધર્મને પુરુષ ચહાય છે. પોતાની સ્ત્રી પૂરી પતિવ્રતા છે એવો નિશ્ચય જ્યારે પુરુષને થઈ જાય છે ત્યારે તે પોતાની જાતને સર્વોપરિ માનવા લાગે છે અને સર્વ કોઈ સંકટોની સામે થઈને પણ પતિવ્રતા સ્ત્રીને ખાતર પોતાના પ્રાણની પણ પુરુષ પરવા કરતો નથી. તેનું સંરક્ષણ, પાલનપોષણ એ દુઃખ વેઠીને પણ કરે છે. બીજા ગુણો કદાપિ ન્યૂન હોવા છતાં પણ જે સ્ત્રીમાં પતિવ્રતાના સદ્ગુણો ભરેલા છે, જે અચળ અને અવિછિન્ન પતિગામી છે તેને પતિ વશ રહે છે, એટલું જ નહિ પરંતુ દેવો પણ તેવી પતિવ્રતાના ગુણાનુવાદ કરે છે. પતિવ્રતાનો ધર્મ એ એક જ એવો મહાન ગુણ છે કે તે બીજા ઘણા દુર્ગુણોને ઢાંકી દે છે. કુટુંબમાં, સમાજમાં તેનું ઉજ્જવળ સ્થાન છે, તેની એટલી મહત્તા છે કે હરેક મનુષ્ય આવી પવિત્ર સ્ત્રીને પોતાની માતાનું સ્થાન આપે છે. આ સ્થાનને સાચવી રાખનાર સ્ત્રી પુજાય છે, પંકાય છે, સર્વત્ર અને સર્વકાળે પ્રતિષ્ઠા પામે છે.

પુંશ્ચલી સ્ત્રી ભલે બીજા ગુણોથી વિભૂષિત હોય પરંતુ તેનું વ્યભિચારી માનસ જ્યારે જણાઈ આવે છે ત્યારે તેના બધાયે ગુણો દૂધમાં પડેલા છૂપા વિષ જેવા વામક બને છે.

સાચી પતિવ્રતા સ્ત્રીઓને સંસારમાં કોઈ પણ લાલચો અને પ્રલોભનો લલચાવી શકતાં નથી. પોતાનું શીયળ એને પોતાનો પ્રાણ સમજનારી સ્ત્રી, પ્રાણ જાય તેની દરકાર કરતી નથીઃ એને દરકાર છે માત્ર શીયળરક્ષણની, અને પુરુષને એ અત્યંત પ્રિય બને છે.

ઉપરાંત પત્ની પાસેથી ઉત્તમ સંતાનની ઇચ્છા પણ પુરુષ રાખે છે. જે સૌભાગ્યવતી સ્ત્રી પુત્ર પુત્રીની માતા છે, તે ભાગ્યવંતી ગણાય છે. વાડીનો માળી ક્યારાને પાણી પાઇને ત્યારે જ આનંદિત થાય છે, જ્યારે ક્યારીમાં કેતકી ને ચંપાના છોડો ખીલી રહ્યા હોય છે.

અને સ્ત્રી સુસંતાનો ત્યારે જ નિપજાવી શકે છે કે જ્યારે પોતે પૂર્ણ નીરોગી અને સાચા સંયમ-નિયમને જાળવતી હોય. માંદલી, એદી, અને સુરત સ્ત્રી કદાપિ સુખ આપી શકતી નથી. પોતાની હમેશાંની શરીરની ફરિયાદોથી જે સ્ત્રીઓ પુરુષનાં તન, મન, ધનને ત્રાસ આપી રહી હોય છે, તેના પતિ બહુ જ કંટાળેલા નજરે પડે છે, અને એવાના મુખે અનેક વાર સાંભળ્યું છે કે 'આ કરતાં તો અવિવાહિત સારા !'

શરીર, ઘર અને મન જેનાં સ્વચ્છ અને તંદુરસ્ત છે, તેનું જગત પણ ઉજળું ભાસે છે. ગૃહસંમાર્જનક્રિયામાં કુશળ સ્ત્રી પતિને અતિ વહાલી થઇ પડે છે. પક્ષીઓ પણ પોતાનો સુસજ્જિત માળો જોઈ આનંદે છે, તો પુરુષો આનંદ પામે તેવાં નવાઈ શી છે?

બાળકોનું લાલનપાલન કરનારી સ્ત્રી છે. એ પોતાનાં અને કુટુંબનાં બાળકો પ્રત્યે જો બેદરકાર બને છે તો બાળકો યોગ્ય ઉમરનાં થતાં આદર્શરૂપ બની શકતાં નથી. સમજણમાં આવ્યા પછી બાળકોને પ્રાથમિક શિક્ષણ ઘણું કરીને માતા પાસેથી જ મળે છે. જેની માતા સંસ્કારી છે તેનાં બાળકો પણ સંસ્કારી જ થાય છે. માતાના વિચારો અને વર્તનની છાપ બાળકો ઉપર બહુ જલ્દીથી પડે છે. કારણ કે એ માતાના રક્તકણમાંથી બંધાયેલાં છે. અર્થાત્ એક લોહીના એ ટુકડાઓ છે. એટલે બાળકોની નજીવી બાબતો ઉપર માતા જો ઝીણવટભરી નજર નથી રાખતી અને એને અતિ લાડ લડાવે છે અથવા અતિ ધમકાવે છે તો એ બન્નેની બહુ જ વિરુદ્ધ અસર નીપજે છે.

પુરુષો તો આજીવિકાનાં સાધનો મેળવવા દિવસનો ઘણો ભાગ બહાર રહે છે. એટલે જ્યારે કુમળા છોડવાઓને ઉછેરવાનો સમય હોય છે ત્યારે માતા જો બેદરકાર રહે તો એ તેની ફરજથી બેપરવા બની ગણાય. પુરુષ ઇચ્છે છે કે બાળકોને નવરાવવાં, ધોવરાવવાં, જમાડવાં, રમાડવાં, નિશાળે મૂકવાં અને તેની એવી દરેક ક્રિયા ઉપર નજર પોતાની સ્ત્રી રાખે. તે બાળકોને અમૂલ્ય વસ્તુ માનીને એવાં બનાવી ન મૂકે કે બહારનાં બાળકોમાંથી અપલક્ષણો—ચોરી, ચાડી, અસત્ય, કંકાસ કે ચીબાવલાવેડા તેમનામાં પેસી જાય. સારા સંસ્કારો પાડીને બાળકોને જે સ્ત્રી ઉછેરી રહી હોય છે તેનો પતિ તેની ઉપર ખૂબ પ્રસન્ન રહે છે.

ઉપરાંત સહનશીલતા એ પણ સ્ત્રીનો એક મહાન ગુણ છે. જેના ઘરમાં સહનશીલતાવાળી સ્ત્રી છે તેના ઘરમાં આવતી બધી ઉપાધિઓ વેગળી ભાગે છે. સંસારમાં સુખ–દુઃખનાં અનેક વાવાઝોડાં ઉપસ્થિત થાય છે. તે કયારેક સાધારણ હોય છે, અને કયારેક અસાધારણ પણ હોય છે. પરંતુ નબળા દિલની સ્ત્રીઓ દરેક ઉપાધિ વખતે પતિ પાસે ડબડબ આંસુ પાડવા લાગી, દયામણું મોઢું કરીને પુરુષની ચિંતામાં વધારો કરી મૂકે છે. જાણે તેનાં આંસુ સાડીના પાલવે બાંધ્યાં હોય તેમ જ્યારે જુઓ ત્યારે રોતી સુરત અને દયામણું ડાચું કરીને પતિના કલેજાને છછુંદરની માફક કોરતી જ રહે છે. પણ જે સહનશીલ સ્વભાવની છે તે કદાપિ અકળાતી કે મુંઝાતી નથી. જરૂર એ પોતાની વિષમતાઓ કયારેક પતિ આગળ રજુ કરે છે, છતાં તેમાં તેને કાયરતા જરી પણ જણાતી નથી. માત્ર એ સાથ માગતી હોય છે. અને આપણે કેટલીક સ્ત્રીઓ તો એવી સબળ માનસવાળી જોઈએ છીએ કે પુરુષોને પણ એ શાંતિથી હિંમત આપે છે. અકળાએલા કે મુંઝાએલા પુરુષને સહનશીલતારૂપી ખડગથી સાથ આપી, તેના માર્ગને સરલ બનાવી આપે છે. સહનશીલતાનો ગુણ એવો શક્તિમાન છે કે

તે ગમે તેવાં સંકટોને હળવાં બનાવી મૂકે છે, ગમે તેવા અંધકારમાં પ્રકાશ મેળવી શકે છે.

પુરુષ સ્ત્રીમાં આજ્ઞાંકિતતા અને સચ્ચાઈને પણ ઈચ્છે છે. સ્ત્રીને પોતાની આજ્ઞામાં રાખવાની દૃષ્ટિએ સ્ત્રીસમાજ ઉપર કેટલોક અન્યાય પણ થયો છે. છતાં આજ્ઞાંકિત સ્ત્રી પતિને વધુ વહાલી બને છે. પ્રામાણિક—અપ્રામાણિક આજ્ઞાઓમાં ભેદ સમજવાની જરૂર છે. છતાં શરૂઆતમાં સ્ત્રી અનુરાગી બની પછી પતિની આજ્ઞા માટે ધીરજથી સજાવટ કરે તો માર્ગ સરલ બને છે. આજ્ઞાંકિતપણામાં સ્ત્રીનો સમાન દરજ્જો અને સ્વમાન હણુતાં ન હોય, તેવી આજ્ઞા ઉપાડવામાં સ્ત્રી બનતાં સુધી કદી પણ વિરૂદ્ધ જતી નથી. છતાં કેટલીક પતિવ્રતાને બદલે પ્રતિવ્રતાઓ હોય છે, જેમને સામા પુરની ચાલનારી કહી શકાય, અને આવી સ્ત્રીઓ જ્યાં જોવામાં આવે છે ત્યાંના વાતાવરણમાં ધુંધવાતો અગ્નિ હમેશાં પ્રજવલિત બને છે.

આજ્ઞાંકિતપણાની સાથે સત્ય ભાષણ જેમનામાં રહેલું છે તે ભાર્યા ખરેખર મનોહારિણી બને છે. સત્ય એ વસ્તુ જ અજબ અને અલૌકિક છે. સત્ય એ અનેકવિધ અનિષ્ટોને અટકાવે છે અને સાચા સ્નેહને ચિરંજીવી બનાવે છે. એક જૂઠને નિભાવવા ખાતર અનેક અસત્યો કલ્પવાં પડે છે અને પછી તો જૂઠની પરંપરા વધતી જ જાય છે. એકાદ જૂઠ તરી આવે છે એટલે હરેક માનવી જૂઠું બોલનાર ઉપર વહેમ રાખે છે, અને પછી તો તેની સાચી વાતો અને સાચી હકીકત ઉપર પણ જૂઠના પડદા પૂર્વગ્રહને લઈને વળે છે. એટલે સ્ત્રીઓમાં રહેલો જૂઠું બોલવાનો ચેપ જેટલો ઓછો કરી શકાય તેટલે અંશે સ્ત્રીઓ પતિ અને આપ્તજનોની સારી પ્રીતિ સંપાદન કરી શકે છે, અસ્તુ.



## પ્રકરણ ૩૨મું

### આર્તવ-દસ્તાન

**સ્ત્રી**ઓના ગૂઢ પ્રશ્નો સંબંધમાં બની શકે તેટલી છૂટથી ચર્ચા કરી આપણે એ જગ્યાએ આવી પહોંચ્યા છીએ કે હવે સ્ત્રી પુત્રવતી બને અર્થાત ગર્ભાધાન-ગર્ભ ધારણ કરવાને લાયક હોય.

ગર્ભાધાનનો ખાસ આધાર સ્ત્રીઓના આર્તવ યાને દસ્તાન ઉપર હોય છે. યુવાવસ્થાએ પહોંચેલી સ્ત્રીની ઉમર સામાન્ય રીતે પંદર વર્ષ વિતાવે છે એટલે તેને દસ્તાન યાને માસિક ધર્મ આવવો શરૂ થાય છે. માસિક ધર્મ કઈ રીતે આવે છે તે બાબતમાં આપણે અગાઉ ગુપ્ત અવયવની વિચારણામાં જોઈ ગયા છીએ. અહીં તો શુદ્ધ આર્તવ અને તેના દોષો કે જે દોષો હોવાને કારણે સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી તે વિષય ખાસ વિચારણા માગે છે. શુદ્ધ આર્તવ-અટકાવ કોનો કહેવો તેને માટે આયુર્વેદના આચાર્યોના મત પ્રમાણે:

**शशासृक् प्रतिम यत्तुयद्वालाक्षार सोपमम्**
**तदार्तवं प्रशंसाति यद्वासो न विरंजयेत्**
**( सुश्रुत. शा. अ. २ श्लोक १ )**

અર્થાત્-જેનો રંગ સસલાના લોહી જેવો અથવા લાખના રંગ જેવો હોય, જેનો ડાઘ કપડા ઉપર પડવા છતાં સાધારણ પાણીથી ધોવાથી સાફ થઈ જાય, જે અતિશય ગાંઠા-ગળફાવાળું ન હોય, તેમજ અત્યંત પાતળું પાણી જેવું પણ ન હોય, જેમાંથી વધુ પડતી અપ્રિય ગંધ ન આવતી હોય તેને શુદ્ધ આર્તવ કહી શકાય.

ડાક્ટરોનો મત છે કે આર્તવ ક્ષારપ્રતિક્રિયાવાળો પદાર્થ છે અને તેની સાથે શ્લેષ્મનો ભાગ હોવાથી તે જલદી જામી શકતો નથી. સામાન્ય રીતે લોહીમાં જે જાતના લાલ અને સફેદ કણો જોવામાં આવે છે તેના કરતાં આ આર્તવના લોહીમાં દ્રવભાગ વધુ રહે છે.

આર્તવ આવવાનો સમય દરેક દેશમાં એકસરખો નથી રહેતો. આર્તવનો તે તે પ્રદેશની શીતતા અને ઉષ્ણતા પર ખૂબ આધાર રહે છે. ઈંગ્લાંડ આદિ જેવા શીતપ્રાધાન્ય પ્રદેશમાં છોકરીઓને આર્તવ અઢાર વીશ વરસની ઉંમરે આવે છે અને યુવાની પણ તેની એટલી જ મોડી ખીલે છે; ત્યારે હિંદુસ્તાન સમશીતોષ્ણ દેશ હોવાથી ૧૩–૧૪ વરસની ઉમરે આર્તવ શરૂ થાય છે, અને જ્યાં ખોરાક તેમ જ રહેણીકરણી વધુ મોજીલાં હોય છે, વધુ પડતા તામસી આહારો લેવાય છે, તે ઠેકાણે તો અગીયાર બાર વરસની છોકરીને પણ આર્તવ આવવાનો શરૂ થતો જોયો છે; પરંતુ એ તો એક અપવાદ ગણી શકાય. સામાન્ય રીતે અહીં ચૌદ અને પંદર વરસના વચગાળાના સમયમાં આર્તવ દેખાવ આપે છે એવું જોયું છે.

શરીરમાં લોહીની ઓછપ, હાડકાં નબળાં, ક્ષય કે કંઠમાળ જેવો વ્યાધિ, અત્યંત દુર્બલતા, પાંડુ રોગ, આદિ જે છોકરીઓના શરીરમાં હોય છે તેમને આર્તવ ઘણો મોડો આવે છે અથવા એકાદ બે વખત આર્તવ દેખાવ આપી ફરી વરસ–બે વરસ બંધ થઈ જાય છે. આમ જેમને બને છે તેમની પાછળ ખાસ વ્યાધિઓનું કારણ પડેલું હોય છે. એમનાં આર્તવોત્પાદક અવયવોમાં કોઈ પણ જાતની ખાસ ખોડ હોતી નથી.

તેને બદલે જેઓ પુરૂષના સહવાસમાં વધુ રહે છે, શૃંગારિક પુસ્તકો વાંચે છે પ્રેમની કહાણીઓ સાંભળે છે, વિલાસપૂર્ણ ચિત્રો જુએ છે, યુવાન જોડાંઓનો વધુ સહવાસ કરે છે અથવા જે છોકરીઓના શિરે બાળક ઉછેરવાં, માતાની સગવડો સાચવવી, એવાં ખાસ કાર્યો હોય છે તેમને આર્તવ વહેલું આવવાનું શરૂ થાય છે; અને આર્તવ શરૂ થયા પછી સગર્ભાવસ્થાની સ્થિતિને બાદ કરીએ તો સ્ત્રીઓને સામાન્ય રીતે ૪૦–૫૦ વરસની ઉમર થતાં સુધી નિયમિત માસિક અટકાવ દર મહિને આવે છે.

દર મહિને આર્તવ આવે છે એ વાત દરેક સ્ત્રીઓ જાણતી હોય છે. છતાં તેમાં પણ ચોક્કસ દિવસોની ગણતરી છે. કારણ કે આર્તવનો સંબંધ બિજોત્પાદક ગ્રંથીઓ-'ડિંબ'ની સાથે હોય છે. એ ગ્રંથીઓ ભરાય છે, પાકે છે અને ફૂટે છે ત્યારે આર્તવ દેખાય છે. આ ક્રિયાની સમજુતી અગાઉ સ્પષ્ટતાથી આપવામાં આવી છે.

ઘણું કરીને નિયમ એવો છે કે આ ગ્રંથી ૨૮ દિવસે પાકીને ફાટી જાય છે, એટલે રજોદર્શન અથવા આર્તવ પણ અઠ્ઠાવીશ દિવસે દેખાય છે. અઠ્ઠાવીશ દિવસનો નિયમ હોવા છતાં એકાદ બે દિવસ વધુ ઓછા કેટલીક સ્ત્રીઓને થાય છે. એ તેમનું પ્રકૃતિજન્ય લક્ષણ છે. તેને કોઇ વ્યાધિ કહી શકાય નહિ.

આર્તવનું પ્રમાણ પણ એકસરખું નથી હોતું, શરીરના બંધારણ ઉપર તેનો આધાર છે. ઘણું કરીને ચારથી માંડીને આઠ તોલા સુધી આર્તવ જાય છે. વધારે લોહીવાળી અને ગદામદા શરીરવાળી સ્ત્રીઓને આર્તવનું પ્રમાણ સ્વાભાવિક જ વધુ હોય છે.

વિશેષે કરીને તે ચાર દિવસ દેખાય છે. શરૂઆતમાં તો કપડાં ઉપર એકાદ ડાઘ પડવાથી અથવા પેશાબ સાથે એકાદ બુંદ દેખાય છે, એટલે સ્ત્રી પોતાને રજસ્વલા થયેલી માને છે. ત્યારપછી ચાર-છ કલાકે આર્તવ આવે છે અને એકાદ દિવસ પછી ઠીક ઠીક પ્રમાણમાં આર્તવ આવે છે, અને ત્રીજા દિવસ પછી તે પ્રવાહ ઓછો થવા લાગી, ચોથે દિવસે એકાદ વખત દેખાઇને બંધ થઇ જાય છે.

કેટલીક સ્ત્રીઓને શરૂઆતમાં જોરદાર અટકાવ આવી બીજે જ દિવસે એનો વેગ ઓછો થતો ત્રીજે દિવસે બંધ થઇ જાય છે, છતાં પહેલા દિવસથી ચોથા દિવસની અંદર આર્તવ આવી જવાનું કાર્ય પૂરું થઇ જાય છે. અને એટલા જ માટે શાસ્ત્રકારોએ તેની અપવિત્રતાને નજર સામે રાખીને ચાંડાલી, બ્રહ્મઘાતિની, રજકી, એવાં વિશેષણો આપી પાંચમે દિવસે પૂરી શુદ્ધિવાળી માની, પાંચમા દિવસે તેને ઘરકાર્ય, ભોજન વગેરે બનાવવા માટે રજા આપી દીધી

છે. એટલે અમારૂં માનવું છે કે પાંચ દિવસની અંદર અટકાવ દેખાઇ તેનો પૂરતો નિકાલ થઇ સમાપ્ત થઈ જવો જોઇએ. એમ નહિ થતાં અટકાવ આવવાનો સમય લંબાય છે, એટલે કે સાત, આઠ કે દશ દિવસ સુધી આર્તવ થોડો થોડો દેખાયા કરે છે તો એ એક જાતનો વ્યાધિ ગણાય. અથવા એકાદ દિવસ થોડેક દેખાવ આપી બીજે જ દિવસે બંધ થઇને પૂરતો નિકાલ થઈ શકતો નથી તે પણ દોષ ગણાય. તેમાં આર્તવ ઉત્પન્ન કરનારાં, વહન કરનારાં કિંવા તે અવયવો ઉપર સીધી રીતે પ્રભાવ દાખવનારાં અંગોમાં વિકૃતિ થયેલી હોય છે. આર્તવના આવા દોષોને અત્યાર્તવ અને નષ્ટાર્તવ કહે છે. તેની હવે પછી ચર્ચા કરી, એ માટેના ઉપાય–ઉપચાર દર્શાવીશું.

આર્તવ આવવો એ સ્ત્રીશરીરની સ્વાભાવિક ક્રિયા છે. છતાં આર્તવની શરૂઆત પહેલાં અને આર્તવ દરમ્યાન વિશેષ પ્રકારનું પરિવર્તન અને ઝીણું દર્દ થાય છે. એટલે જ ગુજરાતી ભાષામાં આર્તવને 'માસિક માંદગી' પણ કહેવામાં આવે છે. જો કે આવી ખાસ વિરૂદ્ધતા શરૂઆતમાં યુવાન છોકરીઓને વિશેષ થાય છે, પરંતુ પાંચ દશ વખત નિયમસર અટકાવ આવી ગયા પછી ખાસ વિશેષ પડતા ઉપદ્રવો દેખાતા નથી.

પ્રથમ અટકાવ આવવાનો હોય છે ત્યારે સાધારણ ગંભીરતા અથવા ઉદાસીનતા જેવું જણાય છે, જાંગો અને સ્તન વજનદાર લાગે છે, આળસ આવે છે, પેડુમાં ઝીણું દર્દ થાય છે. યોનિનો ભાગ વજનદાર અને સહજ આળો લાગતો હોય તેવું જણાય છે, અને કયારેક મંદ ખુજલી આવતી હોય તેમ લાગે છે. સ્પર્શ કરવાથી સારૂં લાગે છે, કેડો ફાટે છે, હમેશના ખોરાક ઉપર અરૂચી લાગે છે અને તીખા, ખાટા પદાર્થો ખાવાની રૂચી ઉપજે છે.

બધાંને એકસરખાં આ લક્ષણો જણાતાં નથી, પરંતુ ઓછા-વધતા પ્રમાણમાં જણાય છે અને શરીરની સ્વાભાવિક તંદુરસ્તી કે

પ્રકૃતિમાં અટકાવ આવવાનો હોય ત્યારે ફેરફાર થાય છે. પછી તેનાં લક્ષણો ભલે જુદાં જુદાં હોય.

પરંતુ આ માસિક માંદગી તો તેને વિશેષ કરીને થાય છે કે જે સ્ત્રીઓ કોઈ પણ જાતનું પરિશ્રમનું કામ કરતી નથી, જેઓ આરામ-ચેર ઉપર બેસીને નવલકથાઓ વાંચ્યા કરે છે, જેનું શરીર સુખી અને બેઠમલીયું બની જાય, હૃષ્ટપુષ્ટ જણાય છે, જે ખાવાપીવામાં નિયમિત નથી, ઠંડીથી ગુપ્ત ભાગનું રક્ષણ નથી કરતી, તેવી સ્ત્રીઓને માસિક ધર્મ વખતે વધુ પીડા થાય છે.

જ્યારથી નવો જમાનો શરૂ થયો ત્યારથી માતાઓ પોતાની યુવાન બાલકીઓને માસિક ધર્મના નિયમો સમજાવતી જ નથી. તેઓ તો માસિક ધર્મને આફત સમજતી હોય તેમ જોવામાં આવે છે. માસિક ધર્મના નિયમો તરફ જ્યારથી બેદરકારી થઈ ત્યારથી સ્ત્રીશરીરના આર્તવની અસ્વાભાવિકતા અને વિચિત્ર વ્યાધિઓ એટલાં બધાં જોવામાં આવે છે કે સેંકડે પંચાશી ટકા સ્ત્રીઓ એને કારણે પીડાતી જોવામાં આવે છે.

પંદર વરસની યુવાન બાળાને આવા નિયમોનું જ્ઞાન કયાંથી હોય? એટલે ઘરની વૃદ્ધા અથવા માતા તેને મર્યાદિત રીતે સમજાવે, તેના દિલમાં ઠસાવે, તો જરૂર એ આખા જીવનમાં ભૂલી ન શકે. પરંતુ જ્યાં માતાઓ જ સાચા નિયમો જાણતી ન હોય ત્યાં બાળકીને તે કેવી રીતે સમજાવી શકવાની હતી?

રજસ્વલાના નિયમોનું પાલન કરવા માટે આયુર્વેદ શાસ્ત્રે ખૂબ આગ્રહ કરેલો જણાય છે. તે તો મુખ્યત્વે ગર્ભાધાન અને ભાવિ ઉત્તમ સંતતિને માટે ઉત્તમ રજ અને રજસ્વલાના યોગ્ય નિયમો પાલન કરવાની મહત્તા ઉપર ખૂબ જોર આપે છે.

આયુર્વેદ ખાસ આજ્ઞા કરે છે કે રજસ્વલા સ્ત્રી રજની શરૂઆત થાય તે દિવસથી જ સખ્ત બ્રહ્મચર્ય પાળે: દિવસે સૂવાનું, આંખમાં આંજણ આંજવાનું બંધ કરે. રોવું, સ્નાન કરવું, ચંદન લગાવવું,

શરીર ચોળાવવું, નખ કાપવા, દોડવું, હસવું, અધિક બોલવું, તિક્ષ્ણ અવાજ સાંભળવો, ભૂમિ ખોદવી, પરિશ્રમ કરવો, સખ્ત પવન સહેવો, એ બધી ક્રિયાઓનો તેણે ત્યાગ કરવો જોઇએ.

આ પ્રકારની ક્રિયાઓથી રક્ત વહન કરનારી નળીઓ ઉપર અને બિજોત્પાદક ગ્રંથીઓ ઉપર ખરાબ અસર થાય છે અને એ અસર ભાવિ ગર્ભ ઉપર પણ રહે છે.

આ તો જાણે શાસ્ત્રની મનાઈ છે. પરંતુ અમે તો આ વિષયના અનુભવ પછી પણ આ પ્રમાણે તારવણી કરી છે:

ગોળ, રીંગણાં, ચહા, કેરીનું અથાણું અને બાજરી આ પદાર્થો વધુ પડતા રજસ્વલા સ્ત્રી સેવન કરે છે તો રજનું પ્રમાણ વધુ આવે છે અને તે માટેના દિવસ લંબાય છે તથા કદાચ તેમાંથી અત્યાર્તવ અથવા લોહીવા થઈ જાય છે.

આંબલીની ખટાશ, કેરીનું કે લીંબુનું અથાણું, ખાટાં બોર, આમચૂર, દહીં, કાચી કેરી જેવા પદાર્થો રજસ્વલા સ્ત્રી ખાય છે તો તેની રસવાહિનીઓ વિકૃત થાય છે અને તેના મોઢા ઉપર થોથર આવી જાય છે. તેવી જ થોથર ક્યારેક ગુપ્ત ભાગ ઉપર પણ આવે છે અને ક્યારેક ગર્ભાશયની અંદર શોથ આવી જઇ આર્તવના લોહીનો ત્યાં જમાવ થાય છે.

ઝાડા અને પેસાબની હાજત રોકવાથી, અતિશય હસવાથી, પગ ધ્રસકાવાથી, ઠેકવાથી, ખસી પડવાથી, કે એકી સાથે ઘણાં પગથીયાં ચઢવાથી પણ ગર્ભાશય ઉપર અસર થઇને દાસ્તાનના માર્ગનો શોથ આવી જઈ માસિક ધર્મમાં અવરોધ ઉત્પન્ન કરે છે.

ઠંડા પાણીથી નહાવાથી, ઠંડું પાણી પીવાથી અથવા ઉભાં ઉભાં પાણી પીવાથી, સોડાવોટર, આઇસપાણી, શરબત અને આઇસક્રીમ જેવા પદાર્થો રજસ્વલા સ્થિતિમાં લેવાથી, રજવાહિની નળીમાં સોજો આવી દસ્તાન આવતું બંધ થાય છે અથવા અટકી અટકીને થોડું થોડું આવે છે અને એક વખત આવો શોથ આવ્યો, રજ આવતું અટક્યું

એટલે એ લોહીની ગાંઠ પડી જાય છે અને કાયમને માટે પેડુનો દુઃખાવો ઉભો થાય છે.

પાણી–ઠંડા પાણીમાં બેસીને કપડાં ધોવાથી, ઘણી વાર સુધી નળ નીચે ભીની ચોકડીમાં બેસી વાસણ માંજવાથી, લાદી અને સીમેંટવાળા રૂમમમાં ફરવાથી, બારીઓનો ઠંડો પવન સીધો શરીર ઉપર લાગવાથી, ભીનાં કપડાં શરીરપર પહેરી રાખવાથી પણ દસ્તાન ઉત્પન્ન કરનાર અને વહન કરનાર અવયવોને શરદી લાગે છે અને વેગપૂર્વક બહાર ધસી આવતું લોહી થંભી જઈને થીજી જાય છે. પછી એ ગુપ્ત અવયવોમાં સોજો ઉત્પન્ન કરે છે, જે દરેક માસિક વખતે પીડા સાથે વધતો ઓછો આર્તવ લાવે છે.

આજે માસિક ધર્મમાં આવતી સ્ત્રીઓ આવી ઝીણી બાબતો ઉપર ધ્યાન આપતી હોય એમ જણાય છે ખરૂં ? અને એથી જ એવી ભાગ્યે જ કોઈ સ્ત્રી તમારા જોવામાં આવશે કે જેમને માસિક ધર્મની કોઈ બિમારી ન હોય–કોઈ તકલીફ ન હોય.

માસિક ધર્મવાળી સ્ત્રી ઉભી ઉભી ઠંડા પાણીનો ગ્લાસ પીતી હોય ત્યારે તેને સ્વપ્ને પણ ખ્યાલ નથી હોતો કે 'હું મારા બીજ-ક્ષેત્રમાં એક મહાન્ વ્યાધિના બીજને રોપું છું !'

હજી તો ત્રીજા દિવસનું આર્તવ આવતું હોય અને વહેલી પ્રભાતે નદી–સરોવરના પાણીમાં પડતું મેલવા દોડી જતી અને નળ નીચે શરીર ધરતી નારીને કોણ કહે છે કે 'દેવી ! ઠંડું પાણી શરીરને ન અડકાડીશ, ગરમ પાણીથી સ્નાન કરી લે, નહિ તો તારૂં ગર્ભ-સ્થાન વિકૃત થઈ જશે—અંદર સોજો આવી જશે !'

એ માતાઓ–એ સાસુઓ ગઈ કે જે પુત્રીઓ અને ગૃહવધૂઓને દાઢી મીઠી શિખામણ આપતી અને તેના શરીરના–સ્ત્રીશરીરના બારીક ધર્મો સમજાવતી.

એ પુત્રીઓ અને વધૂઓ પણ નથી રહી કે જે વડીલોની આજ્ઞાને હિતકારી સમજી સાચા દિલે આચારમાં મૂકે.

અને એથી જ આજે દવાખાનાંઓ સ્ત્રીઓના આ પ્રકારના કેસોથી ઉભરાય છે, આજે વંધ્યાઓની સંખ્યા વધતી જાય છે, આજે કેડોની કાચી અને હૈયાની દુબળી વનિતાઓ ફૂંક મારો ને ઉડી જાય એવી–કાગળનાં ચિત્ર જેવી જણાય છે. એની રોજની ફરિયાદ, દવાની બાટલી અને શરીરનો ઘસારો અટકતાં નથી. કારણ કે તેમને જેટલી દવા પીવાની હોંશ છે તેટલી શરીરની દરકાર નથી. જેઓ આયર્વેદ શાસ્ત્રના ઉપચારની મહત્તા નથી માનતાં તેઓ તો એમ જ માને છે કે મૂળમાંથી નાબૂદ કરવાના ઉપાય કરતાં અટકાવ ભલો !



## પ્રકરણ ૩૩મું

### ન્યૂનાર્તવ–નષ્ટાર્તવ

**રોપલો** આંબો ત્રણ વર્ષ વીતાવી જાય અને એને મોર ન આવે તો માળીને ચિંતા થાય છે કે ફળ કયારે આવશે ? તેમ કન્યાને પંદર વર્ષ વિતી જવા છતાં આર્તવ આવતો દેખાવ નથી તો જરૂર તેનાં જનનઅવયવમાં કાંઇક ખોડ છે એમ સમજી લેવું પડે છે. અગાઉ જણાવી ગયા એ પ્રમાણેની કદાચ શરીરમાં ખામી હોય છે. અર્થાત્ શરીરવિકાસમાં પાંડુ, કંઠમાળ, ક્ષય, જેવા રોગ હોય છે અને અટકાવ નથી આવતો, તે માટે અટકાવ લાવવાના કાંઈ પણ સીધા ઉપચારો કરવાના નથી હોતા અને તેમાં જનનઅવય-વોની ખામી પણ નથી હોતી. તેમાં તો એ જણાવેલા વ્યાધિના અંગે ઋતુઉત્પાદક અવયવો નબળાં બનેલાં હોય છે અને તે વ્યાધિઓ સારા થવાથી કુદરતી રીતે જ જનનઅવયવો કામ કરવા-લાગી જઈ અટકાવ આવવા લાગે છે. એટલે અમારૂં માનવું છે કે પુષ્પ ઉમરે પહોંચેલી સ્ત્રીને જો શારીરિક પાંડુ જેવા વ્યાધિઓ હોય તો તેને મટાડવાના ઉપાયો કરવાથી આર્તવ આવવો શરૂ થઈને નિય-મિત આવવા લાગે છે. પરંતુ શારીરિક વ્યાધિ ન જણાય, શરીર

દેખાવમાં મજેનું હોય, ઉમર પણ સોળ વરસ ઉપરની વધી ગઈ હોય, છતાં અટકાવ આવતો નથી! આવા પ્રસંગોમાં કેટલાક એવા વિચિત્રતાભર્યા કેસો જોયા છે કે જેમને અટકાવના દિવસે એટલે કે એકેક મહિને અટકાવ જેવાં ચિહ્નો જણાઈ, અટકાવનું લોહી મોઢા વાટે, નાક વાટે તેમ જ ગુદાદ્વારે નીકળે છે, અને આવા કેસોમાં પૂરતી વૈદ્યકીય તપાસની જરૂર હોય છે. કારણ કે રક્તવાહિની નળીની અથવા ગર્ભાશયના મુખની ખાસ ખોડ હોવાથી એવા કેસોને કેટલીક વખત શસ્ત્રક્રિયા કરવી પડે છે. અને એ કાર્ય સ્વતંત્ર રીતે નથી થઈ શકતું, એટલે એની ચર્ચા સાધારણ સમાજને ઉપયોગી થાય તેમ નહિ હોવાથી અહીં કરવામાં આવી નથી.

પરંતુ નષ્ટાર્તવ એટલે જેને આર્તવ આવતો નથી, ઉમર વધતી જાય છે, શરીર મજેનું છે, તેવા કેસોમાં આર્તવને ઉત્પન કરનારાં અવયવોને મદદ પહોંચાડવાની જરૂર છે, અને એમને માટે ઘરગથુ ઉપાયો જે સેંકડો દરદીઓ ઉપર અજમાવી અનુભવસિદ્ધ નીવડ્યા છે, તે સર્વ વાચકોની સામે મૂકી દઉં છું.

સાથે એ પણ જણાવી દેવું જોઇએ કે નીચે બતાવેલા ઉપચારો સગર્ભા સ્ત્રીઓને માટે કરવાના નથી. જો ભૂલથી અટકાવ બંધ થવાનાં કારણો સમજવામાં ન આવ્યાં હોય અને ગર્ભ રહ્યો હોય તો પણ આવા ઉપચારોથી ગર્ભપાત થઈ જવા સંભવ છે. કારણ કે આ ઉપચારો ગરમ (ઉષ્ણ) છે અને તે ખાસ કરીને સ્ત્રીઓનાં અવયવ ઉપર ગરમાઈ પહોંચાડે છે.

જેવી રીતે નષ્ટાર્તવવાળા દરદીઓને અહીં બતાવવામાં આવનાર ઉપાયો તેમને કામ આપે છે તેવી જ રીતે ન્યૂનાર્તવ એટલે કે જેને આર્તવ તદ્દન ઓછું દેખાય છે તેને માટે એકાદ દિવસ આ પ્રયોગ કરવાથી લાભ થાય છે. આ પ્રયોગની પાછળ તેની ઉપયોગીતા અને

વાપરવાની રીત લખીશું, કે જેથી હરકોઈ માણસ સહેલાઇથી ઉપયોગ કરી શકે:

## પ્રયોગ–૧ પીત્રાની દવા

કુંવારનો રસ શેર ૧૦, ગંઠોડા તો. ૫, તજ તો. ૫, તમાલપત્ર તો. ૫, નાગકેશર તો. ૬, દેવદાર તો. ૫, ચવક તો. ૧, ચિત્રક તો. ૫, હરડે તો. ૫, હળદર તો. ૫, આંબાહળદર તો. ૫, ધાવડીનાં ફુલ તો. ૪૦, ગોળ શેર ૫.

### બનાવટ

કુંવારનો રસ, ગોળ અને ધાવડીનાં ફુલને અલગ રાખી બાકીની દવાઓને ખાંડી, પાણી શેર વીશમાં ઉકાળો કરવો. દશ શેર પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ તેમાં ગોળ તથા કુંવારનો રસ અને ધાવડીનાં ફુલ નાંખી એક માટલામાં અથવા ચીનાઈ માટીની બરણીમાં ભરી, એક જગ્યાએ રહેવા દેવું. પંદર દિવસ વાસણ ઉપર સાધારણ કપડું બાંધી રાખવું. ત્યારબાદ ગાળી લઈ તે વાસણ ઉપર ઢાંકણું ઢાંકી, ઉપર કપડું બાંધી માટી અને છાણ મેળવી તેનો બરાબર લેપ કરી લઈ, એક મહિના સુધી રાખી મૂકવું અને ત્યારબાદ ખોલી નાંખી, ગાળી કાચના બાટલામાં ભરીને બૂચ મારવો.

### ગોળી

સુંઠ, પીંપર, ચવક, ચિત્રમૂળ, કાળીપાટ, વાવડીંગ, ઇંદ્રજવ, શેકેલી હીંગ, ભારંગી, વજ, સરસવ, અતિવિષ, જીરૂ, શાહજીરૂ, નગોડનાં બીજ, ગજપીંપર, અજમોદ, ગોરવેલ, કડુ.

ઉપરની ઓગણીશ ચીજો એકેક તોલો, ત્રિફળાં ( હરડાં, બેડાં અને આંબળાં ) સત્તાવન તોલા અને શુદ્ધ ગુગળ છોંતેર તોલા.

### બનાવટ

ગુગળ સિવાયની બધી ચીજોને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી લેવું. ગુગળને ત્રણ શેર પાણીમાં એક રાત્રિ પલાળી રાખી, બીજે દિવસે

ચૂલે ચઢાવી ઉકાળવો, શીરા જેવું જાડું થઈ જતાં નીચે ઉતારી બધો મસાલો નાંખી, એકાદ રૂપીઆભાર ઘી મેળવી ખૂબ મસળવું, અથવા લોઢાના દસ્તાથી કુટવું, એટલે નરમ લોચા જેવું બની જશે. તેની નાના ચણીબોર જેવડી ગોળી વાળવી—સૂકવીને બાટલી ભરી રાખવી.

યોજના

ઉમરલાયક થઈ જવા છતાં અટકાવ ન આવતો હોય અથવા એકાદ વખત અટકાવ આવીને ઋતુ ફરી દેખાતું હોય કિંવા થોડું દેખાઈ બંધ થઈ જતું હોય, તેવી દરેક ઉમરલાયક સ્ત્રીને આ બન્ને દવાઓ આપવાની છે. ગોળીમાંથી બબે ગોળી સવાર, બપોર, સાંજ પાણી સાથે ગળાવવી અને જમ્યા પછી ઉપર લખેલી પીવાની દવા અઢી રૂપીઆભાર તેટલા જ પાણી સાથે મેળવીને પીવરાવવી. એટલે દિવસમાં ત્રણ વખત ગોળી દર ટંકે બે બે અને પીવાની દવા બે વખત દર ટંકે અઢીભાર આપવી.

એ રીતે ચાલુ કરી એક મહિનો એ જ પ્રમાણે ચાલુ રાખવું. સાધારણ કસરતનું કામ, દળવાનું અને ચાલવાનું જરૂર કરાવવું. વાલ, વટાણા, આંબલી, વગેરે બંધ કરવાં, ભાત ઓછા આપવા, બાજરી ગોળ, રીંગણાં વધુ આપવાથી અટકાવ સારી રીતે આવવા લાગશે અને નિયમિત બનશે.

આ બન્ને દવાઓ અમારા વીશ વરસના અનુભવની છે. બન્ને કુમારીઆસવ અને યોગરાજ ગુગળના શાસ્ત્રીય પાઠમાં અમે થોડો ફેરફાર કરીને અત્રે આપેલ છે, અને આ વ્યાધિમાં એ સુંદર કામ કરી બતાવે છે.

કેટલાક કેસમાં આ દવા અમે લાગઠ ત્રણ માહિના સુધી આપી જોઇ છે અને તે ફાયદાકારક નીવડી છે. તેને બનાવવામાં થોડીક કાળજી રાખી બનાવી લેવામાં આવે તો તેમાં ઘણી ખટપટ નથી, તેમ જ

આ બતાવેલી દવાઓ વનસ્પતિની છે અને ગાંધીને ત્યાં સહેલાઇથી મળી શકતી હોવાથી સરલ અને નિર્ભય ઉપાય છે.

**પ્રયોગ ૨**

એળીઓ તો. ૧, હીરાબોળ તો. ૧, હીરાકસી તો. ૧, સુંઠ તો. ૧, હીંગ તો. ૧, ટંકણખાર તો. ૧, તજ તો. ૧, એ બધી વસ્તુને ખાંડી કુંવારના રસામાં તેની ચણીબોર જેવડી ગોળી વાળવી.

સવારે બે ગોળી તથા સાંજે બે ગોળી પાણી સાથે ગળાવવી અને ઉપર ખારેક નંગ ૨, ગોળ તો. ૨, વાંસની ગાંઠ નંગ ૧, સુવા તો. ૧, ગાજરનાં બી તો. ॥, એ બધી વસ્તુને અરધો શેર પાણીમાં ઉકાળી પાંચ તોલા બાકી રહેતાં નીચે ઉતારી કપડે ગાળી લેવું. સવાર—સાંજ બન્ને વખત ગોળી તથા ઉકાળો પંદર વીસ દિવસ ચાલુ રાખવો.

પ્રયોગ નં. ૨ કરતાં બીજા નંબરવાળો પ્રયોગ વધુ સખત છે અને અટકાવને જલદી લાવે છે, પરંતુ એટલી જ એ ગરમાઇ પણ વધુ કરે છે. એટલે પ્રથમ પ્રયોગ ૧ માંની દવાઓ શરૂ કરવી. એકાદ મહિનો થઇ જવા છતાં પણ માસિક ચાલુ ન થાય તો પ્રયોગ નં ૨ની દવાઓ આપવી.

**પ્રયોગ નં. ૩**

ગાજરનાં બીજ તો. ૧, વાવડીંગ તો. ૧, પીંપર તો. ૧, ફુલાવેલ ટંકણખાર તો. ૧, હીંગ તો. ૧, મરી તો. ૧, એળીઓ તો. ૧, શુદ્ધ હીરાકસી તો. ૧, એ બધાંને ખાંડી ખરલમાં નાંખી, એક દિવસ આકાશવેલના ઉકાળા સાથે, બીજા દિવસે આશોપાલવની લીલી છાલ સાથે, ત્રીજા દિવસે કુંવારના રસ સાથે ઘુંટી ચણીબોર જેવડી ગોળી વાળી તેને સુકવીને બાટલી ભરી રાખવી.

સવાર, બપોર બબે ગોળી અહીં દર્શાવેલા કવાથ સાથે આપવી.

**ક્વાથ**—ગરમાળાની છાલ તોલા ૨, ચીભડાનાં બીજ તો. ૨, ગોખરૂ તો. ૧, વાંસનાં મૂળ તો. ૧, કપાસમૂળ તો. ૧, મૂળીનાં બીજ તો. ૧, કાળા તલ તો. ૨, વરીયાળીનું મૂળ તો. ૨, ઇંદ્રવરણાંનાં મૂળ તો. ૨, ગાજરનાં બીજ તો. ૧.

બધાંને એકત્ર ખાંડી તે એકંદર થયેલી દવામાંથી તો. ૨ા લઈ ૩૦ તોલા પાણીમાં ઉકાળી સાડાસાત તોલા રહેતાં એક બાટલીમાં ભરી લઈને દિવસમાં ત્રણ વખત અઢી અઢી તોલા ઉકાળો દર બબે ગોળી સાથે આપવો. આ રીતે દરરોજ ઉકાળો તૈયાર કરવો.

શરીર ઉપર મેદ થઇ ગયેલી અને પેટ વધી ગયેલી સ્ત્રી અથવા કુમારિકા માટે નં. ૩ નો ઉપયોગ વધુ સારો છે, અને પંદર દિવસ લાગટ આપવાથી અટકાવ આવે છે. એક વખત અટકાવ આવી ગયા પછી દવા બંધ કરીને ફરી અટકાવ આવવાને બે દિવસની વાર હોય તે વખતે ફરીથી દવા શરૂ કરવી અને અટકાવ દરમ્યાન ચાલૂ રાખવી. એમ બે ત્રણ મહિના કરવાથી અટકાવ નિયમિત બને છે. પછી આ દવા આપવાની જરૂર રહેતી નથી.

અટકાવ આવવાનો શરૂ થયા પછી પણ કેટલીક વખત તદ્દન ઓછો દેખાય છે. તેમાં ઉપરના પ્રયોગો પૈકી ગમે તે શરૂ કરી અટકાવના દિવસોમાં ચાલુ રાખવાથી ન્યૂનાર્તવનો દોષ દૂર થઈ જાય છે. ખાવાની દવા ચાલુ હોય તે ઉપરાંત પણ કેટલાક બહારના ઉપચારોથી સારો લાભ થતો જોવામાં આવે છે, અને તેમાં લેપ, શેક, સળી, ગ્લાસ, બાથ વગેરે મુખ્ય છે. આ ઉપચારો દરેક સ્ત્રી જાણી લે અને પોતાના હાથે કરવા લાગી જાય તો તેમને થોડીક મુશ્કેલીઓ માટે બહારની મદદ લેવા દોડવું પડતું નથી.

**લેપ**—

ગુગળ તો. ૫, ખજુર તો. ૫, દેકામાળી તો. ૫, સરસીયો ખોળ તો. ૧૦, ગુજર તો. ૫, પોશના દોડા તો. ૫.

સર્વ વસ્તુને બરાબર ખાંડીને રાખી મૂકવી. ત્યારબાદ અટકાવની શરૂઆતમાં ઉપરના ભૂકામાંથી દશ તોલા ભૂકો લઇને વીશ તોલા પાણીમાં ઉકાળી શીરા જેવો જાડો થતા દુંટીની આજુબાજુ જાડો લેપ પેડુ ઉપર કરવો જોઇએ. તેની ઉપર કપડું લગાવવું અથવા રૂ પાથરી દેવું. બનતાં સુધી રાત્રે જ આ લેપ કરવો કે જેથી આખી રાત પેડુ ઉપર રહી શકે. દરરોજ નહિ કરતાં દર ત્રીજે ત્રીજે દિવસે કરવો સારો છે.

એથી અટકાવ સારો આવે છે, એટલું જ નહિ પરંતુ ગર્ભાશયમાં આવેલો સોજો પણ દૂર થાય છે, પેડુ હલકું બને છે અને પેડુમાં આવતી અટકાવ વખતની ચૂંક પણ નાબૂદ થાય છે. અનેક સ્ત્રીઓને આ લેપ કરાવીને અમે દવાનો અનુભવ મેળવ્યો છે.

**શેક કરવો**

અટકાવ દરમ્યાન પેડુ ઉપર શેક કરવાની જરૂર છે. ઉપરનો લેપ કરી તેની ઉપર રબરની કોથળીમાં ગરમ પાણી ભરી એકાદ કલાક શેક કરવાથી અટકાવને વહન કરનાર અવયવોને મદદ મળે છે. લેપ કર્યા વગર પણ કોથળીનો શેક થઈ શકે. કોથળી ન હોય તો તેની જગ્યાએ કાચના શીશામાં પાણી ભરીને પણ શેક કરી શકાય. કેટલીક સ્ત્રીઓ રેતી ગરમ કરી કપડાની પોટલીમાં બાંધી તેનો શેક પણ કરે છે. પરંતુ તે શેક વધુ ગરમ હોવાથી મૂત્રાશય ઉપર ખરાબ અસર કરે છે અને ઉનવા થઈ જવાની તેમાં ભીતિ રહે છે. એટલે ગરમ પાણીનો શેક વધુ હિતકારી છે. અને તેમાં પણ રબરની થેલીમાં ગરમ પાણી ભરી શેક કરવો વધારે સારો છે.

**સળી મૂકવી**

હીરાકસી તો. ૧, રાયણનાં બીજ તો. ૧, એળીઓ તો. ૧, હીરાબોળ તો. ૧, બધી વસ્તુને ખાંડી તેને એક દિવસ કુંવારના રસમાં ઘુંટી લાંબી દીવેટો બનાવવી.

આર્તવ અટકી પડયો હોય ત્યારે અને ચડી ગયેલા ઋતુમાં આ સળી ગુપ્ત ભાગમાં પહેરવાથી બહુ જલ્દીથી અટકાવ આવે છે. સળી ગર્ભાશયના મુખમાં પહેરાવવી જોઈએ.

### ચેતવણી

આ સળી ખૂબ ગરમ છે. કેટલીક વખત સળીથી ગુપ્ત ભાગમાં ગરમી થઈ જાય છે. એ વખતે એરંડીયું તેલ લાગવાથી કે બે ત્રણ પાણીએ ધોયેલું ઘી લાગવાથી ગરમી શાંત થઈ જાય છે.

### ગ્લાસ

કપીંગ–ગ્લાસ કાચના પ્યાલા પેટ ઉપર મૂકવાને તૈયાર આવે છે. તેમાં સ્પીરીટ લગાવી, સળગાવી દુંટી ઉપર મૂકવાથી અંદરની ચામડી ઉચકાઈ આવી ગોળ દડા જેવી થઇ જાય છે, અને પાંચેક મીનીટ પછી પ્યાલો ઉખાડી લેવાથી ચામડી હતી તેવી બની જાય છે. આ ક્રિયાથી ગર્ભાશય અને તેમાં રહેલાં અવયવોને ખાસ કસરત મળે છે અને અટકાવમાં ફાયદો કરે છે.

### બાથ

એક ટબમાં ગરમ પાણી ભરીને અટકાવની શરૂઆતવાળી કે ઓછો અટકાવ આવનારી સ્ત્રીને બેસારી રાખવાથી અને અરધો કલાક દરરોજ સવાર–સાંજ એ પ્રમાણે ગરમ પાણીમાં બેસી પેડુના ભાગને ધીરે ધીરે મસળવાથી અટકાવ સુખરૂપ અને જોઇતા પ્રમાણુમાં આવી ખુલાસો થાય છે. પાણીની ગરમી એક સરખી રહેવી જોઇએ–ઠંડું બની જાય તો બીજું ગરમ પાણી ઉમેરીને અરધો કલાક એક સરખી ગરમી મળે તેમ ચાલુ રાખવું.



## પ્રકરણ ૩૪મું

### પીડિતાર્તવ

' દુઃખિયાની વાતો દુઃખિયા જાણે
બિનદુઃખિયાને શું કહીએ રે ? '

**પી**ડા સાથેના આર્તવ વિષે વિચાર આવતાં એક કવિના કાવ્યની ઉપરની કડી મને યાદ આવી ગઈ. સ્ત્રીઓનાં કેટલાંક દર્દો એવાં પીડાકારક હોય છે કે તેનો અનુભવ એ પીડા ભોગવતી બાઈઓને જ હોય છે. અટકાવ વખતે દર્દ થવું એ તો જાણે માસિક માંદગી. સાધારણ રીતે હમેશની પ્રકૃતિથી શરીરમાં ઓછા વધતા પ્રમાણમાં ફેરફાર જણાય, એને માટે તો કાંઇ થઈ શકે નહિ એ સ્વાભાવિક છે. પણ જે દર્દ અસહ્ય છે અને જેમાં અટકાવ વખતે વેદના એટલી બધી વધી જાય છે કે તેની થતી પીડાથી જોનાર પણ ત્રાસી ઉઠે છેઃ એવી દયા ઉપજે એવા અટકાવવાળી અનેક સ્ત્રીઓ પણ અમે જોઈ છે.

અટકાવ આવવાને એકાદ દિવસની વાર હોય અને એને પેડુમાં દર્દની શરૂઆત થાય છે, અટકાવ દેખાય છે, એટલે વેદના વધવા લાગે છે. પછી તો કલેજું, મૂત્રમાર્ગ અને સાથળ તથા ગુપ્ત ભાગ એ તમામ અંગો વેદનાથી ઘેરાઇ જાય છે, અને પાણી વગરનાં માછલાની માફક તરફડતી નારીને જોતાં દયા અને કરૂણા પેદા થાય છે કે પ્રભુ આ દુઃખથી તેને જલ્દી મુક્ત કરે—પરમાત્મા આવું દુઃખ કોઇને કદી પણ ન આપે.

પીડાવાળો આર્તવ કદાપિ શુદ્ધ આવતો નથી. તે કાં તો ગાંઠોવાળો અથવા શ્યામ, પરૂમિશ્રિત, લીલાશ પડતો કે દુર્ગંધવાળો હોય

છે. કેટલાકનો આર્તવ એવો દાહક હોય છે કે યોનિમાર્ગને આર્તવના દિવસોમાં સોજાયુક્ત અને આળો પણ બનાવી મૂકે છે.

આયુર્વેદ શાસ્ત્ર તો બીજા વ્યાધિમાં જેમ વાત, પિત્ત, કફના–ત્રિદોષના સિદ્ધાંતને નિદાનમાં આગળ મૂકે છે, તેમ પીડિતાર્તવ માટે પણ ત્રિદોષનાં જુદાં જુદાં લક્ષણો બતાવે છે. શાસ્ત્રીય રીતે અહીં થોડુંક નિદાન સમજાવીએ. તેને સમજાવવાની આ મારી રીત તમને કાંઈક જુદી લાગશે, પણ તેની મર્યાદા તો શાસ્ત્રીય જ છે.

આર્તવ રંગે કાળું હોય, પેડુમાં ઝીણી ઝીણી સોયો ભોંકાતી હોય તેવી પીડા લાગે, શરીર જાણે બાંધી લીધેલું જણાય, કેડો ઉપર વેદના થાય અને ઉંડે ઉંડે જાણે કંઈ ફરતું હોય તેવું લાગે, મન ભયવાળું જણાય, આર્તવ અટકીને આવે–એવાં લક્ષણો જણાય ત્યારે આર્તવ અથવા પીડાવાળા આર્તવમાં વાયુદોષ પ્રધાનપણે રહેલો હોય છે.

તરસ ખૂબ લાગે, શરીરે દાહ થાય, થોડો તાવ ભરાઈ જાય, પેડુમાં દર્દ થાય, પણ જાણે દર્દની સાથે બળતરા થતી હોય તેમ લાગ્યા કરે, આર્તવ રંગે લાલ છતાં લીલા પીળા રંગનું જણાય, આર્તવની અંદરથી સડેલા માંસ જેવી બદબો આવે અને કેટલીક વખત આર્તવ ન આવ્યું હોય તો પણ એમ લાગે કે ખૂબ આર્તવ વહી રહ્યું છે અને ધારાબંધ પ્રવાહ સાથળ ભીંજવીને ચાલ્યો જાય છે–આવી શંકા થવી, યોનિમુખનો આખો માર્ગ આળો અને ગૂમડાં જેવો દર્દવાળો થઈ જવો, આ જાતની પીડામાં પિત્તપ્રાધાન્ય દોષ હોય છે.

આર્તવ લાલ છતાં સફેદ કફ જેવો ચીકણો પદાર્થ આવવો, આર્તવમાં લચકા પડવા, શરીરે ભારે આળસ, મોઢામાં મીઠાશ, ખોરાક ઉપર અરૂચી, ગુહ્ય ભાગ જાણે બહાર ધસી આવશે એટલો બોજો જણાવો, હૃદયમાં ધબકારા થવા, પીડા કાયમ ચાલુ રહેવા

છતાં સહન થઈ શકે તેવી અને આર્તવનો સમય ટુંકો થઈ જવો, પેડુ ઉપર વજન અને દબાણ લાગવું—આવાં લક્ષણો જણાય તેને કફપ્રાધાન્ય આર્તવદોષ હોય છે.

જ્યાં વાત અને પિત્ત, અથવા પિત્ત અને કફનાં લક્ષણો સાથે જોવામાં આવે છે ત્યાં બન્ને દોષ ભેગા મળેલા હોય છે. છતાં ઉપર જે જે લક્ષણો બતાવ્યાં છે. તેને બરાબર સમજી, વિચારી, મનન કરી જાય અને પછી પોતાના શરીરમાં થતાં ચિહ્નો સાથે સરખાવી લે તો મારૂં માનવું છે કે હરકોઈ સ્ત્રી પોતાની પ્રકૃતિ અને વ્યાધિપ્રધાનતા સારી રીતે સમજી શકે. અને એને જો ચોકખો નિર્ણય સમજાય તો ઉપાય પણ જાતે કરી લે, અને પછી તેને સુશિક્ષિતતાનો ડોળ કરતી દંભી નર્સો પાસે દોડવું ન જ પડે.

અને અમે તો ઇચ્છીએ છીએ કે બહેનો પોતાનો વ્યાધિ પોતે જ સમજી લે, જાતે ઉપાય કરે અને સ્વાવલંબી બને. એથી એ નાણું બચાવી શકે છે, તંદુરસ્તી નિભાવી શકે છે અને ધારે તો પોતાના જ્ઞાનથી દુઃખાયાની સેવા પણ કરી શકે છે.

નિદાન પછી કારણ માટે થોડીક વિચારણા કરીએ કે આર્તવની પીડા કેમ ઉત્પન્ન થાય છે? આયુર્વેદ તો મિથ્યા આહાર અને મિથ્યા વિહાર કહીને આગળ વધે છે. મિથ્યા એટલે ખોટો; પણ ખોટો આહારવિહાર કોને કહેવો અને સમજવો તથા તદનુસાર કેવું વર્તન રાખવું? એ વિચારવા જેટલી આપણી બહેનો નવરી થોડી જ છે? અને કદાચ સમજીને વિચારે તો પણ લોઢાની કડીઓની બનેલી સાંકળથી સંકળાએલો સમાજ તેમને તંદુરસ્તીના નિયમો તરફ થોડો જ જવા દેવાનો છે?

અમે એમ કહીએ કે સીમેન્ટ અને લાદી હોય તેવા મકાનમાં આર્તવવાળી સ્ત્રીઓ માટે આર્તવ દરમ્યાન ચાલતી વખતે કંતાનની સપાટો પહેરવા આપવી. એ સૂચના આચારમાં કદાચ કોઈ બહેન

મૂકે અથવા મૂકવા પ્રયત્ન કરે ત્યારે ઘરનાં વડીલો પછી તે પુરુષ હોય કે સ્ત્રી–તેમની આંખો બેને બદલે ચાર થવાની, અને પછી વાતો ચાલવાની: 'લે બા ! આવું તો કોઈ દિ' જોયું નથી. આ તો નવાઈની વાત ! અમેય અભડાતાં'તાં, અને કામે કરતાં'તાં, પણ બા ! ઘરમાં તે વળી જોડા પહેરીને ફરાય ?'

પણ આવું બોલનાર એમના ગત જમાનાને સંભારવાની સાથે એ પણ સંભારે કે તે વખતે મકાનોમાં ભોંયતળીએ લાદી અને સીમેન્ટને બદલે મોટે ભાગે લીંપણુ હતાં કે જે ત્રણે ઋતુનાં શરીરને સુખાકારી નીવડતાં. આજે તો દેખાદેખી અને શોભા તેમ જ સગવડને કારણે મકાનોની દીવાલ, ભોંયતળીયાં અને છતોએ સીમેન્ટ, લાદી, ટાઈલ્સ લાગી ગયાં છે, જે શિયાળામાં બરફ વરસાવે છે !

આર્તવવાળી સ્ત્રીઓને પાળવાના આવા કેટલાક નિયમો સંબંધમાં ગત પ્રકરણમાં જણાવી દીધું છે. તે નિયમો પાળવામાં નથી આવતા, એટલે ગર્ભાશય, બીજવાહિની, અને બીજોત્પાદક ગ્રંથીઓ ઉપર સીધી અથવા આડકતરી અસર નિપજી તેમાં સોજો થઈ આવે છે, રક્તનો જમાવ થાય છે અથવા તે તે અવયવો પોતાનું કાર્ય યથાર્થ રીતે બજાવી શકતાં નથી. અને એથી જ આર્તવ સમયે પીડા પેદા થાય છે.

અંગ્રેજી વૈદક આવાં કારણોને નજર સામે રાખીને તેના પાંચ ભેદ પાડે છે: (૧) ન્યુરેલ્જીક ડીસ્મેનોરીયા, (૨) કેન્જેસ્ટીવ ડીસ્મેનોરીયા, (૩) ઓબસ્ટ્રક્ટીવ ડીસ્મેનોરીયા, (૪) ઓવેરીયન ડીસ્મેનોરીયા, (૫) મેમ્બ્રેન્સ ડીસ્મેનોરીયા.

ઉપર પ્રમાણે અંગ્રેજી વૈદક જુદા જુદા ભેદો બતાવે છે, પરંતુ એ તરફ ન જઈએ તો પણ આ વ્યાધિને ત્રણ રૂપમાં વહેંચી શકાય: (૧) શુદ્ધ પીડિતાર્તવ (૨) વરમજન્ય પીડિતાર્તવ, અને (૩) પ્રતિબંધજન્ય પીડિતાર્તવ.

શુદ્ધ પીડિતાર્તવમાં કોઈ પણ જાતનો સ્થાનિક વ્યાધિ હોતો નથી, પરંતુ આ વ્યાધિમાં જ્ઞાનતંતુની રચના સાથે વધુ સંબંધ હોય છે અને આવો વ્યાધિ યુવાન સ્ત્રીઓને વધુ થાય છે, તેમ જ જે મગજ અને મનની નિર્બળ છે અથવા નરવસ પ્રકૃતિની છે, હિસ્ટીરીકલ હોય છે તેમને પણ આર્તવની પીડા કયારેક થઈ આવે છે. એટલે એમને તે તે વ્યાધિઓના ઉપચાર કરવાથી આર્તવની પીડા નાબૂદ થાય છે.

બીજો પ્રકાર વરમજન્ય છે. તેમાં ખાસ કરીને ગર્ભાશયમાં, બીજવાહિનીમાં અથવા અંડોમાં સોજો હોય છે અને એથી એમને પીડા થાય છે.

ત્રીજો પ્રકાર પ્રતિબંધજન્ય છે, તેમાં ખાસ કરીને ગર્ભાશયના મુખના સંકોચને લઈને પીડા થાય છે અથવા ગર્ભાશય આગળના ભાગમાંથી સૂજી ગયું હોય અને તેને લઈ માંસવૃદ્ધિથી પણ આવો વ્યાધિ થઈ આવે છે અથવા ગર્ભાશયના મુખની આડો પડદો હોવાથી આર્તવ બહાર આવવામાં અડચણકર્તા થઈ પડે છે. આર્તવ વખતે અત્યંત પીડા પેદા થાય છે, અથવા ગર્ભાશય આગળના ભાગ-માંથી સૂજી ગયું હોય અને તેને લઈ માંસવૃદ્ધિથી પણ આવો વ્યાધિ થઈ આવે છે અથવા ગર્ભાશયના મુખની આડો પડદો હોવાથી આર્તવ બહાર આવવામાં અડચણકર્તા થઈ પડે છે અને આર્તવ વખતે અત્યંત પીડા થાય છે. આવા પ્રતિબંધજન્ય આર્તવ માટે શસ્ત્રક્રિયા કરવી પડે છે અથવા સળી મૂકી માર્ગ ખુલ્લો કરવો પડે છે; અને એ માટે તો અનુભવી વૈદ્ય-ડોકટરની સારવારની જરૂર છે. આવા દાખલાઓમાં જ્યારે યોગ્ય રીતે માર્ગ ખુલ્લો કરવામાં આવે છે ત્યારે જ પીડા બંધ થાય છે. આ જાતનાં દરદમાં થોડાક અહીં બતાવેલા ઉપાયો કરવા છતાં જો આર્તવની પીડા બંધ ન જ

થાય તો તરત સ્થાનિક ભાગની તપાસ કરાવવી તે વધારે હિતકારક છે.

## સ્થાનિક ઉપાયો

### ઉપાય ૧

**ગ્લીસરાઇન** :—કેમીસ્ટને ત્યાં મળતું ગ્લીસરાઈન લાવી ચોખ્ખા રૂનો પેલ બનાવી તે પેલને ગ્લીસરાઈનમાં બોળીને ગુપ્ત ભાગમાં છેક ગર્ભાશય જોડે મૂકી દેવો. બનતાં સુધી આ ઉપાય રાત્રે કરવો અને સવારમાં રૂનો પેલ કાઢી નાંખવો. ગ્લીસરાઈન ઇંગ્લીશ પદ્ધતિ પ્રમાણેની દવા છે, છતાં અમારે વાપરવી પડે છે. દેશી ઔષધમાં ચોખ્ખું મધ તેની બરાબરી કરી શકે તેવું છે. પરંતુ બજારમાં મળતાં મધ કેવળ નવાણુ ટકા બનાવટી અને ખાંડ અથવા ખજુરમાંથી બનેલાં હોય છે, એટલે ગ્લીસરાઈન વાપરવું વધુ સારૂં છે. તેમાં જંતુઘ્ન (એન્ટીસેપ્ટીક) ગુણ છે, શોથઘ્ન ગુણ છે અને રોપણનો પણ ગુણ છે. તે ગુપ્તભાગમાં મૂકયા પછી પાણી વધુ પડે છે અને જેમ જેમ પાણી પડતું જાય છે તેમ તેમ અંદરનો સોજો ઓછો થાય છે અને તેની સાથે પીડા નાબૂદ થાય છે. અમે ગ્લીસરાઇન ગર્ભાશયની કોઇ પણ ફરિયાદ ધરાવતી સ્ત્રીને પહેલી તકે પહેરવાને આપીએ છીએ અને તે મોટા પ્રમાણમાં સફળતાપૂવક વપરાય છે.

### ઉપાય ૨

**ગ્લીસરાઇન એસીડ ટેનીક**:—દશ ભાગ ગ્લીસરાઈન અને એક ભાગ એસીડ ટેનીક. પ્રથમ એસીડ ટેનીક પ્યાલામાં લઇ જરાક પાણી નાંખી ઓગાળી નાંખવું અને પછી તેમાં ગ્લીસરાઈન મેળવીને મિશ્રણ તૈયાર કરવું.

પિત્તપ્રાધાન્ય આર્તવપીડામાં એટલે કે જેમાં દાહ થતો હોય, યોનિ અને યોનિમુખ આળાં થઇ જઇ બળતરા થતી હોય, ફોલ્લીઓ ઉપડી આવી હોય, અંદર હાથનો સ્પર્શ પણ ન થઈ શકે તેવો એ ભાગ આળો થઈ ગયો હોય, તેવાં દરદીઓને આ મેળવણીનો પોલ મૂકવાથી બળતરા, દાહ, વગેરે બંધ થઇ જાય છે, ગર્ભાશયને શાંતિ મળે છે, ઉશ્કેરાટ બંધ થાય છે, છતાં પાણી પડે છે, અને બહુ ખુલ્લો થઈ ગયેલો ગુપ્તભાગ સંકોચાય છે. કેટલાક દિવસ સુધી આ મેળવણીનાં પોતાં મૂકવાથી અસહ્ય પીડા બંધ થઈને એ ભાગ તદ્દન સારો અને નિરોગી બની જાય છે.

## ઉપાય ૩

ગ્લીસરાઇન તો. ૧૦, બોરીક એસીડ તો. ૧, પોટાશ પરમેંગનેટ ગ્રેન ૧૦.

પોટાશ પરમેંગનેટને ખૂબ બારીક વાટી, તેમાં બોરીક મેળવીને તેની સાથે ગ્લીસરાઇન મેળવીને ઘુંટીને શીશી ભરવી.

આ મેળવણી જે આર્તવ દર્દ સાથે આવતો હોવા ઉપરાંત અંદર વાસ મારતો હોય, ખુજલી આવતી હોય, કફના મિશ્રણવાળો હોય, લચકા પડતા હોય અને ગુપ્ત ભાગ સોજાવાળો થઈ આવતો હોય, તેમને વાપરવાથી સારો ફાયદો કરે છે. લાગઠ આઠ દિવસથી વધુ આ મિશ્રણ વાપરવું ન જોઇએ.

## ઉપાય ૪

લીંબોળીનાં બીજ તો. ૧, અને એરંડીનાં બીજ તો. ૧, બંને સાથે ઘુંટી તેમાં કુંવારનો રસ નાંખી, પાવલીભારની લાંબી સોગઠી બનાવવી.

આ સોગઠી રાત્રે ગુપ્ત ભાગમાં રાખવી અને સવારે કાઢી નાંખવી. તે એ ભાગનું શળ, લબકારા મારવા, પાકવા જેવું દર્દ થવું અને જે

પીડા ગર્ભાશયના મુખ ઉપર લાગતી હોય તેમાં પહેરવા આપવી અને થોડા દિવસ ચાલુ રાખવી.

**લેપ**

૧ દુંટીની આસપાસ એકસ્ટ્રેકટ બેલાડોનાની પટ્ટી મારવી અને જ્યાંસુધી ઉખડે નહિ ત્યાંસુધી ઉખાડવી નહિ. કેટલાક દિવસ સુધી ચાલુ રાખવી. તેથી ગર્ભાશય ઉપર આવેલો સોજો નાબૂદ થાય છે અને પીડા બંધ થાય છે.

૨ એન્ટીફ્લોજેસ્ટીન બે ભાગ અને એક ભાગ એ. બેલાડોના મેળવી દુંટીની આસપાસ લેપ કરવો. એક દિવસ ખાલી રાખી, ફરી બીજે દિવસે લેપ કરવો અને પંદર દિવસ સુધી કર્યા કરવો. તેથી આર્તવની પીડા બંધ થાય છે. અંદર બીજકોષ, રજવાહિની અને ગર્ભાશયમાં ઉત્પન્ન થયેલા સોજાને નાબૂદ કરી અસલ સ્થિતિમાં લાવી મૂકે છે.

૩ ધતુરાનો રસ કાઢી તેને તવીમાં મૂકી, ઉકાળી શીરા જેવું ઘન બનાવી તો. ૧૦ તૈયાર કરો. તે જ રીતે પોશના દોડા શેર ૧૦ લઈ એક મણુ પાણીમાં ઉકાળી દશ શેર પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ તેને ફરી ઉકાળી શીરા જેવું જાડું થાય તેમાંથી તો. ૧૦. આંબાહળદર શેર દશને એક મણુ પાણીમાં ઉકાળી દશ શેર પાણી બાકી રહે ત્યારે તેને ઉકાળી શીરા જેવું થાય તે તોલા ૧૦. એ રીતે એ ત્રણે દ્રવ્યો મળી કુલ ત્રીસ તોલામાં હીમેજ હરડે તો. ૧૦ બારીક પાઉડર કરી મેળવી દેવી અને તેમાં એક તોલો કપુર મેળવી લેપ તૈયાર કરવો.

આ લેપ બગડતો નથી. બરણીમાં ભરી રાખવો. એ દેશી બેલાડોના છે અને આ અમારી શોધ છે.

દુંટીની આસપાસ તેનો લેપ કરવાથી આર્તવ વખતે થતી પીડા, ગર્ભાશયનો સોજો, પેડુનો દુઃખાવો, અટકાવની અનિયમિતતા, કમળમુખનો સોજો, વગેરેને નાબૂદ કરે છે, પેટ પોચું પાડે છે અને જનન-અવયવો કામ કરતાં થાય છે.

ઉપરનો કોઇ પણ લેપ લગાડયા પછી તેની ઉપર પાણીની કોથળીનો શેક થઈ શકે છે. એ લેપ ઉપર એકાદ કલાક શેક કરવાથી ગુણમાં વધારો થાય છે.

**ખાવાની દવાઓ**

(૧) આર્તવની પીડા જણાય અને ખાસ કોઇ પણ જાતનું નિદાન ન થયું હોય તો પણ ચંદ્રપ્રભાની ૨ ગોળી સવારે દૂધ સાથે અને યોગરાજ ગુગળની બે ગોળી સાંજે પાણી સાથે આપવાથી અને એ ત્રણ મહિના ચાલુ રાખવાથી આર્તવની પીડા ઘણા કેસોમાં નાબૂદ થયાનો અમારો અનુભવ છે. બન્ને દવાઓ ગર્ભાશય અને તેની સાથે સંબંધ ધરાવતાં અવયવોને પૂરતી મદદ કરે છે, કામે લગાડે છે અને સ્થિતિસ્થાપક ગુણ કરે છે.

(૨) વાવડીંગ તો. ૧, સુંઠ તો. ૧, જવખાર તો. ૧, લોહ ભસ્મ તો. ૧, ત્રિફળાં (હરડાં, બેડાં, આંબળાં) તો. ૩, જવનો આટો તો. ૭. એ બધાંને ખાંડી એકત્ર કરી રાખવું. દિવસમાં એક વખત સવારે અરણીનો રસ તો. ૧ તથા મધ તો ૦ા ની અંદર ઉપરની દવામાંથી તો. ૦ા મેળવીને પાઇ દેવું. તાત્કાલિક ગુણ કરવા માટે સાંજે પણ એ પ્રમાણે આપવું. શરીરમાં મેદ હોય, ફુલેલ શરીર હોય અને બેઠમલીયા શરીરવાળા માટે આ પ્રયોગ વધુ સરસ છે. આ દવા કેટલાક દિવસ સુધી રોજ આપવી.

(૩) હરડે તો. ૧, પીંપર તો. ૧, વાવડીંગ તો. ૧, આંબળાં તો. ૧, સાકર તો. ૧, લોહ ભસ્મ તો. ૧.

સર્વ વસ્તુને ખાંડી, ઘુંટી, મેળવીને તેમાંથી દવા તો. ૦ા લઇ, ૦ા તોલો તલનું તેલ તથા ૦ા તોલો ઘી બન્ને તેમાં મેળવી એ દવા ચાટવી. દિવસમાં એક વખત અથવા બે વખત. તેની ઉપર ધ્રો (દુર્વા) નામના ઘાસનો રસ તો. ૨ પાવો. શરીરે ફીકી અને દુબળી સ્ત્રીઓને આ દવા માફક આવે છે.

### (૪) ચાટણુ

આશોપાલવની છાલ શેર ૨, મોચરસ શેર ૧, ધાવડીનાં ફુલ શેર ૧, ચોખા શેકી લેવા તે શેર ૧.

ઉપરની ચારે ચીજોનો ૧૬ શેર પાણીમાં ઉકાળો કરવો અને ચાર શેર રહે ત્યારે ગાળી લઈ તે પાણીમાં જીરૂ, રૂમી મસ્તકી, આંબળાં અને રતાંજલી એ દરેકનું ચૂર્ણ પા પા તોલો તથા સાકર શેર અરધો નાંખી ફરી ચૂલે ચઢાવી શીરા જેવું ઘાટું બનાવી નીચે ઉતારી લેવું.

દર વખતે દિવસમાં ત્રણ વખત ૦। તોલો ચાટણુ ૦। શેર અથવા નવટાંક બકરીના દૂધ સાથે ચાટવા આપવાથી ઉષ્ણ પ્રકૃતિવાળી અને તવાઈ ગયેલી સ્ત્રીઓને આર્તવની પીડા થતી હોય છે તે બંધ થાય છે, અનિયમિત આવતો આર્તવ નિયમિત બનાવે છે અને ગર્ભાશયને શુદ્ધ કરે છે.

(૫) 'ઉલટકમ્બલ' નામની વનસ્પતિ ખાસ કરીને બંગાળામાં થાય છે અને કલકત્તાના વૈદ્યો તેનો પુષ્કળ ઉપયોગ કરે છે. આ દવાનો મુખ્ય ગુણ સ્ત્રીઓના યોનિદોષ, ગર્ભાશયના દોષ, પ્રદર અને ઋતુ સંબંધીની ફરિયાદો દૂર કરવાનો છે. તેમાં પણ આર્તવ વખતની પીડામાં એ અજબ કામ કરે છે; એટલું જ નહિ પરંતુ ઘણો વખત સુધી વાપરવાથી આર્તવના દરેક દોષને નાબૂદ કરી ગર્ભાશય શુદ્ધ અને ગર્ભ ધારણ કરવાને લાયક બનાવે છે. પરંતુ મુશ્કેલી એ છે કે ગુજરાતના ગાંધીઓ એ દવા–વનસ્પતિ મંગાવતા નથી અને તેને ઓળખતા પણ નથી. તે કલકત્તામાં મળે છે.

### તેનો ઉપયોગ—

'ઉલટકમ્બલ'નાં મૂળીયાની છાલ છાંયે સૂકવી, ખાંડી તેનો પાઉડર ખૂબ બારીક બનાવવો, તે ભૂકો પાંચ આનીભાર અને તેના સાથે ૨૧ કાળાં મરીનો ભૂકો મેળવી, ઋતુના દિવસથી સાત દિવસ સુધી સવારમાં એક વખત પાણી સાથે ફાકવી. વાલ, વટાણા, ચણા,

મીઠાઈ અને બજારૂ ચીજ બંધ કરવી. સાત દિવસ લઈ છોડી દેવી. ફરી બીજી વખતના ઋતુ વખતે લેવી. આ પ્રમાણે ચાર પાંચ મહિના કરવાથી આર્તવની બધી ફરિયાદો દૂર થઈ જનનઅવયવ શુદ્ધ બને છે અને ગર્ભ ધારણ કરી શકે છે.

## કેટલાક નિયમો

૧ પીડિતાર્તવવાળી સ્ત્રીને આર્તવ વખતે મોટે ભાગે પથારીમાં રાખવી, વધારે હરવા ફરવા ન દેવી.

૨ ઠંડા પાણીથી નહાવાનું કે ઠંડો પવન લાગે તેમ ફરવાનું બિલકુલ બંધ કરવું.

૩ વિદાહી, અપક્વ, વાસી અને ભારે ખોરાક લેવા દેવો નહિ.

૪ ગરમ પાણીથી સ્નાન કરાવવું અને સ્નાન કરતાં પહેલાં રાઈને પાણીમાં વાટી પેટ–પેડુ ઉપર તથા કેડ ઉપર જરીક મસળી, ચટપટે એટલે ધોઈ નાંખીને સ્નાન કરવું.

૫ દરરોજ સવારમાં અઢી તોલા કાળા તલને ખાંડી તેનો એક શેર પાણીમાં ઉકાળો કરી, દશ તોલા રહેતાં ઉતારી, તેમાં અઢી તોલા ગોળ મેળવી પીવા આપવો. આ ઉપાય કેટલીક વખત એવો સરસ નીવડયો છે કે તે આર્તવની સાધારણ પીડાને નાબૂદ કરી સાફ અટકાવ લાવે છે.

૬ સમાગમથી ખાસ બચવું. અટકાવ પછીના દિવસોમાં જ્યારે પાછી પ્રકૃતિ સ્વસ્થ બને ત્યારે હાલવુંચાલવું, દળવું, ખાંડવું, પાણી ભરવું વગેરે ઘરના કામને અંગે મળતી કસરત જરૂર કરવી.

૭ અથાણાં, ચટણીઓ, સવારનું રાંધેલું રાત્રે અને રાતના પડેલાં ભાત, ખીચડી સવારે રૂપાંતર કરીને પણ ખાવાં નહિ, મનને આનંદમાં રાખવું.



# પ્રકરણ ૩૫ મું

## અત્યાર્તવ-(લોહીવા)

સ્ત્રીઓના વ્યાધિઓમાં બીજા વ્યાધિઓ ત્રાસ તો નિપજાવતા હશે, પરંતુ અત્યાર્તવ–લોહીવા જેવો ત્રાસદાયક વ્યાધ બીજો કોઈ નથી. દેશી વૈદક અત્યાર્તવ તથા રક્તપ્રદરને જુદા બતાવે છે, પરંતુ બન્નેના ઉપચારો લગભગ મળતા છે. મારી સમજ પ્રમાણે તો આ દર્દને શરૂઆતમાં અત્યાર્તવ કહી, પછી જો એ જૂનું બને છે તો તેને આપણે રક્તપ્રદર માની લઇએ તો ખોટું નથી. જેમકે દેશી સુયાણીઓ પ્રથમ લોહીવા માની પછી એ જ્યારે નથી મટતો ત્યારે તેને 'વાંધા વહેવા' કહે છે.

અત્યાર્તવ તેને કહી શકાય છે કે જે આર્તવ પ્રમાણમાં વધુ પડતું આવે છે, વધુ દિવસ ચાલુ રહે છે અને બહુ ટુંકા દિવસોએ એટલે પંદર દિવસે–વીશ દિવસે આવીને આઠ દશ દિવસ સુધી ચાલુ રહે છે. કેટલીક સ્ત્રીઓને વધુ પડતું આર્તવ નથી આવતું પરંતુ થોડું થોડું હમેશાં આવતું રહી દશ બાર દિવસ ચાલતું જ રહે છે; અને બંધ થઈ ગયા પછી દશેક દિવસ બંધ રહી ફરી ચાલુ થઈ જાય છે. તેવી સ્ત્રીઓને હું અત્યાર્તવની ગણનામાં મૂકું છું.

અતિ આર્તવ કોને થાય છે? એ માટે ઉમરનો ખાસ નિયમ નથી. યુવાન સ્ત્રીને પરણ્યા પછી તુરત લોહીવા થઈ જાય છે, જ્યારે કુમારિકાઓને પણ લોહીવા થતા જોયા છે. ઘણી વખત લગભગ ચાલીસ પીસ્તાલીસ વરસની ઉમરની સ્ત્રીને લોહીવા થઈ જાય છે. આ રોગ શરીર ભરાવદાર અને બેઠમલીયા મેદવાળી સ્ત્રીને થાય છે, તેમ કૃષ શરીરવાળી સ્ત્રીને પણ થાય છે. પરંતુ એ વાત મારા અનુભવે ચોક્કસ થઈ છે કે મેદલ સ્ત્રી કરતાં કૃષ શરીરવાળી સ્ત્રીનો લોહીવા જલદી મટી શકે છે.

શારીરિક ત્રિદોષ સિદ્ધાંતની ઉપર ઉતર્યા પહેલાં ઉમર પ્રમાણે બહારનાં કારણોથી થઈ આવતા અત્યાર્તવ માટે વિચાર કરીએ તો કુમારિકાઓને લોહીવા થવાનું કારણ ઉશ્કેરાઈ આવતી અત્યંત કામવાસના પણ હોય છે. અત્યંત કામવાસનાને કારણે ફલકોષ (ઓવરી)ની લાગણી વધી જાય છે અને અત્યાર્તવ થઈ આવે છે, તેમ જ યુવાન કન્યાઓ અભ્યાસ કરતી હોય છે, એને આર્તવ નિયમસર આવવો જોઇએ, તે જો બે ચાર દિવસ ચડી ગયો હોય છે તો તરત જ, જેમ આજનાં નબળાં મનનાં માનવીઓ એક વખત જાજરૂ જઈ આવ્યાં ને દસ્ત સાફ ન આવ્યો કે ઝાડે જવાની ફાકી લઈ લે છે તેવી રીતે આજની યુવાન કુમારી કન્યાઓ અટકાવના દિવસો ચડી ગયા કે અટકાવ લાવવા માટે દવા લે છે; અથવા બહાર હરતી ફરતી કન્યાને અટકાવનો મહિનો પૂરો થયો ને અટકાવ ન આવ્યો એટલે ઘરમાં માતાના પેટમાં ફાળ પડે છે કે કદાચ દીકરી અનાચારને માર્ગે ચડી ગઈ હશે? અને પછી ગરમ ગરમ દવા આપી અટકાવને આવવાની ફરજ પાડે છે.

સમાજનાં અઘરાં બંધનો જે જ્ઞાતિમાં લાગ્યાં છે અને જેમને ત્યાં કુમારિકાઓ ૨૦–૨૫–૩૦ વર્ષની થાય પણ પતિ મેળવી શકતી નથી, એવી કન્યાઓ બિચારી આર્તવ લાવવાની શોધમાં જ હોય છે, અને થોડીક પેટંટો તેણે ગોપ્પી રાખી હોય છે અથવા પોતાની બેગમાં સાચવી રાખી હોય છે. એટલે મહિનો પૂરો થયો કે ઉપરાઉપરી એ દવાનો મારો ચાલુ કરે છે અને તેથી અટકાવને ફરજીયાત આવવું પડે છે. અટકાવ માટેની એના દિલની ઉતાવળ પાછળ થોડુંક છૂપું પાપ પણ ભર્યું હોય છે, એટલે એ કોને કહે? ફરી અટકાવ શરૂ થાય છે એટલે દિલમાં નિરાંતનો દમ ઘુંટાય છે. આ રીતે અટકાવની ફરજીયાત દવાથી ગર્ભાશયની નસો ઢીલી પડી આર્તવ છૂટી જાય છે અને અટકાવ અસ્વાભાવિક રીતે વહી નિકળે છે.

લોહીઆળ શરીરમાં જ્યારે લોહીનો જથ્થો વધી જાય છે ત્યારે પણ અતિ આર્તવ થતા જોયા છે. ગરમ આબોહવા અને અત્યંત

ગરમ ખોરાક લેવાથી અત્યાર્તવ થઈ જવાના દાખલા મારી પાસે નોંધાયા છે. ગર્ભાશય સ્થાનભ્રષ્ટ થયું હોય તોપણ અત્યાર્તવ થાય છે. ગર્ભાશયમાં એક પ્રકારની ટ્યુમર (ગાંઠ) થઈ આવવાથી આ દર્દ થાય છે. સુવાવડ આવી ગયા પછી ગર્ભાશયની અંદર ઓરનો ટુકડો રહી ગયો હોય છે તો પણ અત્યાર્તવ થાય છે. જુવાન પરણેતરને થોડો વખત સમાગમ આપી પરદેશ ચાલી જનાર પતિની પત્નીને પણ લોહીવા થઈ જાય છે. વધારે પડતું વજન ઉંચકવાથી, ઉંચેથી પટકાઈ પડવાથી, એકદમ ધાસ્તીકારક સમાચાર સાંભળવાથી કે ઉશ્કેરાઈ જઈ ઘણો ગુસ્સો કરવાથી અત્યાર્તવ થઈ આવે છે. આવી રીતે અત્યાર્તવ અથવા લોહીવા થવા પાછળનાં કારણો ઉપરાંત લગભગ ૪૦-૪૫ વર્ષની ઉમરની સ્ત્રીઓને જ્યારે અટકાવ અનિયમિત આવવા લાગે છે, ત્યારપછી તેનો ગાળો બબ્બે ને ત્રણ ત્રણ મહિને લંબાય છે. તેવી કેટલીક સ્ત્રીઓને બે ત્રણ મહિના પછી એકાએક અત્યાર્તવ થઇ આવી, મહિના બે મહિના સુધી લંબાઇને તદ્દન બંધ થઇ જાય છે.

અત્યાર્તવ-લોહીવા થવાનાં ઘણાં કારણો છે. તેની સાથે આર્તવ આવવાની દરમ્યાન ખોરાકની બહુ જ જલ્દી અસર શરીર ઉપર થાય છે એ પ્રત્યક્ષ જોયું છે. તો પણ ખૂબી એ છે કે સાધારણ દિવસોમાં જે સ્ત્રી નિયમિત આહારવિહાર કરનારી હોય છે તે આર્તવના દિવસોમાં, માટી, કાંકરા, કોલસા, મુલતાની માટી અને ભૂતડા જેવી ચીજોની ઇચ્છા કરે છે અને તેને એ ચીજો ખાતી પણ જોઈ છે. એ તેના શરીરમાં થયેલ પરિવર્તનનું પરિણામ છે અને એ પરિવર્તનને મજબૂત મનની સ્ત્રીઓ નહિ ગણકારતાં, મન ઉપર સંયમ રાખીને ઇચ્છાને વશ રાખે છે. ઘણી સ્ત્રીઓ દૂધ, છાશ અથાણું વગેરે અટકાવના દિવસોમાં નહિ ખાતાં સાત્વિક આહાર લે છે. તેમણે ઘરની વૃદ્ધ સ્ત્રીઓ પાસેથી શીખી લીધું હોય છે કે આર્તવના દિવસો સ્ત્રીઓએ આહારવિહારમાં સાચવી લેવા જોઇએ.

કારણોની તપાસ કર્યા પછી એનાં લક્ષણો તરફ આપણે વળીએ: અત્યાર્તવ થવાનો હોય છે તેવી લોહીઆળ અને ભરાવદાર શરીરની સ્ત્રીને પ્રથમ મસ્તકનો દુ:ખાવો થઈ આવે છે. તેની સાથે ગરદન તથા કરોડરજ્જુનો દુ:ખાવો શરૂ થઇ કેડમાં અસહ્ય વેદના અને દર્દ થાય છે. કેડ ઉપર જો ધીમી ધીમી ચંપી કરવામાં આવે છે તો તેને સારૂં લાગે છે. શરીરમાં દર્દની સાથે ઝીણો તાવ પણ હોય છે. પરંતુ એ તાવ વધુ નથી ભરાતો. પેડુનો ભાગ ફુલેલો અને ભરાવદાર જણાય છે. શરીરમાંથી જાણે ધૂમાડો નિકળતો હોય તેમ લાગ્યા કરે છે. નાડી ભરેલી અને કઠણ લાગે છે. આ બધાં લક્ષણો આર્તવ બંધ થવા પછી આપોઆપ શમી જાય છે.

જો દરદી શરીરે કૃશ હોય છે તો ઉપરનાં લક્ષણો એને થતાં નથી, પરંતુ દિવસે દિવસે નબળાઈ વધતી જાય છે, તે પથારીવશ બને છે, નાડી ક્ષીણ અને પાતળી બનતી જાય છે, છતાં તેની ગતિ વેગવાળી હોય છે. ચહેરો ફિક્કો અને પીળો પડી જાય છે, અને પાંડુ રોગનાં સ્પષ્ટ ચિહ્નો જણાઇ આવે છે. એટલે આંખો સફેદ કોડી જેવી, હોઠ, આંખનાં પોપચાં, હાથના નખ, ગંડસ્થળ વગેરે ફિક્કાં અને પીળાં પડી જવા ઉપરાંત આંખમાં ખાડા પડે છે અને આંખની નીચે થોડી થેથર (સોજા) આવી જાય છે. આ દર્દ જો વધુ વખત લંબાય છે તો શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ ઉતાવળી બને છે અને હૃદયની ગતિ વધી જાય છે. એટલે અત્યાર્તવમાં હૃદયરોગ માની લેવાની કયારેક શંકા થાય છે. કારણ કે હૃદયરોગના કારણે પણ કેટલીક વખત અત્યાર્તવ થતા જોયા છે.

અત્યાર્તવવાળી સ્ત્રીઓને એક મુશ્કેલી રહે છે. તે માટેના ઉપચારો ને ઉપાયોથી આર્તવ બંધ પડે છે અને તે થોડીક દવાફરવા જેવી બને છે ત્યાં માસિક ફરી શરૂ થાય છે અને આર્તવ લંબાય છે. એટલે એક મહિનાની અંદર માત્ર પાંચ, છ કે પંદર દિવસ

આ મુશ્કેલીથી મુક્ત રહી એની એ પીડા ઉભી થાય છે. આ વ્યાધિને લીધે તેને જીવનનો આનંદ રહેતો નથી.

એક ચોક્કસ વાત આ વ્યાધિમાં અમને જણાઇ છે કે ઉપર જણાવેલાં ગમે તે કારણો હોય પરંતુ અત્યાર્તવવાળી સ્ત્રીના ગર્ભાશયનાં સ્નાયુ અને રક્તવાહિની નળીઓ એટલાં નિર્બળ બની ગયેલાં હોય છે કે જો વ્યાધિની બરાબર સમજપૂર્વક ઉપચારની યોજના કરવામાં નથી આવતી તો આ વ્યાધિને કાબૂમાં લેવો ભારી કઠિન થઇ પડે છે. કેટલીક વખત સારામાં સારી સારવાર અને ભણીગણીને પાસ થયેલી નર્સના ઉપચારો કે વૈદ્યોના શાસ્ત્રીય ઉપચારો પણ કામ નથી કરતા, જ્યારે એકાદ સાધારણ માણસે બતાવેલા ઘરગથુ ઉપાયથી લોહીવા બંધ થઈ જાય છે. એનું કારણ એ હોય છે કે તેવી સ્ત્રીઓની શારીરિક હાલત એ મામુલી ઉપાય માગતી હોય છે, જ્યારે આપણી સારવાર તો, કપડું સાંધવા માટે નાની સોય જોઇએ તેને બદલે અણીદાર સૂયો તૈયાર કરી મૂકયો હોય તેના જેવી હોય છે. એટલે એ કપડું સંધાવાને બદલે તેમાં મોટાં બાંકાં પડે છે.

એક વખત લગભગ સવારના સ્હાડાઅગીયાર વાગ્યાનો સમય હતો અને કામકાજથી પરવારી હું જમવાને માટે રસોડા તરફ જતો હતો. મારા મકાનના પ્રવેશદ્વારે એક પંચાવન વર્ષની વૃદ્ધા આવીને ઉભી રહી. તે અંદર આવવા માગતી હતી. મારો માણસ તેને પછીથી આવવા સમજાવી કહેતો હતો કે 'વૈદ્યરાજ જમવા ગયા છે, માટે મોડેથી આવો.' મારે કાને અવાજ આવતાં એ બાઈને અંદર આવવા દેવા મેં માણસને કહાવી મૂકયું. એ વૃદ્ધા મારી પાસે આવી, પગમાં પડીને રડવા લાગી. તે બોલીઃ 'વૈદ્યરાજ ! હું આપની પાસે બહુ જરૂરી કામે આવી છું. હું એવી દુઃખમાં પડી છું કે મને કોઈ માર્ગ સૂજતો નથી, એટલે તમે મને મદદ કરો તો જ અમે સુખી થઇ શકીએ.'

મેં કહ્યું: 'ભલે, મા ! બોલો, શું મારૂં કામ છે?'

'બાપા ! કામ તો એ છે કે મારા દીકરાની વહુને આજ એક મહિનાથી લોહીવા થઇ ગયો છે. ઘણા ઘણા હાથના ઉપાય કીધા પણ મટતું નથી. સુકાઇને લાકડા જેવી થઈ ગઇ છે. મારો જીવ તો તાળવે ચોટયો છે કે મારા દીકરાને બીજી બૈરી ક્યાંથી મળશે? આંડમાંડ કરીને એને વરાવ્યો છે.'

'ઓહો ! એ જ છે ને. તો પછી હું દવા આપું તે લઈ જાઓ, પાંચ પંદર દિવસ દવા ખવરાવો, પરેજી પળાવવાની કાળજી રાખજો. મટી જશે. તમે ગરીબ છો એટલે દવાના પૈસા મારે નથી લેવા, માડી !'

'નહિ બાપજી ! તમારી પાસેથી દવા નથી લેવી. અમે ગામડીયાં માનવી, પરેજી પાળી શકીએ નહિ, પંદર દિવસ ધીરજ પણ રહે તેવું નથી. હું તો તમારી પાસે રૂપીયા ત્રણ લેવા આવી છું. એ ત્રણ રૂપીઆનાં રામજી ઠક્કર પાસેથી નવ પડીકાં દવાનાં લાવીશ અને છો પડીકે દરદ મટી જશે. મારી નજરે કેટલી યે બાઇઓને મટી ગયાં. એનાં ત્રણ પડીકાં જ લેવાં પડે છે, અને છો પડીકાં તો પડયાં રે' છે. કોઈને બે દિવસમાં મટી જાય છે. વધુમાં વધુ ત્રણ દિવસે તો ગમે તેવો લોહીવા સમૂળગો બંધ થઈ જાય છે. એ નવ પડીકાંના ત્રણ રૂપીઆ લે છે. એને કોક જોગી મહાત્માએ દવા બતાવી છે અને એ રામજી ઠક્કર ઉપર હથ્થો છે કે મૂઠીની માફક બંધ. આજસુધી ત્રણ રૂપીઆ માટે ઘણે ઠેકાણે ફરી પણ અમને ગરીબને કોણ ઉછીના આપે ? છેવટે તમારા પગે પડવા આવી છું. મારી વહુ સાજી થશે તો અમે બેય તમારી મજૂરી કરીશું. દળણું દળશું, અને એમ કરીને ત્રણ રૂપીઆ વાળી આપીશું. અમારા પર દયા કરો, ભગવાન તમારા એકના એકવીશ કરશે અને લીલી વાડી વધશે.' ડોશીએ કરૂણ યાચના કરી.

મેં ત્રણ રૂપીઆ બાઇના હાથમાં મૂક્યા: 'લ્યો, મા ! આ ત્રણ રૂપીઆ. એનાં બદલામાં તમારી પાસેથી કોઈ કામ કરાવવું નથી. તમે

જાણો છો કે હું આવી રીતે પૈસા આપીને મદદ કરી શકું એવો પૈસાદાર નથી. પરંતુ તમારા દિલની ધ્રૂજારી જોઇને મને લાગે છે કે તમને મદદ કરવી એ મારો ધર્મ છે, એટલે હું આપું છું. પણ હવે ફરી પૈસા માગવા નહિ આવતાં; અને એક વાર્તા કહી લઉં કે જો તમારી વહુને બે દિવસમાં છ પડીકાંથી મટી જાય તો બાકીનાં વધેલાં ત્રણ પડીકાં મને આપી જજો. હું જોઉં તો ખરો કે એ ચમત્કારિક મહાત્માની દવા શી છે કે જે હરેક અત્યાર્તવ–લોહીવાવાળી બાઇઓને દવા લેતાંની સાથે આરામ કરી આપે છે.'

બાઇ કબૂલ કરીને ચાલી ગઇ. હું જમવા બેઠો. એ બાઇના સંબંધમાં જ મારા વિચારો ચાલતા હતા. વિચાર એ એક એવી વસ્તુ છે કે તે કયારેક પોતાની વર્તમાન ક્રિયાને પણ ભૂલાવી દે છે.

મારી સામે પીરસેલા ભાણામાંથી રોટલી અને શાક જમ્યા કરતો ને વિચારમાં ગોથાં માર્યા કરતો, એટલે બાજુમાં મૂકેલો દાળનો વાટકો યાદ પણ ન આવ્યો. એથી બે ત્રણ મક્ષિકાએ દાળમાં આપઘાત કર્યો અને વધારાની મેથી સાથે એ પણ દાળ ઉપર તરવાની મોજ માણવા લાગી. સામે બેઠેલાં મારાં ધર્મપત્નીએ મને કહ્યું કે: 'એ દાળ એક કોર મૂકો. એમાં માખીઓ પડી છે, બીજી બદલી આપું.' ત્યારે જ મને યાદ આવ્યું કે હું જમવામાં ખૂબ આગળ નિકળી ગયો અને દાળ તો પાછળ રહી ગઇ! વળી મક્ષિકાઓને પણ સ્વર્ગવાસ કરાવ્યો! હરિઇચ્છા!

મને વિચાર આવતા હતા કે 'હે પ્રભુ! બિચારા ગરીબ માણસો રોજની બે ત્રણ આનાની મજૂરી કરી માંડ પેટનો ખાડો પૂરે તેમને આવા વ્યાધિ થાય! એને મટાડવાનું તો કોને દિલ નથી થતું? પછી ભલે અમીર હોય કે ગરીબ. પણ ત્રણ રૂપીઆ અને તે પણ માત્ર નવ પડીકાંના ગરીબોને માટે કેટલા ભારે? શું હિંદના માનવીઓ માટે ચિકિત્સા ભારી નથી પડતી?

'ભલા, મહાત્મા પણ કેવા ? શું તેમણે દવા બતાવી તેની સાથે નવ પડીકાંના ત્રણ રૂપીઆ લેવાની આજ્ઞા કરી હશે ? કદાપિ કરી પણ હોય. સાચાં મોતી જેવી જ કોઇ મોંઘી વસ્તુ હોય તો નવ પડીકાંના ત્રણ રૂપીઆ પણ હોય. જોયા જાણ્યા સિવાય કોઇની ટીકા કરવાનું વાજબી ન ગણાય.'

એ પછી બીજા પાંચેક દિવસ નિકળી ગયા. એ વૃદ્ધા પુનઃ મારી પાસે આવી, બે પડીકાં મૂકીને બોલી : 'લ્યો વૈદ્યરાજ ! બરાબર છ પડીકે લોહીવા બંધ થયો, તો પણ ત્રીજે દિવસે સવારે પડીકું આપ્યું પછી બે પડીકાં વધ્યાં તે તમારી પાસે લાવી છું. બાપજી ! વહુ સારી થઇ તે તમારે પરતાપે, તમે પૈસા નો દીધા હોત તો વહુ આટલી જલ્દી સારી નો થાત. ભલે ત્રણ રૂપીઆ લીધા પણ મારી પીડાતી વહુ સારી તો થઈ છે.'

પડીકાં મેં ઉઠાવ્યાં, ખોલી જોયાં, રંગે લાલ વર્ણનાં હતાં. દરેક પડીકામાં બે બે વાલ જેટલી એક જ રંગની દવા હતી. એનો સ્વાદ તો કાંઇક સમજાય તેવો લાગ્યો. પણ બીજી રીતે જો દવાનો નિર્ણય થઇ જાય તો લોહીવાનું એ વ્યર્થ ન જાય તેવું ઔષધ ગરીબો માટે મફત, 'વિનામૂલ્યે પહેંચવા થાય એ ભાવના હતી. મેં સઘડી અને એક પાણીની ડોલ મંગાવી અને મને મળેલી દવાનો નિર્ણય કરવા બેઠો.

ઉપરની શોધાયેલી દવા લગભગ સોમાંથી પંચોતેર બાઇઓને ઉપયોગી છે, તે બતાવવા ઉપરાંત બીજાં અત્યાર્તવ–લોહીવાના અનુભવસિદ્ધ અને સહેલા સસ્તા ઉપચારો પણ અહીં આપ્યા છે.



# પ્રકરણ ૩૬મું

## અત્યાર્તવ-લોહીવા (ચાલુ)

એ વૃદ્ધાએ આપેલાં બન્ને પડીકાં પૈકી એક પડીકું લઈ કોલસા ઉપર નાંખી તપાસ કરી જોઈ. તેમાંથી કાંઈ ધૂણી નિકળી નહિ. પરંતુ હમેશાં એક પદાર્થ તૈયાર કરવામાં આવતા રંગ રૂપ જેવી એ દવાની આકૃતિ જણાઈ. બીજું પડીકું પાણીમાં નાંખી જોયું, એ રંગાયેલું પાણી જુદું કાઢી લેતાં થોડીક સફેદ ભૂકી નીચે જણાઈ. તે કાઢી લઈને સુકવી લીધી અને તેને ચાખી જોઈ.

એ પદાર્થના સંયોગવાળી આ દવા હોવી જોઇએ. એમ નિશ્ચય થતાં એ બેઉ પદાર્થોને અમુક માપે મેળવીને મેં દવા તૈયાર કરી અને લોહીવાવાળાં દરદીઓને નવ પડીકાં મફત આપવાનું નક્કી કર્યું, ગામમાંની અનેક વૃદ્ધાઓને કહી મૂક્યું કે ત્રણ રૂપીઆનાં નવ પડીકાં-વાળી અત્યાર્તવની-લોહીવાની દવા કશું પણ લીધા સિવાય આપવામાં આવશે. માત્ર તેનું પરિણામ શું આવ્યું.તે અમને દવા લઈ જનારે જણાવવું જોઇએ.

ત્યારપછી એ દવાનો પ્રચાર વધવા લાગ્યો અને પરિણામની નોંધ થવા લાગી. જ્યારે અમને ચોક્કસ નિશ્ચય થયો.ત્યારે મહાત્માની પ્રસાદી તરીકે ત્રણ રૂપીયા લઇને નવ પડીકાં આપનાર રામજીભાઇને અમે મળ્યા અને વિનતિ કરી: "ભાઈશ્રી ! આપ બતાવશો કે લોહી-વાની દવા આપ શી આપો છો?'

એ બિરાદરે અભિમાનપૂર્વક કહ્યું: 'તેમાં તમને ન ખબર પડે, વૈદરાજ ! એ તો મહાત્માઓની પ્રસાદી. એમાં મારો કોઈ પણ સ્વાર્થ નથી. માત્ર લોકકલ્યાણની ખાતર મારો ધરધંધો ચૂકીને પણ હું તો

નિઃસ્વાર્થ સેવા કરૂં છું, અને એ જેને તેને બતાવી આપવાની મારા ગુરૂની મનાઈ છે, સમજ્યા? વળી એમનો આશીર્વાદ છે કે મારા હાથથી આપેલી દવા જ ફળિભૂત થાય. તમારી માફક વૈદકનો ધંધો કમાવાને ખાતર અમે નથી લઈ બેઠા !'

'બરાબર છે, બિરાદર ! હું વૈદ્ય છું અને મારે અન્ય ધંધો નહિ હોવાથી આ વૈદકના ધંધાની અંદર મારો અને મારા કુટુંબનો નિર્વાહ રહેલો છે. તેની સાથે સંસ્થાના કામદારો પણ પોતાનો ઉદરનિર્વાહ મેળવે છે. છતાં અમે મહાત્માની પ્રસાદીના રૂપમાં કાંઈ પણ કરતા નથી. ભાઈ ! એક પૈસાની–અરે એક પાઇની દવાના ત્રણ રૂપીઆ તો આપ જ લઈ શકો. ભલે આપ ધનવાનો પાસેથી તે મેળવો તેનો અમને વાંધો નથી, પરંતુ કંગાલમાં કંગાલ કે જેને મુઠ્ઠીભર અન્ન મેળવવું મુશ્કેલ છે, એવાં ગરીબો રીબાતાં હોય ત્યારે પણ તમારા પત્થર જેવા હૃદયમાં દયાના અંકુરો નથી ફૂટતા અને તેવાની પાસેથી પણ ત્રણ રૂપીઆ પડાવો છો, એથી મને બહુ લાગી આવે છે. ભાઈ ! માફ કરજો, પણ મારે કહેવું જોઇએ કે એકાદો નુસખો કે ઈલમ હાથમાં આવી જાય એનો આવી રીતે દુરૂપયોગ કરવો એ દેશી વૈદકને લાંચ્છનરૂપ છે. આયુર્વેદના પ્રણેતાઓએ વન–વગડા વેઠી, ઉનાળાના તડકા સહન કરી, વલ્કલ પહેરી, ઉઘાડા પગે ફરી, વનસ્પતિઓ, ખનીજો અને વિવિધ દ્રવ્યોનો દવાના રૂપમાં ગુણ–દોષ સાથે નિર્ણય કરી, તમારા હાથમાં સોંપ્યાં, તે ગરીબોનાં રક્ત ચૂસવા ખાતર નહિ. મરીને મોતી કહીને વેચવા ખાતર કાંઈ તેમની તપશ્ચર્યા નહોતી. એમણે પોતાનાં જીવન લોકકલ્યાણ અર્થે અર્પણ કરેલાં. તેઓ નહોતા જાણતા કે પોતાના જ તનુજો આયુર્વેદ જેવા મહાન જ્ઞાનનો કોડી કોડીની કીંમતે વેપાર કરશે ! વારૂ, આપની દવાને આપ તો ઓળખી શકતા હશો. જુઓ આ બે પડીકાં બતાવું છું.'

એમ કહીને મેં બે પડીકાં ગજવામાંથી કાઢી ખૂલ્લાં કર્યાં : 'કહો, આ દવા તમે આપો છો તે જ છે ને?'

ભાઉએ દવા જોઈ અને મોઢામાં મૂકીને કબૂલ કર્યું કે: 'બરાબર છે. આ દવા એ જ મહાત્માની પ્રસાદી છે. પરંતુ એથી શું? તમારી પાસે મારાં આપેલાં કોઈક દરદીનાં પડીકાં આવી ગયાં હશે. બાકી કોઈની તાકાત નથી કે એ શી વસ્તુ છે તે કહી શકે. કદાચ તે જાણે તોય એ મેળવવી દુર્લભ છે. ભારી ખર્ચાથી તે મળે છે અને તેની ક્રિયા પણ બહુ મહેનતવાળી તથા અટપટી છે.'

'ધન્યવાદ, ઘણું થયું. ગરીબોનાં નાણાંથી આનંદ પામનાર મહાશય! આ પડીકાં આપનાં નથી, પરંતુ આપનાં પડીકાંની પૂરી તપાસ પછી મેં તૈયાર કરીને ચાલીશ દરદીઓ ઉપર વપરાવી ખાતરી કરેલી એ આ દવા છે. અને એ આપના મહાત્માની પ્રસાદી શી છે તે હું કહું છું: સફેદ ફટકડી તોલા ૮ અને સોનાગેરૂ તો. ૧, એ બેઉનું મિશ્રણ કરી લાલ રંગની દવા આપે તૈયાર કીધી છે અને તેનાથી આપના અનુભવે સેંકડો લોહીવા મટયા છે, એ હું પણ કબૂલ કરૂં છું. પરંતુ એ કાંઈ વૈદકની ચિકિત્સાથી જુદી શોધ નથી. માત્ર તમે એને એક જ વસ્તુને પકડી રાખી પ્રચાર કીધો છે. તેનાથી સારા થયેલા દરદીરૂપી બોલતી જાહેર ખબરે તમને મદદ કરી. મહાત્માની પ્રસાદી અને આશીર્વાદનો તો તમે ઓપ ચડાવીને સ્ત્રીઓનાં પોચાં હૃદયને તમારી તરફ વાળી રાખવાનો પ્રપંચ કર્યો છે.

'એ પડીકાં હવે કશું પણ મૂલ્ય લીધા સિવાય લોકોને મફત મળતાં હોવાથી આપનો ધીકતો ધંધો જરીક બરફમાં બોળેલા લેમન જેવો ઠંડો થતો જશે. ઘણાં વરસો સુધી એક પાઈની દવાના ત્રણ ત્રણ રૂપીઆ લઈ મહિને પચાસ–પંચોતેર રૂપીઆ મેળવતા હતા તે ધીરે ધીરે ઘટવા લાગશે; અને લોકોને સાચી જાણ થશે એટલે આપને વળી કોઈક બીજા મહાત્માની પ્રસાદી મેળવવાનો પ્રયત્ન કરવો પડશે. જો કે આપને આથી હું નુકસાનકર્તા થઈશ. પરંતુ તેનું પ્રાયશ્ચિત્ત

હું હજારો ગરીબ બહેનોનાં દુઃખનિવારણનાં ખળખળ વહેતાં ગંગા સમાં જળમાં કરીને નિર્મળ બની શકીશ.'

વારૂ, એ ફટકડી અને સોનાગેરૂના મિશ્રણવાળી દવાનું બકરીના તાજા દુધ સાથે એ વાલનું ૧- પડીકું દિવસમાં ત્રણ વખત આપવામાં આવતું અને જેમ મૂઠી બંધ કરો તેમ પડતું ખૂન અટકી જઈ અત્યાર્તવ–લોહીવા બંધ થઈ જતો હતો.

પરંતુ કેટલાક જૂના અને વારંવાર થઈ આવતા અત્યાર્તવવાળા કેસોમાં માત્ર ફટકડી એકલી કામ કરતી નહિ. ત્યાં ફટકડી સાથે નીચેની દવાઓ ઉમેરી સારો ફાયદો મેળવેલો.

ઉપરની રીતે તૈયાર કરેલી ફટકડીની દવા વાલ ૧, સાચું નાગકેશર વાલ ૧, ગળો સત્ત્વ વાલ ૧, પ્રવાળની પીષ્ટી રતી ૨, કેરબાની પીષ્ટી રતી ૨.

એ બધું મેળવીને એક પડીકું કરવું. એવાં ત્રણ પડીકાં દિવસમાં ત્રણ વખત, ધ્રો લીલી લાવી તેને ખંડાવી તેનો રસ કાઢી તેમાં થોડી સાકર નાંખી મેળવીને પીવરાવવામાં આવવાથી આઠ દિવસમાં લોહીવા બિલકુલ નાબૂદ થઈ જતો.

કેટલાક કેસોમાં મહિનાઓ થયા જ્યાં અત્યાર્તવ વારંવાર તકલીફ આપ્યા કરતો ત્યાં અમારે અશોકની પણ યોજના કરવી પડેલી.

અશોક વૃક્ષને ગુજરાતીમાં આશોપાલવ કહે છે. તેમાં પણ બે જાત છે. 'જેનપરીયા અશોક' કે જેનાં પાંદડાં રામફળીને મળતાં થાય છે અને ફૂલ નારંગી રંગનાં થાય છે તે જ સાચો અશોક છે; જ્યારે આંબાનાં પાંદડાંને મળતાં જે વૃક્ષો થાય છે અને તેનાં ફૂલ સફેદ રંગનાં હોઈ જરાક પીળાશ પડતાં હોય છે તે અશોક સાચો અશોક હોતો નથી.

અશોક સ્ત્રીઓને માટે એક અમૃત સમાન ગુણકારી મહા વૃક્ષ છે. તેના ગુણનાં વર્ણન કરતાં પાનાંનાં પાનાં ભરાય છે. અહીં તો એટલું જ કહીશું કે સ્ત્રીઓનાં ગુપ્ત અવયવ માટે અશોક વૃક્ષ એ આશીર્વાદરૂપ છે, અને મને લાગે છે કે એટલા જ માટે સીતાજીએ રાવણના અશોક વનમાં બેસવાનું પસંદ કર્યું. ત્યાં અશોક વૃક્ષ નીચે જ તે બેઠેલાં કે જેથી રાક્ષસોના વિસંવાદી વાતાવરણમાં પણ સીતાજી સ્ત્રીત્વને ટકાવી શકયાં હતાં.

અશોકને શાસ્ત્રકારોએ ઠંડો, મીઠો, કડવો, ગ્રાહી, વર્ણને ઉજ્જવળ કરનાર, તરસ, બળતરા, કૃમી, સોજો, વિષ અને રક્તદોષને મટાડનાર માન્યો છે. અને શોઢલ જણાવે છે કે

**अशोकस्य त्वचा रक्तप्रदरस्य विनाशिनी ।**

અશોકની છાલ રક્ત પ્રદર (લોહીવાને) મટાડનારી છે. એમ એ વિદ્વાનનો મત હોવા છતાં અમે તો એનો બધી જાતના પ્રદરોમાં ઉપયોગ કર્યો છે. એ ચોક્કસ અને અસરકાર ફાયદો કરે છે. એ જ કુદરતી બક્ષીસ સમી અશોકની બનાવટો બનાવી બજારમાં આજે સ્ત્રીઓનાં–સુંદરીઓનાં નામ તેને લગાડી સ્ત્રીઓ માટેની દવા તરીકે બાટલીઓના રૂપમાં તે પુષ્કળ વેચાય છે. હાથથી કડાકુટ કરવાના કંટાળાને લીધે લોકો આવી બાટલીઓ ખરીદીને સ્ત્રીઓને પીવા આપે છે. તે અમુક અંશે ફાયદો પણ કરે છે. તેમાં અશોકનું જ મોટું તત્ત્વ રહેલું હોય છે. વળી દવા પીવાની બનતી હોવાથી સહેલાઈથી પી શકાય છે અને અનેક દિવસ સુધી બગડતી નહિ હોવાથી વૈદકના વેપારીઓને પેટંટ કરવાની અનુકૂળતા પડે છે.

**બનાવટ–સુંદરી અમૃત**

અશોકની અંતરછાલ બસો ચાલીશ તોલાને કચરી નાંખી છત્રીસ શેર પાણી (ચાલીશ તોલાનો શેર)માં ઉકાળો કરવો. જ્યારે બાર શેર પાણી રહે ત્યારે ઉતારી લઈ ગાળીને તેમાં સારી જાતનો આઠ શેર

ગોળ મેળવવો. ત્યારબાદ હરડાં, બેડાં, આંબળાં, લોધર, ડાભનાં મૂળ, વિદારી કંદ, નાગકેશર, બનફસાનાં ફૂલ, આસંધ, ગુલાબનાં ફૂલ, અરડુશી, કમળનાં ફૂલ, જીરૂ, મજીઠ, શતાવરી, લીંડીપીંપર એ દરેક વસ્તુ એકેક રૂપીઆભાર તથા ધાવડીનાં ફૂલ દશ તોલા—બધાંનું ચૂર્ણ કરી ઉપરના કવાથમાં મેળવી ચીનાઈ માટીની બરણીમાં ભરી, તેમાં એક શેર બજારૂ દેશી પીવાનો દારૂ મેળવવો અને બરણીનું મોઢું પેક કરીને એક અઠવાડીઆ સુધી રાખી મૂકવું. ત્યારબાદ ગાળી લઈ બાટલીઓ ભરવી, પછી તેની ઉપર લેબલ મારી કોઈક આકર્ષક નામ લગાડી સ્ત્રીઓના સર્વ રોગની આ દવા માની વેપાર કરો કે પછી તમારા દર્દીઓમાં વાપરો અથવા રીબાતી બહેનોને ધર્માર્થે આપો. તે દવાનું પ્રમાણ અરધાથી એક તોલો છે. તેને બે તોલા પાણી સાથે મેળવી દિવસમાં ત્રણ વખત પીવાનું છે, ઉપર બતાવેલાં પડીકાં સાથે અમે આ દવા આપીએ છીએ ત્યારે ઘણું જ ઝડપી કામ કરે છે. રક્તપ્રદર (લોહીવા), સફેદ પ્રદર, પાણી પડવું, ગર્ભપાત થઈ જતો હોય એટલે ગર્ભાશય ઢીલું પડી ગયું હોય, તેમાં સોજો હોય, સંતાન ન થતાં હોય, માસિક નિયમિત ન આવતું હોય અથવા માસિક વખતે દુઃખાવો થવો, વગેરે દર્દોમાં પીવાની દવા તરીકે આ દવાનો નિર્ભય રીતે ઉપયોગ થઈ શકે છે. એકંદર સમજે અણસમજે સ્ત્રીનાં ગુપ્ત ભાગનાં દરદો ઉપર આ દવા આપવામાં આવે તો પણ કોઈ જાતનું નુકસાન થતું નથી અને તે નિર્ભય હોવા ઉપરાંત અસરકારક દવા છે.

જેમને આ દવામાં પીવાનો દારૂ નાંખવાનો વાંધો હોય તેમણે આ દવા બનાવતાં દારૂ નહિ નાંખવો, પરંતુ ધાવડીનાં ફૂલ જે દશ તોલા લખ્યાં છે તેને બદલે એંશી તોલા નાંખી અઠવાડિયાને બદલે એક મહિનો રહેવા દઈને પછી ગાળીને બાટલીઓ ભરવાથી પણ એ જ પ્રકારની દવા તૈયાર થાય છે અને તે બગડતી નથી. ગુણ સરખો જ આપે છે. આયુર્વેદના અશોકારિષ્ટને મળતો આ પાઠ છે, અમે તેમાં થોડો ફેરફાર કર્યો છે.

**શોકહર ઘૃત**

અશોકની અંતરછાલ બસો તોલા લઈ તેને ખાંડી ખોખરી કરી, સોળ શેર પાણી સાથે ઉકાળતાં ચાર શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. ચોખાનું ધોવરામણ ચાર શેર લેવું, બકરીનું દૂધ ચાર શેર લેવું, જળભાંગરાનો રસ ચાર શેર લેવો અને ગાયનું ઘી ચાર શેર લેવું. એ બધાંને એક કરીને લોઢાની કડાઈમાં નાંખવાં. વિદારી કંદ આઠ તોલા, શતાવરી બાર તોલા, આસંધ આઠ તોલા, ડોડી આઠ તોલા, જેઠીમધ આઠ તોલા, ફાલસા આઠ તોલા, અંજીર આઠ તોલા, રસવંતી ચાર તોલા, આશોપાલવની અંતરછાલ ચાર તોલા, દ્રાક્ષ ચાર તોલા, તાંદળજાનાં મૂળ ચાર તોલા. એ બધાંને પાણી સાથે વાટી ચટણી જેવાં કરી તેમાં ઉમેરવાં. પછી ધીમા તાપે ઉકાળવું. પાણીનો ભાગ બળી જઇ એકલું ઘી રહે ત્યારે ગાળીને લેવું.

આ ઘી ૦। તોલાથી ૧ તોલા જેટલું બકરી અથવા ગાયનું પાશેર દૂધ ગરમ કરી તેમાં નાંખી પાઈ દેવાથી અને એકાદ અઠવાડિયું આપવાથી લોહીવા (રક્તપ્રદર), સફેદ પ્રદર, દુર્ગંધવાળો અટકાવ, વગેરે નાબૂદ થઈ સ્ત્રીઓનાં ગુપ્ત અવયવને પૂર્ણ મજબૂતી આપે છે, ગર્ભ રહેવા લાયક બનાવે છે અને ગર્ભ હોય તો પોષણ આપે છે. અધૂરે બાળક આવવું અથવા ગર્ભપાત થઇ જવો અને કસુવાવડ થઇ જનાર સ્ત્રીને જો આ ઘીનું સેવન કરાવવામાં આવે તો તે ઘણું ઉમદા કામ કરી બતાવે છે.

લોહીવાના ઉપરના ઉપાયોમાં બતાવેલ પ્રવાળ પીષ્ટી અને કેરબાની પીષ્ટી નીચે મુજબ થાય છેઃ

પ્રવાળાની ડાંખળી બજારમાં મળે છે તે લાવી લીંબુના પાણીથી ધોઇ, સૂકવી તેને ખાંડી નાંખી, મજબૂત પત્થરની ખરલમાં નાંખી,

અંદર ગુલાબજળ રેડીને દિવસે ઘુંટાવવું અને રાત્રે અગાસીમાં ચંદ્રના કિરણમાં ખુલ્લું મૂકવું. ૨૧ દિવસ આ પ્રમાણે કરવાથી પ્રવાળ અથવા તે જ પ્રમાણે કેરબાની ઉત્તમ પીષ્ટી થાય છે અને દવામાં વપરાય છે. આ બન્ને પીષ્ટીઓ દરેક જાતના પ્રદરના વ્યાધિમાં, લોહીના તપારામાં, લોહીની ઉલટીમાં, જીર્ણ તાવમાં, પિત્તની ગરમાઇમાં વાપરી શકાય છે. ઉત્તમ ગુણકારી અને નિર્ભય દવાઓ છે. એ ઉપરાંત નીચેનાં ઔષધો પણ અનેક વખત અમે લોહીવા–રક્તપ્રદરમાં વાપર્યાં છે અને તે ગુણકારી છે.

**ઉપાય નં. ૧**

ગોખરૂ, ચીકણી સોપારી, માયુફળ, સફેદ ચંદન, સુંઠ, સમુદ્રશોષનાં બીજ, રૂમી મસ્તકી, કમરકાકડી, ઇલાયચીનાં બીજ, લોદર, નાગરમોથ––દરેક ચીજ એકેક તોલો, સાકર ૧૧ તોલા, બધાંનું બારીક ચૂર્ણ કરી લેવું. પ્રમાણ ૦॥ તોલો ગાયના દૂધ સાથે સવાર સાંજ આપવું. રક્તપ્રદર, શ્વેતપ્રદર, ગરમાઇમાં ઉત્તમ ગુણકર્તા છે.

**ઉપાય નં. ૨**

જેઠીમધ, સફેદ ચંદન, લાખ, રાતું કમળ, રસવંતી, વાળો, મોચરસ, દારૂહળદર, દ્રાક્ષ, શતાવરી, વિદારીકંદ, નિલીફર, ધાવડીનાં ફૂલ, બોરના ઠળીયાનાં મીંજ, બીલાનું મગજ, અશોકની છાલ, આંબાની કુંપળ, જાંબુની કુંપળ, ખપાટનાં મૂળ, અરડુશીનાં મૂળ, દર્ભનું મૂળ, આ બધી ચીજો એકેક તોલો લઇ વાટી બારીક ચૂર્ણ કરવું.

પછી શતાવરીનો રસ ૮૦ તોલા લઇ તેમાં ૮૦ તોલા સાકર નાંખી, ચાસણી કરવી અને ઉપરનું ચૂર્ણ મેળવી તેમાં રૂપાના વરખ તો. ૧, લોહભસ્મ તો. ૧, અભ્રકભસ્મ તો. ૧, અને ચોખ્ખું મધ તો. ૨૦ મેળવી ચાટણ બનાવી બરણીમાં ભરી રાખવું.

પ્રમાણ–તો. ૧ ચાટણુ ચાટી ઉપર પાશેર બકરીનું દૂધ જરી ગરમ કરીને પીવું.

રક્તપ્રદરની નબળાઈ આવી ગઈ હોય, શરીર કૃશ બની ગયું હોય, ગુપ્ત અંગ ઢીલું પડયું હોય, રક્તપ્રદર વારંવાર થઈ આવતો હોય, શરીર બીલકુલ નબળું, પીળું અને જર્જરિત બની, સ્ત્રી જ્યારે નાસીપાસ બની હોય ત્યારે આ ચાટણુ તેને ફરી જીવન આપી શક્તિશાળી બનાવી, ગર્ભધારણ કરવા લાયક બનાવે છે. ફરી એકાદ બે મહિના આપવાથી પુનઃ લોહીવા–રક્તપ્રદર થતો નથી અને શરીર નવી યુવાની ધારણ કરે છે.

રક્તપ્રદર અથવા લોહીવાવાળી સ્ત્રીને આરામ આપવો જોઇએ. લોહીવા ચાલુ હોય ત્યારે કેડનો ભાગ પેટ તરફ નમતો રહે તેમ સુવાની વ્યવસ્થા કરવી. હળવો અને પચે તેવો સાદો સાત્વિક આહાર આપવો. ગરમ મસાલેદાર ખોરાક છોડાવવો. ચહા આપવી હોય તો તદ્દન સાદી અને બહુ કડક નહિ તેવી આપવી. પેટ ઉપર કાળી માટી પલાળી, ગાળી, રગડો બનાવી મૂકવી. પોટીસની માફક તે જ જગ્યાએ માટીને બદલે પાણીમાં શેવાળ નામની વનસ્પતિ થાય છે તે મૂકવાથી અત્યંત લાભ થાય છે.

બાવળ, બોરડી, અશોક, જાંબુ, ઉમરો, આ પાંચે વનસ્પતિની અંતરછાલ અઢી અઢી તોલા લાવી તેનો પાંચ શેર પાણીમાં ઉકાળો કરી, ગાળી, એ પાણીની અંદર એક વાલ ફુલાવેલી ફટકડી નાંખી, તેનો યોનીમાર્ગમાં દિવસમાં બે વખત ડુશ લેવાથી સારો લાભ થાય છે. આ વનસ્પતિમાંથી એકાદ બે ઓછી મળે તો પણ ચાલી શકે.



# પ્રકરણ ૭૭મું

## સ્ત્રી સુજાક-સ્ત્રીઓનો પરમો

'ખોદે ઉંદર અને ભોગવે ભોરીંગ' એ એક જૂની કહેવત ગુજરાતીમાં ચાલુ છે. તે આ વ્યાધિ વિષે લખતી વખતે યાદ આવે છે. સ્ત્રીઓને પ્રમેહનો જે વ્યાધિ થાય છે એમાં એની શારીરિક ઉણપ કે ભૂલને બદલે તેને પતિ પાસેથી મળેલ પ્રસાદીરૂપ પ્રમેહ મોટા ભાગે જોવામાં આવે છે.

હજી તો તે જાતીય જીવનના ઓછાયા બહુ દૂર દૂરથી નિહાળી રહી હોય છે, વિકસેલાં છતાં બીનઅનુભવી તંદુરસ્ત અવયવો મહેકતાં હોય છે, મદભરતીનું ફાટફાટ યૌવન પૂર્ણિમાના ચંદ્રની માફક દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું હોય છે અને એ પતિગામી યૌવના 'પ્રથમ ગ્રાસે મક્ષિકાપાત'ની માફક પ્રમેહની પ્રસાદી પતિ પાસેથી મેળવે છે. પુરુષ લગ્ન પહેલાં પ્રમેહનો ભોગ બની ગયેલો હોય છે અને પછી એ તેની નિર્દોષ પત્નીને જાતીય સંબંધથી વ્યાધિ આપે છે. સંસર્ગજન્ય પ્રમેહથી પત્ની પીડાવા લાગે છે. પછી તો એ પ્રમેહ ઘર કરી જાય છે. તેમાંથી પ્રદર, સોજો, વાંઝીયાપણું, પેડુનો દુઃખાવો, વગેરે વ્યાધિઓ હમેશના સાથી બને છે. સ્ત્રીનો આ વ્યાધિ નિર્મૂળ નથી બનતો, એટલે પુરુષ કદાચ તંદુરસ્ત બન્યો હોય છે તો પણ ફરીથી તેને એ વ્યાધિ ઉથલો મારે છે, અને પછી જેનું તેને આવી મળે છે.

પ્રમેહના વ્યાધિથી પીડાતી દરેક સ્ત્રીને એ વ્યાધિ પતિએ જ આપ્યો છે એમ ન કહી શકાય, તેમ જ દરેક પુરુષ લગ્ન પહેલાં પ્રમેહના વ્યાધિવાળો હોય છે એમ પણ ન કહી શકાય. પરંતુ જે પુરુષને પ્રથમ પ્રમેહ થઇને મટી ગયો હોય, ઉપરનાં પ્રગટ ચિહ્નો જણાતાં બંધ થયાં હોય, છતાં વારંવાર એક નહિ ને બીજા રૂપમાં

દેખાવ આપતો હોય, એવો પુરુષ લગ્ન કરે, લગ્ન પછી સ્ત્રીની તબીયત બગડે, પ્રમેહ અને પ્રદર જણાય, તે નંખાઈ જાય, તો હું તેવા કેસોમાં તો પુરુષને જ વધુ જવાબદાર ગણું.

ચાલીશ વર્ષના એક પુરુષ અને ઓગણત્રીશ વર્ષની બાઇ–એઉ પતિ પત્નીનો કિસ્સો ન્યાય માંગવા મારી પાસે આવેલો. દેખાવમાં તંદુરસ્ત, ભરાવદાર શરીરવાળા, સુખી અને વહાલા પરિવારથી વીંટાયેલા પુરુષને લગ્ન કર્યા પછી વર્ષ વીતી ગયાં, પ્રજા ન થઈ, આડોશી પાડોશી અને સગાં સહોદર તથા એ પુરુષની માતા 'એક શેર માટીની ખોટ' માટે ભાઇને સમજાવવા લાગ્યાં: 'ભાઈ! બીજી કરો. આ વાંઝણીની કુખ ફાટશે નહિ. મારે તો લીલી વાડી જોઈને મરવું છે.' છેલ્લા એક વરસથી પુરુષનું મગજ ખવાતું જતું હતું અને બાઈનું હૃદય ચીરાતું હતું. આ જોડાને તો એ ઉણપ એટલી બધી સાલતી નહોતી પરંતુ તેમનાં આપ્તજનો અને વડીલ માતા ધરાઈને ધાન ખાતાં નહોતાં કે ખાવા દેતાં નહોતાં.

સંસારના અટપટા માર્ગથી મુંઝાઈ પડેલાં અને સમાજના કપરા વંટોળ અને આંધીથી ગભરાયેલાં પતિ–પત્નીએ નીચાં ચક્ષુએ મારી પાસે આવીને તેમની વેદનાની વાત કહી. વૈદ્કીય દૃષ્ટિએ મેં જોયું અને જાણ્યું. બિચારી સ્ત્રીનો કોઈ દોષ નહોતો. ભાઇને બાલ્યકાળમાં પ્રમેહ–ઉપદંશ થઈ ગયેલાં, છતાં સંસાર માંડયો; પુરૂષત્વ યોગ્ય બધું હતું, નહોતું માત્ર વીર્યમાં બીજાણુઓનું તત્ત્વ; જ્યારે સ્ત્રીને તો એમની પ્રસાદીનો જ ભોગ મળેલો.

પુરુષને મેં વાત સમજાવી, પણ જેમાં સ્વમાન હણાય તેવું પુરુષો પાધરા તો થોડા જ માને છે! એમના વીર્યને પૃથક્કરણ માટે મોકલ્યું અને તેથી નક્કી થયું કે તેમના વીર્યબીજથી સંતાન થઈ શકે નહિ.

જો કે સ્ત્રીઓને સ્વતંત્ર રીતે પણ પ્રમેહ થાય છે, છતાં પુરુષ અને સ્ત્રીના પ્રમેહના ભેદ જરૂર છે. એ ભેદો જો બરાબર જાણ-

વામાં નથી આવતા તો સારા ચિકિત્સકો પણ મોટે ભાગે તેનું ચોક્કસ અને સાચું નિદાન કરી શકતા નથી.

કેટલીક વખતે સખત શ્વેત પ્રદરના હુમલાને પ્રમેહનું રૂપ માની લેવાય છે. કયારેક શ્વેત પ્રદર હોય એમ જણાય છે, અને કેટલીક વખતે ખોરાકમાં થતા ફેરફાર કે અતિ દાહક પદાર્થોના સેવનને કારણે 'ઉનવા'–પેસાબની બળતરા થાય છે તેને પણ પ્રમેહ માનવામાં આવે છે. પરંતુ સ્પષ્ટ ચિહ્નો પ્રમેહનાં જુદાં જ જણાઈ આવે તેવાં હોય છે.

સ્ત્રીઓને પ્રમેહ થયા પછી કેટલીક વખત ચાર આઠ દિવસ સુધી કોઈ ખાસ નોંધવા લાયક ફેરફાર જણાતો નથી. એટલે અમુક વખત સુધી એનું વિષ શરીરમાં પ્રસરતું હોય છે.

સ્ત્રીઓને પ્રમેહનો વ્યાધિ બે રસ્તે ફેલાય છે; ગુહ્યમાર્ગ વરાંગ-પથમાં શરૂ થઈ તે ગર્ભાશયની ગ્રીવા અને ત્યાંથી આગળ વધીને ગર્ભાશયની બીજવાહિની અને બીજગ્રંથીઓ સુધી પહોંચે છે, જ્યારે કેટલાક કેસોમાં એ માર્ગ અખત્યાર નહિ કરતાં બન્ને ઓષ્ટ અથવા મૂત્રમાર્ગની જગ્યાને રોકી લે છે અને ત્યાં વ્યાધિની શરૂઆત થઇને પછી તે ફેલાય છે.

પરંતુ પુરુષના સંસર્ગથી જન્મેલો પ્રમેહ તો મુખ્યત્વે કરીને ગુહ્યમાર્ગથી શરૂઆત કરી ધીરે ધીરે મૂત્રનલિકાને બગાડે છે.

જો કે બન્ને અવયવો લગભગ નિકટનાં હોવાથી કયાંથી શરૂ-આત થઈ અને કયા અવયવને વધુ બિગાડ પહોંચ્યો છે તે નક્કી કરવું કઠણ થઇ પડે છે. છતાં શરૂઆતની પીડાનું વર્ગીકરણ કરવામાં આવે તો ચોક્કસ જણાઈ આવે છે.

અગાઉ કહી ગયા તે પ્રમાણે ચેપ લાગ્યા પછી થોડા દિવસે અથવા તો પરમાનાં બીજ રોપાણાના થોડાક દિવસો બાદ પરમો જાહેર થાય છે. ગુહ્ય માર્ગ પ્રથમ રોકયો હોય છે તો અંદર યોનિ-માર્ગમાં ખજવાળ આવે છે, ઓષ્ટ ઉપર ફોલ્લીઓ જણાય છે અથવા

ગુહ્યમાર્ગમાં ફોલ્લીઓ હોય છે, બળતરા થાય છે અને પછી એ ખૂબ લાલ થઇ સૂજી આવે છે, પરંતુ એની ખાસ પેસાબ ઉપર અસર થતી નથી; જ્યારે મૂત્રમાર્ગ ઉપર અસર કરી હોય છે, તો મૂત્રનળી સુકાઈ જાય છે, ધીરે ધીરે પેસાબ ઉતરે છે. તેમાં બળતરા મુખ્ય હોય છે, હાજત પણ પેસાબની વારંવાર થઈ આવે છે, કેટલીક વખત યોનિના બન્ને ઓષ્ટ ખૂબ લાલ થઈને સોજો આવી જઇ અસહ્ય બળતરા થાય છે અને વારંવાર આવતો પેસાબ એ બળતરામાં વધારો કરે છે.

આયુર્વેદનાં શાસ્ત્રોમાં સ્ત્રીઓના ખાસ પ્રમેહનું વર્ણન મળતું નથી. પણ એ પ્રમેહ પૈકીમાં 'પુય પ્રમેહ' નામનો પરમીયો સ્ત્રીઓને વધુ થતો જોયો છે. એટલે જ સ્ત્રીઓના પરમાનાં જુદાં રૂપો અને લક્ષણો અમારે અત્યારે આપવાં પડે છે. વળી પુરુષોને થતા પ્રમેહની અંદર માત્ર એક જ સ્થાન હોય છે, જ્યારે સ્ત્રીઓને બન્ને સ્થાન જુદાં છે અને સંસર્ગજન્ય પ્રમેહ થતો હોવાથી, એનાં ગુહ્યાવયવોની અત્યંત કાળજીપૂર્વક ચિકિત્સા કરવી પડે છે.

સ્ત્રીઓને થતો પ્રમેહ જ્યારે ત્રીજી અવસ્થાએ પહોંચ્યો હોય છે, એટલે કે તેણે જીર્ણ રૂપ પકડયું હોય છે તે વખતે ખાસ બળતરા અથવા પેસાબની અટકાયત હોતી નથી. પરંપરા પીળચટા રંગની રસી આવે છે.

ચિકિત્સક દૃષ્ટિથી જો ચોક્કસ નિર્ણય કરવામાં નથી આવતો તો એ રસી ગુહ્ય ભાગમાંથી આવે છે કે મૂત્રમાર્ગમાંથી આવે છે તે નક્કી થતું નથી. એ તરફ વધુ લક્ષ નહિ રાખતી સ્ત્રીઓ માત્ર તેમને પૂછવામાં આવે છે ત્યારે 'ધાતુ જાય છે' અને 'શરીર ધોવાય છે' આટલું જ તે કહે છે. ખરી રીતે પેસાબ કર્યા પછી, તેઓ કહે છે એમ ધાતુ યા રસી આવે છે. એ ધાતુ યા રસી ગુહ્ય માર્ગમાંથી આવી કે પેસાબમાર્ગમાંથી આવી તેની તેને ખબર નથી હોતી, પરંતુ નીચેના પ્રશ્નોની ઓળખાણ થાય તો રોગનું સ્થાન સમજી શકાય છે.

## યોની માર્ગ

(૧) ધાતુ સફેદ અને દૂધના જેવી આવે છે ?

(૨) ભેડો વધુ દુઃખે છે ?

(૩) ગુપ્ત ભાગ આળો રહે છે ?

(૪) સમાગમકાળે દર્દ અથવા બળતરા થાય છે ?

(૫) દર્દ અને બળતરા ઉંડે ઉંડે થતી જણાય છે ?

(૬) સમાગમમાં ખુજલી જણાય છે ?

(૭) સમાગમ પછી બે ચાર દિવસ ગુપ્ત ભાગ વધુ આળો બને છે ?

(૮) રાત્રિ અને દિવસ ધાતુ વહ્યા કરે છે ?

(૯) કપડાં હરદમ બગડે છે અને વાસ મારે છે ?

## મૂત્ર માર્ગ

(૧) પેસાબની અટકાયત વારંવાર થાય છે ?

(૨) સમાગમ અને ખોરાકની અસર તુરત થઈ પેસાબ લાલ થઈ જાય છે ?

(૩) મૂત્રનળીનો ભાગ સૂઝી આવી લાલ થઈ જાય છે ?

(૪) રસી પીળા રંગની હોય છે અને રસી આવે છે તેમ પેસાબની હાજત પણ રહ્યા કરે છે ?

(૫) પેસાબ કરતી વખતે જ ખાસ રસી આવે છે ?

(૬) પેડુનો ભાગ અને તે ઉપરાંત કીડની (ગુરદા) નો ભાગ પણ દુઃખ્યા કરે છે.

સ્રીઓને થતો આ પ્રમેહ ચેપી હોય છે અને એનાથી સંસર્ગ કરનાર પુરુષને એ પ્રમેહ પેદા કરે છે.

ઘણી વેશ્યાઓ આ દર્દથી પીડાતી હોય છે. એવી વેશ્યાઓ સાથે માત્ર એક જ વખત સમાગમમાં આવનાર પુરુષ એ પ્રમેહનો ભોગ

થઈ પડે છે અને સમાગમ પછી બેચાર દિવસમાં પરમાના સખત હુમલાથી પીડાતા સેંકડો પુરુષોના કેસો મને જોવાને મળ્યા છે.

સ્ત્રીઓને થતો પુય પ્રમેહ તેમની આંખોને પણ ભારે નુકસાન કરે છે. એનો ચેપ આંખને લાગવાથી આંખો સૂજી આવી, દુઃખવા આવી જાય છે અને પછી તેમાં બેદરકારી રાખનાર સ્ત્રી પોતાની આંખોને પણ ગુમાવી બેસે છે.

ચિકિત્સા કરતાં પહેલાં સ્ત્રીઓના શરીરની પૂરતી તપાસ થવાની જરૂર હોય છે. પુરુષ વૈદ્ય પાસે સ્ત્રીઓ આવી બાબતમાં ઘણી વખત અત્યંત શરમ રાખે છે, જેથી સ્ત્રી વૈદ્ય પાસે તેની તપાસ કરાવી લેવી જોઇએ, અથવા અનેક પ્રશ્નો પૂછીને ચોક્કસ સ્થિતિનો નિર્ણય કરીને પછી જ ઉપચાર અને દવાઓ તરફ વળવું જોઇએ.

તેની સાથે સ્ત્રીઓ પુરુષ સાથેના સમાગમ પછી વધુ સ્વચ્છતા રાખે અને પોતાના જ પતિને એવો કોઈ વ્યાધિ છે તેની ખબર હોય તો સમાગમકાળ પછી જંતુનાશક પાણી લેવાનું રાખે અને લીંબડાનાં પાનનું ઉકાળેલું પાણી, બોરીકનું પાણી, પોટાશ પરમેંગનેટનું પાણી–આવા કોઇક પાણીનો ડુશ લેવાય તો સંસર્ગજન્ય પ્રમેહ થવાની ધાસ્તી ઓછી રહે છે. કેટલીક વખત વાસ્તવિક પ્રમેહ હોતો નથી, પણ ખોરાકમાં વધુ પડતા દાહક પદાર્થો ખાવાથી અથવા સખત તાપમાં ફરવાથી કે પછી સમાગમનો કાળ અત્યંત લંબાવાના કારણે સ્ત્રીઓને પેશાબમાં બળતરા થાય છે અને એ સખત પણ હોય છે. એને સ્ત્રીઓ ઉનવા કહે છે. તેવા વખતે :

૧ તકમરીયાં તો. ૫, સાકર તો. ૧, બન્નેને પાણીમાં પલાળી રાખી દિવસમાં બે વખત પીવાથી આ ઉનવા મટે છે.

૨ આંબળાંનું શરબત આપવાથી પણ આ દરદ મટી જાય છે.

૩ લીલી ગળોનો રસ અથવા લીલી ગળો તો. ૨ાને છુંદી દશ તોલા પાણીમાં પલાળી, ૭ કલાક પછી ચોળીને ગાળી લઈ પીવડાવી દેવું. એવી રીતે ચાર ૭ વખત આપવું.

૪ ત્રિફળાં (હરડે, બેડાં, આંબળાં) તો. ૧નો ઉકાળો કરી, જરા સાકર નાંખી દિવસમાં બે વખત આપવું.

૫ શીલાજીત તો. ૦ાને પાણી તો. ૨ામાં ઓગાળીને આપવો.

૬ ચંદ્રપ્રભા દિવસમાં બે ત્રણ વખત બબે ગોળી ગળોના પાણી સાથે આપવી અને કેટલાક દિવસ સુધી ચાલુ રાખવી.

કેટલીક વખત પેસાબનું કોઈ દર્દ નથી હોતું પરંતુ વરાંગપથ અથવા યોનિમાર્ગનો ભાગ સૂજી ગયો હોય છે તો પણ બળતરા થાય છે. એવું જણાય તો એ ભાગ ઉપર ગ્લીસરાઇન અને એસીડ ટેનિકના મિશ્રણનું પોતું મુકાવવું.

**મુત્ર પ્રમેહના ઉપાય**

પહેલી સ્થિતિ કે જ્યારે સોજો, બળતરા, પેશાબની અટકાયત વગેરે હોય ત્યારે.

૧ સફેદ ચંદન, લાલ ચંદન, વાળો, જેઠીમધ, ધાણા, ગોખરૂ, આંબળાં દરેક ચીજ સરખા ભાગે લઈ ખાંડી રાખવી. તે સમગ્ર ચીજમાંથી તો. ૨ ભૂકો લઇ, વીશ તોલા પાણીમાં ઉકાળો કરી પાંચ તોલા રહે ત્યારે નીચે ઉતારી ગાળી લઇ, તેમાં જરા સાકર નાંખી પાઈ દેવો. તેવી રીતે દિવસમાં બે વખત આપવો.

૨ ખપાટનું મૂળ, બલાનું મૂળ, જેઠીમધનું મૂળ, દરભનું મૂળ, ગોખરૂનું મૂળ, વાળો દરેક ચીજ અરધો અરધો તોલો લઈ વીશ તોલા પાણીમાં ઉકાળો કરી પાંચ તોલા રહે ત્યારે નીચે ઉતારી ગાળીને પાઈ દેવું. દિવસમાં બે વખત આપવું.

ઉપરના બંને ઉકાળામાંથી એકાદ સાથે નીચેની ગોળી આપવાથી વધુ ઝડપથી અને સરસ ફાયદો કરે છે.

૩. પ્રવાળપીષ્ટી તો. ૧, ગળોસત્ત્વ તો. ૧, રૂમીમસ્તકી તો. ૧, વાંસકપુર તો. ૧, એલચીનાં બીજ તો. ૧, ચણકબાવા તો. ૧, પાષાણભેદ તો. ૧, શીલાજીત તો. ૧, મહીસુરી સુખડનું તેલ તો. ૧.

બધાંને બારીક કરી પાછળથી તેમાં સુખડનું તેલ નાંખી ગળોના દસ અથવા ઉકાળા સાથે ગોળી વાળવી. ઉપર લખેલા ઉકાળા સાથે દર ટંકે આ બે બે ગોળી લેવી.

તેથી બળતરા નાબૂદ થઈ પેસાબ સુખરૂપ આવવા લાગે છે અને તકલીફ જણાતી નથી. ઉકાળા સિવાય એકલી ગોળી પણ પેસાબ લાવનાર, બળતરા ઓછી કરનાર અને દાહને મટાડનાર છે.

૪. ગંધા બેરજાનું તેલ તો. ૧, સુખડનું તેલ તો. ૧, ચણકબાવાનું તેલ તો. ૧.

બધાં તેલોનું એક બાટલીમાં મિશ્રણ કરી રાખી મૂકવું. પ્રમેહવાળી સ્રીને એક પતાસા ઉપર પાંચ ટીપાં નાંખી દિવસમાં બેથી ત્રણ વખત ખાવા આપવું, અથવા અઢી તોલા પાણીમાં પાંચ ટીપાં નાંખીને પાઈ દેવાથી પણ બળતરા નાબૂદ થઈ જાય છે.

**સ્થાનિક ઉપચારો**

આ ઉપચારો બે રીતે થાય છે: પોતાં મૂકવાથી અથવા પીચકારી લેવાથી કે ધોવાથી.

**પોતાં**—ગ્લીસરાઈન એસીડ ટેનિક એક અને આઠ ભાગના મિશ્રણનું વાપરવું ઉત્તમ છે.

રસવંતી તો. ૧, ફુલાવેલ મોરથુથુ ગ્રેન ૫, અને ગુલાબજળ તો. ૩૦. આ ત્રણે વસ્તુને સારી રીતે મેળવી કપડે ગાળી લેવું. આ પ્રવાહી અત્યંત ઠંડું છે, રોપણ પણ કરે છે અને પ્રમેહના જંતુનો

નાશ કરે છે. એટલે એની પીચકારી આપી શકાય છે, પોતું મૂકી શકાય છે અથવા ડુશ પણ અપાય છે. મોરથુથુ હોવાથી જરા ચટપટે છે. પરંતુ મોરથુથુ એ પ્રમેહના જંતુનો કટ્ટો દુશ્મન છે અને સોજાને ઉતારનાર છે.

સોનાગેરૂ, મેંદીનાં લીલાં અને કુણાં પાન, સફેદ સુરમો, રસવંતી, બાવળની છાલ અને આવળની છાલ, એ દરેક વસ્તુ એક એક તોલો લઇ પાંચ શેર પાણીમાં ઉકાળી, અઢી શેર બાકી રહે એટલે એ પાણીની ગુમ ભાગમાં પીચકારી આપવી.

ઉપરના ઉપચારોથી દર્દ નરમ પડે, બળતરા બંધ થાય, તેમ જ અંદરથી આવતી રસીનો પ્રવાહ તદ્દન ઓછો થઈ જાય, ત્યારપછી બીજી અવસ્થા અથવા જૂના દર્દમાં.

(૧) સવારે ચંદ્રપ્રભા ગોળી ૧ ગળોના રસ સાથે આપવી.

(૨) બપોરે વસંતકુસુમાકર રસ રતી ૩ મલાઇ સાથે આપવો.

(૩) સાંજે ગોક્ષુરાદિ ગુગળની ૧ ગોળી પાણીની સાથે આપવી.

એમ દરરોજ દવાઓ આપી એકાદ મહિનો નિયમિત ચાલુ રાખવી. (આ દવાની બનાવટ માટે અમારૂં 'રખે વહેમાતા' પુસ્તક વાંચો.) અને બ્રહ્મચર્ય જરૂર પળાવવું. મસાલેદાર ખોરાક, બજારૂ ચીજો, અથાણાં, વાયુકર્તા ખોરાક બંધ કરી, શીતળ, પૌષ્ટિક અને પચે તેવો હલવો આહાર આપવો.

દસ્ત દરરોજ નિયમિત અને ખુલાસાવાર આવે તેની કાળજી રાખવી. નહિતર મીંઢીઆવળ તો. ૧, મજીઠ તો. ૧, સાકર તો. ૧ અને હરડે તો. ૧ ની ખાંડીને બનાવેલી ફાકી પાવલીભાર દરરોજ રાત્રે આપવી. તેથી સવારે દસ્ત સાફ થશે. રીંગણાં, બટાટા, કાંદા, લસણ, સાલમ, ઉજાગરો, મૈથુન, ક્રોધ, દારૂ, મચ્છી, અતિ ચાલવું વગેરે આહાર-વિહાર વિરૂદ્ધ પડે છે. સખત દરદના હુમલા વખતે આરામ આપવો ખાસ જરૂરી છે.



## પ્રકરણ ૩૮મું

### શ્વેત પ્રદર (લ્યુકોરીયા)

**જગતના** આદિ કાળથી—સૃષ્ટિઅંધારણની શરૂઆતે પુરુષ અને પ્રકૃતિએ સ્ત્રી—પુરુષ તરીકે વહેવાર આદર્યો. બેઉની સરખી જોડીથી બ્રહ્માંડની ઉત્પત્તિ થઈ અને ત્યારથી જળચર, સ્થળચર, ખેચર, ભૂચર અને સ્થાવર—જંગમ, જડ—ચૈતન્યમાં નર—માદા રૂપે સંસારરથનાં બે પૈડાં નિર્માયાં તથા પ્રવાસ આદરાયો. બેઉ સમાન, બેઉ પોતપોતાના ચીલામાં ચાલનાર, એકની ઉણપે રથ ચાલે નહિ, જ્યારે એક ઢીલું પડે ત્યારે પણ રથ અટકે. રથના નિર્માતાએ એ રથનો માર્ગ એવી રૂપરેખાએ દોરેલો કે જો એ માર્ગે રથ દોડે તો ન તો તેને માર્ગમાં ખાડા ટેકરા નડે, ન ચીલામાં ચક્કરને હરકત આવે; પણ જ્યારે માર્ગ મૂકીને કુમાર્ગે સંચરે, જ્યારે વિપથગામી થાય ત્યારે અનેક મૂસીબતો, પ્રઘાતો, અથડામણો આવે, તેમાં પ્રવાસ સુખપૂર્વકનો તો કયાંથી થાય? પરંતુ માર્ગમાં રેલાતો રથ બહાર કાઢવો પણ મુશ્કેલ પડે.

એ રથનાં પૈડાં રૂપી સ્ત્રી અને પુરુષ ગૃહસ્થાશ્રમ આદરે છે, સરળ માર્ગે વહન કરવા લગ્ન કરીને પ્રભુતામાં પગલાં માંડે છે. પણ પછી સૃષ્ટિનિર્માતાનો આદેશ ભુલાય—બ્રહ્માની સૃષ્ટિની શોભામાં વધારો કરવાને જગતને બુદ્ધિમાન, જ્ઞાનવાન, વિદ્વાન કે ભક્તિમાન પ્રજા આપવાની છે તે આદેશ ભૂલીને વિષયમાં મસ્ત બની, વ્યભિચાર—સ્વપત્ની સાથેનો વ્યભિચાર શરૂ થાય છે અને જીંદગીના એકાદ દશકામાં તો ગુલાબના પુષ્પ જેવાં શરીર ચુંથાઈ કચરાપટ્ટીમાં રોળાતાં ચીંથરાં જેવાં દુર્ગંધ મારતાં, નિરૂપયોગી બને છે અને જગતને શાપરૂપ થઈ પડે છે. છતાં પણ શ્વાન જેમ સ્વાદ અને ખાદ્ય રહીત હાડકાને ચાવવાની મહેનત કરે છે, ત્યારે પોતાના જાડામાંથી નિકળતા લોહીને ચાટી દુઃખ ભોગવવા છતાં હાડકું છોડતો નથી, તેમ આજે વિષયવાસનામાં લીન થયેલાં મનુષ્યો

સંપૂર્ણ દુઃખી બનવા છતાં વિષય ભોગવવાનું છોડતાં નથી. એથી પરિણામે સ્ત્રીઓને અનેક વ્યાધિ થાય છે.

આજે તો આપણે સ્ત્રીઓને થતા ખાસ વ્યાધિ પ્રદર માટે વિચારવાનું છે. પ્રદર એ સ્ત્રીઓના ગુપ્ત માર્ગનો વ્યાધિ છે. માનવીના ગુપ્ત માર્ગ વિષેની ચર્ચા સમાજની નજરે અશ્લીલ ગણાય છે. તેનું વર્ણન તેમ જ જ્ઞાન, ઉપચાર, એ બધુંયે બને એટલું બાંધ્યા મ્હોંએ કરવાનું હોય છે. છતાં સમજવું જોઈએ કે એ અવયવ ઉપેક્ષા કરવા જેવું નથી; પણ તે શરીરનું બહુ જ અગત્યનું અંગ છે. સ્ત્રીઓના શરીરના બાંધાનો મુખ્ય આધાર તેના ગુપ્ત ભાગના નીરોગીપણા ઉપર જ રહે છે. જે સ્ત્રીઓનો ગુપ્ત ભાગ નીરોગી તેનું શરીર પણ નીરોગી હોય છે. પણ આજે આ વીશમી સદીમાં મોજશોખ અને એશઆરામ માટે જ મનુષ્યો જીવતાં હોય, ત્યાં કેવળ નીરોગીપણાની આશા રાખવી વૃથા છે.

આજે તો સેંકડે પાંચ ટકા પણ એવી સ્ત્રીઓ મળવી કઠણ છે કે જેમને ગુપ્ત ભાગની કાંઈ ને કાંઈ ફરિયાદ ન હોય. આટલી આટલી ફરિયાદો અને વ્યાધિઓ વધવાનાં શાસ્ત્રમાં બતાવેલાં કારણોનો સરવાળો કરીએ તો અમે તેનાં મુખ્ય કારણોનો નિર્ણય કરી શકયા છીએ: (૧) બાહ્ય અવસ્થાથી સ્વચ્છતાની ખામી અને એ અવયવ પ્રત્યે બેદરકારી, (૨) ઉત્તેજના કરનાર ખોરાક, સહવાસ, વાચન, રમતગમત, શૃંગારી વહેવાર, બાળલગ્ન, નાટક—સીનેમા અને સ્વચ્છંદતા, (૩) લગ્ન પછી હદ ઉપરાંતનું વિષયસુખ, અતિ સુવાવડો, કહેવાતા કોકશાસ્ત્રનાં બતાવેલાં વિરૂદ્ધ આસનોથી વિષય ભોગવવાપણું અથવા પ્રમેહ અને ચાંદી ધરાવતા સ્વામીનો સંસર્ગ.

ઉપરનાં કારણોથી પ્રદરનો જન્મ થાય છે, અંગ્રેજીમાં એને લ્યુકોરીયા અથવા વ્હાઈટ્સ કહે છે.

ગુહ્ય પ્રદેશમાંથી હમેશાં સફેદ, તરલ, ચીકણો પદાર્થ ઓછા વધતા પ્રમાણમાં વહેવો એ તેનું મુખ્ય અને સ્પષ્ટ લક્ષણ છે. બધાં જ દરદીઓને આ પદાર્થ એક સ્થાનમાંથી નથી આવતો હોતો. છતાં તેને આવવાનો માર્ગ એક જ છે. સ્ત્રીઓના ગર્ભાશય–બાળક રહેવાનાં સ્થાનમાં ચાંદું હોય છે, અથવા ગર્ભાશયની ગ્રીવા (ડોક)માં ચાંદું હોય છે, અથવા યોનિમાર્ગમાં ચાંદુ, સોજો કે સડો હોય છે, કે પછી ગર્ભાશય આગળા લોહીની ગાંઠ હોય છે. ઉપરનાં ગમે તે સ્થાનમાં રહેલા સ્થાનિક વ્યાધિમાંથી ઉપર જણાવેલો પદાર્થ દરરોજ નિકળ્યા કરે છે. તે રંગે સ્ફટિકના જેવો, ચીકણો, પ્રવાહી અથવા દૂધ જેવો કે દહીંના ફોદા જેવો હોય છે. એને સ્ત્રીઓ ધાતુ જવાનો વ્યાધિ પણ કહે છે.

ઉપર બતાવેલાં કારણોમાંથી પ્રદરનો જન્મ થાય છે. આ પ્રદરનો વ્યાધિ મોટે ભાગે તો ઘણું કરીને લગ્ન થયા પછી અને એકાદ બે સુવાવડો પછી થાય છે, અને અપવાદરૂપે કેટલીક નાની છોકરીઓ અને લગ્ન થતાં પહેલાંની યુવાન કન્યાઓને પણ કોઈ વાર આવો વ્યાધિ હોય છે. છતાં ગામડાં કરતાં શહેરની સ્ત્રીઓમાં, ગરીબ કરતાં ગૃહસ્થ કુટુંબમાં, ઉતરતી કોમ કરતાં ઉચ્ચ કોમમાં, ગામડીયણ અશિક્ષિત કરતાં કેળવાયેલી શહેરી સ્ત્રીઓમાં આ રોગનો ઘણો ફેલાવો જોવામાં આવે છે.

અણસમજુ છોકરીઓમાં પણ કેટલીક વાર પ્રદર જોવામાં આવે છે. તેને બાળપ્રદર કહેવાય છે, અને તે છેક બે વર્ષની બાળકીથી માંડી સાત–આઠ વર્ષની બાળકીઓમાં થાય છે. આવી ઉછરતી બાળકીઓ પ્રદરવાળી માતા પાસેથી વારસો લઈ આવી હોય છે, અથવા ઘણું કરીને નબળાં બાંધાની છોકરી અને જેનાં મા–બાપ નબળાં હોય તેવી છોકરીને સ્ક્રોફ્યુલા નામનું એક લોહીવિકારનું, કુષ્ટ જેવું જણાતું ક્ષય રોગને મળતું દર્દ થાય છે. તે જેને થયું હોય તેને અને જેના પેટમાં કૃમી હોય એવી બાળકીઓને આવો રોગ લાગુ પડે છે, અને

એને લઈ પ્રથમ બાળકી સુંવાળી જગ્યાએ ખંજવાળ્યા કરે છે. પરિણામે એ ભાગના ઓષ્ટ ઉપર ચાંદી પડે છે અને તે ગુપ્ત ભાગમાં ફેલાય છે. તેમાંથી પ્રદરનો જન્મ થાય છે.

શ્વેતપ્રદર અથવા ધાતુ જવાનો રોગ અત્યારે ઘેર ઘેર ફેલાયેલો જોવામાં આવે છે. કોઈ પણ વૈદ્ય કોઈ પણ દરદી તરીકે આવેલી સ્ત્રીની નાડી પકડીને, આંખો મીંચી, વગર નિદાને 'તમને ધાતુ જાય છે, પ્રદર થયો છે' એમ કહી નાંખે તો મારા અનુભવ પ્રમાણે એ કલ્પના મોટે ભાગે ખોટી ન પડે.

પ્રદર થવાના કોઈ પણ નજીવા કારણે, પ્રથમ તો ખબર પણ ન પડે તેવી રીતે, હમેશાં તરબતર રહેતા ગુપ્ત ભાગમાંથી થોડો સફેદ પદાર્થ બહાર આવી પડે છે, કપડે ડાઘ પડવા શરૂ થાય છે. તે વખતે નજીવા લાગતા આ દેખાવ ઉપર કોઈ પણ સ્ત્રી કાળજી ધરાવતી નથી અને તેની ઉપેક્ષા કરી નાંખે છે. પણ જેમ જેમ દિવસો જતા જાય છે અને ધાતુ વહેવામાં વધારો થાય છે, તેની સાથે બીજા પણ ઉપદ્રવો દેખાવ દે છે, ત્યારપછી મનમાં ચિંતા થાય છે અને તે મનમાં મુંઝાય છે. પણ નથી એ વ્યાધિ માટે કોઈને કહેતી, કે નથી કોઈ ઉપાય કરતી. આ રીતે રોગને શરીરમાં બરાબર જામવા દઈને ઘર કરવા દે છે. એ દરદના કારણે પછીથી બીજા વ્યાધિઓ એક પછી એક દેખાવ દે છે. કોઈ સ્ત્રીને આખા દિવસમાં બે તોલાથીજું માંડી દશ તોલા સુધી એ પદાર્થ નિકળે છે, જેને લઈ ગુપ્ત ભાગ ગંદો અને વાસ મારતો રહે છે. કેટલીક વખત મુખદ્વાર ઉપર સફેદ છારી જેવો પદાર્થ જામી પણ જાય છે. એને લઇ ખંજવાળ અને સાધારણ સોજો પણ આવે છે. સાથે શરીરમાં અશક્તિ રહે છે, બેચેની રહ્યા કરે છે, સ્વભાવ ચીડીયો થઈ જાય છે, પેટમાં વાયુ, કમરનો દુઃખાવો, કેડોની ફાટ, હાથપગમાં કળતર, મગજ ભારે રહેવું કે દુઃખ્યા કરવું, મીઠી ઉંઘ ન આવવી, ઉંઘમાં સ્વપ્નાં આવવાં, હૃદયનો થડકો અને કાળજે ફડક

ફફક થયા કરવું, એકાદ દાદરો ચઢતાં છાતીનો ફટકો અને જીવ નિકળી જવા જેવી ગભરામણ, ખોરાક ઉપર અભાવ, પેડુનો દુઃખાવો, દિવસે દિવસે શરીરમાં ફીકાશ અને વજન ઘટતું જવું, સંસાર–સુખ ભોગવવાથી અરૂચી, ખોટા વિચારો, મન હતાશ, હાથપગની તોડ, હાથ–પગ અને આંખમાં બળતરા અથવા દાહ, તજાગરમી, બેઠાં હોય ત્યાંથી ઉઠવાની ઇચ્છા ન થવી, આળસ, પૌષ્ટિક પદાર્થની અરૂચી, તીખા તમતમતા સેવમમરા, ચેવડો, ભૂંસું, વગેરે ખાવાની રૂચી, મ્હોં આવી જવું, ઝાડાની કબજીયાત, ખોટા ઓડકાર, પેડુ ઉપર મેદ, મન ચિંતાતુર, ઉંઘ આવવાની શરૂઆતમાં હાથપગની નસો ખેંચાવી, વગેરે લક્ષણો ઓછા વધતા પ્રમાણમાં થાય છે. પછી દરરોજ વાતવાતમાં ચીડાવું અને શરીરની કંઇ કંઈ ફરિયાદ ઉભી થાય છે. છતાં શરમને લઇને કે બેદરકારીથી આ જીવલેણ અને ધીમે ધીમે પણ ચોક્કસ રીતે મૃત્યુ તરફ ધસડી જતા વ્યાધિ તરફ નથી લક્ષ આપવામાં આવતું, નથી ધરગથુ ઉપાય સૂઝતો, અને એમ ને એમ એ વ્યાધિને પાળીપોષીને ઉછેરવામાં આવે છે. એ વ્યાધિ જ્યારે સંપૂર્ણ ઘર કરી બેસે છે અને દિવસ–રાત અકારાં થઈ પડે છે, ત્યારે પછી તેને મટાડવા જાણે મહાન ભગીરથ પ્રયત્ન કરતા હોય તેમ એકાદ પેટંટ બાટલી—જે સ્ત્રીઓના બધા રોગો મટાડવાનો ઇજારો લઈ બેઠી હોય, તેવી એકાદ બાટલી, પત્ની પ્રત્યેનો પ્રેમ ઉભરાતાં, પતિ લાવીને બાઈ સાહેબને આપે છે. બાઈસાહેબ એકાદ બે દિવસ એના બે–ચાર ડોઝ પીએ છે અને પછી એ બાટલી અભેરાઈ ઉપર ગોઠવાઇ જાય છે. ફરી એની એ ફરિયાદો અને બૂમો અને એ જ રગસીયા ગાડા જેવો વહેવાર શરૂ થાય છે. છતાં નથી તો વ્યાધિ થવાનું કારણ હાથ ધરાવાતું, તેમ નથી સ્ત્રીઓને સંસારસુખ ભોગવવાથી અળગી રખાતી. આપણા દેશની સ્ત્રીઓનાં મરણનું કારણ પચાસ ટકા પતિનો અસાધારણ અને અયોગ્ય મોહ હોય છે, અને પોતે મરતાં સુધી પતિને સંતોષ આપવો એ આપણા દેશની

સ્ત્રીઓની અયોગ્ય ધર્મભીરૂતા છે! ધન્ય છે આર્ય મહિલાઓ, તમને! અન્યાય ભરેલી રીતે ચલાવેલા અયોગ્ય પાશવવહેવારથી પોતાનું થતું ખૂન પણ સહન કરીને, પતિદેવોને અસંતુષ્ટ ન કરવા, અને એ ભાવનામાં બે ચાર નાના બાળકો પતિના ગળે વળગાડી, અકાળે સંસારથી વિદાય લઇ, પતિને દુ:ખદરિયામાં તરતો મૂકતાં સુધી પણ તમે એક શબ્દ નહિ ઉચ્ચારો ને?

સંસાર–બગીચામાં ઉત્તમ પરાગ પ્રગટાવનારી, સુખદુ:ખની ભાગિની, શરીરના અરધા અંગસમી સ્ત્રીને આવો જીવલેણ જીર્ણ વ્યાધિ શરૂ થાય છતાં તે તરફ બેપરવા રહેનારી મહિલાને માટે તેના પતિઓ કાંઇ પણ ઉપાય ન જ કરી શકે? ન તો શરીરને રાહત આપી શકે? ન યોગ્ય ઉપચારે તેની તંદુરસ્તી મેળવી લેવામાં સહાય કરી શકે? એવા પુરુષોને પતિના રૂપમાં રક્તપિપાસુ રાક્ષસો કહેવામાં કશીયે અતિશયોક્તિ છે ખરી કે?

જ્યાંસુધી પુરુષો સ્ત્રીઓ પ્રત્યેનો પોતાનો ધર્મ નહિ સમજે, જ્યાંસુધી ચંપાની કળી સમા ખીલેલા સ્ત્રી–યૌવનના બગીચાનો સૌરભ લેનાર ભ્રમર જ માત્ર રહી, તેને પોષણ આપનાર માળી નહિ બને, ત્યાંસુધી દેશમાંથી પ્રદર જેવાં દરદો અને તેથી થતાં મરણો અટકાવી નહિ શકાય.

કારણ કે અત્યારે સ્ત્રીસ્વાતંત્ર્યની હજી વાતો થાય છે; સ્ત્રીઓ સ્વતંત્ર થઇ નથી. તેમની સર્વ જરૂરીયાતોનો આધાર પુરુષ ઉપર અવલંબે છે; અને તેમ પણ ગુજરાતની ધર્મભીરૂ અબળા મરતા સુધી પોતાના પતિ ઉપર સંયમની ફરજ પાડી નથી શકતી, તેને આગ્રહભરી રીતે સમજાવી પણ નથી શકતી. એ સ્ત્રીના ભલાની ખાતર તો નહિ, પણ પોતાના નંદનવન સમા ખીલેલા વહેવાર અને બાળબચ્ચાંની ખાતર, સદ્‌બુદ્ધિ ધરાવતા પુરુષોની ધાર્મિક નહિ તો નૈતિક ફરજ તો જરૂર

છે કે સ્ત્રીઓને આવા વ્યાધિમાંથી મુક્ત કરવા પોતાનાથી બને તેટલી સહાય તેઓ જરૂર કરે.

પ્રદર મટાડવા માટે સ્થાનિક અને સર્વાંગિક બેઉ ઉપચારની અત્યંત જરૂર છે અને એટલી જ જરૂર તેની સાથે બ્રહ્મચર્ય પાળવાની છે. ગમે તેટલો સારો અને અસરકારક ઉપચાર કામે લગાડવામાં આવે, પરંતુ પ્રદરના વ્યાધિમાં ઉપચારની સામે બ્રહ્મચર્ય પાળવામાં ન આવે તો બધા ઉપચાર નિષ્ફળ જાય છે. કારણ કે ગુપ્ત અવયવને પુષ્કળ આરામની જરૂર છે અને બિલકુલ ઘર્ષણ સિવાય તેને રાહત આપવામાં આવે તો જ એ ભાગનાં ચાંદાં, ચાંદી, સોજો વગેરે સારાં થઈ મૂળ સ્થિતિમાં આવે છે. એથી અમારે પ્રથમ જણાવી દેવું જોઈએ છે કે પ્રદરનો વ્યાધિ ધરાવનાર સ્ત્રી પ્રદર મટાડવા માટે ઉપચાર કરતા પહેલાં, એકાદ બે મહિના સંસારસુખ ભોગવ્યા વગર રહી શકશે કે કેમ તેનો પૂરતો વિચાર કરે અને પતિ પાસેથી કૃપાતે પગારે પણ બે મહિનાને માટે 'સહગમન'થી મુક્ત બની ઉપાયો કરે. અહીં આપવામાં આવેલા ઉપાયો, પ્રયોગો, અમોએ છેલ્લાં વીશ વરસથી અનુભવેલા છે. આ લખી રહ્યા છીએ ત્યારે પણ પ્રદરના વ્યાધિથી પીડાતી લગભગ સાઠ–પાંસઠ બહેનો અમારી પાસે ઉપચાર અને સારવાર લઈ રહી છે. એટલે જુદી જુદી પ્રકૃતિ પ્રમાણે જુદાં જુદાં ઔષધોની જે રીતે યોજના કરવામાં આવે છે, તેમ જ શ્રાવણ માસની અંદર અમે પ્રદરનિવારણ યજ્ઞ-કેળાં પ્રયોગ જે રીતે કરીએ છીએ તે સઘળી રીત, ઔષધો અને બનાવટો તથા તેને ઉપયોગમાં લેવાની પદ્ધતિ, ખુલ્લા દિલથી બતાવીશું. દરેક બહેન એ વાંચી પોતાને માટે માર્ગ કાઢે એમ ઇચ્છીએ છીએ.



# પ્રકરણ ૩૯મું

## શ્વેત પ્રદર (લ્યુકોરીયા)-ચાલુ

**આ**ગળ આપણે પ્રદર સંબંધે કેટલીક વિચારણા કરી ગયા છીએ. છતાં થોડીક વિચારણા બાકી રહે છે. પ્રદર થવાનાં સ્થળ બે છે. ગર્ભાશયની બહાર વરાંગપ્રદેશ અથવા યોનિમાર્ગમાંથી પ્રદર થાય છે અને બીજો ગર્ભાશયની અંદરનો પ્રદર હોય છે. ગર્ભાશયની અંદર થયેલા પ્રદર ઉપર સ્થાનિક ઉપચારો પહોંચાડી શકાતા નથી, પરંતુ એ માટે ખાવાની દવાઓ વધુ અસર કરે છે; જ્યારે ગર્ભાશય બહારના પ્રદેશમાં એટલે યોનિમાર્ગના પ્રદર ઉપર સ્થાનિક સારવાર, જેવી કે ગોળી, બત્તી, ડુશ, પોટલી, પોતાં વગેરે વધુ સરસ કામ કરે છે. છતાં બન્ને જગ્યાના પ્રદરોમાં દવા ખાવાની તેમ જ લેવાની સાથે વાપરવામાં આવે છે તો ઝડપી કામ કરે છે. પ્રદરના વ્યાધિને શાસ્ત્રીય વિચારણાથી જુદા જુદા વિભાગના રૂપમાં વહેંચવામાં આવે તો ભગપ્રદર, વરાંગપ્રદર, ગર્ભાશયપ્રદર, ગર્ભાશય ગ્રીવાજન્ય પ્રદર, બાળપ્રદર, એમ ઘણી રીતે વહેંચી શકાય. પરંતુ અમે તો અમારી રીતે એના બે જ પ્રકાર રાખ્યા છે. ગર્ભાશય બહારનો અને અંદરનો. એથી સાધારણ જનતા અને ઓછું જાણનાર બહેનો પણ પોતાની જાતે સમજી શકે અને તેનો ઉપાય પણ કરી શકે.

પ્રદર કેટલીક અવસ્થાના કારણે પણ થઈ આવે છે અને તે આપોઆપ બંધ થઇ જાય છે. દાખલા તરીકે સગર્ભાવસ્થામાં—કે જે વખતે બાળક પેટમાં હોય છે અને જે વખતે અટકાવ આવવો બંધ થાય છે, તે વખતે કેટલીક બહેનોને સફેદ પ્રવાહી અમ્લતા (એસીડ)-વાળું વધતું ઓછું ઝરે છે. પરંતુ આવો ઓછા પ્રમાણમાં આવતો પ્રવાહી પદાર્થ ગર્ભ રહેવાના કારણે ઉત્પાદક અવયવોમાં પેદા થયેલી ફેરફારીને લઇ દેખાય છે અને વળી બંધ થઈ જાય છે. તેમ જ માસિક અટકાવ આવવાની અગાઉ એકાદ દિવસ તથા અટકાવ બંધ થવાની

પાછળ એકાદ બે દિવસ કોઈને યોનીમાર્ગથી આવી જાતનો પ્રવાહી પદાર્થ ઝરે છે અને એ બંધ થાય છે. ઘણી વખત પુખ્ત ઉમરે પહોંચેલી સ્ત્રીઓ કે જેમને હમેશને માટે અટકાવ બંધ થવાનો હોય છે તેમને એકાદ બે મહિના પાતળું પ્રવાહી આવે છે અને પછી આપોઆપ બંધ થઇ જાય છે. એટલે આવાં કારણસર ઉત્પન્ન થયેલા પ્રદરને વ્યાધિરૂપે નહિ માનવાની કેટલાક વિદ્વાનો ભલામણ કરે છે અને એ બાબતમાં અમે પણ સહમત છીએ.

પ્રદર થવાનાં બીજાં કારણો સાથે કેટલીક સ્ત્રીઓ કે જે કંઠમાળ, પાંડુરોગ, ક્ષય, વગેરે રોગવાળી હોય છે, અને લાંબા સમયનો મેલેરીયા હોય છે, એ મેલેરીયાને કારણે પણ એમને પ્રદર થઇ આવે છે. આવા વ્યાધિવાળી ઓરતને જો સીધા પ્રદરના જ ઉપાયો કરવામાં આવે છે તો ફાયદો થતો નથી, પરંતુ પ્રથમના વ્યાધિ સારા કરવાથી પ્રદર નાબૂદ થઇ જાય છે. કેટલીક વખત બાળક મોટું થતાં સુધી ધાવતું હોય છે, તેની માતાને પણ પ્રદર થઈ આવે છે અને બાળકને ધાવણ છોડાવી દેવાથી પ્રદર બંધ થઇ જાય છે. વળી જ્યારે ઘણીક સ્ત્રીઓ ભરયુવાનીમાં ઘડભર હોય છે અને તેમની કામેચ્છા તીવ્ર ભરતીમાં વધતી જતી હોય છે તે વખતે પતિ વૃદ્ધ હોવાથી કે નિર્બળ હોવાથી તેમની કામેચ્છા જ્યારે તૃપ્ત નથી થતી ત્યારે પણ તેમને પ્રદર થાય છે. અત્યારે મોટાં શહેરોમાં જુવાન પુરૂષોમાં જાતીય નબળાઈ વધી રહી છે અને સ્ત્રીઓમાં કામવિહ્વળતા વધી રહી છે. તેને પરિણામે પ્રદર એ લગભગ સર્વવ્યાપી બની જવા પામ્યો છે.

પ્રદરનાં અતિ નજીકનાં નિર્માલ્ય લાગતાં આવાં છૂટાં છૂટાં કારણોની તપાસ પ્રથમ નથી કરી લેવામાં આવતી અને સીધા જ ઉપાયો તરફ આપણે દોડી જઈએ છીએ, તો એ ઉપાયોથી આપણને કેટલીક વખત નિરાશા સાંપડે છે. એટલા માટે વધુ સ્પષ્ટતા આ વ્યાધિના સંબંધમાં કરવાની જરૂર જણાઈ છે.

હવે આપણે ઉપચારો તરફ વળીએ: દેશી અને વિદેશી પદ્ધતિ પ્રથમ એ નજરથી જુએ છે કે દરદીની શક્તિ જળવાઈ રહે, ઉપરાંત ધીમે ધીમે તેની શક્તિમાં વધારો થાય, શરીરમાં લોહી ચોકખું બને અને તે સારી રીતે ફરી શકે, પાચનશક્તિ સુધરે, ભૂખ લાગે અને ખાધેલો ખોરાક પચી શકે તથા શરીરનાં સર્વ યંત્રો [સીસ્ટમો] એક સરખી રીતે પોષણ મળવાની સાથે કોઈ પણ યંત્રમાં ક્ષોભ કે અવસાદ અથવા ઉષ્ણ કે શીતળ અસર ન કરતાં, પોતાનું સમશિતોષ્ણ વીર્ય અને સંશમનધર્મ બરાબર જાળવી રાખે એવી દવાઓ આપવી; અને ખોરાક પણ એવો આપવો કે જે મનોહર, સ્નિગ્ધ, મધુર, હળવો અને સાત્ત્વિક હોય.

અંગ્રેજી વૈદ્યકની દવાઓમાં કેલસ્યમ અને લોહમિશ્રિત દવાઓ આપવાની ભલામણ કરે છે અને જુદા જુદા ડોકટરોના મત પ્રમાણે કેલશ્યમ, લેકટેડ, પેપ્સીન, ફેરીએટ એમોનીયા સાઈટ્રસ, ફેરીએટ ક્વીનાઈન સાઈટ્રસ, કોડલીવર ઓઈલ, માલ્ટાઈન, અને ટોનિક કેમીકલ ફૂડ, વગેરે જેમ જેને ઠીક લાગ્યું તેમ દવાઓ આપે છે. એથી બહેનોને ઓછો વધતો લાભ પણ થતો હશે. પરંતુ હું અહીં અંગ્રેજી પદ્ધતિથી બનેલી યોજના નથી લખતો. ખરૂં કહું તો એ વાપરવાનો મને અનુભવ પણ નથી. હા, કેટલાંક દ્રવ્યો સ્થાનિક ;ઉપચારને માટે મેં વપરાશમાં લીધાં છે અને મારે કહેવું જોઈએ કે તે વાપરવા લાયક છે, જેની હું ખુલ્લા દિલે વપરાશ લખીશ.

એક હકીકત કહેવાની રહી જાય છે. તે એ કે પ્રદરવાળી સ્ત્રીઓને સ્થાનિક તપાસની કેટલીક વખત અનિવાર્ય આવશ્યકતા ઉભી થાય છે. સામાન્ય રીતે સ્ત્રીઓ પુરુષવૈદ્યને પોતાના શરીરની તપાસ કરવા દેતી નથી, ત્યારે ડાહી ગણાતી નર્સોને બોલાવી, તેની મારફત તપાસ કરાવવી પડે છે. પણ મારા પરિચયમાં આવેલી ઘણીખરી નર્સોનો એવો પણ અનુભવ મને થયો છે કે તેઓ કાંઈ પણ સમજતી હોતી નથી.

થોડા મહિના પહેલાં એક બહેન પ્રદરના વ્યાધિ માટે મારી સારવાર લેતાં હતાં. સ્થાનિક અને શારીરિક ઉપચારો મારે હાથે જ થતા. એમને લાભ થવા લાગેલો. પરંતુ એક દિવસ એમને જલ્દી મટાડવાની હોંશ ઉભી થઈ અને તેઓ એક શિક્ષિત મોટી ગણાતી નર્સ પાસે ગયાં. એ નર્સે બાઇનું ગુપ્તાંગ તપાસીને સલાહ આપી: 'તમને અંદરના ભાગમાં હાડકું વધે છે, એ માટે ઓપરેશન કરાવવું પડશે. તમે મુંબઈ જાઓ. ત્યાં......ડાકટર અને નર્સ તમને સારૂં કરી લેશે.'

બાઈ મારી પાસે આવીને ઠપકો આપવા લાગ્યાં કે 'અમને આજસુધી અંધારામાં જ રાખ્યાં! કે પછી તમને ગુપ્ત અવયવના વ્યાધિની ખબર જ પડતી નથી! હાડકું વધી રહ્યું છે તે વિષે અમને ચેતવ્યાં હોત તો?'

મારે પણ કબૂલ કરવું પડયું કે 'માણુસ માત્ર ભૂલને પાત્ર છે. કદાપિ હું પણ ભૂલ કરી બેસું. સર્વગુણુસંપન્ન તો હું નથી જ. ભલે મુંબઇ જાઓ અને હાડકું કપાવો.'

તેઓ મુંબઇ જઇ ત્રીજે દિવસે પાછાં આવ્યાં. મને આશ્ચર્ય થયું કે આવું ઓપરેશનનું કામ માત્ર બે જ દિવસમાં પતી ગયું! પરંતુ પાછળથી જણાયું કે ઓપરેશન કરવામાં જ નહિ આવેલું. મુંબઈ ગયા પછી ડાકટર અને નર્સે તપાસ કરીને કહી દીધું કે 'અમને કોઇ પણ જાતનું હાડકું કે માંસ કાંઇ પણ વધતું નથી. માત્ર ગર્ભાશયનો સોજો છે.' એ બહેને મને કહ્યું: 'વૈદ્યરાજ! આમને આવી મોટી ગણાતી નર્સે કેમ ઉંધાં દોર્યાં?'

મેં કહ્યું: 'હોય, માણુસ ભૂલને પાત્ર છે. એ પણ ભૂલ કરે. મોટા માણુસો કયારેક મોટી ભૂલ પણ કરી નાંખે છે.'

તાત્પર્ય એ છે કે જરૂરીયાત જણાતાં સ્થાનિક તપાસની આનાકાની કરવી એ મુર્ખાઇ છે. પ્રામાણિક વૈદ્ય–ડોકટરોની દૃષ્ટિમાં દરદી, એ બહેન, પુત્રી અથવા માતા જ હોય છે અને રહે છે.

## પ્રદરના ઉપાય અને ઉપચાર

સર્વાંગિક ઉપાય તરીકે પ્રદરવાળી સ્ત્રીઓને પ્રથમ હું ચંદ્રપ્રભા ઘનસત્વવાળી સવાર સાંજ એકેક અથવા બબ્બે ગોળીથી શરૂ કરી દઉં છું. વાચકો કહેશે કે તમે તો જ્યાં ને ત્યાં ચંદ્રપ્રભા જ બતાવો છો! પરંતુ મારે કહેવું જોઇએ કે આયુર્વેદનાં અનેક ઔષધરત્નોમાં ચંદ્રપ્રભા એ એક અમૂલ્ય રત્ન છે. તેમાં પડતા બધા પદાર્થોની વ્યાખ્યા કરવા બેસું તો ચંદ્રપ્રભા માટેનું આખું પુસ્તક લખાય. પરંતુ ચંદ્રપ્રભાની અંદર પડતાં ગુગળ, શીલાજીત, લોહ, સુવર્ણ માક્ષિક, વગેરે માટે થોડુંક જણાવું.

ચંદ્રપ્રભાની અંદર ગુગળનું મોટું પ્રમાણ છે. ગુગળ રસાયન ગુણ ધરાવનાર, જીવનવર્ધક મહાન ઔષધ છે. ગુગળ હોજરીમાં ગયા પછી પ્રવાહી રૂપમાં બની રક્તવાહિનીઓ મારફત શોષાઇને લોહીમાં ભળે છે. ત્યાંથી પછી તે સાંધાઓ અને સ્નાયુઓ ઉપર અસર નીપજાવે છે.

પ્રદરવાળી સ્ત્રીઓને કેડ, કરોડરજ્જુ અને સાંધાઓ ખાસ દુઃખતા હોય છે. કેડો દુઃખવાની એમની ફરિયાદ હમેશની છે; અને એ દુઃખાવો ગુગળ સિવાય કોઈ મટાડી શકતું નથી. વળી ચંદ્રપ્રભા નિયમિત લેવામાં આવે છે ત્યારે તેમની કેડ દુઃખવાની ફરિયાદ ઓછી થાય છે, અને એમના ઉઠવા–બેસવામાં જે આળસ, પ્રમાદ તથા દુઃખાવો ભર્યો હોય છે તે ઓછો થાય છે. કારણ કે સ્નાયુને ગુગળ મજબૂત બનાવે છે અને સ્ફૂર્તિ બક્ષે છે. સાથે ગુગળ એ જંતુનાશક અને લોહીની ગતિને મદદ કરનાર છે. એટલે આખા શરીરમાં તેમ જ ગર્ભાશયની અંદરની ગ્લેન્ડસ અને ગ્રંથીઓમાં પણ એ ક્રિયા વધારે છે. એટલે સુસ્ત પડેલાં અવયવો કામે લાગે છે. ગુગળ હૃદયને મદદ કરે છે, જેથી ફડફડ થતું હૃદય કાબૂમાં રહી નિયમિત બને છે.

શીલાજીત મૂત્રલ, શીતળ, રક્તશોધક અને મૂત્રાશયને સાફ કરનાર છે. તે પેશાબ વાટે જતાં વધુ પડતાં દ્રવ્યોને રોકી લઈ માપસર કરે છે અને પેશાબની અટકાયત દૂર કરે છે. સાથે શરીરમાંથી જળ ખેંચતી અને મૂત્રાશયમાં પેશાબને એકઠી કરતી નસોને કામે લગાડે છે, એટલે ઓછો થયેલો, અટકાયેલો પેશાબ ખુલાસાથી આવવા લાગી તેનો રંગ સુધરી જાય છે. પ્રદરવાળી સ્ત્રીઓને વારંવાર પેશાબે આગ બળે છે, ચંદ્રપ્રભા લેવાથી એ ફરિયાદ દૂર થાય છે.

લોહ એ લોહીનાં રજકણોને વધારનાર છે. એ લીવર અને બરોલના કાર્યને ઉત્તેજીત કરે છે અને મદદ કરે છે. પ્રદરવાળી સ્ત્રીઓ જ્યારે ફીક્કી પડી ગઈ હોય છે, ત્યારે લોહીની તેને ખાસ જરૂર પડે છે, અને પ્રદરના દરદો માટે તો દેશી વૈદકમાં લોહના જુદા જુદા પ્રદરાંતક લોહ, પ્રદરારિ લોહ, પ્રદરઘ્ન મંડુર વગેરે અનેક પ્રયોગો છે. પરંતુ લોહનું વધુ પ્રમાણ સીધી રીતે જેમને માફક નથી આવતું, તેમને ચંદ્રપ્રભામાં લોહ મળીને બહુ જ ઓછા ટકામાં–યોગવાહી રૂપમાં મજેનું કામ કરે છે.

સુવર્ણમાક્ષિક એ પણ એક પ્રકારનું લોહ છે. પરંતુ એ લોહી ઉપરાંત મગજ ઉપર પણ સરસ અસર કરે છે. મગજ થાકી ગયું હોય, કંટાળ્યું હોય, ચીડીયો સ્વભાવ જણાતો હોય, એ વખતે મગજ ઉપરનો કાબૂ ગુમાવી બેસનારી પ્રદરવાળી સ્ત્રીનું મગજ તે ભરે છે. તેની સાથે તેના હૃદયને મજબૂત બનાવે છે અને વળી મીઠી ઉંઘ પણ આપે છે.

ચંદ્રપ્રભામાં મુખ્યત્વે પડતાં ઔષધો શરીર ઉપર કઇ કઇ અસર નિપજાવે છે તેની અહીં ચર્ચા કરી છે. આ ઉપરાંત ઘણાં દ્રવ્યો ચંદ્રપ્રભામાં પડે છે. પરંતુ એ શાસ્ત્રીય પાઠમાં અને ધનસત્વની રીતે જે ફેરફાર કરીને ('રખે વહેમાતા'માં) લખ્યો છે એ રીતે ચંદ્રપ્રભા એ અલૌકિક વસ્તુ છે. અને પહેલી તકે ચંદ્રપ્રભા પ્રદરવાળી સ્ત્રીને

આપવાની અમે ભલામણ કરીએ છીએ. કદાપિ પ્રદરનું નિદાન ન થઈ શક્યું હોય તોપણ ચંદ્રપ્રભા આંખો મીંચીને આપવાથી નુકસાન તો નહિ જ થાય એની અમે ખાતરી આપીએ છીએ.

બીજી દવા તરીકે શંશમની નંબર ૨ સ્ત્રીઓના પ્રદર માટે ઉમદા ઔષધ ગણાય છે.

શંશમની નામની દવા પૂર્વાચાર્યોનો પાઠ નથી. પરંતુ પ્રાતઃસ્મરણીય સ્વર્ગસ્થ સમર્થ વૈદ્યરાજ પૂજ્ય ઝંડુભટ્ટજીના અનુભવથી સિદ્ધ બનેલો એ પાઠ છે અને તેને બનાવવાની રીત નીચે મુજબ છે :

ચંદ્રપ્રભા તૈયાર થાય-ગોળી વાળવા જેવી, ત્યારે તે તો. ૧૦ની અંદર ગળોનું ઘન (ગળોને લીલી લાવી તેને છુંદી, આઠગણા પાણીમાં ઉકાળવી. અરધું રહે ત્યારે તેને ગાળી લઈ ફરી ચૂલે ચઢાવી ઉકાળવું. ઉકળતાં ઉકળતાં પાણી બળી જઇ પાછળ જે શીરા જેવો પદાર્થ રહે તેને ધીમે તાપે શોષાવી નાંખી, ગોળી વાળવા જેવો પદાર્થ બનાવવો. તેને ગળોનું ઘન કહેવાય છે) તો. ૧૦ તથા સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૧ નાંખી, ત્રણે વસ્તુને મેળવી મરીના દાણા જેવડી ગોળી વાળવી, એને શંશમની નંબર ૨ કહે છે. આ ગોળી પણ સ્ત્રીઓને ઘણી સરસ રીતે માફક આવે છે. તેનાથી શરીરનો તપારો, ઝીણો તાવ નાબૂદ થાય છે. હાથ પગનાં તળીયાં અને આંખો બળતી હોય છે તે પણ શમી જઇ શરીર સુધરવા લાગે છે. જ્યારે પ્રદર જૂનો થઇને જીર્ણજ્વર શરૂ થાય છે ત્યારે હું ચંદ્રપ્રભાને બદલે શંશમની નંબર ૨ આપવાની શરૂ કરું છું અને આખા દિવસની છ ગોળી આપું છું. ક્યારેક આ ગોળીથી ઉષ્ણતા અને તપારો ઓછાં થતાં નથી ત્યારે બીજી દવાઓ સાથે શંશમની નંબર ૩ની યોજના કરવી પડે છે.

શંશમની નંબર ત્રણ એ માત્ર ગળોનું ઘન એકલું જ છે. ઉપર બતાવ્યા પ્રમાણે લીલી ગળોમાંથી ઘન કાઢી રાખી તેની

બનાવેલી ગોળીને એકથી શરૂ કરી ૩૦ ગોળી સુધી વધારૂં છું અને ૩૦ ગોળી ઘણા દિવસ સુધી ચાલુ રાખું છું. એથી પ્રદરમાં ફાયદો થાય છે, સ્ત્રીની ઉષ્ણ પ્રકૃતિ ઓછી થઈ શરીરમાં ગમે તે સ્થાનમાં રહેલી જલન નાબૂદ થાય છે. ગળો મૂત્રલ છે, જ્વરઘ્ન છે, પિત્તશામક છે. પ્રદરમાં ઘણું કરીને પિત્તનો પ્રકોપ વિશેષ હોય છે, જેથી સંશમની નંબર ૩ ની ગોળી ખાસ અજમાવવા જેવી છે. જેટલી એ ઉમદા ગુણવાળી છે તેટલી જ એ નિર્દોષ પણ છે.



## પ્રકરણ ૪૦મું

### શ્વેત પ્રદર (લ્યુકોરીયા)–ચાલુ

આવળનાં ફૂલ તો. ૨, સિંદુરીયાની સુસનાં ફૂલ તો. ૨, ફુલાવેલી ફટકડી તો. ૨, માયુફળ તો. ૨, જંગલી કબુતરની હગાર તો. ૫, આશોપાલવની અંતરછાલ તો. ૨, મુલતાની માટી તો. ૨, લોહભસ્મ ઉંચી તો. ૨, લજામણીનાં સૂકાં પાન તો. ૨, જાંબુના ઠળીઆ તો. ૨, દારૂહળદર તો. ૨, રસવંતી તો. ૨, સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૨, ગળોનું ધન તો. ૧૦.

પ્રથમ ગળોનું ઘન તથા ભસ્મો અલગ રાખી, બધી ચીજોને ખાંડી, બારીક વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. ત્યારબાદ ભસ્મો અને ગળોનું ધન મેળવી, દર્ભના મૂળના રસનો, ધરોના રસનો, આશોપાલવની છાલના ઉકાળાનો, ચોખાના ધોવરામણનો, એમ એકેક પુટ આપી (એકેક દિવસ ઘુંટી), વટાણા જેવડી ગોળી વાળી સૂકવી રાખવી.

**ચંદ્રમણિ ગુટિકા**

એલચી તો. ૧, શીલાજીત તો. ૧, જાયફળ તો. ૧, મોતીપીષ્ટિ તો. ૧, શીમળાનો ગુંદર તો. ૨, મેંદીમાં મારેલી બંગભસ્મ તો. ૧,

ગોખરૂ તો. ૧, કમળનું કેશર તો. ૧, આંબળાના રસથી મારેલી લોહ તો. ૧. ભસ્મ સિવાય બધી વસ્તુને ખાંડી, મેળવી, પછી ભસ્મો મેળવી, ગળેના રસમાં ઘુંટી, વટાણા જેવડી ગોળી વાળી સૂકવીને બાટલી ભરવી.

ઉપર પ્રમાણે ચંદ્રપ્રભાથી માંડી પાંચ જાતની ગોળીઓ બતાવી છે. પ્રદરમાં ખાવાની દવાઓ આપવી હોય ત્યારે ઉપરની પાંચ પૈકી એક જાતની ગોળીનો નિશ્ચય કરી ઉપયોગ કરીએ છીએ. સાથે પડીકાં અપાય છે. તેની બનાવટો લખીને પછી દરદીને પ્રકૃતિ પ્રમાણે આપવાની યોજના જણાવીશ :

૧ **કમળના ફુલની** વચમાં જે તંતુ–તાંતણા થાય છે તેને કમળનું કેશર કહે છે. તે લઇ છાંયે સુકવી, ખાંડી, પાઉડર કરી ભરી રાખવું.

૨ **નાગકેશર**—હાલમાં બજારમાં વેચાતું નાગકેશર એ સાચું નથી. નાગકેશરના કેશરના જેવા પીળા રંગના તાંતણા આવે છે, તે સાચું નાગકેશર છે. એ પ્રદર માટે અપૂર્વ ગુણકારી છે. તે લાવી ખાંડીને બાટલી ભરવી.

૩ **લોદરને** પઠાણી લોદર પણ કહે છે તે લાવી, ખાંડી, બાટલી ભરવી.

૪ **પ્રવાલની** ડાંખળી ખાંડી એકવીશ દિવસ સાચા ગુલાબ-જળમાં ઘુંટીને સુકવી બાટલી ભરવી. તે પ્રવાલપીષ્ટિ કહેવાય છે.

૫ **કમળકાકડી**—કમળનાં ફૂલ થઈ ગયા પછી ફળ વચમાં બેસી મોટાં થાય છે. તેની ઉપર સખ્ત પડ હોય છે. તે ફોડીને વચમાંથી ગર્ભ કાઢી બાટલી ભરવી.

૬ **કુકડીનાં ઇંડાનાં** ફોતરાં લાવી એક શેર પાણીમાં એક તોલો મીઠું નાંખી તેમાં દશ તોલા ફોતરાં રાત્રે પલાળી મૂકવાં. સવારે

હાથથી ખૂબ ચોળવાથી ફોતરાં ઉપરથી પડ ઉતરી જાય છે. બાદ સૂકવી કોરાં કરી ખરલમાં નાંખી કુંવારનાં રસ સાથે આખો દિવસ ઘુંટી ટીકડીઓ બનાવી લેવી. તાપમાં સૂકવી સંપુટમાં ભરી ગજપુટનો અગ્નિ આપવો. આ પ્રમાણે ત્રણ ચાર પુટ આપવાથી સફેદ ચૂના જેવી ભસ્મ થાય છે. તેને ઘુંટી બાટલીમાં ભરી રાખવી. આનું નામ અમે શ્વેતાંગ ભસ્મ રાખ્યું છે.

૯ ગળો લીલી લાવી તેને લાકડાની ખારણીમાં ખૂબ કુટીને દશ શેર ગળો હોય તો એક મણ પાણી નાંખી, પીતળના કલાઈ કરેલા વાસણમાં પલાળી, હાથથી ખૂબ ચોળવી. બાદ કૂચા કાઢી નાંખી, પાણી ગળી લઇને ઠરવા દેવું. પાણી ઠરી જાય એટલે ઉપરથી નીતારી લેવું. નીચે સફેદ ઝાંખો પદાર્થ માલૂમ પડશે, તેને સૂર્યના તાપમાં કોરો કરી લેવો. આને ગળોસત્ત્વ કહે છે.

૧૦ સુવર્ણમાક્ષિક નામની ધાતુના પથરા મળે છે. તેને લાવી—ખાંડી, પ્રથમ દશ તોલા સુવર્ણમાક્ષિકમાં અઢી તોલા એરંડીયું નાંખી, લોઢાની કડાઈમાં ભરી ચૂલે ચઢાવી નીચે અગ્નિ કરવાથી એરંડીયું બળવા લાગે છે. કદાચ કડાઈમાં અગ્નિ લાગી ભડકો પણ થાય છે. બધું બળી જઈ કડાઇમાંથી ધુમાડો નીકળતો બંધ થાય એટલે નીચે ઉતારી, લોઢાની ખરલમાં નાંખી સુવર્ણમાક્ષિકથી અરધા વજને ખાટું દહીં મેળવી ઘુંટાવવું. સુકાય એટલે સરાવ સંપુટમાં ભરી, કપડમટ્ટી કરી ગજપુટની આંચ આપવી: આવી રીતે દશ વખત દહીં નાંખી, ઘુંટીને દશ વખત ભઠ્ઠી આપવી. ત્યારબાદ લીંબુનો રસ દવા પલળે એટલો નાંખી, ઘુંટી, બીજા દસ પુટ અગ્નિની આંચ આપવી. એકવીસમા પુટે દવામાં ઘી, દૂધ, સાકર, મધ, એ પંચામૃત સરખા વજને નાંખી, છેલ્લો પુટ આપી, પછી તેને બારીક વાટી, શીશીમાં ભરવું. આને સુવર્ણમાક્ષિક કહે છે.

**૧૧ પુષ્યાનુગ ચૂર્ણ**—કાળીપાટ, રસવંતી, મોથ, જાંબુના ઠળીઆ, આંબાની ગોટલી, પાષાણભેદ, લોદર, મજીઠ, કમળનું કેશર, બીલાંનો ગર્ભ, મોચરસ, નાગકેશર, સોનાગેરૂ, સુંઠ, કાયફળ, મરી, રતાંજલી, અરડુસો, ધાવડીનાં ફુલ, દ્રાક્ષ, સારીવાનાં મૂળ, જેઠીમધ, કડાછાલ, અતિવિષની કળી, અર્જુનની છાલ.

ઉપરની દરેક વસ્તું સરખા વજને લઈ, ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી બાટલી ભરી લેવી.

**૧૨ જીરકાદિ અવલેહ**—ખાવાનું જીરૂ તો. ૬૪, ગાયનું ઘી તો. ૩૨, લોદર તો. ૩૨, ગાયનું દૂધ તો. ૧૦૦.

જીરાને ખાંડી, લોદરને ખાંડી, દૂધ તથા ઘી મેળવી, ચૂલા ઉપર ચઢાવી મંદાગ્નિથી પકાવવું. અવલેહ જેવું થતાં નીચે ઉતારી તેમાં સાકર તોલા ૬૪ વાટીને નાંખવી. તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, સુંઠ, પીંપર, શાહજીરૂ, મોથ, વાળો, દાડમનાં મૂળની છાલ, રસાંજન, ધાણા, હળદર, પડવાસ, વાંસકપુર, ગળોસત્વ, જવખાર, એ દરેક ચીજ બબે તોલા લઈ, ખાંડી વસ્ત્રગાળ કરી અવલેહમાં મેળવી દેવી,

શ્વેત પ્રદર માટે ખાવાની દવાઓના પ્રયોગ તો સેંકડો છે, પરંતુ અવારનવાર અનુભવમાં સેંકડો વખત આવેલા અને જેનો વારંવાર દરદીઓ ઉપર હું ઉપયોગ કરૂં છું તેવી દવાઓની બનાવટ ઉપર લખી છે. તેની યોજના અર્થાત્ વાપરવાની રીત નીચે પ્રમાણે છેઃ

**દરદી પ્રકાર ૧**

લગ્ન થયાં નથી. શ્રીમંત છોકરી છે. મોજશોખથી રહે છે. ઉમર પંદર વરસ ઉપર થઇ ગઇ છે. અટકાવ અનિયમિત છે. કામ-વાસના તરફ વૃત્તિ છે, અને તેને પ્રદર થયો છે. દરરોજ એ કેડો

દુઃખવાની ફરિયાદ કરે છે અને કપડાં બગડવાથી દિવસમાં ત્રણ વખત ચણીઓ ફેરવે છે. તેને—

સવારમાં અઢીશેર સાધારણ ગરમ પાણીમાં દશ ગ્રેન પોટાશ પરમેંગનેટ નાંખી, યોનિસ્નાન (ડુશ) દરરોજ આપવું.

સવારમાં ૧ ગોળી ચંદ્રપ્રભા દૂધ સાથે આઠ વાગે આપવી, સાંજે છ વાગે શંશમની નંબર બેની ૧ ગોળી પાણી સાથે આપવી. રાત્રે સુતી વખતે હરડે તો. ૫, આંબળાં તો ૫, સીંધવ તો. ૧–તેની ખાંડી તૈયાર કરેલી ફાકી પાવલીભાર આપવી. ઉપરાંત પ્રવાલપીષ્ટિ રતી ૨, નાગકેશર રતી ૨, કમળકાકડી રતી ૩, સુવર્ણમાક્ષિક રતી ૧ાા નું મેળવેલું ૧ પડીકું એવાં ત્રણ પડીકાં મધ અને માખણ સાથે આપવાં. એકાદ મહિનો આપવાથી દરદ નાબૂદ થાય છે. વધુ વખત આપવામાં આવે તો ફરી દરદ થતું નથી.

**દરદી પ્રકાર ૨**

લગ્ન થઈ ગયાં છે. બે વરસ વીતી ગયાં છે. પહેલાં તો શરીર મજેનું હતું. દરદ શી વસ્તુ છે તે એ સમજતીયે નહોતી. પણ સાસરે બે ત્રણ વખત જઈ આવી અને પતિ અતિ કામી હોવાથી શરીર બગડયું, ગુપ્ત ભાગ નબળો બની ગયો. છાશ જેવી અને દૂધની તર જેવી ધાતુ આવે છે, કેડો દુઃખે છે અને ખોરાક ઉપર અરૂચી થઈ ગઈ છે. સંસારસુખ ભોગવતાં દર્દ થાય છે અને એ ભાગ કંઈક વાસ મારતો યે જણાય છે. પેડુનો દુઃખાવો થયા કરે છે, આંખો ને હાથપગનાં તળીઆં બળે છે. પેટમાં વાયુ અને તજાએ ગરમાઈ છે. બે વરસમાં તો તે નીચોવાઈ ગઈ છે. તેને:—

પ્રદરરિપુ ગુટિકા સવારે ૨ ગોળી સાદા પાણી સાથે. ચંદ્રમણિ ગોળી બે સાંજે દૂધ સાથે, અને સવારે અઢીશેર પાણીમાં બોરીક એસીડ ડ્રામ એક નાંખી યોનિસ્નાન ( ડુશ ) કરાવવું.

રાત્રે કાંટળુ માયુ તો. ૧, ફુલાવેલી ફટકડી તો. ૧ વાવડીંગ તો. ૧, વાપુંભા તો. ૧, બાવળનાં પૈડાં તો. ૧, ભાંગનાં બીજ તો. ૦૧ અને આવળનાં સૂકાં પાંદડાં તો. ૧, બધુ ખાંડી [illegible]ણીના રસમાં એક દિવસ ઘુંટી બોરના ઠળીયા જેવડી ગોળી વાળી, ગુપ્ત ભાગમાં પહેરવા આપવી. સવારે કાઢી નાંખવી.

**પડીકાં**—સુવર્ણમાક્ષિક રતી ૧ાા, ગળોસત્વ રતી ૩, પ્રવાલ-પીષ્ટિ રતી ૩, પુષ્પાનુગ ચૂર્ણ રતી ૩, શ્વેતાંગ ભસ્મ રતી ૦ાા—બધી વસ્તુનું પડીકું ૧ એવાં ત્રણ પડીકાં ચોખાના ધોવરામણ તો. ૦ાા અને મધ તોલા ૦ા સાથે ચાટી જવું. ઉપરથી અરધો તોલો સુંદરી-અમૃત એક તોલા પાણી સાથે પી જવું. (સુંદરી અમૃતનો પાઠ આગળ લોહીવાના પ્રકરણમાં બતાવ્યો છે.) એ રીતે દવા બે મહિના આપવી. બાઇને પીયરમાં જ રાખવી. સાસરે મોકલીને એ દવા આપશો તો સુધારો નહિ થાય. કારણ કે એનો પતિ શ્વાનવૃત્તિવાળો હોય છે.

**દરદી પ્રકાર ૩**

બે બાળકની એ માતા છે, બીજું આવ્યા પછી તેની તબીયત બગડી ગઈ છે. શરીરે પીળી પડી ગઈ છે. ખોરાક લીધા પછી શરીર તપી જાય છે. 'હાશ' કરીને બેસે છે, 'વોય' કરીને ઉઠે છે. બાળક દોઢ વરસનું થયું છે, પણ ખોળો ખુંદવાનું મૂક્તું નથી અને જરીક બેઠી કે કુરકુરીયાની માફક સ્તન ચૂસવા લાગી જાય છે. જાજરૂ જતાં કષ્ટ એવું થાય છે કે એને લાગે છે કે જાણે શરીરનું અંગ બહાર ધસી આવતું હોય. ધાતુ પીળાશ પડતી આવ્યા જ કરે છે. છતાંયે રાત્રિએ પતિની શય્યાને પાવન કરવી પડે છે! બિચારી હીણભાગી હિંદની મહિલા!

તેને જો તંદુરસ્ત બનાવવી હોય તો પતિથી દૂર રાખવી જોઇએ અને બાળકને ધાવતું બંધ કરી દેવું જોઇએ.

સવારમાં અઢી શેર સાધારણ ગરમ પાણીમાં અરધો તોલો ફુલાવેલી ફટકડી નાંખી યોનિસ્નાન આપવું.

સવારે આઠ વાગે શંશમની નં. ૩ ની આઠ ગોળી પાણીની સાથે ગળાવવી. બપોરે એક ગોળી પાણી સાથે આપવી. સાંજે પ્રદરરિપુ ૨ ગોળી પાણી સાથે આપવી. રાત્રે ચોખ્ખા ગ્લીસરાઇનમાં રૂનો પેલ બોળી પહેરાવવો. અઠવાડિયા પછી ગ્લીસરાઇન બંધ કરીને તેની જગ્યાએ એક તોલો ફટકડી અને ચાર તોલા સાકર બન્નેને બારીક વાટી એક વાટકીમાં નાંખી કોલસા ઉપર મુકવું. ગરમ થઇ એક રસ થાય એટલે નીચે ઉતારી ગરમ ઘીવાળો હાથ કરી બોરના ઠળીઆ જેવડી ગોળી બનાવી, રાત્રે ગુપ્તભાગમાં પહેરવા આપવી. સવારે કાઢી નાંખવી. ખસી આવેલું ગર્ભાશયનું સ્થાન ઉપર આવી જશે, બહાર નિકળવાની શંકા દૂર થશે; અને અંદરના ભાગનો પંદર વીશ દિવસ ઉપચાર ચાલુ રહ્યા પછી પ્રદરનો પ્રવાહ બંધ થાય એટલે ફટકડીનો ડુશ નહિ લેતાં બાવળની છાલનો ઉકાળો બનાવી તેનો ડુશ આપવો અને રાત્રે પહેરવા માટે 'દરદી પ્રકાર બીજા'માં બતાવેલી પહેરવાની ગોળીનો પ્રયોગ કરવો.

**પડીકાં**—શ્વેતાંગ ભસ્મ રતી ૨, સુવર્ણમાક્ષિક રતી ૧ાા, પ્રવાલપીષ્ટિ રતી ૩, ગળોસત્ત્વ રતી ૩, માયુ રતી ૧, કમળકાકડી રતી ૨, સુવર્ણ વસંતમાલતી રતી ૨. તેનું એક પડીકું—એવાં રોજ ત્રણ પડીકાં દર્ભના મૂળના ઉકાળા સાથે જરા સાકર નાંખીને આપવાં. દસ્તની કબજીયાત રહેતી હોય તો રાત્રે ત્રિફળાં પાવલીભાર સાદા પાણી સાથે ફકાવવાં. બે મહિના ઉપચાર ચાલુ રાખવાથી તબીયત તદ્દન સુધરી જાય છે.



# પ્રકરણ ૪૧ મું

## શ્વેત પ્રદર (લ્યુકોરીયા)–ચાલુ

**દરદી પ્રકાર ૪**

ઉમર તેની ૩૦ વર્ષની થવા આવી છે. તેને ઇચ્છા તો ઘણીયે છે કે ભગવાન એક શેર માટીની ભૂખ ભાંગે, પણ શરીર તેનું ફૂલી ગયું છે, પેટ, સાથળ અને નિતંબ રૂના ગોટીલા જેવા થતા જાય છે. તોય તેને દાળ–ભાત બહુ ભાવે છે. બપોરના ફેરિયા પાસેથી લઇને ભુંસું અને સેવ–મમરા ફાકવાનું દિલ થઈ જાય છે. પેટ ઉપર હાથ મૂકતાં અંદરનું એકે અવયવ જોઈ શકાતું નથી, એટલું દળદાર પેટ બની ગયું છે. કામવાસના તૃપ્ત થતી જ નથી. તો પણ સમાગમ પછી એ દુઃખ ભોગવે છે, ધાતુસ્રાવ તો તેને ચોવીશે કલાક ચાલતો જ રહે છે. અટકાવ આવે છે ત્યારે પંદર દિવસ સુધી ચાલુ રહે છે. બંધ થાય તો બે ત્રણ મહિના ચઢી જાય છે. ત્યારે તેને લાગે છે કે ભગવાને મહેર કરી ખરી! અને અચાનક એ જ્યારે અટકાવમાં બેસે છે ત્યારે તેનું મ્હોં માર ખાતી ગાય જેવું બની જઈ, આંખમાંથી આંબળાનાં ફળ જેવાં આંસુ સરવા લાગે છે.

તેને જો પ્રદર મટાડવો હોય અને સારો દિવસ જોવો હોય તો પ્રથમ જીહ્વાસ્વાદ ઉપર કાબૂ મેળવવો જોઈએ. સૂકો ખોરાક ને બે ત્રણ માઇલ ચલાવવાની કસરત હમેશાં કરવી જોઇએ. પણ બાઇસાહેબના સાથળ ઘસાય છે એટલે ચાલી શકતાં નથી. જો શરીર સુધારવાનો અભ્યાસ કરે તો ચટ દઇને ચાલતાં થઈ જાય. દાળભાત થોડાં આરોગે અને ફેરિયાની બુમ સંભળાય ત્યારે આંખો મીંચીને કાનમાં આંગળીઓ ભીડાવી રાખે તો જ એમનાં મનજીભાઇ કબજે રહે. જો દૃઢ મન હોય અને મગના પાણી ઉપર રહી જાય તો તેનો મેદ જલ્દી ઘટી જાય,

અજનન અવયવો ખુલ્લાં થાય. એમ ન રહેવાય તો ચોખા, ખાંડ, ઘી, મલાઈ, માખણ જેવાં મેદની વૃદ્ધિ કરનાર પદાર્થો છોડી દેવાં.

લોહભસ્મ તો. ૪, ગુગળ તો. ૧૨, સુંઠ, મરી, પીંપર ત્રણે મળીને તો. ૨૦, હરડે, બેડાં, આંબળાં ત્રણે મળીને તો. ૩૨. એ બધાંને મેળવી રાખવાં અથવા આઠ વાલની ગોળી બાંધવી. આને **લોહગુગળ** કહે છે. 'ભાવપ્રકાશ'નો એ પાઠ છે. તેમાંથી એક અથવા બે ગોળી **સવારે** લે. **સાંજે** બે ગોળી યોગરાજ ગુગળની પાણી સાથે લે. (યોગરાજ ગુગળનો પાઠ અટકાવનાં દર્દોમાં આપ્યો છે.)

બપોરે જમ્યા પછી ચોપચીની વાલ ૨, આહન વાલ ૨, રાસ્ના વાલ ૨ અને ગંઠોડા વાલ ૧નું એક પડીકું પાણી સાથે ફાકે.

ગુપ્ત ભાગમાં સવારે અઢી શેર પાણીમાં ફુલાવેલો ટંકણખાર તો. ૦॥ નાંખી તેનું યોનિસ્નાન કરે. બરાબર બે મહિને આટલા ઉપચારથી તેનું વીશ પચીશ રતલ વજન ઘટી જશે.

ત્યારપછી સવારમાં ચંદ્રપ્રભા ગોળી ૨ પાણી સાથે, સાંજે પારસપીંપળાનાં બીજ નંગ ૫ દૂધ સાથે આખાં ગળી જાય, ઉપરાંત ગળોસત્ત્વ રતી ૩, નાગકેશર રતી ૨, પ્રવાળપીષ્ટિ રતી ૨, લોહર ચૂર્ણ રતી ૨, ગોદંતી રતી ૨. તેનું પડીકું ૧—એવાં ત્રણ પડીકાં લીલી ધરો તોલા ૫ છુંદી, તેમાં પાણી નાંખી રસ કાઢી, તેમાં જરા સાકર મેળવી ત્રણ વખત લે.

અટકાવ આવી ગયા પછી ચોથા દિવસે શીવલીંગીનાં બીજ નંગ પાંચ અથવા સાત, શ્યામવર્ણી ગાય તથા વાછડો પણ જેનો શ્યામ છે તેના દૂધ સાથે સૂર્યનારાયણ સામે ઉભી રહીને ગળી જાય અને પતિગામી બને. એ ગર્ભવતી થશે. મેદ ઘટી ગયો હશે, પ્રદર નાબૂદ થયો હશે અને પછી તો એક વાર શેર માટી તો શું પણ અનેક વાર તેની શેર માટીની ભૂખ ભાંગી જશે.

ગોદંતી–ખાપાણુને લાવી, ગરમ પાણીથી સાફ કરી, પછી કોલસા ઉપર મૂકી દેવાથી તે ફૂલી જાય છે. તેને ખરલમાં નાંખી કુંવારના રસમાં ઘુંટી ટીકડીઓ બનાવી, ફરી કોલસા વચ્ચે મૂકવાથી ભસ્મ તૈયાર થાય છે, એને ગોદંતી અથવા ગોદંતી હરતાલ ભસ્મ કહેવાય છે. સ્ત્રીઓના પ્રદરમાં, માથાના દુઃખાવામાં, બાળકના અનેક વ્યાધિમાં, બાળકોના ક્ષય અને સુકતાનમાં આ દવા વૈદ્યોમાં છૂટથી વપરાય છે. એને ખાપરીયું પણ કહે છે. અતિ સસ્તો મળતો આ ખાપાણ વૈદ્યોનું એક અજબ હથિયાર બની ગયો છે.

## દરદી પ્રકાર ૫

તેણીનાં લગ્ન થયે સાત વરસ વીતી ગયાં છે. દુબળી કાઠીની અને ઉંચા કદની છતાં એ લગ્ન થયાં ત્યારે જરૂર સુંદર હશે એમ તો નરી નજરે જોનાર કહી શકે. એ ભણેલી પણ છે. વિચારો ઉંચા છે. પ્રભુતામાં પગલાં માંડતાં પહેલાં જ્યારે તેની ઉંમર ૧૬ વરસની હતી ત્યારે એણે પોતાના જીવનસાથીની સાથે રહીને સંસારને સ્વર્ગ બનાવવાની ભાવના સેવેલી.

પરંતુ લગ્ન પછીના પ્રથમ મિલને જ માતા બનવાનાં પગરણ મંડાયાં અને સાત વરસમાં એ પાંચ ભુલકાંથી વીંટાઈ ગઈ. હજીયે તે સંખ્યામાં વધારો થાય એવી એને બીતિ છે. બાળક ચાર મહિનાનું થાય છે, ત્યાં તે સગર્ભા બને છે! ઈચ્છા તો પતિ–પત્ની બંનેને આ અકસ્માતરૂપ બાળકો ન થાય એવી છે. એમણે સંતતિનિયમનની દવાઓનો પણ ઉપયોગ કરી જોયો છે, છતાં પ્રભુનાં આપેલાં પાંચ છે. તેમાં એક આંગળીએ અને એક આંગણીએ, એક ખોળે ને બે કેડે એમ વળગેલાં છે! ક્યારે એ સંખ્યામાં વધારો થશે એ કહી શકાય નહિ. કારણ કે એ તો ભાઇ 'પ્રભુની માયા છે' ને?

ત્રણ વરસથી તો એ બાઈ અનાજ પણ લઈ શકતી નથી. વારંવાર મોઢું આવી જાય છે અને ઝાડા છૂટી જાય છે. ક્યારેક

બજાત સખત રહે છે. દુર્ગંધ મારતો પીળા રંગનો પ્રદર તેનો કેડો મૂકતો નથી. તો પણ આ અવસ્થામાં બાળકો અને પતિની સુશ્રુષા અને ભોજન, ઘરનું સંમાર્જન આદિ કરવાની ફરજ બજાવવી પડે છે. સાંજે પાંચ વાગે શરીર તપી જાય છે તો પણ એ કામ કરે છે. થરમોમીટર તો એ વાપરતી નથી. કારણ કે તેણે "વૈદ્ય જાદવજી નરભેરામ" કૃત 'રખે વહેમાતા' વાંચ્યા પછી, થરમોમીટર ખાલી વહેમ ઘાલે છે માટે વાપરવું નહિ એમ માની લીધું છે. પતિ પાસે શરીરની ફરિયાદ એ દરરોજ કરે છે. એવી રોજની ફરિયાદોથી પતિનું મન થોડું પલળે છે ખરું, અને એ વિચારે ચડી જાય છે કે 'આમ કરતાં પત્નીએ સ્વર્ગવાસ કર્યો તો આ બાળકોની અને મારી બૂરી હાલત થશે.' ત્યારે શું કરવું ? એ કહે છે : 'ચાલો દવા કરીએ.' પણ ચાર દિવસ પડીકાં અને ગોળીઓ વાપરી અને હતાં ત્યાં ને ત્યાં ઉભાં છે !

તેણીને જીવવાની ઇચ્છા જરૂર છે : પોતાને માટે નહિ તો બાળકો માટે, છેવટે ફરી જેને પત્ની નથી મળવાની એવા પતિની ખાતર પણ જીવવું જોઇએ. અને તેને જીવાડવી હોય તો તેના ઉપરથી કામકાજનો બોજો ઓછો કરી, તેને સંસારસુખની લાલસાથી પ્રથમ મુક્તિ આપવી જોઇએ.

છાશ, મોસંબી, ટામેટાંનો રસ અને દૂધ જેવો ખોરાક વિશેષ આપવો શરૂ કરવો.

સવારમાં ૧ ગોળી ચંદ્રપ્રભાની, અને પાશેર દૂધ ગરમ કરી, તેમાં લીલું કોપરૂં તો. ૧ ખમણેલું, બદામ નં. ૩ વાટેલી, એલચી નં. ૧ તથા મિઠાશ પેદા થાય એટલી સાકર નાંખી સવારે ગોળી સાથે આપી દેવું.

બપોરે શંશમની નંબર ૨ની બે ગોળી પાણી સાથે ગળાવી, એકાદ કલાક રહી ફુલકા રોટલી સાથે અરધા ઔંસથી એક ઔંસ માખણ આપવું તથા મોળી અને મીઠી, ગાયના દૂધના મેળવેલા દહીંમાંથી

બનાવેલી છાશ અરધો શેર જેટલી જરૂર આપવી. શાકમાં કોબીજ, ફુલાવર, દૂધી, સુરણ, કોળું લઈ શકે. છતાં તેમાં તેલ-મરચાં ન હોવાં જોઈએ અથવા તદ્દન ઓછાં નાંખવાં.

સાંજે દશ ગોળી શંશમની નં. ૭ની પાણી સાથે ગળાવવી.

પડીકા—કમળકાકડી ચૂર્ણ રતી ૭, વસંતમાલતી રતી ૨, ગળોસત્વ રતી ૩, સુવર્ણમાક્ષિક ભસ્મ રતી ૧॥, પ્રવાલપીષ્ટિ રતી ૧॥, મોતીપીષ્ટિ રતી ૧॥, પુષ્યાનુગ ચૂર્ણ રતી ૭, કમળનું કેશર રતી ૧॥, તેનું પડીકું ૧ એવાં ત્રણ પડીકાં ત્રણ પ્રકારની ઉપરની ગોળીઓ અપાય તેના વચગાળામાં આંબળાના મુરબ્બા સાથે આપવાં.

સવારમાં અઢી શેર પાણીમાં એક દ્રામ ઝીંક-સલ્ફેટ નાંખી તેનો ડુશ આપવો.

રાત્રે ત્રિફળાં તો. ૦। દૂધ અથવા પાણી સાથે આપવાં, અને લોદર તો. ૧. વાવડીંગ તો. ૧, બાવળનાં પાન તો. ૧, ચીમેડ તો. ૧, વાપુંબા તો. ૧, ભાંગ શેકેલી તો. ૦।, રસવંતી તો. ૦॥, એ બધાંને ખાંડી એ પાઉડરમાંથી અરધો તોલો બારીક કપડાના કકડામાં બાંધી તેની પોટલી વાળી, ગરમ કરેલા તલના તેલમાં બોળી, ઠરવા દઈ, ગુહ્યભાગમાં પહેરાવવી. સવારે કાઢી નાંખવી.

એક મહિનાના ઉપચાર પછી તેનું શરીર તપતું બંધ થશે, પ્રદરનો સ્રાવ ઓછો થઈ જશે, શક્તિ આવવા લાગશે. પછી એક મહિનો ચાલુ દવાઓ સાથે ચ્યવન (ચ્યવનપ્રાશ અવલેહ) આપવું, અને ખોરાકની સાથે દરરોજ બપોરે પાંચ તોલા આંબળાનો મુરબ્બો આપવો. રોટલી સાથે પણ ખાઈ શકાય છે. ત્રણ મહિના સુધીની દેખરેખ અને ઉપર બતાવેલા ઉપચારથી પૂરી તંદુરસ્તી આવશે. પરંતુ ધીરજ રાખી, કંટાળ્યા વગર અને ગુપ્તાવયવોને કામ આપ્યા વગર સંયમી જીવન ગાળીશકાય તો જ.

પ્રદરના વ્યાધિ માટે આવા પ્રકારો અનેક આપી શકાય. પરન્તુ બીજા વિષયોને ન્યાય આપવા ખાતર પાંચ પ્રકારો ઉપર બતાવ્યા છે. તેમાં લગભગ સઘળા પ્રદરના વ્યાધિવાળાનો સમાવેશ થઇ જાય છે. કોઈ પણ બહેન પૂરતા વિચારથી ઉપર બતાવેલાં ઔષધોની યોજના કરીને દવા શરૂ કરશે તો પ્રદરનું દરદ કાબૂમાં આવવામાં જરા પણ શંકાને સ્થાન નથી.

પ્રદરનો વ્યાધિ ગમે તે પ્રકારનો હોય તો પણ દરદીએ પથ્યાપથ્ય જેને દેશી વૈદ્યો પરેજી કહે છે તેની ખાસ કાળજી રાખવી પડે છે.

**પથ્ય**—એટલે લેવાલાયક અને વર્તવાલાયકઃ પૌષ્ટિક ખોરાક, જવ, ઘઉં, જૂના ભાત, સાઠી ચોખા, મગની દાળ, મસૂરની દાળ, પરવર, દૂધી, સક્કરજન, દાડમ, દ્રાક્ષ, કેળાં, આંબળાં, કેરી, શેરડી, જાંબુ, ખજૂર, બકરીનું તથા ગાયનું દૂધ, હળદર, જીરૂ, તાજું ઘી, ઠંડું પાણી વગેરે હિતકારક અને પથ્ય છે.

**કુપથ્ય**—તજવા લાયકઃ દિવસની નિદ્રા, રાતનું જાગરણ, વધારે મજૂરી, મહેનત, ઉપવાસ, વારંવાર જમવું, તડકામાં રખડવું, ક્રોધ કરવો કે બાળબચ્ચાં ઉપર ચીડાવું, શોક કરવો કે મરનારની પાછળ છાજીયાં લેવાં, મૈથુન, ચૂલા પાસે બેસી વધુ વખત રાંધવું, ભજીયાં, કાંદા, દારૂ, માછલી, માંસ, તમાકુ, સીગારેટ, અથાણાં, રાયતાં, વેંગણ, ગોળ, ખાટું દહીં, ભૂસું, ચેવડો વગેરેનો ત્યાગ કરવો જોઈએ.

જુદી જુદી પ્રકૃતિના ભેદથી ઉપર પ્રમાણે ઔષધોપચાર શ્વેત પ્રદર માટે બતાવી દીધા પછી એક મહાન પ્રયોગ કે જેમાં અમને પંચાણુ ટકા સફળતા મળી છે તે કેળાપ્રયોગ સંબંધમાં ચર્ચા કરવાનું અને આ વ્યાધિ માટે એ પ્રયોગ બતાવવાનું આવશ્યક લાગે છે.

શ્વેત પ્રદર માટે કેળાપ્રયોગ જ શા માટે? બીજાં કોઈ ફળો નહિ, ને એ ફળ શા માટે? એવો પ્રશ્ન સહેજે ઉદ્ભવે છે. તે માટે

જણાવવું જોઇએ કે હિંદમાં મળતાં અનેક ફળોમાં કેળાં કે જેને સંસ્કૃતમાં 'રંભાફળ' કહેવામાં આવે છે તે સર્વશ્રેષ્ટ વસ્તુ છે. રંભા જેમ દેવલોકમાં ઇંદ્રની સર્વ રીતે પ્રિય અપ્સરા છે, તેમ પૃથ્વીમાં–ભારતવર્ષમાં રંભા (કેળ) એક અલૌકિક અને બહુ ગુણકારી પ્રિય પદાર્થ છે. શ્વેત પ્રદરની અંદર જ્યારે શરીરમાંથી ચોક્કસ પદાર્થોનો ક્ષય થાય છે અને એ પદાર્થો દવા રૂપે કે ખોરાક રૂપે શરીરમાં ભરવા પડે છે, તેવા પદાર્થોમાં કેળાં એ બધામાં અગ્રસ્થાન ભોગવે તેવી વસ્તુ છે. એટલે શરીરને જ્યારે પોષક તત્ત્વની જરૂર પડે છે અને જ્યારે પ્રદરથી સ્ત્રીનું શરીર ઘસાવા લાગ્યું હોય છે, ત્યારે કેળાં અમૂલ્ય ખાદ્ય વસ્તુ તરીકે પ્રયોગના રૂપમાં આપવામાં આવે છે તો શરીર ઉપર તેની સુંદર અસર થતી જોઇ છે. કારણ કે તેમાં સહેલાઇથી પચી શકે તેવો કાર્બોહાઇડ્રેટ સારા પ્રમાણમાં છે. તેની સાથે તેમાં ખનીજ પદાર્થો પૂરતા પ્રમાણમાં છે. રાસાયનિક રીતે તપાસ કરતાં કેળાંની અંદર પાણી, પ્રોટીન, ચરબી, ખનીજ તત્ત્વો, રેસા, સાકર, કેલસ્યમ એમ મળી આવે છે. જો કે તેની અંદર સાકર, કેલસ્યમ અને ખનીજ તત્ત્વો મોટા પ્રમાણમાં છે.

શ્વેત પ્રદરવાળી સ્ત્રીઓને પ્રદર રોગોમાં જ્યારે કેલશ્યમ અને ખનીજ ઓછાં થયેલાં હોય છે ત્યારે ડાકટરો તેમાં 'કાલઝાના' અને વૈદ્યો પ્રવાલપીષ્ટિ અને ગોદંતી આપવા ભલામણ કરે છે. તેને લોહ અને તામ્રની ખાસ જરૂર હોય છે, ત્યારે કેળાં આપવાથી નીચેના ટકા પ્રમાણે ખનીજ કેળાંમાંથી મળે છે.

| | |
|---|---|
| કેલશ્યમ | ૦.૦૦૯ |
| ક્લોરીયન | ૦.૧૨૫ |
| તાંબુ | ૦.૦૦૦૨ |
| લોહ | ૦.૦૦૦૬ |
| મેગ્નેશીયમ | ૦.૦૨૮ |

મેન્ગેનીઝ............૦.૦૦૮
ફોસફરસ............૦.૦૩૧
પોટેશીયમ..............૦.૪૦૧
સીલીકા. ............૦.૦૨૪
સોડીયમ ............૦.૦૩૫
ગંધક............ ૦.૦૧

ઉપરનાં તત્ત્વો કેળાંમાં ખાસ રહેલાં છે. કેલસ્યમ અને મેગનેસ્યમનું પ્રમાણુ સારી રીતે કેળાંમાં હોવાથી, શ્વેત પ્રદરવાળી સ્ત્રીના શરીરમાં પિત્ત વધી જઈ હાથ પગમાં દાહ અને શરીરમાં ખોટી ગરમી વધી રહી હોય છે તેમાં કેળાંનો ઉપયોગ કરવાથી પિત્તનું શમન કરે છે. કારણુ કે કેળાં પિત્તશામક છે. વળી કેળાંમાં રહેલાં તત્ત્વોમાં લોહી બનાવવાનો ઉંચો ગુણુ છે. લોહીની અછત-વાળાં બાળકોને દરરોજ સવારના નાસ્તામાં કેળાં અને દૂધ આપી અમે સાબિત કર્યું છે કે તે લોહી જલદી બનાવી શકે છે. તેમાં રહેલાં તાંબુ, લોહ, અને મેન્ગેનીઝ, હીમોગ્લાબીન જેટલું જ સરસ કામ કરે છે. શ્વેત પ્રદરવાળી સ્ત્રીઓ શરીરે ફીક્કી પડી ગઈ હોય છે, કીડની દોષિત બને છે અને આલ્બ્યુમીન ઓછું થયેલું હોય છે, ત્યારે પણુ કેળાં તે તત્ત્વો પૂરાં પાડે છે. વળી વીટામીનની દૃષ્ટિએ એ. બી. સી. ડી. એ ચારે પ્રકારનાં વીટામીનો પૂરતા પ્રમાણુમાં તેમાંથી મળી આવે છે.

કેળાંમાં આટલાં ઉંચા પ્રકારનાં રહેલાં પોષક તત્ત્વો છે કે જે બીજાં ફળોમાં ભાગ્યે જ મળે છે અને જે તત્ત્વો પ્રદર અને પ્રમેહ જેવાં ઉષ્માજન્ય દરદો માટે જરૂરી છે. આ કેળાંને પ્રયોગ રૂપે આપ-વાનો અખતરો શરૂઆતમાં અમે પંદર વર્ષ પહેલાં કરેલો. આયુર્વેદમાં કેળાંપ્રયોગ માટેની કે આધુનિક વૈદ્ય સંપ્રદાયમાં પણુ કેળાંપ્રયોગ માટેની વ્યવસ્થિત યોજના ક્યાંય જોવામાં આવી નહોતી. હા, કેટલાક વૈદ્યો પ્રદર–પ્રમેહનાં દરદીઓને દવા આપતા, તેમાં જેમ મધનું, માખ-

ણુનું જુદું જુદું અનુપાન અપાય છે, તેમ કેળાંનું અનુપાન આપતા. પરંતુ પ્રયોગરૂપે કેળાં ખવરાવીને અથવા દવા સાથે કેળાં આપીને આ વ્યાધિ મટાડવાના પ્રયોગની શરૂઆત તો પ્રથમ અમેજ કરી છે. તે એ કે દર વરસે કેળાંનો પ્રયોગ કરવો, અને શ્રાવણ માસથી આરંભીને આશો માસની અમાસ સુધીના ત્રણ મહિનાની ઋતુમાં એ પ્રયોગ કરવાનું વિશેષ હિતકર જણાએલું. કારણ કે શ્રાવણ અરધો ઉતર્યા પછી પિત્તઉદ્‌ભવની ઋતુ શરૂ થાય છે અને ભાદરવાની ગરમી જ્યારે મગજ ઉપર દોડી રહી હોય છે ત્યારે કેળાં શરીરને માટે વધુ હિતકર બને છે. તેની સાથે લીલી છાલનાં કેળાં જેને દેશી કેળાં કહેવામાં આવે છે તેની મોસમ પણ શરૂ થાય છે અને તે હરેક જગ્યાએ છૂટથી સસ્તાં અને સારાં એ વખતે મળી શકે છે.

કેળાં તો જો કે દરેક ઋતુમાં મળે છે, પરંતુ ફળો પણ ઋતુને અનુકૂળ અને પ્રતિકૂળ હોય છે. શ્રાવણ–ભાદરવાની પિત્તની ઋતુમાં કેળાં લગભગ હરેક માનવીને સારી રીતે પચી શકે છે અને શરીરમાં ગુણ પણ સુંદર કરે છે. ઉત્તર હિંદુસ્તાનમાં કેળાંની દાક્ષાઇ, મરતમાન, ચાંપા, કાન્તાલી, રામકલા, એમ જુદી જુદી અનેક જાતો થાય છે. ગુજરાતી ભાષામાં સોનેરી, કોકણી, મોસમી, દગડી, લીલી છાલ, એ નામથી વેચાય છે. હરેક જાતનાં કેળાંમાં રહેલાં તત્ત્વો સમાન નથી. પરંતુ બધી જાતોમાં અમને વધુ ઉપયોગી, અસરકારક, સાકર (ગ્લુકોઝ) જેમાં વિશેષ છે તે લીલી છાલનાં લાગ્યાં છે. તેની મોસમ ખાસ શ્રાવણ મહિનામાં શરૂ થાય છે અને તેનો મોટો પાક વસાઇ (જી. થાણા) અને તેની આસપાસના પ્રદેશમાં થાય છે. તે કેળાં પ્રયોગના રૂપમાં વાપરવામાં વધુ સુંદર જણાયાં છે.

જો કે તે પચવામાં ભારે છે એવી લોકોક્તિ સંભળાય છે, પરંતુ અમારા માનવા પ્રમાણે એ સમજણ ગેરવાજબી છે. બીજા પદાર્થો કરતાં કેળાં પચવામાં ભારે નથી, બલકે તેની અંદર 'કાર્બોહાઇડ્રેટ'

સારા જથ્થામાં હોવાથી તે જલદી પચી જાય છે. ખરી રીતે કહીએ તો આપણા દેશની કેળાં ખાવાની પદ્ધતિ જ વખાણવા લાયક નથી.

જ્યારે કોઇ પણ પદાર્થ નવો હાથમાં આવે ત્યારે લોકો એક સામટી તેના ઉપર તડી બોલાવી નાંખે છે. કેળાંની લૂમ ઘરમાં આવતાં એકી સાથે પહેલી જ વાર પાંચ સાત કેળાં ઝાપટી જનારને એ પચે નહિ તે સ્વાભાવિક છે. કોઇ પણ પદાર્થ હદ કરતાં અથવા તેના પ્રમાણ કરતાં વધુ અકરાંતીઆ થઇને લેવામાં આવે તો તે પચે નહિ એ દેખીતું છે. પરંતુ કેળાં જેવી ઉમદા વસ્તુને પ્રમાણસર અને માફકસર લેવાય તો કેળાં હરેક પ્રકૃતિના આબાલવૃદ્ધને પચે છે. એટલું જ નહિ પણ તે મૂત્રાશય (કીડની) અને મગજને ભારોભાર ગુણ કરે છે. જે બાળકો શરીર લેતાં નથી અને યાદશક્તિની ખામીવાળાં તથા ચીડીયાં સ્વભાવનાં-બોદાં રહે છે, તેવાં સેંકડો બાળકોને શ્રાવણ મહિનાથી શરૂ કરી આશોની અમાસ સુધી, દરરોજ એક કેળાને પાવલી-ભાર અથવા અરધાભાર ઘીના ઘીમાં લપેટી ઉપર અરધો તોલો એલચીદાણા ભભરાવી, હમેશાં સવારમાં આપવાનો પ્રયોગ અમે કર્યો છે. દવામાં અંધશ્રદ્ધાવાળા કેટલાંક માબાપો એમ માનતાં હોય છે કે દવા આપો તો જ બાળકનું શરીર વળે. તેમને ખુશ રાખવાની ખાતર કેળાં લેવાનાં હોય ત્યારે અમે 'ગોદંતી'નું પડીકું સાથે બાંધી આપીએ છીએ. પરંતુ જ્યારે નિયમિત બાળકો ત્રણ મહિના કેળાં લે છે ત્યારે તેમનાં શરીર અને મગજની ખીલાવટ કોઈ ઓર જ થઈ જાય છે. એથી આ પ્રદરના પ્રકરણમાં જ નાનાં બાળકોનાં માબાપોને એક સલાહ આપવાનું દિલ થઈ જાય છે કે તમારાં બાળકોને જ્યારે ડૉક્ટર કેલશીમ વધારવા અને શરીર તથા મગજ ખીલવવા, કાલઝાના લખી આપે ત્યારે તમે જરૂર કેળાં શરૂ કરજો.

જેમ સ્ત્રીઓના પ્રદરમાં કેળાં અથવા કેળાપ્રયોગ અત્યંત ગુણકારી નીવડયો છે, તેમ પુરુષોને થતા પ્રમેહ (પરમા)ના વ્યાધિમાં પણ તે ઉમદા ગુણકારક જણાયેલ છે. પછી એ પરમો ગમે તેટલો

જૂનો હોય અથવા નવો થયો હોય. એને પણ પ્રયોગના રૂપમાં મૂકી દેવાની યોજના કરી છે. છતાં આ વિષય સ્ત્રીઓ પુરતો જ હોઇને પુરુષોના પ્રમેહ અને કેળાં પ્રયોગના વિષયને આપણે અત્યારે નહિ સ્પર્શીએ.

અમને તો ચોક્કસ જણાય છે કે શ્રાવણ મહિનો આવતાં પ્રદરવાળી બહેનો હાથથી જ જાતે કેળાપ્રયોગ કરે તો એમને કોઈ વૈદ્ય-ડાકટરની જરૂર નહિ પડે અને શરીર પોતાની મેળે સુધારી શકાશે. એ ખાતર કેળાં કેવી રીતે લેવાં, તેની સાથે કઈ જાતની દવાઓ લેવી, પ્રયોગની રીત અને પ્રયોગ કરવાની મુદ્દત તથા તેમાં લેવી પડતી દવાઓ જે પોતાના હાથે બનાવી શકાય છે તે હવે પછી તદ્દન સ્પષ્ટપણે કોઈ પણ જાતનો ગુરૂભેદ રાખ્યા સિવાય બતાવી આપીશું.

એ સાથે અમારે એ પણ જણાવવું જોઈએ કે કેળાપ્રયોગ એ અમારો ખાસ પેટંટ પ્રયોગ છે. અર્થાત્ અમોએ વર્ષોથી એ પ્રયોગ કરાવવાની પદ્ધતિ જાહેરમાં મૂકી છે અને દર વરસે ત્રણસો દરદીઓ કેળાપ્રયોગ માટે લેવાય છે. એ યજ્ઞના રૂપમાં ત્રણસો દરદીને દવાઓ પૂરી થાય છે. દવાના બદલામાં લેવાનાં નાણાં માત્ર જાહેર ખબર અને દવાનાં ખરચ પૂરતાં જ હોય છે. તેમાં લેશ પણ નફો રાખવામાં આવેલો નથી, જેનો હિસાબ અનેક વખત ખુલ્લો મૂકયો છે. આ રીતની અમારી ભાવનાને ધંધાનું સ્વરૂપ આપવા ખાતર ઘણા ધંધાદારીઓ જ્યારે 'કેળાપ્રયોગ'ની નકલ કરવા તૈયાર થતા જણાયા ત્યારે અમારે 'કેળાપ્રયોગ' એ શબ્દ અને ડીઝાઇન ગવર્મેન્ટમાં પેટંટ કરવી પડી છે. એટલે આ પછી બતાવવામાં આવશે એ પ્રયોગ હરેક માનવી પોતે જાતે કરે, વૈદ્ય મહાશયો પોતાનાં દરદીઓને આ પદ્ધતિથી પ્રયોગ કરાવે તેમાં અમને જરાએ વાંધો નથી. પરંતુ 'કેળાપ્રયોગ'ની જાહેરાત કરીને સમાજનું ધન હરવાની વેપારી પદ્ધતિ અંગીકાર ન કરે એ અમે તેમના ખ્યાલ ઉપર મૂકીએ છીએ.



# પ્રકરણ ૪૨મું

## પ્રદરનિવારણ યજ્ઞ–કેળાપ્રયોગ

કોઈ પણ ક્રિયા સતત, અવિછિન્ન અને એકધારી આરંભથી અંત સુધી કરવામાં આવે તેને આપણે પ્રયોગ કહી શકીએ. આવા પ્રયોગો જેમ ઉપાસનાને અંગે ભક્તિના અને કર્મકાણ્ડને અંગે અનુ-ષ્ઠાનના થાય છે, તેમ આરોગ્યને ખાતર વ્યાધિનિવારણના પણ થાય છે. શરીરને નીરોગી બનાવવા માટે ભગવાન ધન્વંતરીની કૃપાથી અને એમણે ઉપદેશેલા શરીરસ્વાસ્થ્યના મહામૂલા મંત્રમાંથી જ રૂપાંતર પામીને આવા પ્રયોગો બહાર આવે છે. તેમાં વિધાયકની આત્મ-શક્તિ પણ ભરેલી હોય છે. એટલે કેળાપ્રયોગ અથવા પ્રદરનિવારણ યજ્ઞનો હું વિધાયક છું અને મારી બુદ્ધિને આયુર્વેદરૂપી સરાણ ઉપર મૂકી, આ પ્રયોગરૂપી હથિયાર મેં જગતની સામે મૂક્યું છે. તેમાં મારે કાંઈ અભિમાન લેવાનું નથી, અને હું લેતો પણ નથી. માત્ર આત્મસંતોષ અને એક પ્રકારનું ગૌરવ મને જરૂર ઉપલબ્ધ થાય છે કે એક નવીન થીયેરી હું મારા બુદ્ધિના બળથી, અનુભવના જ્ઞાનથી દુનિયાને આપવા શક્તિમાન બન્યો છું.

ભલે દુનિયા ઉપર નીકળતી અનેક થીયેરીના ઉત્પાદકો અને આજના સાયન્સના ઇજારદારોને એ માટે પ્રશંસાનાં પુષ્પો ચઢાવવામાં આવે. મને એવાં પુષ્પોની બહુ તમન્ના નથી. હું તો એ જોવા માગું છું કે મારાં હિંદનાં બાળકો હિંદમાં પેદા થતા અનેક પદાર્થોમાં રહેલી રોગહરા શક્તિને સમજતાં થયાં છે–પોતે પોતાના આંગણે ઉત્પન્ન થતી ઔષધી પોતાના જ હાથે વાપરી–વપરાવી, રોગરહિત અને આયુષ્યમાન બની શકે છે.

મારો અવાજ જગતના છેડા સુધી કદાચ હું નહિ પહોંચાડી શકું. કારણ કે મારા અવાજની પાછળ એવું જોરાવર પીઠબળ નથી.

હું જોઉં છું કે જેને મારા કહી શકું એવા ઘણાઓને આજે હિંદી મીટાવી, અર્ધહિંદી બનાવી મૂકયા છે. એવા ભાઇઓને દેશી માણસની વાત, દેશી દવા અને દેશી થીયેરી આંખના પાટા જેવાં લાગે છે. કારણ કે તેમની બુદ્ધિમાં ભ્રમ પેદા થયો છે. એક તરફ એવા હિંદ-ઉદ્ધારકો દેશને સ્વાવલંબી બનાવવાના બહાના તળે દેશભક્તો બની જગતને છેતરે છે, બીજી તરફ દેશીને ઠોકરે ચઢાવી, નાકનું ટેરવું દબાવી રાખે છે, કે કદાચ દેશમાં બનતાં સુંઠ–મરીની એમને વાસ આવી ન જાય ! પ્રભુ એમને સદ્‌બુદ્ધિ આપો.

વાત વાતમાં કડવી ટીકાઓ હું કરતો રહ્યો છું અને કરીશ. મને પણ કડવો અનુભવ થયો છે અને થતો રહે છે. એ મારી કલમદ્વારા હું આલેખું છું. જે દિવસે એમનાં જ્ઞાનચક્ષુઓ ખુલશે અને સત્ય સમજાશે ત્યારે હૃદયપલટો થશે જ. કારણ કે સત્ય એ મહાન છે, ત્રિકાલાબાધિત છે, અને વળી અવિનાશી છે.

હવે પ્રદરવાળી હરકોઈ બહેનને કેળાપ્રયોગ કરવાની ઇચ્છા થાય ત્યારે એ પ્રયોગનો તેમણે બરાબર શ્રાવણ માસના સુદી પડવાથી પ્રારંભ કરવો, અથવા શ્રાવણ, ભાદરવો અને આશો–એ ત્રણ માસના નેવુ દિવસમાં કોઈ પણ દિવસે પ્રારંભ કરવો. પરંતુ એ ખ્યાલમાં રાખવું જોઇએ કે એ પ્રયોગનો છેલ્લો દિવસ આશો વદી અમાસનો જ આવે. અર્થાત્ દીવાળીને દિવસે આ પ્રયોગ પૂરો થવો જ જોઇએ.

અમે તો સામાન્ય રીતે ૨૧ દિવસનો પ્રયોગ રાખ્યો છે. પરંતુ જૂના પ્રદરના વ્યાધિમાં ઘણી વખત એક મહિનો, દોઢ મહિનો અને બે બે મહિના સુધી પણ આ પ્રયોગ લંબાવવો પડે છે. એટલું ખરૂં કે આ પ્રયોગથી પ્રદરનો વ્યાધિ નાબૂદ થાય છે, એ પંચાણુ ટકા હિંમતપૂર્વક આજસુધીમાં પ્રદરને અંગે કેળાપ્રયોગમાં બે હજાર દરદીની થયેલી નોંધથી હું કહી શકું છું.

**કેળાં**—અગાઉ જણાવી ગયા છીએ એ લીલી છાલનાં દેશી કેળાં લેવાનાં છે. પરંતુ એ કેળાં બિલકુલ કાચાં નહિ હોવાં જોઇએ.

અર્થાત્ ગળેલાં, નરમ અને સ્વાદમાં મધુર એવાં કેળાં બે ત્રણ ડઝન લાવી રાખવાં અને જેમ જેમ પાકતાં જાય તેમ તેમ તેનો ઉપયોગ કરવો.

દવામાં સવારમાં ફક્ત એકથી બે કેળાંનો જ ઉપયોગ કરવાનો હોય છે. નબળી પ્રકૃતિ તથા મંદાગ્નિવાળી સ્ત્રીઓ બે કેળાંથી વધુ પચાવી શકતી નથી. કારણ કે કેળાં સાથે ખોરાક પણ લેવાનો છે. એ ખોરાકમાં કઠોળ, તેલ, મરચાં, બજારૂ મિઠાઈ, બધી જાતનાં અથાણાં તથા તળેલા (તેલમાં) પદાર્થને બાદ કરીને રોટલી, રોટલા, પૂરી, દાળ (મગ અથવા તુવેર), શાકમાં કોબીજ, ફુલાવર, દૂધી, પરવર, ટામેટાં, સૂરણ, કોળું, વગેરે શાકો તેલ મરચાં વગરનાં અથવા તદ્દન ઓછાં તેલ મરચાંવાળાં, ખટાઈમાં લીંબુનો રસ અને ક્યારેક કોકમ, ખીચડી, દૂધ, તાજા દહીંની છાશ, ફળમાં મોસંબી, કેરી, દ્રાક્ષ, દાડમ, મીઠાં સંતરાં, આટલી જાતનો ખોરાક અને તેની સાથે ઘી, માખણ પચે તેટલાં રૂચી પ્રમાણે આપવાં. ખોરાકમાં રોટલી સાથે સારી પાચનશક્તિવાળી સ્ત્રી એકાદ કેળાને છુંદી તેમાં થોડું ઘી નાંખી ખાઈ શકે. તેમાં સાકર કે ખાંડ લેવી નહિ જોઈએ.

દવાઓમાં પ્રથમ દરરોજ કેળાં સાથે સવારમાં દવા લેવાની હોય છે. એ દવાનો કોર્સ નીચે પ્રમાણે છે:

[૧] મુશળી તો. ૪, કમળકાકડી તો. ૪, આકન તો. ૩, સતાવરી તો. ૩, એલચી તો. ૧, ચોપચીની તોલો ૧.

એ ૭ ચીજોને ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. આટલી દવા ૨૧ દિવસ માટેની છે. જેમને વધુ દિવસ સુધી પ્રયોગ લંબાવવો હોય તેમણે તેનું પ્રમાણ ઉપરના નિયમે વધુ લેવું. પરંતુ ઉપરના તોલ માપની દવા એકત્રિત કરવી. એ એકંદર થયેલા ૧૬ તોલા ચૂર્ણમાંથી દરરોજ પોણો તોલો ચૂર્ણ વાપરી શકાય. તે એકવીશ દિવસ ચાલશે.

દરરોજ સવારમાં પાંચ વાગે અથવા છ વાગે એક પાકેલું કેળું લઇ તેને છાલ સોતું ચીરી નાંખવું અને તે ચીરો પહોળો કરી ઉપરનું ચૂર્ણ પોણો તોલો અંદર ભરી દેવું. એક કેળામાં પોણો તોલો દવા મુશ્કેલીથી ભરાય છે. એટલે કેટલીક વખત દોઢ કેળું અથવા બે કેળાનો દવા ભરવા માટે ઉપયોગ કરવો પડે છે. એ રીતે દવા કેળામાં ભરી તેને એક દોરાથી વીંટી લઈને એવી જગ્યાએ મૂકવું કે જ્યાં જીવાત ન લાગે, તેમ જ જંતુઓ—માખી મચ્છર ન અડકે તેવી રીતે મૂકવું. મને તો એક થાળીમાં કેળું મૂકી તેની ઉપર ચારણી ઉંધી ઢાંકી દેવી તે વધારે ઠીક લાગે છે.

ઓછામાં ઓછા બે કલાક એ રીતે દવા ભરેલું કેળું રહેવું જોઇએ. ઘણી વખતે તો રાત્રે કેળામાં દવા ભરીને દવા સાથેનું કેળું અગાસીમાં રાખવા માટે સૂચના આપું છું. પરંતુ રાત્રિભર કેળાને રાખી મૂકવું અને તે પણ ખુલ્લી અગાશીમાં, તેથી જીવજંતુ તેને લાગી જવાની દહેશત રહે છે. એટલે ઉપર મુજબ બે કલાક રાખવાનું ઠીક લાગ્યું છે. બે કલાક સુધી રાખવાથી દવાનો કેળાના રસની સાથે બરાબર સંયોગ થઇ જાય છે.

સવારે સાત વાગે નિત્યકર્મથી પરવારી પ્રદરવાળી સ્ત્રીએ પ્રથમ સદરહુ કેળું જેમાં દવા ભરાઇ છે તે ખાવાનું છે. પ્રથમ કેળા ઉપરની છાલ દૂર કરી દવા સાથે ધીરે ધીરે કેળું ખાવા લાગવું. જરાયે ઉતાવળ કર્યા સિવાય ચાવીને કેળું અને દવા ખાઇ જવાં. જો કે કેળાંની સાથે દવાઓ છે તેથી મનગમતો સ્વાદ નથી હોતો. પણ તેનામાં અપૂર્વ અને અમૃત સમાન ગુણ છે એમ દિલથી માનીને ખાવાથી ખવાઇ જશે. બહેનો જીહ્વાસ્વાદમાં બહુ લાચાર હોય છે. અમુક વસ્તુ ભાવતી નથી, એવી ફરિયાદો તો મારે કાને સેંકડો વખત અથડાઇ છે. પરંતુ મારી વાણીમાં પણ રૂચી પેદા કરનાર મીઠાશ હોઇને, મેં નથી ભાવતાંને ભાવતું અનેક વખત કરી બતાવ્યું છે.

સવારની દવામાં કેળું અપાય છે. કેળું લીધા પછી જો કોઈ પીણાની ટેવ હોય તો દૂધને ગરમ કરી, ઠંડું કરી, તેમાં સાકર-એલચી નાંખી પાશેર અથવા અરધો શેર લેવું વધારે સારૂં છે. પરંતુ જેમને ચહા પીવાની વર્ષો થયાં ટેવ હોય અને એ વ્યસન છૂટી શકે તેમ ન હોય એટલું નબળું મન હોય, તેમણે માત્ર દૂધની ચહા એક ગ્લાસ ઉપરની દવા લીધા પછી લેવી.

સવારે લીધેલા કેળા સાથેની દવાઓ એ એક ખોરાક જેટલી જ પચવામાં સમય લેનારી વસ્તુઓ છે. એટલે સવારે કોઈ પણ જાતનો નાસ્તો ન લેવો જોઈએ. બપોરનો ખોરાક બાર વાગ્યાની આસપાસ લેવાથી હરકત નથી આવતી. ખોરાક લીધાને બે કલાક વીતી જાય એટલે લગભગ દોઢ કલાક બાદ એક દવાનું પડીકું લેવાનું હોય છે. તેની અંદર નીચેની દવાઓ હોય છે :

(૨) ગળોસત્વ રતી ૩, ગોદંતી હરતાલ રતી ૩, પ્રવાળપીષ્ટિ રતી ૧॥, સુવર્ણમાક્ષિક ભસ્મ રતી ૧॥, મંડુર રતી ૧॥.

બધી દવા ઉપરના માપથી લઈ તેનું પડીકું બનાવવું. તે પડીકું ચોખાના ધોવરામણ તો. ૦॥ તથા મધ તો. ૦। સાથે મેળવી લઇ લેવાનું છે. કયારેક અતિશય તજાગરમીવાળી સ્ત્રીઓને માટે કમળનું કેશર રતી ૧ તથા મોતીની પીષ્ટિ રતી ૧ ઉમેરવી પડે છે; અને વાયુ પ્રકૃતિની સ્ત્રીને માટે શ્વેતાંમ ભસ્મ રતી ૧॥ અને અભ્રક ભસ્મ રતી ૧॥ ઉપરની દવામાં ઉમેરવી પડે છે. પરંતુ તેની અંદર વધુ પ્રમાણ તો ઉપરની દવાઓનું જ રહે છે.

(૩) સાંજની દવામાં ખાવાની ગોળીઓ અપાય છે. તેમાં ચંદ્રપ્રભા નંબર ૨ ની ગોળી કેડોના વધુ દુઃખાવાની બૂમો પાડનારને અપાય છે. કેટલીક સ્ત્રીઓ કે જેઓ વધુ નબળી તથા લોહીની ફીકાશવાળી હોય છે તેમને શંશમની નં. ૨ ની ગોળી અપાય છે. શરીર તપવાની અને જીર્ણ તાવની જેમની ફરિયાદ હોય છે તેમને શંશમની નંબર ત્રણની આઠ ગોળી અપાય છે.

એ રીતે ત્રણ જાતની ગોળીની યોજના સાંજે લેવા માટે રખાય છે. પ્રકૃતિની સમજ ન પડે તો પણ ત્રણ પૈકીમાં એકાદ ગોળી અપાય તો તેથી નુકસાન કોઈ પ્રકારનું થતું નથી.

(૪) રાત્રે સૂતી વખતે ગુહ્યભાગમાં પહેરવા માટે એક ગોળી આપવામાં આવે છે. તેની બનાવટ નીચે પ્રમાણે છે :

બાવળનાં પૈડાં (શીંગો થાય છે તે) તો. ૨॥, વાવડીંગ તો. ૧, વાપુંભા તો. ૧, ફુલાવેલ ફટકડી તો. ૦।, જસત ભસ્મ તો. ૦।, હીમેજ તો. ૦।.

બધી વસ્તુને ખાંડી અરણીના રસમાં ચણીબોર જેવડી ગોળી બનાવી, સુતી વખતે ગુહ્યભાગમાં પહેરવા આપવી અને સવારમાં કાઢી નંખાવવી.

સવારમાં સ્નાન કરતી વખતે સાધારણ ગરમ પાણીનો ડુશ લેવાની સૂચના આપવી. ડુશમાં કમારેક પોટાશ પરમેંગનેટ, ઝોંક, બોરીક, એમાંથી એકાદ પ્રમાણુસર નાંખી દેવામાં આવે છે.

આવી વસ્તુઓ ન મળે તો બાવળ, આવળ, બોરડી, જાંબુ, ઉંબરો, લીંબડો, એ પૈકીમાંથી ગમે તે ઝાડની છાલનો પાણીમાં ઉકાળો કરીને એ ઉકાળાનો ડુશ આપવામાં આવે છે, તો પછી પોટાશ પરમેંગનેટ જેવી વિદેશી દવાની જરૂર રહેતી નથી.

(૫) આ વ્યાધિમાં ઝાડાની કબજીઆત ઘણીખરી સ્ત્રીઓને હોય છે જ. એટલે રાત્રે તેને દસ્ત સાફ લાવે એવી દવાની જરૂર હોય છે; અને એ માટે ઘણું કરીને ત્રિફળાં અથવા હરડે આપવામાં આવે છે. તે ૦। તોલો પાણીની સાથે લેવાથી સવારમાં દસ્ત સાફ આવી જાય છે. ત્રિફળાં અને હરડેમાં દસ્ત લાવવાનો ગુણ છે, એટલું જ નહિ પરંતુ પ્રદરને નાબૂદ કરવામાં પણ એ મદદ કરે છે. કારણ કે એ પદાર્થો

ઉષ્ણતાને નાબૂદ કરી નાંખે છે. કદાચ ત્રિફળાં અથવા હરડેથી દસ્ત ન આવે અને કબજીયાત રહ્યા જ કરે તો નીચેની ફાકી વધુ અનુકૂળ બને છે.

મીંઢીઆવળ તો. ૧૦, હરડે તો. ૫, સુવા તો. ૨ાા, તુલશીનાં પાન તો. ૧ાા, બતાવેલા વજને ખાંડી, પાઉડર કરી, રાત્રે સૂતી વખતે પાવલીભાર ફાકી આમાંથી આપવી. એટલે એક દસ્ત બરાબર થાય છે. આ ફાકીથી વાયુ થતો નથી અને આંકડી પણ આવતી નથી. તેમ જ તે પાચક અને રેચક ગુણ ધરાવે છે.

પ્રયોગ દરમ્યાન કેટલીક સ્ત્રીઓને વાયુ જેવું જણાય છે. એટલે ઓડકાર આવવા અને પેટમાં દબદબો રહેવો તથા પેડુનો ભાગ ભારે લાગવો—આવું ખાસ કરીને વાયુપ્રધાન પ્રકૃતિવાળી સ્ત્રીઓને જણાય છે. તેમને માટે જમ્યા પછી હિંગાષ્ટક અથવા લવણભાસ્કર લેવાની સૂચના આપવી પડે છે. કયારેક ગંધકવટી અથવા શંખવટી અપાય છે. (ગંધકવટી અને શંખવટી ગોળીઓનો પાઠ 'રખે વહેમાતા' પુસ્તકમાં જોઈ લેવો) તેથી મંદાગ્નિ દૂર થાય છે અને ખોરાક પણ પચે છે.

પ્રયોગ શરૂ કર્યા પછી અગિયાર દિવસે તેની અસર જણાવા લાગે છે: આવતો પ્રદરનો પ્રવાહ ઓછો થાય છે અને ધાટા મળગુગળા બલગમને બદલે પાતળું પ્રવાહી આવે છે. પછી તેનું પ્રમાણ ઘટતાં ઘટતાં તદ્દન ઓછું થઈ જાય છે. સાથે ગુપ્ત અવયવ મજબૂત અને સંકોચાયેલું બને છે, ઢીલા પડેલા સ્નાયુઓ મજબૂત બને છે અને ગર્ભાશય સમતોલ અવસ્થામાં આવી જાય છે. તેની અંદર આવેલો સોજો ઓછો થઈ નાબૂદ થાય છે. એને લઈ અટકાવ પણ નિયમિત આવવા લાગે છે.

ઘણી સ્ત્રીઓને ૨૧ દિવસમાં સારૂં થઈ જાય છે ત્યારે કેટલાક કેસોમાં ૪૨ દિવસ અને ૫૩ દિવસ સુધી કેળાપ્રયોગ લંબાવવો પડે છે. વધુમાં વધુ ૬૩ દિવસનો પ્રયોગ છે.

જેઓ પ્રયોગ દરમ્યાન પૂર્ણ બ્રહ્મચર્ય રાખી નથી શકતાં તેઓને લાભ ઓછો થાય છે. કારણ કે દવાઓ સ્થાનિક ભાગ રૂઝવે છે, જ્યારે સમાગમને અંગે ઘર્ષણ થવાથી ફરી એ ભાગ ઉછળી જાય છે. એથી અમે તો પ્રયોગવાળી સ્ત્રીને પતિથી જુદા રૂમમાં સૂવાની સૂચના આપીએ છીએ. અર્થાત્ પતિ ને પત્નીએ અલગ અલગ રૂમમાં સુઈ વચમાં દરવાજા ઉપર સાંકળ લગાવી દેવી. કારણ કે અગ્નિ અને ઘી સાથે રહેવાથી ઘી પીગળ્યા વગર રહેતું નથી.

આ કેળાપ્રયાગમાં અમે કોઈ પણ જાતનો ગુરૂભેદ રાખ્યા સિવાય સાદ્યંત સંપૂર્ણ અને છૂટથી લખી નાંખ્યું છે. અંદર બતાવેલી દવાઓ માંહેનો દરેક પદાર્થ શરીર અને ગુપ્ત અવયવો ઉપર કેવી અસર નીપજાવે છે, તેમ જ સ્નાયુમંડળ અને શરીરના ગ્લેન્ડઝ ઉપર ચોપચીની અને આહનની કેવી ચમત્કારિક અસર થાય છે તે જો લખીએ તો કેળાપ્રયોગનું જ એક સ્વતંત્ર પુસ્તક લખાય. એને માટે અહીં સ્થાન નથી. એટલે અમે માત્ર એટલું જ કહીએ છીએ કે કેળાપ્રયોગનાં ઔષધોની યોજના અમે ખૂબ વિચારણા, અન્વેષણ અને અનુભવથી રજુ કરી છે. આ કોઈ શાસ્ત્રનો વૈદકીય પાઠ નથી પરંતુ અમારી પોતાની યોજના અને વિચારવિનિયમનું પરિણામ છે.

તેમ જ અંદર બતાવેલાં ઔષધો અઘરાં કે ન મળી શકે તેવાં પણ નથી. સહેલાઇથી મળી શકે અને બની શકે તેવાં સુલભ ઔષધોની આ યોજના છે. અમે ઇચ્છીએ છીએ કે હરકોઈ પ્રદરથી પીડાતી બહેન આ પ્રયોગ કરી તંદુરસ્ત અને સુખી બને કે જેથી અમારો પરિશ્રમ સફળ થાય.



# પ્રકરણ ૪૩મું

## યોનીકંડુ

**શરૂઆતમાં** નજીવો લાગતો પરંતુ ધીરે ધીરે ઘર કરીને મહા ઉપાધિમાં મૂકી દેનાર સ્ત્રીઓને માટે યોનીકંડુ નામનો વ્યાધિ છે. ગુપ્ત ભાગના મુખ ઉપર ખજવાળ આવવી એ એની શરૂઆત છે. આ વ્યાધિ દેખાતી રીતે ચિંતા ઉપજાવે તેવો નથી, પરંતુ એ રોગના ભોગ થયેલાં દરદીઓ કઈ સ્થિતિએ પહોંચે છે તે મેં જોયું છે.

આ વ્યાધિ અમુક અવસ્થાવાળાને જ થાય છે એમ નથી; પરંતુ નાની બાળકીઓથી માંડીને હરેક ઉમરની સ્ત્રીઓને યોનીકંડુ થાય છે, અને તેથી તે દિવસમાં અનેક વખત ગુપ્ત ભાગને છૂપી રીતે ખંજવાળે છે તથા વ્યાધિને આગળ ધપાવે છે. શરીર ઉપર થતી દાદર અથવા ખરજવાના જેવી ખરજ આ વ્યાધિમાં પણ આવે છે. દરદીથી કોઈ પણ રીતે ખંજવાળ્યા સિવાય રહી શકાતું નથી. અને ખંજવાળ પછી તેમાં અસહ્ય બળતરા થાય છે, છાલાં પડી જાય છે, એ જગ્યા આળી અને લાલચોળ બની જઈ તેની ઉપર કપડાનો સ્પર્શ પણ સહન થઈ શકતો નથી. વળી છ આઠ કલાકે એ ભાગ સૂકો થાય છે અને પુનઃ ખંજવાળ આવે છે.

એક આઠ વરસની બલિકાને મારી બાજુના મકાનના ઓટલાની ઉભણી ઉપર આવી, હમેશાં થોડો પલાણી ગુપ્ત અવયવને ઘસતી મેં જોઈ છે. એ જ્યારે ઘસવા લાગતી ત્યારે એને એટલો તીવ્ર વવળાટ થતો કે આજુબાજુ જતા આવતા જોનાર માણસોની પરવા કર્યા વગર પંદર વીશ મીનીટ તે એમ કરતી.

એની માતાને બોલાવીને મેં એ દૃશ્ય એને બતાવ્યું. શારીરિક તપાસ કરતાં એને યોનીકંડુ વ્યાધિ જણાયો. એની પાછળ એ

છોકરીના પેટમાં કૃમી હતાં. એના પરિણામે એ પાંચ વરસની થઈ ત્યારથી જ આ પ્રમાણે હાથે અથવા જડવસ્તુથી ઘર્ષણ કરતી.

આગળ અમે જણાવી ગયા છીએ કે નાની છોકરીઓને સ્નાન કરાવતી વખતે ગુપ્ત ભાગ સ્વચ્છ કરવામાં નથી આવતો અથવા તે બાબત બરાબર શિખવવામાં નથી આવતી તો પણ આ વ્યાધિની બહુ નાના રૂપમાં શરૂઆત થાય છે. જે માતાને પ્રદર છે એના પેટે જન્મ લેનાર છોકરીઓને ઘણું કરી આવો ખંજવાળનો રોગ પ્રથમ શરૂ થાય છે અને ત્યારપછી પ્રદર થઈ આવે છે. દરરોજ નિશાળની છૂટીને વખતે ભૈયા પાસેથી ખૂબ મસાલેદાર ચટણી સાથે ભૂસું અને દરેક ખોરાકમાં રાઈવાળાં, સરસીયાથી તરબોળ અથાણાં ખાનાર છોકરીઓને પણ યોનીકંડુ શરૂ થાય છે અને વળી તે ઉપરાંત ઝાડાની હમેશની કબજીયાત આ વ્યાધિનાં બીજ વાવે છે.

મોટી ઉમરની સ્ત્રીઓ યોનીકંડુનાં કેટલાંક કારણો જાણતી હોતી નથી, એવાં નજીવાં કારણોમાંથી પણ આ વ્યાધિ થાય છે. દાખલા તરીકે ગુપ્ત ભાગ ઉપરની કેશભૂમિના બાલ કાઢવાને માટે બજારમાં મળતા બાલવિનાશક સાબુઓ—અત્યંત સસ્તા સાબુઓમાં ગંધકના તેજાબ જેવી દાહક દવાઓ હોય છે. એ દવાઓ બાલ કાઢી નાંખે છે, પરંતુ એ જગ્યાની ચામડીમાં ઝેર મૂકતી જાય છે. એથી પણ આવી અસર નિપજે છે અને ખરજ શરૂ થાય છે. જેમ પુરુષોને દાઢી ઉપર અસ્રાથી મુંડન કરતાં કોઈ વખત અસ્રાના ચેપથી દાઢી ઉપર ફોલ્લીઓ થઈને એવો ચેપ ફેલાય છે કે તે વરસો સુધી તકલીફ આપે છે, તેમ આવા બાલવિનાશક સાબુઓ પણ આના બે આનાની સસ્તી કિમ્મતના સ્ત્રીઓના શરીરમાં ચેપ દાખલ કરે છે. બીજા કારણ તરીકે પતિ સાથેના સમાગમ પછી પાણીથી ગુપ્ત ભાગ સ્વચ્છ બનાવવો જોઈએ. તે રીતે કેટલીક સ્ત્રીઓ વર્તન કરતી નથી અને સમાગમ-કાળમાં ઉત્પન્ન અને વહન થયેલા પદાર્થોને ગુપ્ત અંગ ઉપર ક્લાકો

સુધી લાગી રહેવા દે છે. તેમાંથી પણ કેટલીક વાર ખરજ ઉત્પન્ન થાય છે. પ્રદરવાળી સ્ત્રીઓને પ્રદરમાં વહેતો પદાર્થ કેટલીક વાર અત્યંત ઉષ્ણ અને દાહક હોવાથી ખરજ પેદા થાય છે. ઉપરાંત ચણીઓ બનાવવાનાં કપડાં રંગીન આવે છે. એ પૈકીમાં કેટલાંક કપડાંઓનો એવી જાતનો રંગ હોય છે કે તેનો સ્પર્શ પણ ખરજ પેદા કરે છે. ગુહ્ય અંગ ઉપર રહેતો ચણીઓ પસીનાને કારણે ભીંજાઇને તેમાંનો રંગ ગુહ્ય અવયવનાં છિદ્રો સાથે મળે છે અને ખરજ પેદા થાય છે. આવી ખરજને વૈદક શાસ્ત્રે **'યોનીકંડુ'** નામ આપેલું છે. આ રીતે તેનાં બાહ્ય કારણો છે. તદુપરાંત એ દરદ થવાનાં આંતરિક કારણો પણ છે. યુવાન કન્યાઓની કામની ભરતીની માત્રા જ્યારે વધી પડે છે ત્યારે તેના મદનાંકુર ઉશ્કેરાય છે અને નરમ ખુજલી પેદા થાય છે. એટલે ધીરે ધીરે તેમાંથી જ ખુજલી સાથે ઘણી વાર હસ્તમૈથુન શરૂ થાય છે. સગર્ભાવસ્થામાં જાંગો ઉપર, સ્તન ઉપર અને ગુહ્ય ભાગ ઉપર ખુજલી પેદા થાય છે અને એ અવસ્થામાં થયેલી ખુજલી એ અવસ્થાના કારણે હોય છે, છતાં તે વખતે હાથનાં આંગળાંના નખોથી કરેલી ખુજલીના ઉઝરડા ચિહ્ન રૂપે તે અવયવો ઉપર રહી જાય છે.

મેદવાળી સ્ત્રીઓને દુબળી સ્ત્રી કરતાં વધારે યોનીકંડુ થાય છે. તેમજ વારંવાર સ્વચ્છતા કરવાની ટેવ વગરની તથા મળમૂત્રના ત્યાગ પછી અવયવને ધોઇ, લૂછીને સ્વચ્છ નહિ બનાવનારને યોનીકંડુ શરૂ થઇને એ દરદ પછી વધે છે.

જ્યારે આ વ્યાધિની શરૂઆત થાય છે એ વખતે તો સ્ત્રીઓ મોટે ભાગે એની પ્રત્યે બેદરકાર હોય છે, અને કુદરત પણ એવી છે કે આ વ્યાધિને ઉપચાર વગર જ થોડે વખતે પાછો સ્વયં શમાવી દે છે. એટલે બનતાં સુધી તેમાં ખાસ ઔષધોની જરૂર પડતી નથી, પરંતુ બધી સ્ત્રીઓને આ દરદ આપોઆપ મટી જતું નથી. આ

દરદ ખૂબ વધી જાય છે, અને તે એટલે સુધી કે એવી સ્ત્રીઓ કોઈ કોઈ વાર ભરબજારે, અનેક માણસો વચ્ચે પણ મર્યાદા ભૂલીને ખંજવાળવા લાગી જાય છે. છતાં એ તેના ઉપાય તરફ નથી વળતી, તેમ તેને એ બાબતમાં કોઈ કશી સલાહ પણ આપતું નથી. કારણ કે આ દેશનો સ્ત્રીસમાજ પરાધીન અને પરાવલંબી છે ને !

આ વ્યાધિને બે રૂપમાં વહેંચી શકાય : (૧) પ્રાથમિક અને (૨) જીર્ણ : પ્રાથમિક અવસ્થામાં તો કાળજી રાખી પોતાની મેળે જ તેની સારવાર કરવી જોઇએ. ઉપર બતાવેલાં કારણો, બાલ કાઢવાનાં સાબુ મૈથુન પછીની સ્વચ્છતા, ગરમ આહારો કે અત્યંત ખટાઈ વાળા પદાર્થો એ બધાં ઉપર ઉપચાર કરતાં પહેલાં નજર ફેરવી જઈ, તેમાં સુધારો કરી લેવો જોઇએ. કેટલીક વખત નજીવા લાગતાં આવાં કારણોની અંદર જ વ્યાધિનું મૂળ હોય છે. એટલે તેમાં સુધારો કરવાથી જ વ્યાધિ નાબૂદ થાય છે. બીજું ખાસ કારણ કબજીયાત છે. કોઇ પણ યોનીકંડુવાળી સ્ત્રીને દસ્ત બરાબર સાફ થાય છે કે નહિ તેની પહેલી તકે તપાસ કરી લેવી જોઇએ. સાધારણ કબજીયાત જણાય તો તરત જ બીજા ઉપચારો કરતાં પહેલાં દસ્ત માટે નીચેના ગમે તે ઉપાયમાંથી એકાદ બનાવી શરૂ કરવો.

### દસ્તસાફનો ઉપાય નં. ૧

શુદ્ધ ગંધક તો. ૨।।, વરીયાળી તો. ૨।।, જેઠીમધ તો. ૨।।, સોનામુખી ( મીંઢીયાવળ ) તો. ૭।।, સાકર તો. ૧૫ એ બધાંને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. આને સ્વાદીષ્ટ વીરેચન કહે છે. તેમાંથી દરરોજ રાત્રે પાવલીભાર ફાકી પાણી સાથે આપવાથી સવારે દસ્ત સાફ આવે છે અને પેટનો કચરો નાબૂદ થાય છે. દરેકને માટે દસ્ત સાફ લાવવાને સારૂ આ ફાકી નિર્દોષ અને રક્તશુદ્ધિ કરનારી તથા લાભકારક છે.

ઉપાય નં. ૨

ગુલાબનાં ફુલ તો. ૧, મજીઠ તો. ૧, નસોતર તો. ૧, હરડે તો. ૧, મીંઢીયાવળ તો. ૪, સાકર તો. ૮. એ બધાંને સાથે ખાંડી વસ્ત્રગાળ ભૂકી બનાવીને રાત્રે સૂતી વખતે પાણી સાથે પાવલીભાર આપવી.

ઉપાય નં. ૩

કાળી દ્રાક્ષ તો. ૧, હીમેજ તો. ૧. સંચળ તો. ૧, ગરમાળાનો ગોળ તો. ૧, નસોતર તો. ૧. એ બધાંને સાથે ખાંડવું. તેમાંથી તો. ૧ લઈ રાત્રે દશ તોલા પાણીમાં પલાળી સવારે તેને ચોળી, ગાળી લઈ પાઈ દેવું. એટલે સવારે લગભગ દશ વાગે એક દસ્ત સાફ આવી જશે. સવારે પાવાથી સાફ દસ્ત ન થાય તો સવારે એ જ પ્રમાણે પલાળેલું સાંજે પાવું. થોડા દિવસ એ રીતે આપવાથી પેટ સાફ થશે.

ઉપાય નં. ૪

ત્રિફળાં તો. ૧, ગંધક શોધેલો તો. ૦। અને વાવડીંગ તો. ૧ એ બધાંને મેળવી રાત્રે સૂતી વખતે પાવલીભાર આપવાથી દસ્ત આવવા ઉપરાંત કૃમી નાબૂદ થાય છે અને વળી આ દવા લોહીની પણ શુદ્ધિ કરે છે.

ઉપર બતાવેલા ચાર ઉપાયો પૈકી એકાદ ઉપાય યોનીકંડુવાળી સ્ત્રીને જરૂર શરૂ કરવો. વારૂ, હવે નાની ઉમરની અવિવાહિત બાળકી હોય અને તેના શરીરમાં કૃમી હોય તો તેની તપાસ કરવી. કૃમી-વાળી છોકરીઓ ગુપ્ત ભાગ ખંજવાળે છે, તેની સાથે કાન અને છાતી પણ ખંજવાળ્યા કરે છે. તેમંજ તેના દસ્તમાં કોઇક કૃમી પણ જણાય છે. તેવી છોકરીઓને લગાવવા માટે આગળ ઉપર બતાવવામાં આવશે એ પૈકી કોઈ પણ મલમ તથા ઉપર જણાવેલી દસ્તની ફાકી આપવા ઉપરાંત નીચેની દવા મધ સાથે ચાલુ કરવી :

ઇંદ્રજવ તો. ૧, વાવડીંગ તો. ૧, દેકામાળી તો. ૧, સુંઠ તો. ૧, કાળીજીરી તો. ૧, કાંચકાના ગોળા તો. ૧, કપીલો તો. ૦।, હરડે તો. ૫, સંચળ તો. ૧.

ઉપરની ચીજોમાંથી ઇંદ્રિજવ, કાંચકાના ગોળા તથા કાળી જીરીને તાવડીમાં મૂકી શેકી લેવાં અને ત્યારપછી ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. તે ચૂર્ણમાંથી કૃમીજન્ય યોનીકંડુવાળી છોકરીને ૮ કે બે વાલ દિવસમાં ત્રણ વખત એકાદ મહિનો આપવાથી પેટમાંનાં કૃમી નાબૂદ થશે, તેની સાથે ખુજલી આવતી બંધ થઇ જશે.

પરણેલી અને મોટી ઉમરની સ્ત્રીઓને આવતી આ પ્રકારની ખુજલી બાબત ઉપર બતાવેલાં અને નજીવાં લાગતાં કારણોની તપાસ કરી તે બધાં બંધ કરવાં અથવા તેમાં સુધારો કરવો. દસ્ત માટે ફાકી શરૂ કરી દેવી, અને ખાવામાં લેવા માટે ચંદ્રપ્રભા નં. ૧ શરૂ કરવી. જો પ્રાથમિક અવસ્થામાં આ વ્યાધિ હશે તો તુરત બંધ થઇ જશે. ઉપરથી લગાવવા માટે ગાયના ઘીને સો વખત પાણીથી ધોવું. ઘી તો ૨।। હોય તો તેમાં ઝીંકઓક્ષાઇડ તો. ૨।।, બોરીક તો. ૧।, એસીડ ટેનીક તો. ૧। મેળવી તેનો મલમ તૈયાર કરવો. પ્રથમ લીંબડાનાં પાન નાંખી ઉકાળેલા પાણી વડે સ્થાનિક જગ્યા ધોઈ, સાફ કરવી અને રાત્રે સૂતી વખતે આ મલમ લગાવવો. દરરોજ આ જાતનો ઉપચાર કરવાથી શરૂઆતમાં થયેલ ખુજલી નાબૂદ થઈ જાય છે. પરંતુ ઓછામાં ઓછા પંદર દિવસ ખાવાની ગોળી અને સ્થાનિક ઉપચાર ચાલુ રાખવા. જો આ યોનીકંડુ જીર્ણ અવસ્થામાં હોય અર્થાત્ જૂનો થઇ ગયો હોય, સ્થાનિક જગ્યા ખંજવાળીને સફેદ બની ગઈ હોય, કેશભૂમિ આખી ખંજવાળથી ઘેરાઇ ગઇ હોય અને તેની સાથે સ્તન ઉપર અને સાથળ ઉપર પણ ચળ આવવા લાગી હોય તો પ્રથમ ખોરાકમાંથી ખટાશનો ત્યાગ કરવો. તેની સાથે જો બને તો મીઠું બંધ કરી ગંધક રસાયન અને રક્તશોધક અરીષ્ટ ( આ બંને

વાની બનાવટ અમારા 'રખે વહેમાતા' પુસ્તકના ચામડીના વ્યાધિ-ઓમાંથી જોઈ લેવી ) શરૂ કરી દેવા. આ વ્યાધિવાળાને અસહ્ય બળતરા તથા સોજો અને વેદના પણ હોય છે. તે સ્થળે કપડું પણ લગાડી શકાતું નથી અને સ્થાનિક બળતરા સાથે શરીરમાં પણ દાહ થતો હોય તેવું લાગે છે. છતાં અવારનવાર ખુજલી–વવળાટ આવ્યા જ કરે છે. આવા અત્યંત દાહવાળા યોનીકંડુ માટે રાળનો મલમ લગાવવો:

## રાળનો મલમ

રાળ તો. ૨ાા ને ખાંડી બારીક ભૂકો બનાવવો. તલનું તેલ તો. ૧૦ તથા એક તાંબાનો તાસ પાણીથી ભરી પાસે રાખવો.

પ્રથમ તલનું તેલ પેણી (કડાઇ)માં મૂકી ગરમ કરવું. તેલ બરાબર આવી જાય એટલે અંદર રાળનો ભૂકો નાંખવો. બેએક મીનીટમાં રાળ તેલમાં તળાઇને ઉપર આવી જાય એટલે સાણસીથી કડાઈ ઉપાડીને પાણી ભરેલા તાસમાં તેલ ને રાળ નાંખી દેવાં.

ત્યારબાદ રાળને અને તેલને પાણીમાં હાથ નાંખી ફીણવા માંડવું. પાણી ગરમ થઈ ગયું હોય તો તેને કાઢી ઠંડું ઉમેરી હાથથી ફીણતાં જવું. એટલે ધીરે ધીરે મલમ પાણીથી જુદો માખણના રૂપમાં તૈયાર થતો જશે, જેમ જેમ ફીણાશે તેમ તેમ સફેદી વધુ આવતી જશે અને વધુ ઘટ્ટ બનતો જશે. બરાબર માખણ જેવો પીંડો તૈયાર થાય એટલે એ મલમ તૈયાર થયો સમજવો.

આ મલમ યોનીની ખરજ અને તે ખરજને અંગે પડી ગયેલી ચારીઓ, ચારાં, બળતરા, અસહ્ય દાહ ઉપર અમૃત જેવું કામ કરે છે. મલમ લગાવતાંની સાથે બળતરા તુરત બંધ થઇને દરદીને ઉંઘ આવી જાય છે, એટલી એ ઠંડક આપે છે. ઉપરાંત ચાંદાં, ચાંદીઓ વગેરે આ મલમ રૂઝાવી નાંખે છે. યોનીની અંદર પણ લગાવી શકાય છે. દાઝેલા માણસો માટે રાળનો મલમ અકસીર ઉપાય છે અને સેંકડો દાઝીને રાડો પાડતા દરદીને રાળનો આ

મલમ બનાવી આપી તેના ગુણુની ખાતરી કરી છે. આ મલમને વધુ અકસીર અને ખુજલી નાબૂદ કરનાર બનાવવો હોય તો તેમાં ઝીંક-ઓક્ષાઇડ તો. ૧ તથા કપુર તો. ૦। અને બોરીક તો. ૧ મેળવી દેવાથી તેનામાં ખુજલી નાબૂદ કરવાને ગુણ વધે છે. બહુ જ ઓછા ખરચમાં થતો છતાં અત્યંત ઉપયોગી આ મલમ બનાવતાં દરેક બહેને શીખી લેવું કે જેથી ગરમીની ચાંદીઓ પડતાં, યોનીકંડુ થતાં કે ગુપ્ત અંગમાં લાય બળતાં તેમ જ બાળક કે મોટાં દાઝી જતાં આ રાળનો મલમ ઉપયોગમાં લઈ શકાય.

### દશાંગ લેપ

સરસડાની છાલ, જેઠીમધ, તગર, રતાંજલી, જટામાંસી, લોદર, દારૂહળદર, અને વાળો, ઉપરની ચીજો સરખા વજને લઇ તેને બારીક ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. એને દશાંગ લેપ કહે છે. આનો ગુણુ શીતળ, રોપણુ અને દાહશામક છે.

તે જ્યારે લગાવવો હોય ત્યારે તેમાંથી ૧ તોલો લઈ તેમાં બે વાલ જેટલું ઘી નાંખી તેનો કરમો દેવો. પછી પત્થર ઉપર મૂકી, સાચા ગુલાબજળની સાથે બારીક ચંદન જેવો વાટવો અને યોનીકંડુની જગ્યાએ લેપ કરવો. એક વખત કરેલો લેપ સુકાઈ જાય એટલે તે જગ્યાએ ફરી લેપ કરવો, અને ત્યારપછી સ્વચ્છ કપડું ગુલાબ-જળમાં ભીંજાવીને લેપ ઉપર મૂકી રાખવું કે વારંવાર સુકાય નહિ.

દાઢીએ અસ્ત્રાથી થઇ આવેલ ખુજલી અને પાણી ઝરતો સડો તેમ જ યોનીકંડુ અને તેના અંગે થયેલ દાહ, ચાંદાં અને અપાર વેદના ઉપર આ લેપ સુંદર કામ બજાવે છે. જ્યાં ડોકટરોના જંતુ-નાશક અવનવા લેપો કામ નથી કરતા અને દરદને બહેકાવી મૂકે છે, ત્યાં આ લેપ સરસ કામ આપે છે. તે સાદો લાગે છે છતાં તેમાં અજબ ગુણુ સમાયેલો છે. ચીકાશ જે વ્યાધિમાં વિરૂદ્ધ પડે છે,

ત્યાં પણ આ લેપ સરસ કામ કરી તાબડતોબ સોજો, દાહ, ખુજલી, ચાંદાં મટાડી આપે છે.

એક વખત કરાચીમાં એક ફારસ થયું : રણછોડ લાઇનમાં મારા એક ડૉક્ટર મિત્રને ત્યાં એક પઠાણ દાઢી ઉપર અસ્રો ઉઠવાથી દવા લેવા આવ્યો. છ આના લઇને ડૉકટર મિત્રે તેને મલમ બનાવી આપ્યો. મલમમાં બોરીક અને વેસેલાઇન જ હતાં. સાધારણ ડૉકટરો આવો મલમ આપી દે છે. તેમાં એમનો કોઈ દોષ નહોતો. પરંતુ એ મલમ પઠાણ ભાઇએ રાત્રે જઇને લગાવ્યો અને વ્યાધિ તોફાની ઘોડાની માફક ભડકયો. બીજે દિવસે તો ખાનસાહેબનું મોઢું રાવણ રૂપ થઈ ગયેલું અને આખા ચહેરા ઉપર ફોલ્લીઓ પાણી ઝરતી થઈ આવી.

પઠાણ દવાખાને પધાર્યા અને લાગલું ચપ્પુ જ કાઢયું. મારા ડૉકટરમિત્ર બિચારા ટોપાને ટેબલ ઉપર રહેવા દઈને ઉભી પૂંછડીયે નાઠા !

મેં પઠાણભાઈને પગે પડી કહ્યું : 'ખાંસાબ ! ઇતના ગભરાતે કયું હો ? યે તો અચ્છા હુવા, સબ પોઇઝન બહાર નીકલ ગયા. અબ આપ બહોત જલદીસેં અચ્છા હો જાઓગે. આજ હી આજ અપકો ઠંડક લગ જાય ઔર દરદ મીટ જાય, અયસા મેં કરતાં હું. ડૉકટરકા કોઈ દોષ નહિ હૈ. ઇતનેમેં ચપ્પા કયોં નિકાલતે હો ' '

ખાંસાહેબને સમજાવીને મેં તેમને દશાંગ લેપ અને ગુલાબજળ આપ્યાં. રાત્રે લેવાની સ્વાદીષ્ટ વિરેચનની ફાકી આપી, ગોસ્ત અને મચ્છી લેવાની મનાઈ કરી. બીજે દિવસે તેમનું મોઢું સૂકાઈ ગયું અને થોડા દિવસમાં મોઢું મટી ગયું. આવા આકરા આદમીને દવા આપવામાં પણ જોખમ ! જો દરદ વધે તો કોઈ દિ મારી દે ! મને તો તે દિવસનો એવો ભય પેઠો છે કે બાપ રે......



# પ્રકરણ ૪૪મું

## ગુપ્તમાર્ગના મસા અને અર્બુદ

**માનવીઓની** જ્યારે જ્ઞાન, બુદ્ધિ અને શક્તિ કુંઠિત થઈ જાય છે અને તેની ક્રિયા સ્થંભી જાય છે, ત્યારે એ કુદરતને યાદ કરે છે. આજે એક એવા વ્યાધિની સમીક્ષા હું કરું છું કે, એ વ્યાધિ પૂર્ણ રૂપમાં પ્રકાશ પામ્યા પછી વૈદ્યો અને ડોકટરો હાથ ખંખેરી મૂઢની માફક આકાશ સામે મીટ માંડી, ઊંડા અંતરથી અવાજ કરે છેઃ ઇશ્વર સહાય કર !

આ ગંભીર વ્યાધિનાં રૂપકો અને લક્ષણો બતાવીશ, ઉપાયો બતાવીશ, પરંતુ નિરભિમાનપણે, નમ્ર મસ્તકે મારે કહેવું જોઇએ કે આજની અને ગઈ કાલની શોધો અને સાધનો તેમાં નવાણુ ટકા નિરર્થક નીવડ્યાં છે, છતાં એ વ્યાધિમાંથી એક સાધ્ય લાગ્યો છે, બીજો અસાધ્ય-કેવળ અસાધ્ય છે. જો કે તેમાં રીબાવાને બદલે રાહત મળે, દરદી બરડા ન પાડે, એનાં દુઃખ સહન કરવાની શક્તિ મળે, એટલા પૂરતા ઉપચારો હોય છે. અને માનવીમાં દુઃખ સહન કરવાની શક્તિ નિપજાવી શકાય એટલું યે થાય તો પણ ઓછું નથી. હવે મૂળ વિષય ઉપર આવું.

**મસા**

જેવી રીતે પુરૂષને ગુદાદ્વાર ઉપર મસાનો વ્યાધિ થાય છે તેવી રીતે સ્ત્રીઓને કેટલીક વખત ગર્ભાશયની અંદરના દ્વાર ઉપર પણ થાય છે.

મસા એ શ્લેષ્મઆવરણની વૃદ્ધિ હોય છે, ગર્ભાશયની શ્લેષ્મ-તન્તુમય ગ્રંથીની પેઠે મસાની ગ્રંથી જોડાયેલી હોતી નથી. પરંતુ છૂટા દાણાની માફક શરૂઆતમાં દેખાઇને વૃદ્ધિ પામે છે. તેનું કદ મગના દાણા જેવડું શરૂ થઈને વધે છે અને વધતાં વધતાં નારંગીના કદ જેવડો પણ મસો થાય છે. કયારેક એ લાંબો વધીને યોનીની બહાર

પણ આવે છે. આ ગર્ભાશયના મુખ ઉપર થયેલા મસાનું વર્ણન છે, જ્યારે યોનીમુખ ઉપર હોય છે તે આટલો વધતો નથી.

જ્યારે ગર્ભાશયના મુખ ઉપર મસો હોય છે ત્યારે તેની પરીક્ષા કરવાથી એ જણાય છે. કેટલીક વખત એ દબાવવાથી દર્દ કરે છે અને પુરુષસમાગમ વખતે પણ દર્દ કરે છે અને કેટલાક મસા દર્દ નથી પણ કરતા. છતાં મસાવાળી સ્ત્રીને અટકાવ દરમ્યાન પુષ્કળ લોહીનું વહન થાય છે અને લાંબા દિવસ સુધી રક્તસ્રાવ ચાલુ રહે છે. તેમ જ મસાવાળી સ્ત્રીઓને અટકાવનું કોઈ નિયમન પણ રહેતું નથી. એટલે વારંવાર ટુંકા દિવસોએ અટકાવ દેખાવ આપે છે અને તે લાંબા દિવસ સુધી ચાલુ રહે છે; એ અટકાવમાં બીજકોષના રક્ત ઉપરાંત મસામાંથી આવતું લોહી પણ હોય છે. જેમ ગુદા ઉપરના મસા ખૂની અને દૂઝતા જોવામાં છે, તેમ યોનીમાર્ગના આ મસા પણ બે જાતના હોય છેઃ ખૂની મસા દર્દ વધુ કરે છે પરંતુ લોહી એટલું બધું પડતું નથી, જ્યારે દુઝતા મસા વારંવાર ભરાય છે અને તેમાંથી લોહી વહે છે.

યોનીમુખના મસા ગર્ભાશયના મસા જેટલા દુઃખ કરતા અને અસાધ્ય નથી, છતાં કેટલાક કેસ મેં એવા જોયા છે કે જેમાં યોનીમુખના મોટા ઓષ્ટ ઉપર નાના મોટા મસાનું ઝુમખું ફુલાવરના નાના કોષની માફક વધી યોનીદ્વારને આવરી લેતું હોય. પંદર વર્ષ પહેલાંની વાત છેઃ બહુચરાજી પાસે એક ગામમાં નાડોદા કોમની ૧૮ વર્ષની બાઇને યોનીમુખ ઉપર આઠ નવ મસાનું ઝુમખું એવી રીતે થયેલું કે તેને સાસરે વળાવી, પરંતુ આ વ્યાધિના કારણે તે પતિને સંતોષ ન આપી શકી. બન્ને પક્ષો આ વ્યાધિ બાબત અજાણ હતા. ગામડાનું કામ અને અશિક્ષિત વર્ગ. તેમાં શરમ પણ બેહદ. સ્વરૂપવાન અને સ્ત્રીત્વના પૂર્ણ વિકાસવાળી સ્ત્રી સાસરેથી પાછી ફરે એ માબાપને માટે ખેદનો વિષય હોઇ, મારી પાસે આ કેસ આવેલો. ઘણી સમજાવટ પછી એ છોકરી પાસેથી જાણવાનું

મળ્યું કે એ સંસારસમાગમ નથી ભોગવી શકતી. મને લાગેલું કે યોનીક્ષત હશે, પરંતુ તપાસ કરતાં યોનીમુખ ઉપર મસાનું ઝુમખું જોવા મળ્યું. આ મસા એને કોઈ તકલીફ આપતા નહોતા અને આ કોઈ વ્યાધિ છે એમ છોકરી માનતી પણ નહોતી. પરંતુ સાસરે વોળાવી શકાય એવી એને બનાવવી હતી. ઓપરેશન કરાવવાની સલાહ મેં આપી, પરંતુ ડૉક્ટરના નામથી ભડકી ઉઠનાર ગામડાની ભીરૂ બાળા જીવનભર પિતાને ઘેર રહેવાના ભોગે પણ ઓપરેશન કરાવવા માગતી નહોતી. જો મારાથી બને તો એ સિવાય બીજા સઘળા ઉપાયો કરાવવા તેઓ તૈયાર હતાં.

એને એક મહિનો મારી પાસે રાખી અને દેશી ઉપાયો શા કરવા એના વિચારોમાંથી એક યુક્તિ સૂઝીઃ પ્રથમ એ ઝુમખામાંથી એક મસો જુદો તારવી તેના છેક મૂળમાં ઘોડાના બાલની આંટી પાડીને સખ્ત બાંધવામાં આવ્યો અને દિવસમાં બે વખત એ બાલની ગાંઠને જોરથી તાણવામાં આવતી. લગભગ સાતેક દિવસે એ મસો ખરી ગયો. ન લોહી નીકળ્યું કે ન ખાસ ઈજા કે તકલીફ થઈ. ખરેલા મસાની જગ્યાએ એક તોલો મોરથુથુને અઢી તોલા પાણીમાં પીગળાવી, રૂના પૂમડાથી મૂળની જગ્યા ઉપર બે ત્રણ દિવસ લગાવ્યું. એથી થોડી આગ બળતી ખરી, પરંતુ એ સહન કર્યા વગર તેનો છૂટકો ન હતો.

ત્યારપછી દરેક મસા ઉપર એ જ પ્રયોગ કર્યો અને બધા મસા ખરી ગયા. પરંતુ થોડા દિવસ મોરથુથુનું પાણી લગાવી જગ્યાને બાળી મૂકવામાં આવેલી. આ યુક્તિ ફાવી ગઈ એના કારણમાં વ્યાધિની અનુકૂળતા એ હતી કે મસા લાંબા અને મૂળમાં પાતળા હતા. બાઇ સંપૂર્ણ સ્વસ્થ થયા પછી છએક મહિને તેને સાસરે મોકલવામાં આવેલી અને એ પૂર્ણ રીતે સંસારલાયક બની.

એટલે યોનીમુખ ઉપરના મસા ખેરવી નાંખવા માટે અથવા ઓપરેશન માટે સરલ બને છે તેમ ગર્ભાશયના મુખ ઉપરના મસા

બનતા નથી. પરંતુ તેને માટે સિદ્ધહસ્ત શસ્ત્રવૈદ્યનું કામ છે. એને એ માટે ખૂબ કાળજીપૂર્વક ઓપરેશન કરવું પડે છે. કારણ કે ગર્ભાશયના મસાનું ઓપરેશન કર્યા પછી તેમાંથી લોહી ખૂબ તૂટી પડે છે અને કેટલાક દિવસ સુધી ચાલુ રહે છે. એમ છતાં પણ ગર્ભાશયના મસા માટે ઓપરેશન અનિવાર્ય છે. તથાપિ ઓપરેશનની તક ન સાંપડે ત્યાંસુધી રાહત માટે અને મસો વધતો અટકે તે માટે નીચેના ઉપચારો કરવાથી ચોક્કસ ફાયદો થાય છે.

દર્દ કરતો ગર્ભાશયનો એક મસો હોય અથવા એકથી વધુ મસા હોય તેવી સ્ત્રીની પરીક્ષા કર્યા પછી મસા હોવાનું સાબિત થાય એટલે તેને બાજરી, ગોળ, રાઇ નાંખેલાં અથાણાં, લાલ મરચાં અને રીંગણાં સદંતરને માટે બંધ કરવાં જોઇએ, માંસાહારીઓએ ભીંગડાં વાળી મચ્છી, મુરગી અને ઈંડાંનો ત્યાગ કરવો જોઈએ.

અંદરના ઉપચાર તરીકે જો ફાવી શકે અને બને તો 'સીલ્વર નાઇટ્રેટ (કાસ્ટીક)' આઠ ગ્રેન એક આઉંસ પાણીમાં ઓગાળી તે પાણીમાં રૂ સળી ઉપર લગાવી ભીંજવી મસા ઉપર એવી રીતે લગાડવું જોઈએ કે યોનીમાર્ગના બીજા કોઈ અવયવ ઉપર લાગે નહિ. અર્થાત એક કચકડાની ભૂંગળી કે જેમાં રૂની સળી આરપાર જઈ શકે તેવી યોનીમાર્ગમાં પ્રથમ દાખલ કરી તેનો સામેનો છેડો મસાને અડકાડવો અને તે નળી મારફત દવાનું પાણી મસા ઉપર લગાડવું. એવી જ રીતે મોરથુથુનું પાણી પણ લગાડી શકાય. આ દવાઓ લગાડવાથી દાહ અથવા બળતરા થાય તો તરત જ ઠંડા પાણીનો ડુશ આપવાથી અથવા ગ્લીસરાઇન એસીડ ટેનીકનું પોતું મૂકવાથી દાહ શાંત થઈ જાય છે.

બન્ને દાહક દવાઓ છે, થતા મસાને બાળી મૂકે છે અને તેથી તે દર્દ કરતા કે લોહી વહન કરતા અટકી જાય છે. આવી ક્રિયાઓ અનુભવીને હાથે થાય તો જ લાભ મેળવી શકાય છે.

## આવાની દવા

શીતવીર્ય લોહભસ્મ રતી ૧, નાગકેસર રતી ૩, આંબળાના રસમાં સોનાગેરૂ એકવીશ દિવશ ઘુંટી તેને પાવડર બનાવવો (તેને અમે રક્તામલકી નામ આપ્યું છે.) તે રતી ૩, ગોદંતી રતી ૨, ગળોસત્વ રતી ૩, પ્રવાળપિષ્ટિ રતી ૩, રસવંતી રતી ૧।।, આ બધી દવાનું ઉપરના પ્રમાણથી એક પડીકું બનાવી, એવાં ત્રણ પડીકાં દૂધ પરથી ઉતારેલી મલાઈ સાથે ચાટવાં અને દરેક પડીકું આપ્યા પછી શાક કરવાનું સુરણ પાશેર [દશ તોલા] અઢી ભાર ઘીમાં પાણી નાંખ્યા વગર ચોડવીને માત્ર હળદર–મીઠું નાંખી ખાઇ જવું. આવી રીતે આખા દિવસમાં ત્રણ પડીકાં સાથે પોણોશેર સુરણનું ઉપરની રીતે બનાવેલું શાક પેટમાં જવું જોઇએ. મસાને કારણે અશક્તિ આવી હોય, કેડો દુઃખતી હોય તો સવાર સાંજ એકેક ગોળી ચંદ્રપ્રભા નંબર ૧ ની ચાલુ કરવી. આ ઉપચારો ચાલતા હોય ત્યારે પુરુષ-સમાગમથી તદ્દન દૂર રહેવું, મહિનો અથવા બે મહિના ઉપચારો ચાલુ રાખવા. અંદર લગાડવાની દવા દરરોજ નહિ લગાવતાં ત્રીજે ચોથે દિવસે લગાવવી. ઘણી વખત પ્રાથમિક અવસ્થાના મસા આ ઉપચારથી નાબૂદ થઈ જાય છે. પરંતુ જો લાભ ન થાય તો હરેક જગ્યાના મસાને અર્થાત્ યોનીમુખના કે ગર્ભાશયમુખના મસાને ઓપરેશન કરવાની જરૂર ઉભી રહે છે. અને એવો કેસ હોય તો તે એવા ડોકટર કે શસ્ત્રવૈદ્ય પાસે મૂકવો કે જેણે અનેક આવા મસાનું ઓપરેશન કરી યશ મેળવેલો હોય.

## અર્બુદ અથવા ગર્ભાશયનું અર્બુદ

સ્ત્રીઓનો આ એક પ્રાણઘાતક વ્યાધિ છે. અંગ્રેજીમાં એને 'યુટરાઇન કેન્સર' અથવા 'કેન્સર ઓફ ધી યુટરસ' કહે છે. દેશી વૈદક તો રસોળીને અર્બુદ કહે છે. પરંતુ આ વ્યાધિ રસોળી નથી. ગર્ભાશયનો અર્બુદ બે પ્રકારનો થાય છે: એક અર્બુદ ક્ષત

વગરનો, બીજો ક્ષતવાળો. આ ક્ષતવાળો અર્બુદ એ જ કેન્સરના નામે ઓળખાય છે.

ડોકટરો માને છે કે અર્બુદ થવાને લાયક પ્રકૃતિ વારસામાં ઉતરતી જણાય છે. લોહીની અંદર અમુક પ્રકારનું વિષ દાખલ થયા પછી એ ત્રણ પેઢીએ તે વિષ પોતાનું સ્વરૂપ અને બળ ફેરવી નાંખે છે. આથી એ વિષારી પદાર્થ અર્બુદનું કારણ મનાય છે અને તે વારસામાં પણ ઉતરે છે. તે પદાર્થનો ક્ષયના વિષારી પદાર્થ સાથે ધાડો સંબંધ મનાય છે અને એવું ઘણી વખત બને છે કે એક જ કુટુંબમાં જો કોઇને ક્ષયનો વ્યાધિ થાય છે તો તે કુટુંબના બીજા કોઇને અર્બુદનો વ્યાધિ પણ થાય છે.

દેશી વૈદકના ગ્રંથોમાં તો આ વ્યાધિની સ્પષ્ટ વ્યાખ્યા જોવામાં નથી આવતી. કદાચ આ વ્યાધિ એટલો વિસ્તાર .પણ તે વખતે ન પામ્યો હોય. આધુનિક અનુભવની નજરે નક્કી થયું છે કે ઉપદંશનો ચેપ વારસામાં પરંપરા ઉતરતો આવીને તેમાંથી અર્બુદ રૂપે પણ જન્મે છે. તે ઉપરાંત અતિશય સમાગમ (વિષયસુખ), અનેક પુરુષોથી સમાગમ, વિરૂદ્ધ આસનો, પોતાના શરીરનું કદ નાનું હોવા છતાં વિશાળકાય પુરુષ સાથેનો સમાગમ, અને તેને અંગે ઉત્પન્ન થયેલા વરાંગપથના સોજાથી વેશ્યાઓને અને વેશ્યાવૃત્તિવાળી કુળવાન સ્ત્રીને, સમાગમકાળમાં અતૃપ્ત માનસવાળી અને હરદમ અતિ વિષયસુખની લાલચુ એવી સ્ત્રીને અર્બુદ થાય છે. આ કારણો સાથે ઉપર બતાવેલ ડોકટરી મતનાં કારણ મળે છે તો અર્બુદ વ્યાધિ અવશ્ય થાય છે.

અર્બુદનો વ્યાધિ ભયંકર અમે એટલા માટે કહ્યો છે કે તેનું માઠું પરિણામ આવે છે; એટલું જ નહિ, પણ એવા દરદવાળી દરદી પીડાથી રીબાઈ રીબાઇને મૃત્યુના મુખ તરફ ધસડાઈ રહેલ હોય છે, તે જોઇને કમકમા આવે છે.

શરૂઆતમાં તો વ્યાધિનાં ખાસ સ્પષ્ટ ચિહ્નો જણાતાં નથી. પરંતુ તે વ્યાધિની શરૂઆત ગર્ભાશયના કમળ (ગ્રીવા)માં હોય છે.

પ્રથમ કમળમુખમાં સોજો આવે છે અને કમળમુખ કોમળતા તજી સખત અને કઠણુ થવા લાગે છે. તેમાંથી સ્પર્શજ્ઞાન ધીરે ધીરે ઓછું થતું જાય છે.

અર્બુદ સિવાય પણુ કમળમુખ ઉપર સોજો આવી જાય છે અને ક્યારેક તે કઠણુ પણુ થાય છે. તેથી અર્બુદના કારણે સોજો છે કે બીજા કારણે તેની ચોક્કસાઈથી તપાસ કરવી ઘટે છે. આ બાબત તપાસ કરવા માટે માત્ર એટલો તફાવત જણાય છે કે બીજા સાધારણુ કારણુથી તો હરેક ઉમરની સ્રીને ગર્ભાશયના મુખ ઉપર સોજો આવે છે. પરંતુ ૩૫ ઉપરની ઉમરની સ્રી કે જ્યારે તેને રજોદર્શન બંધ પડવાનું હોય છે અને જે ૪૦ વર્ષ લગભગ વીતાવી ગઈ હોય છે, અને તે અરસામાં આ વ્યાધિ ઘણું કરીને જોવામાં આવે છે તથા ધીમે ધીમે તેનાં લક્ષણો અર્બુદને મળતાં થતાં જાય છે, તો એ અર્બુદ હોવાનું માની લેવું પડે છે.

અર્બુદની શરૂઆત થાય છે ત્યારથી તે સ્રીને અટકાવની અનિયમિતતા થઈ જાય છે અને જ્યારે અટકાવ આવે છે ત્યારે ઢગલાબંધ તૂટી પડે છે. પેડુમાં ભાર અને દુ:ખાવો શરૂઆતથી જ હોય છે. જાંઘ પણુ દુ:ખાવાવાળી રહ્યા કરે છે. અમુક સમય સુધી આમ ચાલ્યા પછી પેડુમાં દુ:ખાવાને બદલે ઝીણા સણુકા આવતા હોય તેમ જણુાય છે. ગુપ્તભાગની અંદર પેડુના સણુકા સાથે દાહ અથવા બળતરા શરૂ થાય છે. ગુપ્તભાગમાં બળતરા ઉપરાંત પેસાબમાં પણુ અડચણુ શરૂ થાય છે અને અટકી અટકીને પેસાબ આવે છે. તેમ જ યોનીના ઉપરના ભાગમાં ચળ આવે છે અને તે ભાગ લાલ થઈ સૂજી જાય છે.

આ વ્યાધિ શરીરમાં પ્રસરવા લાગે છે અને તેને પરિણામે મોઢે મોળ આવે છે, છાતીમાં બળતરા થયા કરે છે અથવા કોઈ વખત ભૂખ બહુ જ લાગે છે. તેથી અચાનક ખોરાક લેવા લાગી જઈ તેમાંથી સાવ શરૂ કરે છે. પેસાબની ફરિયાદ વારંવાર રહે છે અને

ઘણી વખત પેશાબ અટકી જાય છે. શરૂઆતથી જ ધાતુ જવા લાગે છે અને તેનો રંગ સફેદ અને પીળાશ પડતો હોય છે. આવી હાલતમાં જો પુરુષ સાથે સમાગમ કરે છે તો ધાતુને બદલે લોહીમિશ્રિત પરૂ પણ શરૂ થાય છે. બીજી તરફ કમળ વધુ કઠણ થતું જઈ ગ્રંથીના રૂપમાં નીચે વધતું જાય છે, અથવા એક કરતાં વધુ ગ્રંથીઓ જણાય છે અને તેનો રંગ લાલ હોય છે. યોનીદર્શક યંત્રથી જોવાથી તે સ્પષ્ટ જણાઈ આવે છે. આ પ્રમાણે કેટલાક દિવસો વીતી ગયા પછી તેમાં ક્ષત (ચાંદી) પડે છે અને પછી આ વ્યાધિ સંપૂર્ણ અસાધ્ય નીવડે છે. ક્ષત પડયા પછી ઉપરનાં લક્ષણો વધુ જોરથી પ્રકટ થાય છે, ધાતુ અથવા પરૂ વધારે વેગથી વહેવા લાગે છે. તે દુર્ગંધ મારતું રક્તમિશ્રિત હોય છે. આ વખતે સ્ત્રીને કેડમાં એટલી વેદના વધે છે કે તેને માટે ઉઠવું બેસવું પણ ત્રાસદાયક થઈ પડે છે અને ગુપ્ત માર્ગમાં કોઈ સોયો ભોંકતું હોય તેવું ભીષણ દર્દ શરૂ થાય છે. આખા શરીરે આગ બળવા લાગે છે. તેની સાથે જાંગોને અને ગુપ્ત ભાગના અંદરના પ્રદેશને જાણે કોઇ સોયો ભોંકી અધર કરે છે, લોહી ઉડી જતું જણાય છે, ઉંઘ આવતી નથી, બેચેની વધતી રહે છે; અને આ વ્યાધિ સ્થાનિક મટી સર્વાંગી બની, ક્ષય રોગની માફક દરદીને મૃત્યુ તરફ ધસડતો જાય છે.

પાંચ કે છ મહિના સુધી આ વ્યાધિ લંબાય છે અને કેટલાક કેસોમાં પાંચ વર્ષ સુધી ચાલે છે. તેમાં એકાદ વર્ષ તો વ્યાધિના સ્વરૂપનો નિર્ણય કરવામાં ચાલ્યું જાય છે, બાકી રીબાવામાં. છેવટે કબજીયાત પણ વધી જાય છે. હાથેપગે અને પેડુ ઉપર સોજો આવી જાય છે. ક્ષત વગરના અર્બુદના વ્યાધિવાળી દરદી વધુ સમય વીતાવી શકે છે. ક્ષતવાળી જલદી ખતમ થાય છે. પ્રથમના વ્યાધિવાળી બાઇ પીડા જીરવી શકે છે, જ્યારે ક્ષતવાળીની પીડા આપણાથી જોઇ પણ શકાતી નથી.

કેટલીક વખત ગર્ભાશયની ગ્રીવા ઉપર ચાંદી—સાદી ચાંદી પડે છે. પરંતુ આ ચાંદી અને અર્બુદના ક્ષતમાં ફેર છે. અર્બુદ ક્ષત વધારે

સોજાવાળો અને કઠણ હોય છે, તેમ ગ્રીવાને આમતેમ હલાવવાથી તે હલીચલી શકતી નથી. સાધારણ ચાંદી એવી કઠણ નથી હોતી, તેમાં દર્દ ઓછા પ્રમાણમાં હોય છે અને ગ્રીવામાં કુણાશ હોઈ તે હાલીચાલી શકે છે. છતાં સાધારણ ચાંદી (ક્ષત) ઉપેક્ષા કરવા જેવો વ્યાધિ નથી અને સારા ચિકિત્સકના હાથે સાધારણ ક્ષત સુધરી પણ જાય છે.

## ઉપાય અને ઉપચાર

અમે જણાવી ગયા છીએ કે આ વ્યાધિ અત્યંત અસાધ્ય છે. છતાં જો શરૂઆતથી જ આ વ્યાધિવાળી સ્ત્રીનો કેસ હાથ ઉપર લઈ તેની માવજત અને સારવાર કરવામાં આવે છે તો કેટલેક અંશે વ્યાધિ કાબૂમાં રહે છે અને મૃત્યુને પાછું ઠેલી શકાય છે.

સહેજ અંશે પણ આ વ્યાધિનું સ્વરૂપ જણાય ત્યારથી જ એને સંસારસુખ માટે સદાસર્વદા તજી દેવી જોઇએ. દરરોજ સવારમાં સ્નાન કરતી વખતે પોટાશ પરમેંગનેટ, બોરીક, લીંબડાનાં પાનનું ઉકાળેલું પાણી—એ ત્રણમાંથી ગમે તે એક પદાર્થનો ડુશ આપવો. દવાઓમાં શરીરની શક્તિ જળવાઇ રહે, રક્ત સુધરે અને જીવનતત્ત્વ વધે તેવી દવાઓ શરૂ કરવી. ડાકટરો કોડલીવર ઓઈલની વધુ ભલામણ કરે છે. તેટલી જ શક્તિ ધરાવનાર આપણું ટોપરૂં પણ છે. તાજું સૂકું ટોપરૂં એક ગોટાનો ચોથો ભાગ દૂધ સાથે પત્થર ઉપર ઘસી એક વાટકામાં ઉતારી લઇને પછી કપડાથી ગાળી લેવું, કૂચા ફેંકી દઈ દૂધ સાથે ગળાઈ આવેલું ટોપરૂં પી જવું. સવાર–સાંજ બે વખત અપાય તો તે કોડલીવર ઓઇલ જેટલી તાકાત આપે છે. બીજી રીતે કહીએ તો કોડલીવર ઓઇલમાંનાં પ્રજનક તત્ત્વો (વીટામીન) એમાંથી મળે છે.

ઉપરાંત (૧) ચ્યવનપ્રાશ અવલેહ દૂધ સાથે સવારે બે તોલા. (૨) સુદર્શનઘન સત્ત્વવટી—(સુદર્શન ચૂર્ણને દશગણા પાણીમાં ઉકાળી અરધું બળી જતાં ગાળી લઈ મળેલા ભાગને ઉકાળી શીરા જેવું બનાવીને ચણીબોર જેવડી ગોળી વાળવી. એને સુદર્શનઘન

સત્ત્વવટી કહે છે)એની દિવસમાં ત્રણ વખત કરીયાતાના ઉકાળા સાથે, એકેક ગોળી આપવી.

(૩) જમ્યા પછી દ્રાક્ષાસવ એકેક ઔંસ આપવો.

(૪) સુવર્ણભસ્મ રતી ૧ાા, સારી ઉંચી લોહભસ્મ રતી ૧, મોતીપીષ્ટિ રતી ૧, અભ્રક ભસ્મ રતી ૧, અમૃતાગુગળ રતી ૨, અકીક ભસ્મ રતી ૧ાા, તેનું એક પડીકું. એવાં બે પડીકાં–સવારે તથા સાંજે ઉપરની દવાઓ ઉપરાંત મધ અને ઘી સાથે આપવાં.

રાત્રે પીડાને કારણે ઉંઘ ન આવતી હોય તો શેકેલી ભાંગ તો. ૧, ગંઠોડા તો. ૦।, જટામાંસી તો. ૦।, ત્રણે વસ્તુની ગોળી મગ જેવડી પાણી સાથે બનાવી રાત્રે ત્રણચાર ગોળી આપવી.

ખોરાકમાં વિદાહી, મરચાંવાળા અને ખાટા પદાર્થો ત્યાગ કરાવવા. ચણા, હીંગ દારૂ, ખાંડ, માછલીની ખાસ પરેજી રાખવી. જીવ આનંદમાં રહે, ગૃહકલેશ ન હોય તેવા સુંદર વાતાવરણવાળી જગ્યામાં બાઈને રાખવી. આરામ વધુ આપવો, તેનું મન પ્રસન્ન રહે તેમ દરેક તેની સાથે વર્તવું.

વૈદ્યને આ વ્યાધિ કાબૂમાં આવતો ન જણાય તો ખોટું અભિમાન છોડી તેણે ડોકટરની સલાહ લેવા દરદીને સુચવવું. કેટલીક વખત ઓપરેશન, રેડીયમ અને ઇલેકટ્રીકની સારવારથી આવા કેસો સુધરે છે એમ સાંભળ્યું છે. પટણામાં કેન્સરના દરદીઓ માટે ખાસ સારવાર થાય છે એમ સાંભળ્યું છે. પણ ત્યાં જઈ આવેલા કેટલા કેસો સુધર્યા તે હું જાણતો નથી. કેટલીક યુવાન સ્ત્રીઓ હસ્તમૈથુન કરીને પરિણામે અર્બુદ પેદા કરી રીબાઇને મરે છે. આવી રીતે મૃત્યુના મુખમાં જનારી ખોજા કોમની એક બાઇને હું જાણું છું. મારી પાસે તે બહુ મોડી આવેલી અને એનું મોત નિર્માણ થયેલું. એ વિધવા હતી અને વર્ષો થયાં હસ્તમૈથુનથી હવસને સંતોષતી. પ્રભુ સર્વનું કલ્યાણ કરે અને સદ્‌બુદ્ધિ આપે.



# પ્રકરણ ૪૫મું

## ગર્ભાશયનું સ્થાનાંતર અને ભ્રંશ

**હમણાં** હમણાં ચાલતાં પ્રકરણો સ્ત્રીઓના ગુપ્ત માર્ગના મુખ્ય વ્યાધિઓ માટે છે. એટલે આ પ્રકરણો સામાન્ય વાચકોને કદાચ શુષ્ક અને નિરસ પણ લાગશે એ હું સમજું છું. વળી કેટલાક વ્યાધિઓનું વર્ણન કરવામાં આવે છે તે વિષે કદાચ દરદીઓ પોતે ચિકિત્સકની સહાય વગર કશું કરી શકશે નહિ; છતાં હમેશાં જે વ્યાધિઓ અનેક માણસોને થઈ આવતા જોવામાં આવે છે તેવા વ્યાધિઓને મૂકી દેવાનું મને વાજબી લાગતું નથી. કારણ કે આ ગ્રંથ જેમ સાધારણ વ્યક્તિના હાથમાં જવાનો છે તેમ ચિકિત્સકો-ઉછરતા વૈદ્યોના હાથમાં પણ જશે જ. એથી કેટલુંક જાણવા જેવું અને સમજવા જેવું જેમ ચિકિત્સકોને મળશે, તેમ આવાં દરદોથી પીડાતા દરદીઓ તથા તેમના કુટુંબીજનોને વધુ નહિ તો વ્યાધિના સાચા સ્વરૂપનું અને તેમાં કયો માર્ગ લઈ શકાય તેનું જ્ઞાન જરૂર ઉપયોગી થશે. દરદીઓ વ્યાધિના સાચા સ્વરૂપને સમજતા થાય તો તેઓ પણ ચિકિત્સકને વ્યાધિ મટાડવામાં ઘણી મદદ કરી શકે એમ હું માનું છું.

આ પ્રકરણમાં ગર્ભાશયના બે વ્યાધિઓ માટે મારે લખવાનું છે: (૧) ગર્ભાશયનું સ્થાનાંતર (૨) ગર્ભાશયભ્રંશ. બન્ને વ્યાધિઓ સ્ત્રીઓના ગુપ્ત ભાગમાં મોટે ભાગે થાય છે, છતાં જે વ્યાધિઓને ચિકિત્સકો પણ બરાબર રીતે સમજી શકતા ન હોય તેને દરદીઓ ક્યાંથી સમજે? મારે દુઃખ સાથે લખવું પડે છે કે આજે વૈદ્ય-સમાજમાંથી સ્ત્રીઓના ગુપ્ત વ્યાધિઓની ચોક્કસ ચિકિત્સા લગભગ મરી પરવારી છે, તેનું મુખ્ય કારણ એ બન્યું છે કે ડૉક્ટરોએ આ ક્ષેત્રમાં વિવિધ હથિયારો અને નિરીક્ષક યંત્રો વડે વધુ પગ-

પેસારો કર્યો અને વૈદ્યો ત્યાંથી પાછાં ખસતા ગયા, તેમ જ શારીરિક વિજ્ઞાનમાં આજના જમાનાને બંધ બેસતો વિકાસ ન કરી શકયા; એટલે એમને સ્ત્રીઓનાં ગુપ્તાંગોની વિવિધ રચનાઓ, તેનાં કાર્યો અને તેમાં થતા ફેરફારોનું પ્રત્યક્ષ જ્ઞાન મળ્યું નહિ. બીજી તરફ આજે નર્સો જે કામ કરી રહી છે તે કામ અગાઉ સુયાણીઓ કરતી અને એમને વૈદ્યોનો સહકાર હતો. સુયાણીઓના હાથમાં એ કાર્ય એટલા માટે રહેવા દેવામાં આવેલું કે સ્ત્રીઓના ગુપ્ત અવયવની તપાસ માટે સ્ત્રીવૈદ્ય જરૂરી મનાય છે. એથી એ કામ સુયાણીઓ નિભાવતી. પરંતુ એલોપથી આવતાં અને નર્સોનો રાફડો ફાટતાં સુયાણીની કિંમત રહી નથી. એટલે વૈદ્યો સ્ત્રીશરીરના જ્ઞાનની થોડા થોડા નજીક હતા તે પણ દૂર ગયા છે. નર્સો અને વૈદ્યોને બનતું આવે જ કેમ? એ તો તમે ઘણીયે વખત જોયું હશે કે સાહેબના હાથમાં સાંકળ આપીને પૂછડીને પટપટાવી, પાછળ દોડી જતી ગુરજી (વિલાયતી શ્વાનપત્ની) શહેરના ડાઘીઆને જોતાં, તેમની વચ્ચે પરસ્પર વાણીયુદ્ધ ચાલુ થઈ જાય છે. તેવું આજે નર્સો તથા વૈદ્યોને બને છે, અને એથી જ વૈદ્યોમાં રહેલી આ ઉણપ તેમને પોતાને કાંટાની માફક સાલે છે!

વારુ, હવે આપણે આ વ્યાધિના વિષયમાં વિચાર કરીએ. પહેલા વ્યાધિને ગર્ભાશયનું સ્થાનાંતર કહી શકાય.

સ્ત્રીઅવયવના વર્ણનમાં અમે જણાવી ગયા છીએ કે ગર્ભાશય પોતાની સમાન કક્ષાએ રહેલું હોવા છતાં એ સ્નાયુનાં વિવિધ બંધનોથી બદ્ધ થયેલું જુદું અવયવ છે. ગર્ભાશયનો દેહ અને ગ્રીવા (કમળ) જ્યાંસુધી પોતાના સ્થિતિસ્થાપક મૂળ રૂપમાં હોય છે ત્યાંસુધી એ સ્થાનાંતર પામતું નથી. હા, કેટલીક વખત ગર્ભાશય સ્વાભાવિક રીતે સ્થાનાંતર પામ્યું હોય છે તેવું પાછું સ્વાભાવિક રીતે ઠેકાણે પણ આવી જાય છે. જેમ કે જ્યારે મૂત્રાશય સંપૂર્ણ

પહોળું થઈ જાય ત્યારે ગર્ભાશય પાછળના ભાગ તરફ થોડું ફરી જતું જણાય છે. પરંતુ આ સ્થિતિ માત્ર મૂત્રાશય ખાલી થતાં સુધી રહે છે અને ફરી આપોઆપ ઠેકાણે આવે છે. તેવી જ રીતે સુવાવડ પછી કેટલાક દિવસો સુધી એ પ્રમાણે પાછળ ફરી ગયેલું જણાય છે. પરંતુ તે આપોઆપ ઠેકાણે આવે છે. એટલે એને ગર્ભાશયનો ભ્રંશ અથવા સ્થાનાંતર ન જ કહી શકાય.

પરંતુ ગર્ભાશયનું ખાસ કારણોને લઈને જુદી જુદી દિશા તરફ ખસી જવું, ઉંચકાઈ જવું, ઢળી જવું કે ધસી આવવું, તેને જ ગર્ભાશયનું સ્થાનાંતર કહી શકાય.

આ વ્યાધિ બે રીતે હોય છે: એક તો જન્મથી અને બીજું કારણવશાત્ પાછળથી થયેલ હોય છે. ગર્ભાશયનું જન્મનું બંધારણ વિરૂદ્ધ સ્થિતિવાળું, અવિકસિત કે સ્થળાંતરવાળું હોય છે તો તે નાની બાળકી હોય ત્યારે જાણવામાં આવતું નથી. પરંતુ જ્યારે તે યુવાન અવસ્થામાં આવે છે અને ગર્ભાશયના દોષને કારણે સ્ત્રીત્વને યોગ્ય શરીરનો બાંધો બરાબર ખીલી નથી ઉઠતો, ત્યારે જ આ ઉણપ સામે નજર જાય છે. આવી છોકરીઓ કે જેને જન્મથી જ ગર્ભાશયનો ખાસ દોષ છે, તેવી છોકરીઓના બાંધા બહુ જ નબળા, અવિકસિત શરીર, હૃદયની નિર્બળતા, સ્તનની શુષ્કતા અને પાંડુરોગ હોય છે. અને ભરયુવાનીનાં વરસો આવી લાગવા છતાં જ્યારે એ ખીલી નથી ઉઠતી તથા ઉપરના વ્યાધિઓના સીધા ઉપચારોમાં ફળિભૂત નથી થવાતું ત્યારે તેના ગર્ભાશયની પુર્ણતામાં ખામી રહેલી છે એમ લાગે છે અને તે તરફ નજર જાય છે. જન્મની ઉણપો અને ખોડો કેટલીક સુધારી શકાય છે અને કેટલીક નથી પણ સુધરતી. તેને લઇને સંસારને સંપૂર્ણ લાયક એવી આ સ્ત્રીઓ નથા થઈ શકતી. દાખલા તરીકે જન્મથા ગર્ભાશયની વક્રતા નિવારી શકાય છે, પરંતુ જો ગર્ભાશય અપૂર્ણ વિકાસવાળું અને તેનું મુખ છેક ટુંકું અને સોયના નાકા જેટલું જ વિકસીને પશ્ચાતનમન થઈ ગયેલું હોય છે તો તે નથી સુધરતું,

ગર્ભાશયના સ્થાનાંતરના અંગ્રેજી અને દેશી રીતે ઘણાં જુદાં જુદાં વર્ગીકરણ થઇ શકે છેઃ (૧) ગર્ભાશય સન્મુખઆનમન (એન્ટીફ્લેકશન) (૨) ગર્ભાશય સન્મુખાવર્તન એન્ટીવ્હર્શન) (૩) ગર્ભાશય પશ્ચાદાવર્તન (રીટ્રોવ્હર્શન) (૪) ગર્ભાશય પશ્ચાદાનમન (રીટ્રોફ્લેકશન) (૫) ગર્ભાશયભ્રંશ (પ્રોલેપ્સસ). જો આને આપણે સાદી ભાષામાં કહીએ તો ગર્ભાશય વાંકું વળવું, ઉચકાઈ જવું, તીરછું બનવું કે બહાર ધસી આવવું એમ સમજાવી શકાય.

ગર્ભાશયમાં ફેરફાર થાય છે ત્યારે પેડુમાં સાધારણ કે વધારે પડતો દુઃખાવો થાય છે, અટકાવની અનિયમિતતા અથવા લોહીવા થઇ આવે છે, પેસાબની અટકાયત અને દુઃખાવો રહે છે, ગર્ભ રહેતો નથી, ઓછાવધતા પ્રમાણમાં પ્રદર ચાલુ રહે છે, કોઇક વખત તેની અંદર ચાંદી પણ પડી જાય છે.

હરેક પ્રકારના ગર્ભાશયના પરિવર્તનમાં સરખાં લક્ષણો હોતાં નથી, પણ તે લક્ષણોમાં ફેરફાર જણાય છે.

તેનાં કારણો બે રીતે મળી આવે છેઃ અંદરનાં કારણો તરીકે એક તો ગર્ભાશયની અંદર કોઈ વ્યાધિ થઇ આવવાથી અથવા ગર્ભાશયનાં રજ્જુબંધનો ઢીલાં પડી જવાથી. બહારનાં કારણો તરીકે ઘણી સુવાવડો આવી જવાથી, વધુ પડતા પુરુષસમાગમથી, વિરુદ્ધ આસનવાળા સમાગમથી, વજનદાર બોજો ઉંચકવાથી, મરડા જેવો વ્યાધિ સખ્ત રૂપમાં થઇ આવવાથી, સુવાવડ પછી લેવો જોઈ તો આરામ અને અંદર લેવા જોઈતા પહેરવાના ઉપાયના અભાવે. ઉંચેથી પડી જવાથી કે કોઇ વખત પગ લપસીને ખસી પડવાથી અંદર જો રજ્જુબંધનો ઢીલાં થયાં હોય છે તો ગર્ભાશયનું સ્થાનાંતર થઇ જાય છે. તેમ જ નાની ઉમર અથવા નાના કદની છોકરીને મોટી ઉમરના અથવા મોટા કદના પુરુષ અથવા બીજવર સાથે પરણાવવામાં આવે

છે ત્યારે પણ ઘણા દાખલામાં ગર્ભાશયનું સ્થાનાંતર થયેલું જોવામાં આવે છે.

## ઉપાય અને ઉપચાર

ગર્ભાશયનું સ્થાનાંતર થયું છે અને કઈ રીતે થયું છે તે તો દરદી બહુ ઓછું જાણી શકે છે. પરંતુ અનુભવી વૈદ્ય–ડાકટરો, સુયાણીઓ અને નર્સોએ જો અનેક કેસોનો અભ્યાસ કર્યો હોય છે તો તરત જ જણાઈ આવે છે કે ગર્ભાશયમાં આટલો ફેરફાર થયો છે. જ્યારે હિંદુસ્તાનમાં નર્સોનો જન્મ થયો નહોતો ત્યારે આવા વ્યાધિઓ નહોતા જ થતા એવું નહોતું, પરંતુ હોશિયાર દાયણોની પાસે આજના જેવાં વિવિધ યંત્રો અને સાધનો ન હોવા છતાં કેવળ હાથથી તપાસીને આવા કેટલાય વ્યાધિઓ તે સારા કરતી અને વિધવિધ મસાજ (ચંપી–ચોળવું)ની ક્રિયા તે એવી સુંદર જાણતી કે એ બાહ્ય ઉપચારથી જ ગર્ભાશયને ઠેકાણે લાવી દેતી.

## પેચોટી ચોળાવવી

ડુંટીની નીચેનો ભાગ અને આસપાસના ભાગ ઉપર ધ્યાનપૂર્વક દાબી જોવાથી, તેમ જ ગુપ્તમાર્ગમાં અંગુલીપ્રવેશ કરીને પણ ગર્ભાશયની સ્થિતિ જાણી શકાય છે. સ્ત્રીને સમાન સપાટીએ ચીતી સુવડાવી, તલના તેલવાળો હાથ કરીને પેટ ઉપર ચોળવાથી પેચોટી (ગર્ભાશય) ઠેકાણે આવી જાય છે. આ ક્રિયા પુસ્તકમાં વાંચવાથી આવડતી નથી, પરંતુ એ તો સિદ્ધ હસ્તક્રિયા છે. નાનાં મોટાં ગામડાંઓમાં પેટ ચોળવાની ક્રિયાઓ કરતી વૃદ્ધ સ્ત્રીઓ હાલ ઘણી જોવામાં આવે છે. તે એટલું મજાનું કામ કરે છે કે સાધારણ થયેલા ગર્ભાશયના સ્થળાંતરને એ ઠેકાણે લાવી દે છે. પેટ ચોળવાની ક્રિયા કરનારી સ્ત્રીઓને એ સાથે શરીરનાં બીજાં અંગો ઉપર પણ ઉપચાર કરતી જોઇ છે. જેમ કે સાથળ અને પીંડીઓની ઉભી નસો કે જે સીધી

રીતે નહિ પણ આડકતરી રીતે ગર્ભાશયનાં સ્નાયુબંધનો સાથે સંબંધ ધરાવે છે, તે નસોને તેઓ ચોળે છે, પગની ઘુંટી પાસેની નસને સારી રીતે ચોળી ચંપી આપે છે. પગના અંગુઠાના મૂળમાં દોરીથી ટાઇટ બાંધી દે છે અથવા ધાતુની વીંટી અમુક સમયને માટે અંગુઠામાં પહેરાવે છે.

પેટ ચોળાતું હોય છે ત્યારે શેકેલી મેથી, સુંઠ, ગોળ, ઘી અને કયારેક ગુંદર ઘીમાં શેકીને દરદીને ખવડાવે છે. ખાવાની દવા તરીકે આ દ્રવ્યો સ્નાયુ અને ગર્ભાશયને મદદ કરે છે.

જુનવાણી વિચારો અને ક્રિયાઓને ભલે નવા સંસ્કારીઓ ન માને, પરંતુ મારો તો અનુભવ છે કે જો આવી ક્રિયાઓ જીવંત નહિ રહે તો ગરીબ હિંદુસ્તાનની મધ્યવર્ગની સ્ત્રીઓને એથી મોટામાં મોટી ન નિવારી શકાય તેવી હાનિ થશે.

## ગર્ભાશયનું ફેરવી આપવું

અનુભવી હાથો ગર્ભાશયને ફેરવીને પણ ઠેકાણે લાવી શકે છે, એ અનુભવ સિવાય કોઈ પણ વૈદ્ય અથવા સુયાણી કરી શકતાં નથી. ફેરવવાની ક્રિયા માટે પ્રથમ દરદીને ચીતી સુવાડી, જમણા હાથના અંગુઠા પછીની બંને આંગળીઓ ઉપર સ્નિગ્ધ પદાર્થ (ઘી અથવા ગ્લીસરાઇન) લગાડી, ધીરેથી અંગુલીઓ દાખલ કરવી અને ડાબા હાથે પેટની બસ્તીનું હાડકું (સેક્રમ) રહેલું છે તેના પોલાણમાં ડાબા હાથનું દબાણ શરૂ કરી જમણા હાથથી ગર્ભાશય જે તરફ નમી ગયું હોય ત્યાંથી ઉંચકી સમાન કક્ષાએ ફેરવી શકાય છે. તેમ જ કયારેક ઘુંટણીઆભર ઉંધી સુવાડી એક આંગળી સફરામાં દાખલ કરી અને બીજા હાથની આંગળીઓ ગુપ્ત ભાગમાં પ્રવેશ કરાવીને ગર્ભાશયને સીધું કરી શકાય છે.

આવી ક્રિયાઓ હસ્તગત વિદ્યા છે. કોલેજમાં અભ્યાસ કર્યા પછી સારામાં સારી મીડવાઈફ પણ આ કાર્ય નથી કરી શકતી, જ્યારે અનુ-

ભવી ચિકિત્સક કે દાયણ આવી જાતનો ફેરફાર કરી શકે છે. એટલે જ અમારે જણાવવું જોઇએ કે દેખાદેખી આવી ક્રિયાઓ કોઈ સાધારણ માણસે કરવી ન જોઈએ.

## પ્રેસરીઓ અને રીંગો

અત્યારે ગર્ભાશયની અસમાનતા દૂર કરવા માટે પ્રેસરીઓ તૈયાર આવે છે, એ ગર્ભાશયની ડોક ઉપર પહેરાવી દેવામાં આવે છે. આ બંગડી જેવી રીંગો હોય છે અને તે નાના મોટા માપની આવે છે, તે કેમીસ્ટોને ત્યાં મળે છે. આવી રીંગ ગર્ભાશયની ડોક અથવા કમળ-મુખનું માપ લઈ તેને બરાબર રીતે બંધ બેસતી આવે તેવી કુશળ દાયણના હાથે પહેરી લેવી. તેને બે મહિના રહેવા દેવાથી ગર્ભાશયનું વાંકાપણું દૂર થઈ જાય છે. પરંતુ આ જાતની રીંગ પહેરાવ્યા પછી કેટલીક વખત સ્ત્રીઓને દુઃખાવો પેદા થાય છે. તેમ થવાનું કારણ રીંગ બરાબર બંધ બેઠી હોતી નથી તે હોય છે. એટલે રીંગ પહેર્યા પછી દુઃખાવો થાય તો તેને ફરીથી નાની યા મોટી માફકસરની પહેરાવી લેવી. એક વખત દાખલ કર્યા પછી પંદર દિવસથી વધુ વખત રીંગ રાખવાની હોય તો દર પંદર દિવસે રીંગને કઢાવી નાંખી, પોટાશ પરમેંગનેટ અથવા ફટકડી કે બોરીક નાંખેલા પાણીથી ડુશ લેવો અને ફરી રીંગ પહેરી લેવી. આવી રીતે રીંગને દર પંદર દિવસે કાઢી નાંખી સ્વચ્છતા કરવામાં નથી આવતી તો અંદર ગર્ભાશયની ડોકની આજુબાજુમાં જ્યાં રીંગ રહે છે ત્યાં જગ્યા આળી બનીને ક્યારેક ચાંદી પડી જાય છે.

રીંગ પહેરવાથી લગભગ સેંકડે પચાસ કેસોમાં લાભ થાય છે અને ગર્ભાધાન સમાન અંતરે રહેવાથી ગર્ભ ધારણ થઈ જાય છે. માટે અનુભવી ચિકિત્સકની સલાહ લઈને રીંગ પહેરવાથી લાભ થતો હોય તો તે જરૂર પહેરવી જોઇએ.

## ગર્ભાશય ભ્રંશ

આ વ્યાધિ બે રીતે થાય છે. એક તો યોનીમાર્ગમાંનો ઉપરનો ભાગ તેને તાળવી (પ્રોલેપ્સસ વેજાઈની) કહે છે, તે ખસીને બહાર નિકળતો જણાય છે, ઉભા પગે બેસવાથી યોની બહાર બોરની માફક દેખાય છે અને કયારેક ગર્ભાશય અંદરથી સ્થાનભ્રષ્ટ થઈને નીચે આવી જઇ બહાર દેખાવા લાગે છે. શરૂઆતમાં તો યોનીમાર્ગનો ભાગ ટુંકો થતો જાય છે અને પછી કેટલાક દિવસો બાદ બહાર દેખાવ આપે છે. ઘણું કરીને સુવાવડો ઘણી આવી ગયા બાદ ચાલીશ વરસની સ્ત્રીઓને પણ સગર્ભાવસ્થામાં પુરુષસમાગમ સહેવો પડતો હોવાથી અથવા સુવાવડ થતાં વધુ પડતી તકલીફ થવાથી, ગર્ભાશયના સ્નાયુઓ એકદમ ઢીલા પડી જાય છે. મેદવાળી સ્ત્રીઓ અને નબળા બાંધાની સ્ત્રીઓને કયારેક જમીન ઉપરથી જોરથી બોજો ઉંચકવો પડે છે તો પણ એકદર ગર્ભાશયના સ્નાયુઓ ઢીલા પડીને ગર્ભાશય નીચે ધસી આવે છે એમ જોયું છે.

વૈદકનાં જૂનાં પુસ્તકોમાં યોનીકંડુના નામે આ દરદને ઓળખાવવામાં આવેલ છે. પરંતુ એને યોનીકંડુ ન કહી શકાય. યોનીભ્રંશ એ નામ આની સાથે વધારે બંધ બેસતું છે.

જયારે આ પ્રમાણે ગર્ભાશયનો ભ્રંશ થાય છે ત્યારે તેની અસર મૂત્રાશય અને મળાશય ઉપર પણ થાય છે. એટલે એ અવયવો પણ પોતાના સ્થાનથી ખસી આવે છે.

જો આ પ્રમાણે બહાર ધસી આવતા અંગને ફરી પાછું ઠેકાણે બેસારી દેવામાં નથી આવતું અને વધુ વખત જો એ બહાર રહે છે, તો આગળનો ભાગ સડવા લાગે છે અને ચાંદીઓ પડી જઈ કોહવા લાગે છે.

આ વ્યાધિમાં ખાસ કરીને ગર્ભાશયને પકડી રાખનારા સ્નાયુ જ્યારે ઢીલા થાય છે કે નબળા પડે છે, ત્યારે જ આ પ્રમાણે અંગ બહાર નીકળી જાય છે.

## ઉપાય અને ઉપચાર

આવી રીતે અંગ બહાર નીકળી આવતું હોય તેવી સ્ત્રીની મહેનત મજૂરી છોડાવી દેવી જોઈએ. વધુ પડતી ઉઠબેસ કરવાનું બંધ કરીને સુવરાવી રાખી, પ્રથમ બહાર આવતા અંગની અંગુલીપ્રક્ષેપથી પૂરતી તપાસ કરી લઈ, એ ભાગને ફટકડીના પાણીથી ધોઈ હાથથી અંદર ધકેલી ઠેકાણે બેસારી દેવો જોઈએ. ઘણું કરીને જો બહાર ધસી આવેલા અંગ ઉપર સોજો આવેલો નથી હોતો તો તે ઠેકાણે બેસી જાય છે અને બેસાર્યા પછી ફરી એ અંગ બહાર ન આવી જાય તે માટે રીંગ પહેરાવી દેવી જોઇએ. જૂની રૂઢીની સુયાણીઓ એક રેશમી કપડામાં નવ આનાના પૈસા ભરી થેલીની ઉપર એરંડીયું લગાડી, યોનીમાં પહેરાવી દેતી અને એની ઉપર કચ્છ મરાવી દેતી. એથી કેટલીક વખત સુધી સ્વસ્થાને ગર્ભાશય રહેવાથી ફરી ઉતરતું નહોતું. એ કોથળી એક બે દિવસ સુવરાવી રાખીને પહેરાવી રખાય છે. પરંતુ વધુ વખત આવો જડ પદાર્થ રહે તે ઠીક નથી. તેને બદલે રીંગ પહેરાવવી ખોટી નથી.

ગર્ભાશય એક વખત ઠેકાણે બેસી જાય ત્યારપછી કેટલાક દિવસ સુધી એક ભાગ ફટકડી અને ચાર ભાગ સાકરને મેળવી, કોયલા ઉપર ગરમ કરી બોર જેવડી ગોળી બનાવી, દરરોજ ગુપ્ત ભાગમાં પહેરવા આપવાથી ગ્રાહી ગુણને લીધે સ્નાયુ સંકોચ પામીને ફરી ગર્ભાશય નીચે ધસી આવતું નથી. ખાવાની દવાઓ તરીકે બે ત્રણ વનસ્પતિની દવાઓ ગર્ભાશયના સ્નાયુ ઉપર સુંદર અસર નીપજાવે છે.

**એક**–કાંટળુ માયુ જે ગાંધીને ત્યાં મળે છે તે લાવી ખાંડી પાઉડર બેઆની ભાર જેટલો સાકરના શીરાના કોળીઆ વચ્ચે મૂકીને

ગળી જવો. દિવસમાં બે વખત પણ અપાય. આ દવા કેટલાક દિવસ આપવાથી ગર્ભાશયના સ્નાયુને મદદ મળીને પૂરો લાભ થાય છે.

**બીજું** કમળની એક જાત છે જેને પોયણા કહે છે. સંસ્કૃતમાં એને કુમુદિની કહી છે. કારણ કે એ રાત્રિએ ખીલે છે અને કમળ દિવસે ખીલે છે. એનાં પાતરાં અને ખીલાવટ કમળ જેવી જ હોય છે. ઘણું કરીને તો શ્રાવણ–ભાદરવામાં જ નાનાં નાનાં તળાવોમાં એ થાય છે. તે ઋતુમાં તેને લાવી તેની પાંખડી અઢીશેર અને સવાશેર સાકર બેઉને લેવાં. એક માટીના વાસણમાં પાંખડી પાથરી ઉપર સાકર નાંખવી. એમ થર ઉપર થર કરી, મોઢું કપડાથી બાંધી કેટલાક દિવસ રહેવા દેવાથી, બંને મળી લોચા જેવો પદાર્થ તૈયાર થાય છે. એનું નામ અમે **પ્રિયા કુમુદિની** રાખ્યું છે. કારણ કે એ સ્ત્રીઓના ગર્ભાશયનાં સ્નાયુબંધનો અને ગ્લેંડઝને એવી સુંદર અસર નિપજાવે છે કે સ્નાયુને તંગ બનાવી સરખા કરે છે. ધસેલા અંગને સ્નાયુસંકોચને કારણે સમાન કક્ષાએ લાવી મૂકે છે. દિવસમાં ત્રણ વખત એકેક તોલો એ પદાર્થ દૂધ સાથે ચાવીને ખવાય છે.

**ત્રીજી** દવા છે કમરકાકડી. તે કમળનું ફળ છે. એને કાળું છાલડું ઉપર આવે છે. ગાંધી લોકો કમરકાકડી અથવા પબડીના નામથી વેચે છે. એકથી બે આને શેરની એ વસ્તુ છે. છતાં કહેવું જોઇએ કે એ વસ્તુ સ્ત્રીઓ માટે ચમત્કારિક ઔષધ છે. આ કમરકાકડીને લાવી ઉપરનાં છીલટાં કાઢી નાંખી, અંદરના ગર્ભને ખાંડી, તેમાંથી પાવલીભાર દૂધની સાથે ખીર બનાવી જરા સાકર અને એલચી નાંખી, સવાર–સાંજ આપવામાં આવે તો પણ ગર્ભાશયના સ્નાયુઓ અને યોનીમાર્ગના ગ્લેંડઝ અને આંતરત્વચાને ઘણી ઝડપી મદદ કરે છે. એકાદ મહિનો લાગટ આપવાથી ગર્ભાશય ઉંચે ચઢીને ફરી નીચે ઉતરતું નથી. સુવાવડ પછી ગુપ્તભાગ નબળો બનીને શિથિલ થઈ જાય છે તેથી અત્યંત પહોળો અને ઢીલો બને છે. માત્ર બે આને શેરની કમરકાકડી તેને સંક્ષ,

મજબૂત અને સ્થિતિસ્થાપક બનાવી આપે છે. એટલું જ નહિ પણ કમરકાકડી સ્તનના સ્નાયુને મજબૂતી આપી સંકોચે છે, એટલે સ્તન પણ ઉંચકાઈ જઈ દૃઢ બને છે અને તેની લટકતી હાલત દૂર થાય છે. સ્ત્રીઅવયવને સીધી મદદ પહોંચાડી ઝડપી કામ કરનાર કમરકાકડી જેવો બીજો પદાર્થ અમને નથી જણાયો. ઘણા વખતથી અનેક બહેનોને આપી, અનુભવ કરી આ વસ્તુ અમે અહીં સ્પષ્ટ જણાવી છે. પાંચ પાંચ રૂપીએ મળતી મોંઘી સંકોચન અને સ્તનદઢિકરણની દવાઓ વાપરતાં પહેલાં નિર્દોષ, સસ્તી અને સહેલી કમરકાકડીની ઉપયોગીતા બહેનો નજરમાં લે તો કેવું સારૂં ? ઉપરાંત ખોટી ગરમાઈ, પ્રદર, શરીરના તપારા અને દુબળાશને કમરકાકડી મટાડે છે. એનું પ્રમાણ અરધા તોલાથી એક તોલા સુધી પણ લઈ શકાય છે.

**ચોથી** ખાવાની દવા કુકડીનાં ઈંડાંનાં કોતરાંની ભસ્મ. તેની બનાવટ અગાઉ પ્રદરના પ્રકરણમાં બતાવી ગયા છીએ. તે પણ સરસ કામ કરે છે. તેનો અમે શ્વેતાંગ ભસ્મના નામે ઉપયોગ લખ્યો છે.



# પ્રકરણ ૪૯મું

## રક્ત ગુલ્મ

**ગુલ્મના** વ્યાધિ પાંચ પ્રકારનો થાય છે એમ આયુર્વેદ શાસ્ત્ર કહે છે. મિથ્યા આહાર અને વિહારથી આમાશયમાં કલેદન કફ અને અન્નાશયમાં રહેલા પાચક પિત્તને વાયુ પોતાના અતિયોગથી સૂકવીને તેને પેટમાં–આંતરડામાં ફેરવે છે. એથી ગોળાકાર અથવા લાંબી એક અથવા વધારે ગાંઠો પેટમાં જણાય છે. તેને ગુલ્મરોગ કહે છે. જુદા જુદા દોષોની વધુ ઓછી મિલાવટના પરિણામે વાતગુલ્મ, પિત્તગુલ્મ, કફગુલ્મ, ત્રિદોષગુલ્મ અને રક્તગુલ્મ એમ જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. છતાં ગુલ્મ વ્યાધિમાં હરેક ગુલ્મની અંદર વાયુનો અતિયોગ અને તે તે દોષનો મિથ્યાયોગ તથા ત્રીજા દોષનો હીનયોગ હોય છે. ગુલ્મ બે પ્રકારે જણાય છે: એક ચળ અને અચળ. ચળ ગુલ્મ એકથી બીજી જગ્યાએ ફરે છે, જ્યારે અચળ ગુલ્મ એક જ ઠેકાણે રહે છે. એનાં સ્થાનો કુખ, નાભિ, બસ્તી, એમ જુદાં જુદાં હોય છે.

આ તો જાણે કે શાસ્ત્રીય ચર્ચા ગુલ્મ વ્યાધિની થઈ. પરંતુ આપણે ચાર જાતના ગુલ્મને છોડીને માત્ર રક્તગુલ્મ સંબંધી વિચારવાનું છે. કારણ કે સ્ત્રીઓને ખાસ રક્તગુલ્મ થાય છે અને એ જ રક્તગુલ્મને લોહીની ગાંઠના નામે ઓળખવામાં આવે છે, ઘણી સ્ત્રીઓના પેટને જોઈને વૈદ્યો કહે છે કે તેમના પેડુમાં લોહીની ગાંઠ છે.

આ ગાંઠ સ્ત્રીઓના અટકાવના રૂધીરમાંથી જ પેદા થાય છે અને જ્યારે અટકાવની અનિયમિતતા શરૂ થાય છે ત્યારે પ્રવાહના રૂપમાં બહાર પડતું રક્ત અટકી જવાથી ગાંઠના રૂપમાં જમા થાય છે. આનું નામ રક્તગુલ્મ અથવા લોહીની ગાંઠ છે.

જ્યારે અટકાવના દિવસો જતા હોય છે ત્યારે અણુસમજને કારણે સ્ત્રી અત્યંત ઠંડાં પીણાં પીએ છે, વાયુને પ્રકોપાવનારા પદાર્થો ખાય છે, અટકાવનું રૂધીર વહેતું હોય અને ઠંડા પાણીમાં બેસી કપડાં ધુએ છે, રૂધીર બંધ થયા પહેલાં પુરુષસમાગમ અને તે પણ વિરૂદ્ધ આસનથી આદરે છે. ઉભાં ઉભાં કેડેથી નીચા નમી ઝાડુ કાઢવા જેવી ક્રિયા લાંબા વખત સુધી અટકાવના દિવસો દરમ્યાન કરે છે, ત્યારે તેના રજની અંદર વાયુનો અતિયોગ થાય છે અને પિત્તનો હીનયોગ તથા કફનો મિથ્યાયોગ થઇને બહાર આવતા રૂધીરને વાયુ સૂકવે છે. તેથી પડવાળી ગાંઠ પેડુના ભાગમાં ઉત્પન્ન થાય છે અને ધીરે ધીરે વધવા લાગે છે. જ્યારે જ્યારે અઠકાવના દિવસો વહી જાય છે ત્યારે ત્યારે આ ગાંઠ વધતી જાય છે અને જાણે ગર્ભ રહ્યો હોય તેવાં ચિહ્નો જણાવા લાગે છે.

રક્તગુલ્મમાં કફનો મિથ્યાયોગ થવાથી સ્ત્રીનાં નિતંબ અને સ્તન ભારે થતાં જાય છે; અને મુખમાં રસનકફના મિથ્યાયોગથી મોળ આવવી, જીવ મીચકવો, ઉબકા વગેરે થઈ આવે છે. એટલે રક્તગુલ્મ એ ગર્ભના જેવાં સ્પષ્ટ ચિહ્નો બતાવે છે. એથી ચિકિત્સકો કયારેક ગર્ભને ગુલ્મ માની લેવાની કિંવા ગુલ્મને ગર્ભ માની લેવાની ભૂલ કરી નાંખે છે; કારણ કે ગર્ભ રહેવાનાં અને ગુલ્મનાં બેઉનાં સરખાં ચિહ્નો હોય છે, અને સ્થાન પણ લગભગ બંનેનું એક જ અથવા થોડા અંતરવાળું જણાય છે.

નજરે જોયેલી નહિ પણ સાંભળેલી વાત છે અને તે સાચી માનવામા વાંધો પણ નથી. કેમકે એ વાત કેટલાક સારા માણસોના મુખેથી સાંભળી છે. એક ડોકટર જેઓ એલોપથીના સંપૂર્ણ નિષ્ણાત હતા તેમનાં જ પત્નીને ગર્ભ રહ્યો અને ગર્ભને અંગે પ્રકૃતિ અસ્વસ્થ રહેવાથી એ પોતાની પત્નીના શરીરની રોજ પરીક્ષા કરતા. એમ કરતાં એમણે તો ચોક્કસ કરેલું કે લોહીની ગાંઠ અથવા રક્તગુલ્મ છે. પાંચમા

મહિને પેડુનો ભાગ ફૂલવા લાગ્યો અને એમણે બીજા ડૉક્ટર મિત્રને બોલાવી સલાહ લીધી. બધાનો મત ગાંઠ હોવાનો નક્કી થયો અને પછી ઑપરેશન અનિવાર્ય ઠર્યું. વિચારણામાં બીજા બે એક મહિના વીતી ગયા. આઠમો મહિનો બેસવાની તૈયારી હતી. તે વખતે બાઈને ઑપરેશન માટે ટેબલ ઉપર લીધી. સહકારમાં થોડીક નર્સો અને ડૉક્ટરો પણ હતા. એ વખતે આ ડૉક્ટરની સાથે નહિ પરંતુ એમનાં પત્નીની સાથે સંબંધ ધરાવનારી દેશી સુયાણી ત્યાં આવી પહોંચી અને તેણે બાઈને તપાસવાની માગણી કરી. તપાસ્યા પછી ડાક્ટરને વિનતિ કરી કે ઑપરેશનનું કામ હજી બીજા બે મહિના સુધી મુલતવી રાખો. સુયાણીનો મત એવો હતો કે બાઈને ગર્ભ છે.

ગાંઠને બદલે ગર્ભ હોવાની સાબિતીમાં સચોટ પુરાવા રજુ કરવાની આવડત દેશી સુયાણીમાં નહોતી. પરંતુ એ પોતાના અભિપ્રાય માટે પૂરતી મક્કમતાથી હાથ જોડી પુનઃ પુનઃ ઑપરેશન નહિ કરવા વિનવતી, સાથે દરદી પણ ઑપરેશન કરાવવા પહેલેથી જ નારાજ હતી. એટલે ગમે તેમ પણ એ વખતે ઑપરેશન બંધ રહ્યું અને પૂરા દિવસે બાઈને પ્રસુતિ થઈને પુત્ર અવતર્યો. આ બનાવ અમદાવાદમાં જ બનેલો છે.

એટલે ડૉક્ટરો જેમ આ વ્યાધિને માટે ભૂલથાપ ખાય છે તેમ વૈદ્યો પણ ભૂલથાપ ખાય છે. એથી જ આયુર્વેદના આચાર્યોનો મત છે કે રક્તગુલ્મના દરદીની ચિકિત્સા નવ માસ પૂરા થયા પછી કરવી.

છતાં ચિકિત્સા કરવાની ઉતાવળ હોય તો એ સાચે જ ગર્ભ છે કે ગાંઠ છે તે બાબતનો નિર્ણય બરાબર કરી લેવો જોઈએ. આજના જમાનામાં તો પેટમાં શું રહેલું છે તે જોઈ લેવાનાં પણ યંત્રો (એકસ–કિરણો) હાજર છે. એટલે કદાચ ડૉક્ટરોને વધુ નહિ મુંઝાવું પડે. પણ ગરીબ દેશની આમ જનતા અને એવા ગરીબોની સારવાર કરતા વૈદ્યો પાસે તો થોડાં જ આવાં યંત્રો હોય છે ! અને હોય તો ગરીબો તેમનો મહિના સુધી નિર્વાહ ચાલે તેટલી ફી ભરીને

દરદનું નિદાન કરાવી શકે એવી તાકાત પણ ક્યાં હિંદનાં કરોડો સંતાનોમાં છે? એમને માટે તો અમર રહો દેશી દવા અને દેશી પદ્ધતિ.

ગર્ભાશયની ગાંઠ પાંચ મહિનાની થઈ ગયા પછી પોતાના સ્થાન ઉપરથી એ ખસી શકતી નથી, જ્યારે ગુલ્મની ગાંઠ હાથથી ખસેડવાનો પ્રયત્ન કરવાથી ડાબા અથવા જમણા પાંસળા તરફ ધસી જાય છે. ફરી તેને છોડી દેવામાં આવતાં તે ગર્ભસ્થાનની જગ્યાએ આવી રહે છે. ગર્ભ આ રીતે ચડી–ઉતરી શકતો નથી.

બીજી પરીક્ષા તરીકે એક તોલો સોનાગેરૂ દશ તોલા પાણીમાં પીગળાવવો અને પછી આઠ આંગળના લાંબા–પહોળા, સફેદ અને સ્વચ્છ કપડાના બે કકડા એ સોનાગેરૂના પાણીમાં પલાળી, નીચોવી લઇને એક કકડો ખાલી પેટ ઉપર અને બીજો કકડો જ્યાં ગાંઠ હોય તેની ઉપર પાથરી દેવો. બાઇને સુવારી રાખવી. થોડા વખત પછી બેઉ કકડાને જોવા. જો પેટમાં ગર્ભ હશે તો પેટ ઉપરનો અને ગાંઠ ઉપરનો બન્ને કકડા એક સાથે સુકાઇ જશે, અને રક્તગુલ્મની ગાંઠ હશે તો ગાંઠ ઉપરનો કકડો જલ્દી સુકાશે નહિ, પણ પેટ ઉપરના કકડા કરતાં એને સુકાવામાં વધુ વાર લાગશે.

ઉબકા, ઉલટી, સ્તનભાર અને પેડુનો વધારો થઈ આવતાં સ્રીસમાજમાં વિધવાઓને કેટલીક વખત અણછાજતો અન્યાય પણ થતો જોયો છે. અને એ વિધવાને થઇ આવેલા રક્તગુલ્મને ગર્ભ માની હરામના હમેલ રહ્યાની કાગરોળ શરૂ થાય છે. એને પરિણામે વિધવાને શાં વિતકો વીતે છે તે હું અહીં નહિ આલેખું. પરંતુ અનેક દયાપાત્ર વિધઓનાં બોર બોર જેવાં આંસુ મેં જોયાં છે. એના હૃદયની વેદના સાંભળવા કોઈ તૈયાર નથી હોતું કે તે આડે રસ્તે નથી ગઇ, પુરુષનો સ્પર્શ પણ નથી કર્યો. એ માટે એ આકરા સોગન ખાય છે, પરંતુ એનાં વચનો સાંભળીને કોના દિલમાં કોમળતા ભરી છે? 'મા જાણે બાપ અને મન જાણે પાપ.' વિધવાઓ! કોઈ પણ પગલું ભરો ત્યારે સમાલજો. પૃથ્વી તમારી નીચેથી સરકે નહિ.

તમારી સત્ય ઘટના સાંભળવા પણ આજનો સમાજ કાનના પડદાને ઘોના ચામડા જેવો કરીને બેઠો છે, દેવીઓ !

## ઉપાય અને ઉપચાર

ગુલ્મમાં શરૂઆતથી પેટમાં દરદ–ઝીણું દરદ થાય છે, દુઃખાવો રહે છે, અને પેડુનો ભાગ ભારે થતો જાય છે, છતાં તેના ઉપચાર માટે આયુર્વેદના આચાર્યોના મતને અમે મળતા છીએ કે તેની નવ માસ સુધી ઉપેક્ષા કરવી, અર્થાત્ ઉપચાર ન કરવો; છતાં ક્યારેક આ ગુલ્મથી પેડુનો સખત દુઃખાવો થઈ આવે છે અને અસહ્ય વેદના શરૂ થાય છે ત્યારે રાહત મળે એવા ઉપાય તરીકે.

શેક—દીવેલનો ખોળ તો. ૧૦, હળદર તો. ૨ાા, મીઠું તો. ૨ાા સાથે ખાંડી, ખદખદાવીને પેટ ઉપર તેનો લેપ કરવો અથવા કાળા તલને ખાંડી અરધો શેર લેવા, તેમાં કાળી રેતી તેટલી જ નાંખી, ગરમ કરી, પોટલી બાંધી, તેનો શેક ખમાય તેવો કરવો.

ખાવાની દવા તરીકે સાગના ઝાડનું બીજ નંગ ૧ પાણીમાં ઘસી પાઈ દેવું કે જેથી તાત્કાલિક ઉપડેલો દુઃખાવો દૂર થઈ જાય છે. અથવા કાચાં ઝેરકોચલાં ઉપરથી ચપુથી છાલ કાઢી નાંખી તો. ૧, અફીણ તો. ૧, કાળાં મરી તો. ૧, એ ત્રણેને નાગરવેલનાં પાનના રસમાં ઘુંટી, મગના દાણા જેવડી ગોળી બનાવી, એક ગોળી લેવી. આ ગોળીને સમીર ગજકેશરી રસ કહે છે. એ ગોળીથી ગુલ્મનો થયેલો હુમલો બેસી જાય છે. પરંતુ ચાર છ વખતથી વધુ એ ગોળી આપવી નહિ જોઇએ.

રક્તગુલ્મ અથવા હરેક પ્રકારના ગુલ્મની અંદર વાયુનો અતિયોગ હોય છે. એટલે વાયુનું શમન કરનારાં ઔષધો–વાતહર અને વાતઘ્ન દ્રવ્યોની મીલાવટવાળી દવાઓ, જેમ કે શંખવટી, સુધાસાગર, શીતભંજી રસ, હિંગ્વાષ્ટક, લવણભાસ્કર, ક્રવ્યાદરસ, વગેરે દવાઓ આપવાથી તાત્કાલિક ફાયદો થાય છે અને ગુલ્મનો હુમલો બેસી જાય છે. તેની સાથે એવા દરદીઓને વાયુકર્તા પદાર્થો બંધ કરાવવા જોઈએ અને દસ્ત સાફ આવે તેની કાળજી રાખવી જોઈએ. ઉપરની દવાઓ

આયુર્વેદની પ્રસિદ્ધ બનાવટો છે એટલે અમે એના પાઠ અહીં લખતા નથી.

નવ માસ વીતી ગયા પછી જેમને ઓપરેશન કરાવવાની ઇચ્છા હોય તે ટેબલ પર જઈ શકે છે. પરંતુ માત્ર એટલો અમારો અનુરોધ છે કે ગાંઠ જણાયા પછી નવ માસ પૂરા થવા દેવા. ભલેને ગાંઠ હોય અને ઓપરેશન કરાવવું હોય. જો ઉતાવળ કરવામાં આવે છે તો કાચા ઓપરેશનથી સ્ત્રીઓના જાનનું જોખમ થાય છે, કિંવા કોઈ ખોડ પણ કદાચ રહી જાય છે.

રક્તગુલ્મ સાબિત થયા પછી અને પૂરા માસ વીતી ગયા પછી ઓપરેશન કરાવવાની ઇચ્છા ન હોય તેવા દરદીઓ માટે નીચેની દવા ઘણું જ ઉમદા કામ કરી ઓપરેશનથી બચાવી પણ લે છે. આવા પ્રયોગો ઉપર ડૉક્ટરોની દૃષ્ટિ જાય તો કેવું સારું ? તેમનાં હથિયારો અને હાથને કેટલો આરામ મળે ?

એક વાદળી રંગના શીશામાં શેકેલી ચણાની દાળ ભરવી અને તેમાં કાંટાળા થોર (ભુંગળી થોર) નું દૂધ રેડવું. બાદ તેની ઉપર બૂચ મારી તેને ચૂલાની આગમણ (ચૂલામાં છાણાં બાળવામાં આવતાં હોય અને ચૂલાની એ ખાલી જગ્યા કે જ્યાં છાણાંની રાખોડી એકઠી થાય છે તેને આગમણ કહેવાય)માં દાટવી. આવી સગવડ ન હોય તો જમીનમાં ખાડો ખોદી, અંદર શીશાને મૂકી, છ આંગળ તેની ઉપર માટી રહે તેવી મટોડી પૂરી, દરરોજ તે જગ્યાએ પાંચ શેર છાણાં ગોઠવી સળગાવવાં. પાંચ દિવસ એ પ્રમાણે કર્યા પછી બાટલી બહાર કાઢી તેનું પાસું બદલીને ફરી મૂકવી. બીજા પાંચ દિવસ એ જ પ્રમાણે છાણાંનો અગ્નિ આપવો. આ પ્રમાણે આગમણમાં મૂકેલા શીશાને પણ પાંચ દિવસે બદલાવવાનો છે, અને ચૂલામાં હમેશાં રાંધવા માટે અગ્નિ થતો હોવો જોઈએ.

દશમે દિવસે બાટલી બહાર કાઢવાની. તેના બે ટુકડા રૂપે ફડાસીઆં થયેલાં હશે. તેમાંથી દાળ થુવરના દૂધ સાથેની લઈને ખરલમાં નાંખવી અને ખૂબ ઘુંટી પાણી નાખી વટાણા જેવડી ગોળી વાળવી.

રક્તગુલ્મના દરદીને દિવસમાં ત્રણ વખત બએ ગોળી પાણી સાથે ગળાવવી અને આખા દિવસમાં પાકું પોપૈયું એક (દોઢથી બે રતલ) ખાવા આપવું. કોઈ પણ જાતનું ગળપણ–ખાંડ, સાકર ગોળ ઇત્યાદિ બિલકુલ આપવાં નહિ. વાયુકર્તા પદાર્થો છોડી ચાલુ ખોરાક આપવો.

આ એક જ ગોળીથી રક્તગુલ્મ નાબૂદ થાય છે, કોઇ પણ જગ્યાએથી લોહી પડતું નથી, તેમ વધુ અટકાવ આવ્યા વગર, કોઇ પણ જાતની તકલીફ વગર, ગાંઠનો કોઇ પણ ભાગ ટુકડા કે ગાંઠા–ગળફા રૂપે બહાર નીકળ્યા વગર, છ મહિનામાં બિલકુલ નાબૂદ થઇ જાય છે. અટકાવ વધુ આવતો હોય તે પ્રમાણસર બને છે અને રક્ત-ગુલ્મને લીધે બંધ થતો હોય છે તો શરૂ થઈ નિયમસર આવવા લાગે છે. તેમ આ ગોળીથી જુલાબ, અંકળામણ, દુઃખાવો કે ઉલટી અથવા કોઈ જાતની તકલીફ નથી થતી.

આ ગોળી અંદરની ગાંઠને ધીરે ધીરે ગાળી નાંખી તદ્દન નાબૂદ કરે છે. ઉપાય અજબ છે, પણ જેમનાં ખીસ્સાં તરબતર છે અને જેમની લક્ષ્મી–અન્યાયની લક્ષ્મી હાફકોટનાં ખીસ્સા તરફ વહી રહી છે તેવા શ્રીમંતોને મામુલી ઉપાયો ગળે ન ઉતરે એ સ્વાભાવિક છે. અને વળી હિંદનું તથા દેશી વૈદકનું દુર્ભાગ્ય છે ત્યાંસુધી વિદેશી ચમત્કારોના મોહથી ઘેરાં બનેલાં ચક્ષુઓ ઉઘડશે નહિ. જ્યારે ઉઘડશે ત્યારે હિંદુસ્તાન પૂર્ણ સ્વાવલંબી, સ્વતંત્ર અને પોતાના પગ પર જીવતો હશે. અત્યારે તો કરોડોનાં હથિયાર, ઓજાર અને યંત્રો પરભોમથી દેશમાં આવી રહ્યાં છે. દેશને સ્વતંત્ર બનાવવાની ભાવના-વાળા નેતાઓ અને ધનિકો એમાં પોતાનાં તન, મન ધનનો ભોગ પણ આપી રહ્યા છે. કારણ કે તેમનાં નાકનાં ટેરવાં ઉપર કોઈ એવો વિદેશી એસીડ લાગી ગયો છે કે દેશી વૈદકની ખુશબો એમને સ્પર્શ પણ નથી કરી શકતી.



## પ્રકરણ ૪૭મું

### ગર્ભાધાન

સંસારમાં પરમ પવિત્ર અને અત્યંત આવશ્યક ક્રિયા એ ગર્ભાધાનક્રિયા હોવા છતાં, તે માટેની ચર્ચા કરવી અને જ્ઞાન આપવું કે લેવું, તેને અથવા તેના વિધાનના વર્ણનને ગંદો પ્રચાર સમજવામાં આવે છે. ગર્ભાધાનની ક્રિયા મર્યાદા અને મલાજાવાળી છે, છતાં એનું જ્ઞાન અનાવશ્યક તો નથી જ. ગમે તે વિચારથી પણ તેની ઉપેક્ષા કરનારાઓ મોટી ભૂલ કરે છે.

પરંતુ પ્રસ્તુત કારણને લીધે આજના સમાજજીવનમાં ગર્ભાધાન જેવા પવિત્ર વિષયની ચર્ચા યુવાન માનસ જે રીતે કરે છે એ રીત ખરેખર ખેદજનક છે. વિષયપિપાસુ યુવાનો એકાંતમાં મળી, લજ્જાનો પડદો તોડી, મર્યાદારહીત ચર્ચા કરે છે અને એ રીતે આ વિષયને ગંદો બનાવી મૂકે છે.

એમ થવાનું કારણ શું છે? ગર્ભાધાનનું સાચું અને વાસ્તવિક જ્ઞાન ઉછરતાં યુવાન બાળકોને શાસ્ત્રીય રીતે નથી આપવામાં આવતું તેનું એ પરિણામ છે. ડૉ. ટ્રોલ કહે છે: 'જો કે મા-બાપ બીજી હજારો ઓછી અગત્યની વાતોમાં ડાહ્યાં હોય છે, તો પણ તેઓ પોતાને ઈશ્વરે શા માટે બનાવ્યાં એ વાતથી જેટલાં અજ્ઞાન છે, તેટલાં જ પ્રજોત્પત્તિના નિયમોથી અજ્ઞાન છે.'

ગર્ભાધાનની ક્રિયા ખરેખર એક પવિત્રમાં પવિત્ર કુદરતી વિધાન છે. હિંદના આર્યલોકોએ તો આ ક્રિયાને ધર્મની એક પવિત્ર ક્રિયા ગણી છે. અને એથી તેના વિધાનમાં હલકી વૃત્તિઓ અને વિષયવાસનાને દૂર રાખીને તેમાં ઉત્તમ ભાવનાઓ મૂકી છે. એ ક્રિયા સમયે સર્વત્ર શાંતિ, શુદ્ધિ, ગંભીરતા, પ્રેમ, ઉચ્ચ ભાવો અને ઉચ્ચ વૃત્તિઓની જરૂર છે; અને એ સંબંધી ચર્ચા પણ એટલી જ ગંભીરતા, શુદ્ધતા અને પવિત્રતાથી થવી જોઇએ.

પતિ અને પત્નીને સોંપેલા એક પવિત્ર ધર્માચરણનું ગર્ભાધાન એ ઉત્તમ વિધાન છે. એ વિધાનમાંથી પશુવૃત્તિને અને વિષયલંપટતાને બાદ કરી નાંખવામાં આવે અને કર્તવ્યાભિમુખ નર–નારી બને, તો જુઓ કે એ ધર્માચરણ કેટલું દીપ્તીમાન બને છે.

કુદરતનો એક એવો નિયમ છે કે તે પ્રાણીઓને માટે જે આવશ્યક કર્મ નિર્માણ કરે છે તેની સાથે તેણે સુખપ્રાપ્તિ જોડી દીધેલી હોય છે, અને એથી જ દરેક પ્રાણી માત્ર એ કર્મ તરફ ધસી જાય છે.

શરીરને જીવંત રાખવા માટે આહાર લેવાની ખાસ આવશ્યકતા છે, અને એથી જ દરેક પ્રાણીને ભૂખ લાગવા રૂપી ઈચ્છા એટલી પ્રબળ વેગમાં ઉત્પન્ન થાય છે કે આહાર કર્યા વગર રહી શકાતું નથી, અને આહાર કરવાથી સ્વાદેન્દ્રિયને સુખ અને તૃપ્તિ રૂપે શાંતિ મળે છે.

એવી જ રીતે સૃષ્ટિક્રમ ચાલુ રાખવા અને વંશવૃદ્ધિ સજીવ રાખવા માટે ગર્ભાધાન એ અનિવાર્ય અને આવશ્યક ક્રિયા છે; અને એથી જ કુદરતી રીતે નર અને માદાને સહવાસની પ્રબળ ઇચ્છા થાય છે તથા સમાગમથી વાસનાતૃપ્તિરૂપી સુખ મળે છે, ફળપ્રાપ્તિ અથવા ગર્ભાધાનરૂપી શાંતિ મળે છે. એ એક ઇશ્વરી નિયમ જ છે.

જો ક્ષુધાને કારણે ભોજનની પ્રબળ ઇચ્છા પ્રગટ ન થાય તો શરીરના પોષણ માટે વિવિધ પ્રકારના આહારોની ખટપટમાં કોઈ પડે નહિ. તેમ જ જો સમાગમની ઇચ્છા થતી ન હોત અને એથી આનંદપ્રાપ્તિ ન થતી હોત તો ગર્ભાધાન કરવાને કોઈ તૈયાર પણ થાત નહિ.

એટલે આહાર અને વિહાર એ બેઉમાં સુખપ્રાપ્તિ અથવા વિષયતૃપ્તિ એ ગૌણ કારણ છે, શરીરનું પોષણ અને સંતાનોત્પત્તિ એ પ્રધાન કારણ છે.

છતાં યે મનુષ્યો સ્વાદને વશ થઈ, જરૂરીયાત ઉપરાંત જો આહાર કરે છે અથવા કુપથ્ય કરે છે તો વ્યાધિગ્રસ્ત બની સંકટોને વહોરે છે. તેમ જ વિષયસુખના આનંદને પ્રધાન માની, અધિક સહવાસ આદરે છે તો તેમાં આનંદને બદલે અધિક કષ્ટ અને યાતનાઓ આવી પડે છે.

અને એથી જ શાસ્ત્રકારોએ સમાગમસુખને પ્રજોત્પત્તિના ઉદ્દેશરૂપે આલેખેલ છે.

ત્યારે શું આજે ગર્ભાધાનના પવિત્ર ભાવોને સમજીને જ પ્રજોત્પત્તિ થઈ રહી છે? નહિ જ. આજે તો વિષયપિપાસા અને વાસના એટલી પ્રબળ વહી રહી છે કે પ્રધાનકર્તવ્ય કેવળ ગૌણ બની ગયું છે અને પ્રજા પણ ઐચ્છિક મટીને કામુક પેદા થાય છે. એ રીતે કામી વાસનાથી ઉત્પન્ન થયેલી કામુક પ્રજાથી સંસાર વધી રહ્યો છે.

તેમાં દોષ કોનો છે? વ્યક્તિનો કે સમાજનો? હું તો સ્ત્રી યા પુરૂષ–એક વ્યક્તિ કરતાં સમાજને આ માટે વધુ દોષિત માનું છું. કારણ કે સમાજે ગર્ભાધાન જેવા સૃષ્ટિસંવર્ધનજ્ઞાનને ફગાવી દીધું છે, અને એથી જ આકસ્મિક રીતે ઉત્પન્ન થતી અને થઈ રહેલી પ્રજા જ્ઞાનહીન, વિચારહીન, કર્તવ્યહીન પેદા થતી જાય છે.

એક જ માતાપિતાનાં ચાર સંતાનો જુઓ તો એ ચારે જુદી જુદી પ્રકૃતિનાં, જુદાં જુદાં રંગરૂપવાળાં અને જુદા જુદા સ્વભાવનાં અથવા વિવિધ ખોડ અને એબોવાળાં જણાય છે. એમ થવાનું કારણ કાંઈ 'ભગવાનની મરજી' નથી. ભગવાન તમારી જવાબદારીની આડે આવતો નથી. માત્ર તમે સમજતા નથી યા માનતા નથી કે રૂડાં, રૂપાળાં, ગુણવાન અને બુદ્ધિમાન સંતાનો તમે તમારી ઇચ્છાનુસાર નિપજાવી શકો છો. ભગવાન એવી ભાવના નથી ધરાવતો કે એક બાળક કાણું બને, એક લંગડું બને, એક તેજસ્વી બને, એક સુદૃઢ બને, એક રોગી બને અને એક રૂપાળું બને!

એક કારીગર પોતાની કૃતિ તૈયાર કરતાં પહેલાં તેનું રૂપ અંતઃકરણમાં આલેખે છે, અથવા એ કૃતિ પ્રથમ તેના મનમાં ઘડાઇને તૈયાર થાય છે. ત્યારપછી યોગ્ય હથિયારોથી એ બહાર પ્રત્યક્ષ રૂપે મૂકે છે. તેવી જ રીતે માતાપિતા બાળકને પ્રત્યક્ષ શરીર આપતાં પહેલાં તેનાં સ્વરૂપો અને ગુણો મનમાં આલેખે છે અથવા તો તેમનાં મનમાં આલેખાય છે, અને ત્યારપછી બાળક રૂપે તે અવતરે છે. એથી જ પ્રજાને પેદા કરતાં પહેલાં અથવા ગર્ભાધાન પહેલાં માતા-

પિતાનાં તન, મન, અને અંતઃકરણ જેવા રૂપમાં તૈયાર હોય છે તેવાં જ ફરજંદને તેઓ તૈયાર કરી શકે છે.

ગર્ભાધાનની ક્રિયા એટલા જ માટે અતિ પવિત્ર અને અતિ મહત્ત્વની માની ગઈ છે.

આર્યોનાં સર્વ ક્રિયા–કર્મકાન્ડો ભૂમિકા અને બીજની શુદ્ધિ માટે રચાયેલાં છે. એક બાળકને તૈયાર કરવા માટે જુદાં જુદાં દ્રવ્યો અને વિવિધ ક્રિયાઓથી ઓપતા ભાવનાભર્યા સોળ સંસ્કારો શાસ્ત્રમાં મળી આવે છે, જ્યારે આજે તો એક પણ સંસ્કાર ભાવનાપુરઃસરનો નથી રહ્યો. કેટલીક જ્ઞાતિઓમાં આવા સંસ્કારો લીસોટા રૂપે રહ્યા છે, પરંતુ તે નછૂટકાના અને સમજ્યા વગરના જ હોય છે.

દરેક ક્રિયામાં પ્રથમ જો સંસ્કાર એટલે શુદ્ધિ કરવામાં આવે છે તો જ તે સુંદર લાગે છે. એકાદ ખુરસી ઉપર બેસતાં પહેલાં જો તમે ખીસામાંથી રૂમાલ કાઢી બેઠકને ઝાપટીને સાફ કરીને બેસો તો એ સ્થળે બેસવામાં તમને આનંદ મળે છે અને તમે તમારાં કપડાં સ્વચ્છ રાખી શકો છો.

જમતાં પહેલાં કપડાં કાઢી સ્નાન કરવું કે હાથ પગ ધોવા એ ભોજન પૂર્વેનો આવશ્યક સંસ્કાર છે. બહારથી આવી અનેક રજકણો, અસ્વચ્છતા અને મલીનતા સાથે કપડાં અને બૂટ પહેરીને ભોજન લઈ શકાય છે. પરંતુ આવશ્યક સંસ્કારથી થયેલી શુદ્ધિપૂર્વકના ભોજનમાં અને મલીનતા તથા અસ્વચ્છતા સાથે લીધેલા ભોજનમાં અવશ્ય ફરક છે. એ ફરક પ્રમાણે જ આનંદપ્રાપ્તિ અને શાંતિમાં પણ ફરક પડે છે.

તેમ જ વિકારને વશ થઈ ગમે તેવી સ્થિતિમાં, ગમે તે સમયે અથવા ગમે તે સ્થાન ઉપર સ્ત્રીપ્રાપ્તિ કરી લેવી અથવા સમાગમસુખ ભોગવી લેવું અને તેને પરિણામે ગર્ભ રહેવો, એથી માત્ર આકસ્મિક પ્રજા પેદા થવાનો સંભવ છે. તેમાંથી રૂડા ગુણવાળાં અને રૂપાળાં સંતાનોની આશા કદી પણ રાખી શકાય નહિ.

અનાજ લાવી, તેમાંથી, કચરો, માટી, કાંકરી, ફોતરાં, વગેરે કાઢી, તેને સ્વચ્છ કર્યા પછી દળીને પકવાન્નો જો તૈયાર કરવામાં આવે છે તો જ તેમાં સ્વાદ રહે છે.

શાકભાજીને પણ એ જ પ્રમાણે વીણી ચૂંટી સ્વચ્છ બનાવ્યા પછી, સમાર્યા પછી ઉપયોગમાં લઈ શકાય છે.

ખેતરમાં ખેડૂત બીજ વાવવા જતાં પહેલાં જમીનની શુદ્ધિ કરી લે છે. પ્રથમ ખેડ કરીને નકામાં ઉગી નીકળેલાં જાળાંઝાંખરાં ખોદી નાંખી, હળોટીને જમીનને એવી તૈયાર કરે છે કે એ બીજને ગ્રહણ કરી શકે. ત્યારપછી વર્ષાઋતુમાં વરસાદ થાય છે અને યોગ્ય દિવસ તથા નક્ષત્રનો સમય જોઈને બીજ રોપાય છે. એ રીતે રોપેલું બીજ છોડ રૂપે તૈયાર થઈ સુંદર ફળ આપે છે.

સુવર્ણ જેવી વિશુદ્ધ વસ્તુના અલંકારો બનાવતાં પહેલાં પણ તેની આવશ્યક ચોક્કસ ક્રિયાઓથી શુદ્ધિ કરવામાં આવે છે અને તે પછી જ તેનો દાગીનો બને છે.

આ બધા દૃષ્ટાંતોનો સિદ્ધાંત એ છે કે ગર્ભાધાનસંસ્કાર એ એક મહત્ત્વની ક્રિયા છે, અને એવી ક્રિયા બુદ્ધિપૂર્વક, સમય, દેશ, કાળ, ઇચ્છા અને ઉદ્દેશપુરઃસરની હોવી જોઈએ: દરેક વસ્તુમાં રહેલી ગુપ્ત અસાધારણ શક્તિને સંસ્કાર જરૂર વધારી શકે છે.

કેવળ વિષયેચ્છાને ખાતર સમાગમ કરનાર માટે તો અત્રે કાંઈ કહેવાનું જ નથી. પરંતુ જેમને પોતાના વારસ તરીકે ફરજંદ મૂકવાં છે, જેઓ ઇચ્છે છે કે પોતાનાં બાળકો પોતની માતૃભૂમિને કાંઈક ઉપયોગી નીવડે," અર્થાત્ :

'જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શૂર,
'નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.'

એટલે કે ભક્તિમાન, દાનવાન, શુરવીર કાં બુદ્ધિમાન સંતતિ જેઓ જગતને આપવા માગે છે, તેમણે પ્રજા કેવા પ્રકારની જોઈએ તે માટે દૃઢ નિશ્ચય કરવો જોઈએ, અને પછી તેને અનુરૂપ આચરણો

ક્રિયામાં મૂકવાં જોઇએ તથા ગર્ભાધાનની પૂર્વતૈયારી કરવી જોઇએ. કારણ કે બાળક ત્રણ અવસ્થામાં ઘડાય છે: (૧) ગર્ભાધાન પહેલાંની ભૂમિકા અથવા જીવન. (૨) સગર્ભાવસ્થાના નવ માસ. (૩) બાળક ધાવતું હોય ત્યાંસુધીની મુદ્દત.

ગર્ભાધાન પહેલાંની ભૂમિકા વટાવી રહેલાં સ્ત્રી પુરુષે વિચાર કરવાની જરૂર છે કે આપણાં વાણી, વિચાર, અને વર્તન કેવાં છે? શું આપણાં વાણી, વિચાર, અને વર્તન સદ્‌ગુણી બાળકો પેદા કરી શકે ખરાં?

એક વ્યભિચારી, પ્રમેહ–ઉપદંશનો રોગી, ચોરી કરનાર, વિષય-લંપટ, વેશ્યાગામી, કાપટ્યપ્રિય, અને અસત્યવાદી પુરુષ કદિ સદ્‌ગુણી બાળકની ઇચ્છા રાખે તો તે બનવા સંભવ છે? નહિ જ. કારણ કે કર્મની અસર મન ઉપર થાય છે, મનની તન ઉપર, તનની વીર્ય ઉપર અને વીર્યની ભાવિ બાળક ઉપર સીધી અસર નિપજે છે.

દાખલા તરીકે કયાધુના ઉદરમાં ભક્ત પ્રહ્લાદ રાક્ષસવીર હિરણ્ય-કશ્યપુથી પાકયા. પ્રથમની ભૂમિકાનું બીજ પિતાનું છે અને એ પિતાના ક્રોધી સ્વભાવવાળા બીજથી પ્રહ્લાદ જન્મે છે, પરંતુ બીજી અને ત્રીજી ભૂમિકા એ ગર્ભમાં હતા અને ત્યારપછીથી સ્તનપાન અવ-સ્થામાં નારદ જેવા ઋષી તરફના સંસ્કારે એ ભક્ત બન્યા. તથાપિ એમનામાં બીજ રૂપે રહેલો ક્રોધ એક વખત જણાઈ આવ્યો. જ્યારે એ રાજ્ય કરતા થયા ત્યારે યક્ષો સાથે યુદ્ધમાં ઉતર્યા હતા. એ વખતે પિતાના સ્વભાવ પ્રમાણે યક્ષોનું નિકંદન કાઢયું હતું. જ્યારે નારદે આવી સમજાવ્યા ત્યારે જ તેમનો ક્રોધાગ્નિ શાંત થયો. પુરાણો અને ઇતિહાસમાંથી આવા અનેક દૃષ્ટાન્તો મળી શકે છે.

તેવી જ રીતે માતા પણ સદ્‌વર્તનની, સારા વિચારો ધરાવનારી, પવિત્ર આચરણવાળી, કળાકૌશલ્યપ્રિય અને આનંદી સ્વભાવની હોય છે તો જ તે રત્નસમાં બાળકો પ્રગટાવી શકે છે.

વહેમી, આળસુ, કંકાસી, ક્રોધમુખી, કાપટ્યપ્રિય અને છળપ્રપંચયુક્ત તથા પુંશ્ચલી વૃત્તિવાળી સ્ત્રી કદિ પણ ગુણવાન અને રૂપવાન બાળકો આપી શકતી નથી.

એથી જ પતિ–પત્નીએ ગર્ભાધાન કરતાં પહેલાં ભૂમિકાશુદ્ધિ અર્થાત્ તનમનની પવિત્રતા અથવા બીજા રૂપમાં કહીએ તો સંસ્કાર કરી લેવા જોઇએ.

તેની સાથે ભૂમિકારૂપી સ્ત્રીએ, જેમ ખેડથી જમીનશુદ્ધિ બીજ રોપતાં પહેલાં કરી લેવામાં આવે છે, તેમ પોતાનાં જનનઅવયવોના પૂર્ણ વિકાસ, રોગરહીતપણું, સંપૂર્ણ ખીલાવટ અને અટકાવની શુદ્ધિ તરફ નજર દોડાવી લેવી જોઇએ કે તેમાં કોઈ ખોડખામી રહેવા ન પામે.

જમીનમાં વાવતાં પહેલાં બીજની ઉત્તમતા ખેડૂત જોઈ વળે છે. બીજ સડેલું, બગડેલું, શેકાઈ ગયેલું હોય છે તો ઉગતું નથી, ઉગે છે તો પૂરા રૂપમાં ખીલતું નથી અને ફળ આવતું નથી.

તેવી રીતે પુરુષબીજ પણ જો અપરિપકવ હોય, રોગીષ્ટ હોય, શેકાઈ ગયેલું હોય છે તો સંતાનોત્પત્તિ થતી નથી, અને જો થાય છે તો એ સંતાનો દીર્ઘજીવી હોતાં નથી, કાં તો રોગીયાં બને છે. ગર્ભાધાનની પૂર્વતૈયારી માટે જેટલી શરીરની પવિત્રતાની જરૂર છે, તેટલી જ મનની અને વિચારોની પવિત્રતાની પણ જરૂર છે. તમામ કાર્યો અને ક્રિયાઓ શરીર અને મન ઉપર તેમ જ વીર્ય તથા રજ ઉપર અસર નિપજાવે છે, એટલે જ ગર્ભાધાન કરવા પ્રવૃત્ત થયેલાં સ્ત્રીપુરુષને નજર સામે રાખી સુશ્રુતાચાર્ય કહે છે કે

**आहाराचार चेष्टाभि र्यादृशीभिः समन्वितौ ।**
**स्त्रीपुंसौ समुपेयाता तया पुत्रोऽपि तादृशः ॥**

અર્થાત્ જેવા પ્રકારના આહાર, આચાર, અને ચેષ્ટા વડે સ્ત્રીપુરુષ સંયોગ કરે તેવા આહાર, આચાર, અને ચેષ્ટાવાળો બાળક થાય છે.



# પ્રકરણ ૪૮મું

## વિધાતાના આંક

જનેતાઓ, માતાઓ, સંસારને અમર રાખનાર માતાઓ, તમે સંસાર માંડીને સંતાનોની ઇચ્છા રાખો છો! અને એમ પણ ઇચ્છો છો કે તમારાં બાળક જ્ઞાનવાન, બુદ્ધિમાન, તેજસ્વી ને પ્રતાપી થાય! ત્યારે તમારે એ જાણી લેવું જોઇએ કે પ્રતાપવાન અને તેજસ્વી સંતતિ પેદા કરવી તે કાંઈ ઇશ્વરાધીન નથી, પરંતુ તમારા જ હાથમાં છે. ભાવી બાળકના ઘડતર માટે તમે જ જવાબદાર છો. બાળક એ તમારા શરીરમાંથી ઘડાયેલું પિંડ છે. એ તમારા જ શરીરની, મનની, વિચાર અને વર્તનની પ્રતિકૃતિ છે.

તમારા દિલમાં સંતાનની ઇચ્છા ઉદ્‌ભવે તે સમયે એ પણ વિચારી લેવું જોઇએ કે તમારે કેવું સંતાન જોઇએ છે. એ માટે તમારા ઉચ્ચ વિચારો સાથે તમારૂં વર્તન અને રહેણી કરણી એટલાં જ ઉંચાં હોવાં જોઇએ. વિચારો અને વર્તનની શરીર ઉપર જરૂર અસર થાય છે, અને એ જ શરીરથી તમે ભાવી બાળકને પ્રગટાવો છો.

ઉત્તમ સંતાનો પેદા થવાં એ ઇશ્વરાધીન નથી પણ કર્માધીન છે. ઇશ્વર ઇચ્છતો નથી કે તે એક બાળકને મહાન બુદ્ધિમાન બનાવે અને બીજાને મૂર્ખ બનાવે; એકને સુંદર અને બીજાને કદરૂપું બનાવે. ઇશ્વર એવો ગેરઇન્સાફ કરતો જ નથી. પરંતુ ખરી રીતે તો માણસજાતને સૃષ્ટિસંવર્ધન અથવા સંતતિ ઉત્પન્ન કરવાનું જ્ઞાન–સાચું જ્ઞાન હોતું નથી. અને આ દુનિયામાં ઉત્પન્ન થતી સંતતિ–માબાપોનાં ઐચ્છિક સંતાનો તરીકની સંતતિ બહુ ઓછી જોવામાં આવે છે. સંતાનો પેદા કરનારાં જોડાંઓમાંથી એવાં થોડાંએક જોડલાં મળી આવશે કે જેમણે સંતાન પેદા કરતાં પહેલાં એ ક્ષેત્ર માટેની પોતાની જવાબદારી અને તૈયારીની પરવા કે કાળજી કરી હોય.

મોટો ભાગ એવો છે કે જેમને સંતાન એ એક અકસ્માતના ફળ રૂપે થયું હોય છે. અને એથી જ આજે એક જ માતાપિતાનાં

જુદે જુદે વખતે પ્રગટેલાં બાળકોમાં જુઓ તો એક કદરૂપું, બીજું મંદ બુદ્ધિવાળું, ત્રીજું માયકાંગલું અને ચોથું બુદ્ધિમાન હોય છે. શું ઇશ્વરે પોતાના સંકેતથી જ આવાં બાળકો એમને આપ્યાં હોય છે? નહિ જ. માતપિતાઓને પણ ખબર નથી હોતી કે એમના હર્ષ અને શોક, ભય અને ઉત્સાહ, ક્રોધ અને લાલસા, ઉદ્વિગ્નપણું અને નિરૂત્સાહીપણું–એ બધાંની અસર એમનાં શરીર ઉપર, મન ઉપર અને વાતાવરણ ઉપર થયેલી હોય છે; અને તેવે વખતે થયેલા સમાગમથી રહેલા ગર્ભ ઉપર આ અસર થવાથી બાળકો–એક જ માતાપિતાનાં બાળકો જુદા જુદા પ્રકારનાં પાકે છે, અને એમને એક જ વાતાવરણમાં ઉછેરવામાં આવતાં હોવા છતાં તેઓ જુદી જુદી પ્રકૃતિનાં બનતાં જાય છે અને પરિણામે તેઓ જગતને એક આદર્શ-રૂપ નીવડે છે, કાં ભારરૂપ નીવડે છે!

ત્યારે ભાવી બાળકોને માટે જવાબદાર અથવા વિધાતા, જેને આપણે કર્મના આંક લખનાર તરીકે ઓળખીએ છીએ તે બીજું કોઇ નહિ પરંતુ માતા–પિતા પોતે જ છે.

એક ખેડૂત પોતાના ખેતરમાં બીજ વાવવા પહેલાં ભૂમિની યોગ્યતા, ઋતુની અનુકૂળતા, વર્ષાદની સરખાઇ, પાકનો સમય અને અનુકૂળ હવાનો વિચાર કરીને, પૂરતી વ્યવસ્થા અને તૈયારી કરીને જમીન તૈયાર કરવાની, વાવેતર કરવાની જેટલી વિચારપૂર્વકની સજા-વટ કરે છે, તેટલી પણ માણસજાત અથવા માતાપિતા ગર્ભાધાનની બાબતમાં કરતાં નથી. છતાં તેઓ ઇચ્છે છે કે અમારાં સંતાનો સુસંતાન હોય!

દુનિયામાં કોઈ પણ એવું તો ભાગ્યે જ ઇચ્છે છે કે પોતાનું બાળક કદરૂપું, મંદ બુદ્ધિવાળું કે મૂર્ખ પાકે! છતાં તેમનાં વર્તન અને વિચારો સદ્ગુણી કે સદાચારી હોતાં નથી, અને એથી જ તેમનાં તનમનને લઇને બાળક એવું અવતરે છે. પછી તેને જોઈ માબાપ નારાજ થાય છે.

ઘણી વાર એવું જોવામાં આવે છે કે સદાચારી જણાતાં સુદૃઢ અને સન્માર્ગે વર્તન કરનાર માતાપિતાનાં બાળકો નઠોરાં અને નબળાં જન્મે છે, જ્યારે દંભી, ક્રોધી અને દુરાચારી માતપિતાનાં સંતાન સદ્‌ગુણી બને છે !

આવા અપવાદો જ્યાં જણાય છે ત્યાં પણ ઊંડી તપાસ કરતાં દેખાય છે કે ઉપરથી પોતાને સારાં કહેવરાવતાં માતાપિતા દુનિયાને ઠગવા માટે ખોટો સદ્‌ગુણભર્યો ડોળ કરતાં હોય છે; પરંતુ તેમનાં આંતરિક જીવન તો કલહ, કંકાસ અને કપટપટુતાથી ભારોભાર ભરેલાં હોય છે, અથવા ગર્ભાધાનના સમય ઉપરનો કેટલોક કાળ એમના વિસંવાદી વાતાવરણથી બગડેલો હોય છે, અને તેવા સમયમાં ગર્ભાધાન થવાથી તેમના ગુણો અને સ્વભાવથી બાળક ઉલટું જ જણાય છે; જ્યારે દુષ્ટતાથી ભરપૂર માતાપિતાને ગર્ભાધાન સમયે અથવા એની અગાઉનો કાળ એવો મળી આવે છે કે તેમના સ્વભાવથી એ કાળમાં તેઓ વધુ સદાચારી બને છે અને તેની અસર ગર્ભાધાન ઉપર થાય છે, તેથી બાળક સદ્‌ગુણી પેદા થાય છે. એથી શાસ્ત્રકાર આજ્ઞા ફરમાવે છે :

इच्छेतां यादृशं पुत्रं तद्रुप चरितांश्चता
चिन्तयेतां जनपदा सदाचार परिच्छदो ॥

(વાગ્ભટ્ટ)

અર્થાત્ જેવા પુત્રની ઇચ્છા હોય તેવા રૂપ તથા ચારિત્ર્યવાળા પુરુષોનું ચિંતવન કરવું જોઈએ.

આ ઉપરથી ચોક્કસ નિર્ણય થાય છે કે ગર્ભાધાન કરતાં પહેલાં માતાપિતાએ ઉત્તમ સંતતિ નિર્માણ કરવાને પુખ્ત વિચાર કરવો જોઇએ, અને એ વિચાર કર્યા પછી તેવું વર્તન આચરવું જોઈએ, અને પછી જ સંતાન ઉત્પન્ન કરવાની ક્રિયામાં તત્પર થવું જોઈએ.

માતાપિતા ધારે તો પોતાની ઓલાદ પોતાની ઇચ્છા પ્રમાણે નિપજાવી શકે છે. મહાત્મા ગાંધીજી જેવા કર્મવીર, દાદાભાઈ જેવા

દેશભક્ત, જવાહર જેવા મહા સમર્થ, ત્યાગી ગૌતમ બુદ્ધ જેવા મહાત્મા, શંકરાચાર્ય જેવા ધર્મપ્રવર્તક, નેપોલીયન જેવા મહાત્વાકાંક્ષી, હરિશ્ચંદ્ર જેવા સત્યવીર, યુધીષ્ઠીર જેવા ધર્મવીર, રામ જેવા આજ્ઞાપાલક અને શ્રવણ જેવા પિતૃભક્ત બાળકો પેદા કરી, દેશને મૂલ્યવાન હીરા અર્પણ કરવા—એ માતાપિતા પોતાનાં કર્તવ્યકર્મથી નિપજાવી શકે છે.

સારી સંતતિ પેદા કરવાને ઉદ્યુક્ત થયેલાં માતાપિતાએ પ્રથમ જાણી લેવું જોઈએ કે બાળક કેમ ઉત્પન્ન કરવું; અને એવાં સંતાનોની ઇચ્છાવાળાએ બુદ્ધિપૂર્વક, જ્ઞાનપૂર્વક એ ક્ષેત્રમાં આગળ વધવાની જરૂર છે. માત્ર વિષયવાંચ્છના અને એ કારણે પેદા થયેલી ઓલાદ બેડોળ, બીકણ અલ્પાયુષી તથા રોગી જન્મે અથવા ભારરૂપ થઇ પડે તેમાં સંતાનોનો કે ઇશ્વરનો કોઈ દોષ નથી. અવિચારી રીતે પેદા કીધેલી સંતતિ માટે એનાં માતાપિતા જ સર્વાંશે ગુન્હેગાર છે; અને સ્વકર્મના ફળ રૂપે એ સંતાનો માતાપિતાને દુઃખદાયી નીવડે, વ્યભિચારી થાય, આજ્ઞાથી વિરોધી વર્તન કરે કે કુમાર્ગે વળે, એથી માતાપિતાએ જરીયે ઉશ્કેરાવાની જરૂર નથી—એ એમનાં કાર્યનું જ ફળ છે.

આયુર્વેદના પ્રણેતા સુશ્રુતાચાર્ય કહે છે: 'નવું ફરજંદ ઉત્પન્ન કરવાના સમય ઉપર તમો—માબાપો જે જાતનો આહાર કરતાં હશો એવી તમારી સંતતિ થશે, એ વખતે જેવાં આચરણ હશે તેવાં જ છોકરાં પાકશે. તે સમય ઉપર જેવી ચેષ્ટાઓ, જેવાં વ્યસનો હશે તેવાં બાળકો થશે.' તામસી સ્વભાવનાં અને તમોગુણી આહાર કરનાર માતાપિતાનાં બાળકો તામસી સ્વભાવના, આળસુ અને અજ્ઞાની થાય છે. માબાપ વ્યભિચારી હોય તો તેમનાં બાળકો નાની અવસ્થામાં જ વ્યભિચારની ચેષ્ટા કરતાં જણાય છે, માતાપિતા ચોરી કરનારાં હોય છે, તેમનાં બાળકો બાળકઅવસ્થામાં જ પેન, પેન્સીલ કે ચોપડી જેવી નાની ચીજો ઉઠાવી લાવી ખુશ થતાં જણાય છે. માબાપ સદાચારી, આસ્તિક અને ભક્તિમાન હોય છે તો તેમનાં બાળકો તેવાં જ પાકે છે.

સામાન્ય જીવનનાં નિયત કર્મો અને સ્વભાવની છાપ બાળકો ઉપર પડે છે, તે કરતાં ગર્ભાધાન સમયની આગમચના કાળની અસર ખાસ કરીને બાળકો ઉપર વધુ પડે છે. હરેક માનવીની સ્વભાવગત ખાસીયતો એક જ પ્રકારની હોય છે, છતાં ઝીણવટથી જોવામાં આવે તો હમેશાં તેમાં પણ ફેરફાર થતા રહે છે. એવાં થોડાંક અથવા ગણ્યાં ગાંઠયાં જ મનુષ્યો મળી આવે કે જેમની દઢતા અથવા માનસિક સબળતા એટલી સમર્થ હોય કે તેથી તેઓ સર્વદા એક જ પ્રકારનાં રહી શકે.

શાસ્ત્રકાર કહે છે કે મનુષ્ય હમેશાં સતયુગ, દ્વાપર, ત્રેતા, અને કળિયુગના યુગસ્વભાવે પલટાતો રહે છે. એનાં એ વાકયોને તાત્ત્વિક રીતે જોઇએ તો દરેક સ્ત્રી પુરુષ ઉપર દરેક કલાકે વિચારોની, વાતાવરણની, કર્મની અસર થાય છે. અને એથી જ બે કલાક અગાઉ એક આદમી હસતો હશે, તેને બે કલાક પછી જુઓ તો તે ઉદાસીન ચહેરે વિચારોમાં દિગમૂઢ બનેલો જણાશે. પછી ચાર કે છ કલાકે જુઓ તો વેગભરી રીતે એ કોઈ પણ કાર્ય તરફ ધસી જતો જણાય છે. આ રીતે ક્ષણ ક્ષણ પ્રત્યે માનવી ઉપર જગતની પ્રવૃત્તિ અસર નિપજાવે છે, અને એ પ્રવૃત્તિમાં ઘસડાતો માનવી સ્વભાવના, ક્રિયાના અંચળા પલટાવતો જાય છે.

પોતાનો ભરયુવાન ભાઈ ગુજરી ગયો છે, રોવાકૂટવામાં રાત્રિ-દિવસ ઉદ્વિગ્ન મને સ્ત્રી પ્રવૃત્ત થયેલી છે, તેના મન ઉપર શોકની કાળી છાયા છે, દિલ દુઃખથી દગ્ધ થયેલું છે, આહાર ઘી અને દૂધ વગરનો નિઃસત્વ લે છે, આંખો આંસુથી ભીંજાયેલી રહ્યા કરે છે, તે વખતે એ ઋતુમતી થાય છે, પતિની બલવત્તર લાલસા આગળ તેનું ચાલતું નથી, એથી એ સમાગમમાં સહમત થાય છે અને એને ગર્ભ રહે છે. એ બાળક કદિ પણ આનંદી અને હસમુખું બની શકે ખરું?

રૂનો વેપારી તેજી–મંદીમાં હાર ખાઈ બેઠો છે, વલણુ ચૂકવવાનો સમય નજીક આવતો જાય છે અને એના બતરીસે કોઠાના દીવા એકે એકે ઓલવાતા જાય છે, ભાવીભય અને જનારી આબરૂની ચિંતાએ એનો આનંદ, ઉલ્હાસ નાબૂદ થતાં ચાલ્યાં છે; બધે જતો આવતો, કામ કરતો અને વેપાર ચલાવતો હોવા છતાં દિલમાં ઉઠેલા દાવાનળે હૃદયકમળની એકેક પાંખડીઓને બાળવા માંડી છે. એ પુરુષ તેની પત્ની સાથે સમાગમ આદરે છે અને પછી ગર્ભ રહે છે. એમાંથી થનારૂં બાળક નિર્ભય અને સહાસિક બની શકે ખરૂં ?

સુંદર તૈલચિત્ર બનાવનાર ચિત્રકાર જ્યારે પોતાનું ચિત્ર દોરતો હોય અને હૃદયના ભાવને પીંછી દ્વારા મૂર્તિમંત કરતો હોય ત્યારે તમે તેનું નિરીક્ષણુ કરો.

તેની એકાગ્રતા, રંગોની મિલાવટ, હાથની સ્થિરતા, એકાંત સ્થાન, પ્રકાશની સરખાઈ, ઉઠનારા રંગોની ઝીણવટભરી તલાશ, અને એકેક રોમનો એ ચિત્રમાં કેવી રીતે ઉઠાવ કરી લે છે તથા એણે પોતાના દિલને કેટલું અને કેવું હાથમાં પકડી લીધું છે !

ચિત્રને તૈયાર કરનારા ચિતારાને અનેક વસ્તુ ખ્યાલમાં રાખવી પડે છે. માત્ર ભાવ કે ઉઠાવ સરસ હોય, પરંતુ તેની સાથે એ શરીરને યોગ્ય વસ્ત્રો, ચિત્ર બનાવવાનું સ્થળ, વૃક્ષ, વેલીઓ અને આકાશ, તેમાં દેખાતો ચંદ્ર ને ચમકતા તારલા, વહેતી સરિતા અને ડોલતી વૃક્ષરાજી એવું એવું કેટકેટલું અને ઝીણવટભર્યું એ કલ્પે છે તથા પછીથી ચિત્રમાં ઉતારે છે !

એ તો જાણે જડને સજીવન બનાવવાનો પ્રયાસ છે, ત્યારે તમે માતાઓ તમારાં બાળકોને ઘડો છો, પિતાઓ તમે સંતતિને પેદા કરતાં પહેલાં તમારાં પરમાણુઓમાં બાળકને જન્માવો છો. એ વખતે તમારી ચિંતનશક્તિ, તમારી પ્રતિભા, શારીરિક અને માનસિક ઉલ્હાસ અને સંકલ્પબળ કદાપિ તમે એવાં બનાવ્યાં છે કે તમારી મૂર્તિ તમારા બાળકમાં ઉતરે ?

જો સર્વ બાજુથી તમારી સાચી તૈયારી નહિ હશે તો કેવળ બુદ્ધિમાન, કેવળ બળવાન, કેવળ વિચારવાન બાળકો પણ જગત ઉપર સાચી સંસ્કૃતિ નહિ ફેલાવી શકે. એ મહાન ગુણોની સાથે શુદ્ધ પ્રેમ, ભક્તિ, નીતિ અને સદાચરણની જરૂર છે. એવા ગુણો બાળકોમાં સંલગ્ન થયા નથી હોતા તો સર્પના મુખમાં પડેલું દૂધ જેમ વિષ બને છે, તેમ બળ, ચતુરાઈ, શક્તિ અને જ્ઞાન જગતને અનર્થ તરફ લઈ જાય છે.

હિટલરમાં બળ અને સહાસિકતાભરી શક્તિ હતી, છતાં તેનો ઉપયોગ દુનિયાનાં અનેક માનવીઓનો વિનાશ કરવામાં થઈ રહ્યો હતો. કારણ કે તેનામાં મનુષ્યપ્રેમ ન હતો. અગાઉ મહમદ ગઝનવી, તૈમુર અને નાદીર જેવા બુદ્ધિમાનોએ પોતાની દ્રવ્યલાલસા અને રાજ્યલોભે દુનિયાને ઘણું દુઃખ આપ્યું છે. રાવણ મહાન વિદ્વાન હોવા છતાં સતી સીતાનું હરણ કરવામાં તેણે પોતાના જ્ઞાનનો દુરુપયોગ કર્યો. દુર્યોધને પોતાની બુદ્ધિનો અનિષ્ટ ઉપયોગ પાંડવોને વિવિધ પ્રકારે દુઃખ દેવામાં જ કર્યો અને આખા કુટુંબની પાયમાલી કરી. અલાઉદ્દીન અને ઔરંગઝેબ જેવા પણ કાંઈ ઓછા શક્તિશાળી નહોતા. છતાં શુદ્ધ પ્રેમ, નીતિ અને દયાળુતાનાં બીજે તેમના ઘડતરમાં નહોતાં પડયાં; એટલે એવાઓએ જગતને ભારે અન્યાય કર્યો છે.

અત્યારના બુદ્ધિમાનો સમર્થ વક્તાઓ હોય છે, ધર્માચાર્યો હોય છે કે દેશનેતાઓ હોય છે. તેઓ ભલે પોતાની એકાદ શક્તિથી પ્રજાને એક માર્ગે દોરી લે છે, પરંતુ તેમનામાં જો શુદ્ધ પ્રેમ, નીતિ અને સદાચારનું દીવાળું હોય છે તો તેમનાથી પ્રજાને વધારેમાં વધારે હાનિ થાય છે અને થઈ રહી છે.

આ પ્રમાણે શક્તિનો દુરૂપયોગ કરનાર માનવીઓની જન્મભૂમિકાનો આગમચનો કાળ જવાબદાર હોય છે. એમને વારસામાં એકાદ સબળ ગુણ પ્રાપ્ત થયો હોવા છતાં નીતિ, ન્યાય અને વિશુદ્ધ પ્રેમના આંક તેમના નિપજાવનારે તેમના પ્રારબ્ધમાં લખ્યા નથી હોતા.

એથી કહેવું જોઇએ કે પ્રજા પેદા કરનાર દંપતીએ ધર્મ, નીતિ, ન્યાય, પ્રેમ અને સદાચરણ આદિ સદ્‌ગુણોને પોતાના જીવનમાં પૂરેપૂરા ઓતપ્રોત બનાવીને પછી જ સંતાનોની ભેટ દુનિયાને કરવી જોઇએ કે જેથી એ પ્રજા જગતને ઉપકારક થઈ પડે. ગર્ભાધાનના નિયમનું ઉલ્લંઘન કરનારનાં સંતાનો કેવાં પાકે છે તેનો એક પુરાણુ-ગત સરસ દાખલો અહીં આપું છું :

સમય સંધ્યાકાળનો છે. સૂર્યનારાયણ અસ્તાચળ પાછળ સંતાયા છે, તેવા સમયે મરીચી ઋષિના પુત્ર કશ્યપ ઋષિ યજ્ઞશાળામાં હોમ કરીને સ્વસ્થ ચિત્તે જપ કરી રહ્યા છે. તે વખતે તેમનાં પત્ની જેમનું નામ દિતિ છે તેઓ તેમની પાસે આવે છે.

દિતિને કામલાલસા અને પુત્રની ઇચ્છા થઈ આવી છે. પરંતુ એ પુત્રની ઇચ્છા પાછળ પોતાની શોક્ય અદિતિને પ્રાપ્ત થયેલા પુત્રો તેના હૃદયમાં ખટકે છે. તેમનો પરાજય કરે, વિનાશ કરે એવા પુત્રોને એ ઇચ્છે છે, એને કામ સતાવી રહ્યો છે, અને મન ઇર્ષ્યાની જ્વાળાથી સળગી રહેલું છે. એવી ઋષિપત્ની દિતિ પતિનું વસ્ત્ર પકડી ગર્ભાધાન સમયની મર્યાદા ઓળગી પતિને કહે છેઃ 'સ્વામીનાથ ! જેણે હસ્તમાં બાણ ધારણ કરેલ છે એવા કામદેવ, મદોન્મત હાથી કેવળ બળાત્કારથી પીડે, તેમ હું ગરીબને તમારા મટે બળાત્કારથી પીડે છે.

'મારી સપત્ની (શોકય)ની સમૃદ્ધિથી બળતી હું તેની ઉપર આપ અનુગ્રહ કરો. આપનું કલ્યાણ થશે. આપના જેવા પતિથી જે સ્રીને પ્રજા ઉત્પન્ન થાય છે, તેને જગતમાં બહુ માન મળે છે, અને એનો યશ લોકમાં ફેલાય છે.

'મારા પિતા પ્રજાપતિને અમે પુત્રીઓ ઘણી વહાલી અને લાડકવાઇ. તેમને પિતાએ પૂછ્યું: 'હે પુત્રીઓ ! તમે કયા વરને વરવા ઇચ્છા રાખો છો ?' અને અમારા અંતઃકરણનો વિચાર સમજનાર મારા પૂજ્ય પિતાએ આપના ઉચ્ચ સ્વભાવ અને સમાન ભાવ જોઇને

આપને અર્પણ કરી છે. તો કમળ સરખાં નેત્રવાળાં કલ્યાણકારી પ્રિય પતિ! મારી ઇચ્છા તમે પૂરી કરો. હે મહા પુરુષ! તમારા જેવા મોટા પુરુષોની પાસે દુ:ખથી પીડાતાં પ્રાણીઓનું આવવું નિષ્ફળ થતું નથી.'

કામભરતીથી ઘેલી બનેલી અને અંતરની ઇર્ષ્યાએ વેગવતી દિતિના મનોભાવને સમજનાર સમર્થ ઋષિ કામબળનો વિચાર કરી કહે છે:

'હે ભીરૂ! તું જે ઇચ્છા રાખે છે તે ઇચ્છા હું પૂરી કરીશ. કારણ કે જેનાથી ધર્મ, અર્થ ને કામ એ ત્રણે પુરુષાર્થની સિદ્ધિ થાય છે એવી પોતાની સ્ત્રીનું ઇચ્છિત કોણ ન કરે?

'સ્ત્રીવાળો પુરુષ પોતાના ગૃહસ્થાશ્રમથી, બીજા સંન્યસ્ત આદિ આશ્રમોવાળાને અન્ન આદિ દાન આપી, એમની સેવા કરી, દુ:ખના સમુદ્રથી તારે છે અને તરે છે.

'હે માનિની, કલ્યાણને ઇચ્છનારા પુરુષો સ્ત્રીને સર્વ ક્રિયામાં અર્ધાંગી ગણે છે તથા તેની ઉપર પોતાના ઘરનો સઘળો ભાર મૂકીને નિશ્ચિન્તપણે ફરે છે, તેમ જ સ્ત્રીના આશ્રયે કરીને કોઇ પણ બીજા આશ્રમીઓથી ન જીતી શકાય એવા ઇંદ્રિયોરૂપી શત્રુને સ્ત્રીરૂપી કિલ્લેબંધીથી જીતી શકાય છે. માટે ઘરની ઇશ્વરી, અનેક ઉપકાર કરનારી તું છે. તારો બદલો સંપૂર્ણ આયુષ્ય વડે પણ આપી શકાય તેમ નથી.

'પુત્ર ઉત્પન્ન કરવા માટેનો તારો મનોરથ મારી કોઇ નિંદા ન કરે તે રીતે હું પૂર્ણ કરીશ. પરંતુ હમણાં બે ઘડી થોભી જા.

'હે દેવી, આ સંધ્યાકાળ છે. ભયંકર પ્રાણીઓને ફરવાની આ વેળા. સત, ચિત્ત, આનંદઘન—શંકરના દૂતો અને અનુચરો અત્યારે ફર્યા કરે છે. માટે સાધ્વી સ્ત્રી! આ સમય ગર્ભાધાન માટે સંપૂર્ણ અયોગ્ય છે. એથી જ કહું છું કે તું થોભી જા.'

કામની શક્તિ કેટલી અપાર અને અમાપ છે! એ મહાન બુદ્ધિમાન અને જ્ઞાનવાનને પણ ડગાવે છે. એ વિચારવાનોના વિચારને,

શાણપણને પલકવારમાં વિહ્વળ બનાવે છે અને સમર્થ મનોબળનાં બંધનો તોડાવી નાંખે છે.

પતિના ડહાપણભર્યા વિવેકી બોલની અસર દિતિ ઉપર ન થઈ, કામથી વ્યાકૂળ બનેલી દિતિએ વેશ્યા કરતાં પણ વિશેષ નિર્લજ બની કશ્યપ ઋષિનું બહુ જોરપૂર્વક વસ્ત્ર ખેંચવા માંડયું. નિષિધ કર્મમાં દિતિના અત્યાગ્રહ અને હઠને ન નિવારી શકવાથી મુનિએ દુઃખાતા દિલે એકાંતમાં જઈ સહવાસ સાધ્યો અને અતિ વિષયપિપાસુ પત્નીની વાસનાની તૃપ્તિ કરી.

પરંતુ જ્યારે કામ શાંત પડયો અને બુદ્ધિ ઉપરથી અજ્ઞાનનાં તિમિર હટી ગયાં ત્યારે દિતિ પૂછે છે: 'હે સ્વામિન્! મેં અપરાધ કર્યો છે. પ્રાણી માત્રના પતિ અને શિવા–કલ્યાણકારી સતીના પતિ શંકર શું મુજ અપરાધિની ઉપર, જેમનું નામ શંકર–કલ્યાણ કરનાર છે તે દયા નહિ કરે? મારા ગર્ભની રક્ષા શું નહિ થાય?'

'પાપિણી સ્ત્રી! તારા અપવિત્ર મનને લીધે સંધ્યાકાળ જેવા દુષ્ટ સમયે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી તેં મહાદેવ અને એના અનુચરોનો અપરાધ કર્યો છે. એથી તારા ઉદરમાં મહાન અધમ અને પાપી બે પુત્રો ઉત્પન્ન થશે અને તેઓ લોકપાળ સહિત ત્રણ લોકને મહાન દુઃખ દેશે. ગરીબ નિરપરાધી પ્રાણીઓને વિનાકારણ સંહારવામાં, સ્ત્રીઓનાં અપહરણ કરવામાં, ગરીબોને દુઃખ દેવામાં શૂરવીર તારા પુત્રોનો અપરાધ દિગંતમાં પ્રસરશે, ત્યારે જગતનિયંતા પરમ કૃપાળુ પરમાત્મા વિભૂતિરૂપ ધારણ કરી, એનો વિનાશ કરશે.' (શ્રીમદ્ ભાગવત–તૃતીય સ્કંધના આધારે.)

માટે માતાઓ! પિતાઓ! સંતાનો પેદા કરવાની જવાબદારીને સમજો, એનાં વિધાતા તમે છો; તેના ભાવિના લેખ લખવામાં તમે જ સર્વસ્વ ઉતરી આવો છો તે ન ભૂલતાં.



# પ્રકરણ ૪૯ મું

## ગર્ભાધાન અધિકાર

**નીરોગી** અને પુખ્ત ઉમરનાં દંપતિને સંતાનની ઇચ્છા થવી એ સ્વાભાવિક અને કુદરતી છે. જગતવાડીના ઉછરેલા છોડવાઓને જ્યારે ખુશબો પ્રસરાવતાં ફૂલો અને મધુરતા ફેલાવતાં ફળો લાદે છે ત્યારે જ એ વાડી મઘમઘતી મીઠાશ ફેલાવે છે. શ્રુતિકાર કહે છેઃ **'नापुत्रस्य लोकोस्ति'** પુત્ર ન હોય તેને સ્વર્ગ નથી. પોતાના પૂર્વજોને સુકૃત્યો વડે પવિત્ર કરે એટલે દુર્મરણાદિ પ્રાયશ્ચિત્તથી મુક્ત કરે તેનું નામ પુત્ર. 'પુ' નામનું નરક છે, તેમાંથી પિતાનું રક્ષણ કરે, અર્થાત માતાપિતાને નરકમાંથી એટલે કે દુઃખમાંથી, ભયમાંથી, ચિંતામાંથી મુક્તિ અપાવે–તારે તેનું નામ પુત્ર. સ્વર્ગ અને નરક એ સુખ અને દુઃખનાં ભાવવાહી નામો છે. પુત્ર શબ્દનો અર્થ છેઃ **पुनाति स्ववंशान् इति पुत्रः** પોતાના વંશને સુકૃત્યો વડે પવિત્ર કરે તેનું નામ પુત્ર.

આર્યોની હજારો વર્ષથી ભાવના ચાલી આવી છે કે પુત્ર કે પુત્રી માબાપને મોક્ષે પહોંચાડે છે, અને એથી જ દશરથ જેવા રાજાઓએ પુત્રપ્રાપ્તિ માટે યજ્ઞાદિ કરેલા છે.

ત્યારે શું પુત્ર પિતા કે માતાની પાછળ શ્રાદ્ધ સારીને, પાણીના ખોબા ભરીને કે રોટલીનાં બટકાં કાગડાને ઉડાડીને પિતૃઓને મુક્તિ અપાવે એ જ એનો અર્થ છે? નહિ, જો કે પુનર્જન્મના સિદ્ધાંતની દૃષ્ટિએ આ જન્મના પુત્રપૌત્રાદિએ સરાવેલા શ્રાદ્ધથી ગતાત્માને ગમે તે ફળ મળતું હોય, તેની ઉંડાણમાં આપણે નહિ ઉતરીએ; પરંતુ પિતૃઋણમાંથી મુક્તિ માત્ર શ્રાદ્ધ સરાવવાથી થતી નથી. જે પુત્રો માતાપિતાની હયાતીમાં પૂરતું અન્ન પણ આપતા નથી, કે જરૂરી સેવાઓ કરતા નથી, તેઓ તેમની પાછળ ગમે તેવી શ્રાદ્ધાદિ ક્રિયા કે પુણ્યાર્પણ કરતા હોવા છતાં એ પિતૃઋણમાંથી મુક્ત થઇ શકતા નથી.

પિતા અથવા પિતૃઓની સત્કાર્યભરી પ્રવૃત્તિને ઉપાડી લઇ, એની સદ્દભાવનાને ઝીલી લઇને આમરણાંત પિતા જેવો બની, સ્વકુટુંબપ્રેમ, દેશપ્રેમ અને ઉચ્ચ વાંચ્છનાઓની સિદ્ધિ માટે પ્રયત્ન કરનાર જ પિતૃઋણમાંથી મુક્તિ મેળવી શકે છે.

સગરરાજાના સાઠ હજાર પુત્રો અસદ્દગતિને પામ્યા છતાં ક્રમવાર ઉત્પન્ન થયેલા સત્પુત્રોએ એમની મુક્તિ માટે આમરણાંત તપ આદરીને છેવટે મહાન પુરુષાર્થી તપસ્વી ભગિરથે ગંગામૈયાનું આવાહન કરીને એમને મુક્તિ અપાવી. એનું નામ સત્પુત્ર કહી શકાય.

માતાપિતા આવાં સંતાનો કયારે મેળવી શકે? જ્યારે એમની એ માટેની પૂર્ણ તૈયારી હોય અને હેતુપુરઃસર યોગ્ય સમયે સંપૂર્ણ અધિકાર મેળવીને એમણે ગર્ભાધાન કીધું હોય ત્યારે જ સૃષ્ટિની ઉજ્જ્વળતાને વધારનાર સંતાનો પ્રગટે.

બ્રહ્મચર્ય અને સંયમનિયમોનું પાલન કરી, પચીસ વર્ષ ઉપરાંતની ઉમરવાળો પુરુષ નીરોગી અને દઢ વીર્યથી, સમાન રૂપ, ગુણ, લાવણ્યમતી અઢાર વર્ષની ઉમરવાળી સ્ત્રી કે જેનું રજ પરિપકવ અને વિશુદ્ધ છે તેમાં ગર્ભાધાન કરે, એની સાથે ઉત્તમ સંતાનપ્રાપ્તિના મનોરથ ભર્યા હોય અને એ મનોરથસિદ્ધિને માટે જેમણે તન–મનના અધિકારો સંપાદન કર્યા હોય, તેવાં દંપતી પ્રકાશતા દીવડા જેવાં સંતાનોને જન્મ આપી શકે.

નાની ઉમરમાં જેમનાં મન વિહ્વળ બનેલાં છે, રત્ન સરીખું વીર્ય જેમણે વેડફીને દીવાળું કાઢેલું છે, જેઓ વિવિધ વ્યાધિથી પીડાય છે, જેમનાં રજ અને વીર્ય, તન અને મન પવિત્ર અને પૂર્ણ નથી, તેવાં-દંપતી ઉત્તમ સંતાનોની આશા રાખે તે વૃથા છે.

અજ્ઞાનતાથી જેમનાં શરીર અને મન યોગ્ય અધિકાર ઉપર નથી રહી શકયાં, તેવાઓ પણ સમજ્યા ત્યારથી સવાર માની પોતાનાં વીર્ય–રજની રક્ષા કરવાના પ્રયત્ન આદરે, પવિત્ર અને નિર્મળ આચરણ શરૂ કરી, સંયમનિયમોથી મનની શુદ્ધિ કરી લે, શુદ્ધ આહાર અને યોગ્ય ઔષધીથી વીર્ય–રજની શુદ્ધિ કરી, એ પછી

શુભ અવસરે ગર્ભાધાન કરે તો એમને રૂડાં સંતાનો મળી શકે. અને એથી જ ગર્ભાધાનની આગમચનો કાળ શાસ્ત્રકારોએ એક માસનો બતાવ્યો છે. પણ જેમનાં તન અને મન વધુ ખરાબ થયેલાં છે તેમણે આ નિયમો અને નિશ્ચયો છ માસ–બાર માસ સુધી લંબાવવા જોઇએ અને ત્યારપછી જ પુત્રપ્રાપ્તિ માટે પ્રયત્નવાન બનવું જોઇએ.

સંતાનપ્રાપ્તિ માટે પ્રયત્નશીલ બનેલાએ નીચેના નિયમો કેટલાક કાળ પહેલાંથી પાળવા શરૂ કરવા :

૧ દરેક કામ નિયમપૂર્વક કરતાં થવું : પ્રાતઃકાળે ઉઠવું. થોડીક કસરત કરવી, ફરવા જવું, સ્નાન, ઈશ્વરઉપાસના, ભોજન આદિ નિયમસર અને સમયસર કરવાં.

૨ પૂર્ણ બ્રહ્મચર્ય મન, કર્મ, વચનથી પાળવું. જ્યાંસુધી ગર્ભાધાનકાર્ય ઉપર તત્પર ન થવાય ત્યાંસુધી અખંડ બ્રહ્મચારી રહેવું.

૩ ખોરાકમાંથી તીખા અને ઉગ્ર પદાર્થો, વિદાહી ( તળેલા ) પદાર્થોનો ત્યાગ કરવો.

૪ બધી જાતનાં વ્યસનો–બીડી, તમાકુ, ભાંગ, ગાંજો, ચહા, કોફી, સીગારેટ, દારૂ, તાડી આદિ તમામ નુકસાનકારક ચીજોનો સર્વથા ત્યાગ કરવો.

૫ પતિ પત્નીએ પૂરા પ્રેમથી ભરેલું વર્તન રાખવું. કોઈ કારણથી વિરોધ થયો હોય તો પણ ગર્ભાધાન આગમચના કાળમાં એક બીજાનાં દિલ મેળવી લઈને ચાહના ઉત્પન્ન કરવી.

૬ સદાચારી બનવું, સત્ય, ક્ષમા, દયા, સહનશીલતા જેવા ગુણો તરફ વળવું.

૭ માનસિક ચિંતાનું કોઈ કારણ હોય તો તેને દૂર કરવાનો યત્ન કરવો અને ચિત્તની પ્રસન્નતા વધે તેવા ઉપાયો કરવા.

૮ ઉત્તેજના અથવા વાસનાને વધારે તેવાં નાટક–સિનેમા ન જોવાં, જુગુપ્સા પેદા કરનારાં પુસ્તકો ન વાંચવાં. ચોરી, ચાડી, ચુગલી કરનાર, દુષ્ટ, વ્યભિચારી અને વાંકુળ માણસની સંગત છોડી દેવી.

૯ મહાપુરુષોનાં જીવનચરિત્ર વાંચવાં. રામ, કૃષ્ણ જેવા અવતારી મનાતા મહાત્માનાં ચરિત્રોનું પઠન કરવું.

૧૦ શરીરમાં કોઈ ખાસ વ્યાધિ હોય તો અનુભવી અને વિદ્વાન તથા કુશળ ચિકિત્સક પાસે ચિકિત્સા કરાવી, નિરામય બનવું. કારણ કે માતા-પિતાના રોગનાં બીજ સંતાનોને મળે છે.

ઉપર બતાવેલા નિયમોનું મહિનો, છ મહિના કે બાર મહિના સુધી પાલન કરવાથી, શરીર અને મન પવિત્ર બને છે. ત્યારપછી રજ-વીર્યની શુદ્ધિ માટે અને તેમાંનાં બીજાણુઓને સબળ બનાવવા માટે નીચેનો પ્રયોગ કરવો :

**સર્વોષધી ઘૃત**

આંબાહળદર તો. ૧, હળદર તો. ૧, ચંદન તો. ૧, કપુર-કાચલી તો. ૧, કુષ્ટ તો. ૧, મોરવેલ તો. ૧, શીલાજીત તો. ૧, કપુર તો. ૧, નાગરમોથ તો. ૧, ભદ્રમોથ તો. ૧.

ઉપરનાં ઔષધોને ખાંડી-બોરકૂટ કરી, પાંચ શેર ગાયના દૂધમાં નાંખી, ઉંબરાના લાકડાથી બનેલા વાસણમાં દૂધ જમાવવું. જો ઉંબરાનું વાસણ ન મળે તો માટીના વાસણમાં દૂધ જમાવી, તેમાં ઉંબરાની છાલનું ચૂર્ણ તો. ૧ નાંખવું.

દહીં તૈયાર થયા પછી તેને વલોવીને માખણ કાઢવું અને તેમાંથી ઘી નિપજાવવું.

એ ઘી એક શેર હોય તો તેમાં કેશર ચાર વાલ, કસ્તુરી એક વાલ, જાયફળ ચાર વાલ, એલચી ચાર વાલ, જાવંત્રી ચાર વાલ, આ બધી વસ્તુ નાંખી, ઘુંટીને ઘી સાથે મેળવી દેવી.

જેમને ગર્ભાધાન કરવાની ઇચ્છા છે એવાં દંપતીને આ સર્વોષધીમાંથી સવાર સાંજ અરધો અરધો તોલો દૂધની અંદર ભાત રાંધીને અર્થાત્ ખીર બનાવી, તેમાં જરી સાકર નાંખી, પાશેર ખીરમાં અરધો તોલો આ ઘી નાંખી ખવડાવી દેવું અને એકાદ મહિનો, બે મહિના અથવા ત્રણ મહિના સુધી આપવું.

આ હવિષ્યાન્નનું ભોજન ચાલતું હોય ત્યારે ઉપર બતાવેલા નિયમોસર વર્તવું.

પૂર્વે દશરથ રાજાને સંતાન નહોતાં અને એ મેળવવા એમની તીવ્ર ઈચ્છા હતી. પરંતુ સંતાનપ્રાપ્તિનો પ્રયોગ એકલશૃંગી ઋષિ જાણતા હતા. એટલે મહા પુરુષાર્થથી દશરથ રાજાએ એમને મેળવ્યા અને ઋષિએ પુત્રેષ્ટિ યજ્ઞ કરાવ્યો. તે યજ્ઞમાં હોમવામાં આવેલાં દ્રવ્યો (ઔષધી)માં એવો ગુણ રહેલો હતો કે જેની ધૂણી શરીરને લાગવાથી રજ–વીર્યના દોષ નાબૂદ થઈને તેમાંનાં બીજાણુઓ સબળ બને. એ યજ્ઞમાં ઉચ્ચારવામાં આવતા મંત્રોનો ભાવાર્થ પુત્રપ્રાપ્તિની સબળ મનોકામના અને ઈચ્છાશક્તિને વધારનારો હતો. યજ્ઞ પૂરો થયા પછી 'પુરોડાસ' પદાર્થ (દૂધ અને ભાતથી તૈયાર થયેલી અને ઉપરનું સર્વોષધી ઘૃત નાંખી સંપૂર્ણ બનાવેલી ખીર) રાજા દશરથ અને એમનાં પત્નીઓને જમાડેલો અને ત્યારપછી જ રામ જેવા મહા સમર્થ અને લક્ષ્મણ જેવા વીર યોદ્ધાઓનો જન્મ થયેલો.

એ ક્રિયાઓ અને કર્મકાન્ડો આજે લુપ્તપ્રાય થઈ ગયાં છે અને એના પ્રતાપે આજે વસુંધરા ઉપર રામ અને લક્ષ્મણ જેવાં નરરત્નો પાકતાં પણ બંધ થયા છે. આજે તો શ્વાનપ્રજા અને વારાહપ્રજાનાં ટોળાં ઉભરાઈ રહ્યાં છે. જમાનાએ સાત્વિકતા, સદ્દભાવના, શુભ કર્મ અને શાસ્ત્રાજ્ઞાનો લોપ કરવા માંડયો છે. હિંદે દશ વર્ષમાં તેત્રીસ કરોડમાંથી ચાળીસ કરોડ સુધી પ્રજાનો વધારો કર્યો છે. પરંતુ તેમાં કોઈ આંગળી ચીંધી બતાવશો કે નવા પાકમાંથી એક ચરક કે સુશ્રુત જેવો ધન્વન્તરી બન્યો છે? કાળીદાસ જેવો સમર્થ વિદ્વાન, અભિમન્યુ જેવો પરાક્રમી, ભરત જેવો હિંમતવાન, દ્રૌપદી, તારા, અનસુયા કે સુભદ્રા જેવી સન્નારીઓ પાકયાં છે?

આર્યોનાં રચાએલાં નિત્ય અને નૈમિતિક કર્મો અને ક્રિયાકાન્ડો પાછળ કેવા ઉદ્દેશો ભર્યા છે, એ આજનો સમાજ જોવા થોભતો નથી. એને તાત્વિક દૃષ્ટિથી વિચાર કરવાની પરવા નથી. એને દેશને ઉપકારી પ્રજાની જરૂર નથી. શિશ્નોદરતૃપ્તિનો બોજો વહન કરતા માનવીઓ! મનુષ્યજન્મની ઉત્તમતા અને ધર્મ–કર્મ તરફ તમારી

મીટ જ્યાંસુધી નહિ મંડાય ત્યાંસુધી દેશ જે પૂર્વે ગૌરવવાન, પ્રતાપી અને સંસ્કૃતિનાં ઉચ્ચ શિખરે હતો તે સ્થાને તમે પુનઃ કદિ પણ નહિ પહોંચી શકો.

ઉપર બતાવેલા સર્વૌષધી ઘૃતના પ્રયોગો અમે અનેક દંપતિઓ કે જેમને સુસંતાનોની ઇચ્છા હતી અથવા જેઓ ઉમરલાયક થઈ જવા છતાં સંતાન નહોતાં થતાં અને જેમનાં રજ–વીર્યમાં કાંઈક દોષો હતા, તેવાં જોડલાંઓ કે જેમને અમારા વચન, વિચાર અને વર્તન ઉપર શ્રદ્ધા હતી, તેમને ત્રણ ત્રણ મહિના, બધા સંયમ નિયમોથી રાખીને કરાવ્યા છે. તેમને આ ઘૃત આપી જોયું છે, અને પરમકૃપાળુ દયાવાન ભગવાનની કૃપા વડે અમોને એમાં સફળતા સાંપડી છે. તેમને ઘેર ગુલાબનાં ફૂલની પત્તી જેવાં બાળકો કિલકિલાટ કરતાં નજરે નિહાળીએ છીએ.

પરંતુ 'કહેણી મીશ્રી ખાંડ હૈ, રહેણી તાતા લોહ.' વાતો કરવી સહેલી છે, એ પ્રમાણે વર્તન કરવું કઠણ છે. ઇંદ્રિયો અને પંચ વિષયોની ગુલામ બનેલી પ્રજાને પોતાના ભોજનમાં એકાદ અથાણાની, ખટાઈની, પીવાતા ચહાની જો સખત પરેજી પાળવા માટે આગ્રહ કરવામાં આવે તો તેમને ધરતીકંપ કે વાદળ ફાટવા જેવો ધ્રાસકો પડે છે! પરેજી ન પાળવાને કારણે દવા અને વૈદ્યને નવ ગજના નમસ્કાર કરી, ભાગી છૂટનાર આજનાં સ્ત્રી પુરુષો જો સમજી જઈને આટલા સંયમનિયમથી રહી, સંતતિ પેદા કરે તો એ સૂર્ય સમાન તેજસ્વી સંતાનો ભારતવર્ષને કેટલો ઉજ્જવળ બનાવે?

ગર્ભાધાનના આગમચ કાળમાં ઉપર લખેલા નિયમો અને ઔષધીનું સેવન કરી, શરીર અને મનને પવિત્ર બનાવી, ત્યારબાદ હવે પછીના પ્રકરણમાં બતાવવામાં આવશે તે રીતે ગર્ભાધાનની ક્રિયામાં પ્રવૃત્ત થવું.



# પ્રકરણ ૫૦ મું

## બીજારોપણ

**આગળનાં** પ્રકરણોમાં બતાવ્યા પ્રમાણે શરીર અને મનની સંપૂર્ણ શુદ્ધિ થઈ ગયા પછી એ સમય નજીક હોય છે કે જેને ગર્ભધારણકાળ અથવા તો બીજારોપણ અવસર કહી શકાય.

અર્થાત્ યોગ્ય ઉમરની સ્ત્રી ઋતુમતી થઈને ઋતુસ્નાન કર્યા પછી ગર્ભધારણ અર્થે પતિગામી બનવાને તૈયાર થાય છે, અને પુરુષ સમાગમક્રિયાથી પત્નીને બીજ આપે છે, પત્ની એ બીજને ધારણ કરે છે; એટલે જ એને બીજારોપણ કહેવું વધુ સુંદર લાગે છે.

સુશ્રુતાચાર્ય કહે છે :

**ततोऽपहान्हे पुमान मासं ब्रह्मचारी सर्पिः क्षीराभ्यां शाल्योदनं भुक्त्वा मासं ब्रह्मचारिणि तैलस्निग्धां तलमासोत्तराहारां नारीमुपेयाद्रात्रौ सामादिभिर्विश्वास्य विकल्प्यैवं चतुर्थ्यांषष्ठ्यामष्ठ्यां दशम्यां द्वादश्यां चोपेयादिति पुत्रकामः॥**

અર્થાત્ મહિનાભરથી બ્રહ્મચારી રહેલો પુરુષ બપોરે શરીર ઉપર ઘીનું માલીસ કરી, ઘી, ભાત અને દૂધનું ભોજન કરે, તથા મહિનાભરથી બ્રહ્મચારિણી રહેલી સ્ત્રી શરીર ઉપર તેલનું મર્દન (માલીસ) કરે અને અડદ જેમાં પડતા હોય ( અડદીયા લાડુ ) તેવા પદાર્થનું ભોજન કરે. આ પ્રમાણે પતિ પત્ની દિવસે પૂર્ણ તૈયાર થઈ, રાત્રિના વખતે પ્રથમ સ્ત્રીને મીઠાં વચનો અને પ્રેમગોષ્ઠીથી કામોત્તેજક બનાવી પુત્રની ઈચ્છાવાળો પુરુષ રતિક્રિડા કરે.

ઋતુધર્મના દિવસથી ચોથી, છઠ્ઠી, આઠમી, દસમી, બારમી રાત્રિઓ પુત્રપ્રાપ્તિની ઈચ્છા માટે શ્રેષ્ટ માનવામાં આવી છે.

સુશ્રુત જેવા શારીરવિજ્ઞાનના મહા પુરૂષની આજ્ઞા ઉપરથી ત્રણ મુદ્દા તારવી શકાય તેમ છે : (૧) સમાગમકાળ પહેલાંનો સમય કે

જેમાં સંયમનિયમનથી વર્તન કરીને પૂર્ણ તૈયારી થવી જોઈએ. આગળનાં પ્રકરણોમાં એ વિષે આપણે છૂટથી ચર્ચી ગયા છીએ. (૨) જે દિવસે સમાગમ કરવાનો હોય અર્થાત્ ગર્ભાધાનકાળ અથવા બીજારોપણનો નિશ્ચય થાય તે દિવસે પુરુષે ખાસ કરીને તદ્દન સાત્ત્વિક આહાર જેમ કે દૂધ, ભાત, ઘી, એટલું માત્ર લેવાની આજ્ઞા ફરમાવી છે. બીજા રાજસી તામસી ખોરાક લેવાથી શરીર અને મન ઉપર ખોટી ઉત્તેજના થાય છે. તામસી આહારોને કારણે કામેચ્છા પ્રબળ વાસનામાં ફેરવાઈ જાય છે. એ માટે પણ સાત્ત્વિક આહારની આજ્ઞા હોઈ શકે. બીજી રીતે ઘી અને દૂધ વીર્યવર્ધક છે. તેવી જ રીતે તેલ અને અડદ રજપોષક હોવાથી સ્ત્રીને એવા પદાર્થોની છૂટ આપી છે. (૩) સ્ત્રીની પ્રસન્નતા જોઈને સમાગમ આદરવો જોઈએ. અર્થાત્ જ્યાંસુધી સમાગમક્રિયા માટે સ્ત્રી સંપૂર્ણ તૈયાર ન હોય, તેના મનની, શરીરની, ઈંદ્રિયોની પૂર્ણ તૈયારી થઈ ન હોય, ત્યાંસુધી સમાગમ ન કરવો, એમ પાશ્ચાત્ય વિદ્વાનો અને પૌર્વાત્ય વિદ્વાનો માને છે.

ડૉ. ટ્રોલ એમ. ડી. કહે છે: 'પ્રત્યેક વ્યક્તિએ એ જાણવું જોઈએ કે સ્ત્રી અને પુરુષ બન્નેની એકસરખી ઇચ્છા જ્યાંસુધી ન હોય ત્યાંસુધી સમાગમ કરવો એ અન્યાય છે.'

ડૉ. મેરી સ્ટોપ્સ કહે છે: 'જ્યાંસુધી સ્ત્રીની ઇચ્છા ન હોય ત્યાંસુધી ગર્ભાધાન ન કરવું જોઈએ.'

મિસીસ ડેપી કહે છે: 'પુરુષો! તમારું અર્ધાંગ સ્ત્રી છે. નિઃસંદેહ એ નિર્બળ છે અને તમારા કબજામાં છે. એ તમારા બળ અને પુરુષત્વની પ્રાર્થના કરે છે કે તમે સ્ત્રીઓની સાથે પોતાની આવશ્યકતાની તૃપ્તિ માટે પુરુષ બનો, પશુ ન બનો.'

આ અભિપ્રાયો તો જેને આપણે પશ્ચિમવાસીઓ કહીએ છીએ એ દેશની પ્રજા માટેના છે. પરંતુ આપણી ભારતવર્ષની આર્યજાતિ સમાગમધર્મ બરાબર સમજે છે ખરી?

પ્રથમ તો પુરુષોને ઘણે ભાગે ખબર જ નથી હોતી કે સ્ત્રીઓ પુરુષોની જેમ કામકેલી ભોગવવા માટે હમેશાં એક સરખી તૈયાર નથી હોતી, પરંતુ માસિક ધર્મ આવવાની અગાઉ બે દિવસ અથવા માસિક ધર્મ આવ્યા પછીની પંદર રાત્રિ સુધી જ ઘણું કરીને એને કામેચ્છાની ભરતી હોય છે, અને એવા સમયે જ પ્રેમોપચારના પ્રકરણમાં બતાવેલી વિવિધ ક્રિયાઓથી સ્ત્રીને પૂર્ણ ભરતીમય બનાવી પછી સમાગમ આદરવો જોઇએ. પરંતુ વૈવાહિત અધિકાર મળતાં, સ્ત્રી એ ભોગવિલાસનું સાધન છે. એમ સમજનાર પુરુષ જ્યારે ત્યારે બલાત્કાર જ કરે છે. એથી સ્ત્રી ભલે નિરૂપાયે, નિર્બળતાએ સહમત બનતી હોય, પરંતુ એથી સમાગમની સાચી મીઠાશ મળતી નથી. વારંવાર ભોજન કરીને, સ્વાદેન્દ્રિય, સાચી સ્વાદરૂચી જેમ અજીર્ણનો દરદી ગુમાવી બેસે છે, તેમ પાશવવૃત્તિવાળા પુરુષો પણ સાચા સ્વાદને ગુમાવે છે.

ગર્ભાધાનનું સાચું રહસ્ય સમજનારા વિદ્વાનોએ બીજારોપણના સમયને ખૂબ મહત્ત્વ આપ્યું છે. મનની પ્રસન્નતા અર્થે સ્થાનનો પણ નિર્દેષ કર્યો છે.

તેઓ જણાવે છે કે બીજારોપણની ક્રિયા માટે શયનગૃહ હમેશના વપરાશથી અલગ હોવું જોઇએ. કારણ કે બીજારોપણ વખતે આસપાસનાં દૃશ્યો તથા અવાજોની અસર ભાવી ગર્ભ ઉપર થાય છે. અંધારી કોટડી, માણસોનો ઘોંઘાટ, કોઈ આવી ચઢવાની બીતિ, ખુલ્લું મકાન, આવી પ્રતિકૂલતાઓ બીજારોપણ માટે હાનિકર્તા છે, અને આનંદને બાધક પણ છે. એટલે શયનખંડ એવો હોવો જોઇએ કે જ્યાં છૂટથી હવાનો અવરજવર હોવા છતાં એ ખંડમાં કોઈ આવી શકે નહિ. જે સ્થળે કોઈ લજ્જાસ્પદ વાતો કરતું હોય, રડતું હોય અથવા ભયંકર શબ્દ કરતું હોય ત્યાંથી શયનખંડ દૂર અલગ હોવો જોઇએ. જે ખંડમાં શૈય્યા સુંદર અને સ્વચ્છ વસ્ત્રોથી

આચ્છાદિત હોય, આરામ આપનાર તકીયા ગોઠવ્યા હોય, પ્રેમોપચારમાં લીલી બત્તી અને કામભરતી વધતાંની સાથે લાલ બત્તીની સગવડ હોય, વળી અનુકૂળતા હોય તો શૈય્યા ઉપર મોગરો, ગુલાબ અને ચંબેલીનાં પુષ્પો વેરવામાં આવ્યાં હોય, શૈય્યાની બાજુમાં જ એક ટીપાઈ ઉપર પાણી, પાન, એલચી, કઢેલું દૂધ, અત્તર આદિ સુગંધીયુક્ત, પૌષ્ટિક અને પ્રેમોત્તેજક દ્રવ્યો રાખવામાં આવ્યાં હોય, તેની સાથે મનને આનંદ આપે તેવા શણગારોથી શયનખંડ શણગારેલો હોય, આયના, હાંડીઓ, તોરણો યોગ્ય સ્થળે ગોઠવેલાં હોય, તેવો ખંડ વિશેષ યોગ્ય છે.

એની સાથે સુશોભિત અને કળાનાં નમૂનેદાર ચિત્રો અને ફોટાઓ શૈયાની આજુબાજુ ટાંગેલાં હોય એ અત્યંત આવશ્યક છે.

વૈજ્ઞાનિકોનો મત છે કે બીજારોપણ સમયે સચ્ચરિત્રવાન અને સુંદર સ્ત્રીપુરુષોનાં ચિત્રો જોવાથી ગર્ભ સુંદર અને સંસ્કારી બને છે. એટલે જેના ચારિત્ર્ય અને ઉચ્ચ કોટીની સુંદરતાની ગાથાઓ ગવાઈ રહી છે એવા મહાન પુરુષોનાં ચિત્રો ટાંગવાં. તેની સાથે કુદરતની લીલા અને કલાના નમૂના, જેવા કે વૃક્ષને અવલંબી વેલી ઉપર ચઢી રહી છેઃ વૃક્ષ ઉપર સુંદર પક્ષીઓ કીલકીલાટ કરી રહ્યાં છેઃ સરિતા સાગર–પતિને ભેટવા વહી રહી છેઃ કુમુદિની ઉદય પામેલા ચંદ્રપતિને જોઈ મંદ મંદ પાંખડીઓ પસારી હસી રહી છેઃ મયૂરી મયૂરને રીઝવવા કલા કરી થનગન નાચે છે: વર્ષાનાં બુંદો ધારણ કરી ભુમિમાતા નવાંકૂરો પ્રગટાવી લીલીછમ હરિયાળી ભાસે છેઃ ઇત્યાદિ.

કલાવિદ ચિત્રકારનાં દોરેલાં આવાં સુંદર ચિત્રો શૈય્યાની આસપાસ હોવાં જોઇએ. હિંસક પ્રાણીઓ, ભીષણ યુદ્ધો, શોકવિહ્વળ, સમસ્યાઓથી દોરેલાં ચિત્રો, બેડોળ મનુષ્યો, હાડપિંજરના ફોટાઓ, વિધવા અને શોકવ્યાકૂળ સ્ત્રીઓના ફોટા કે ચિત્રો આદિ હોય તો તે શયનખંડમાંથી અલગ કરવાં જોઇએ.

ઉપર પ્રમાણે અગાઉથી સુસજ્જિત કરેલા શયનખંડમાં પતિપત્નીએ પ્રવેશ કરવો. પરંતુ ખામોશ, ભલે ઋતુમતી થયાને ચાર રાત્રિ વીતી ગઈ હોય, તથાપિ સ્ત્રીને જો યોનીમાર્ગથી ઋતુ આવતું હોય તો તેવા સમય સુધી ગર્ભાધાન કરવું યોગ્ય નથી. પૂરી રીતે આવતું રક્ત બંધ થયા પછી જ બીજારોપણ થઈ શકે. જ્યાંસુધી રક્તકણો આવતાં હોય છે ત્યાંસુધી ગર્ભ રહેતો નથી અને એ સમયના સમાગમથી ઉલટો વ્યાધિ થવાનો સંભવ છે. એટલે જે દિવસની સવારથી અટકાવ આવવો બંધ થયેલો જણાય, તે રાત્રે જ બીજારોપણ કરવું યોગ્ય છે.

શયનખંડમાં પ્રવેશ કરતાં પહેલાં અથવા તે દિવસે પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવું જોઇએ. સૂર્યને નમસ્કાર કરી, ગણપતિને વંદન કરવું એમ શાસ્ત્રો કહે છે.

ઉપરાંત શાસ્ત્રો શાસ્ત્રીય રીતે મંત્રોપચાર કરી સજળસંકલ્પ પણ કરાવે છે. આજના સુધારાના જમાનામાં આવું કોઈને પણ ન ગમે, પરંતુ સંકલ્પ એટલે સારી રીતે મનોભાવને દૃઢ કરવો તે, અને એ વખતે બોલવામાં આવતા મંત્રોનો પણ એ ભાવ છે કે 'મારી સ્ત્રીને વિષે રહેનારા ગર્ભના સંસ્કાર માટે તથા બીજના કે ગર્ભના દોષ-નિવારણ માટે ગર્ભાધાનસંસ્કાર હું કરૂં છું.' 'હે પરમેશ્વર ! મારી સ્ત્રીના ગર્ભના સર્વ દોષોનું નિવારણ કરજો.' ઇત્યાદિ.

સંકલ્પબળ કેળવવા માટે મંત્રોમાં કેટલી ઉંચી ભાવના ભરી છે ! આવા મંત્રો અને ક્રિયાઓનો વિનાશ થયો છે. તેનો અત્યારે ભલે કશો ઉપાય ન હોય. પરંતુ સમાગમકાળ પહેલાં ગર્ભ માટે ઉંચી ભાવના રાખતા હોય, ઇષ્ટદેવને વિનવતા હોય એવી જાતના પુરુષો આજે કેટલા મળી શકે તેમ છે ?

શાસ્ત્ર તો બીજારોપણની તૈયારીના પણ મંત્રો બતાવે છે. તેના અર્થ છે : 'હે પ્રિયે ! તારા પ્રાણવાયુમાં હું મારૂં વીર્ય ધારણ કરૂં છું. હે સ્ત્રી ! આજ હું તારામાં ગર્ભાધાન કરૂં છું.'

ભલે આવા મંત્રોને મુખથી ન ઉચ્ચારો, પરંતુ તેમાં રહેલી ભાવનાઓ અને સંકલ્પબળને સમજો તો કેટલું સુંદર ?

પરંતુ આ તો જેઓ બ્રહ્મચર્ય પાળી, સુસંતાનો ઉત્પન્ન કરવાની ભાવનાવાળા છે તેને માટે છે, અને તેમને માટે જ આ ક્રિયાકાંડો, મંત્રો અને ભાવનાઓ છે. વાસનાતૃપ્તિ અર્થે સ્ત્રીસહવાસ ભોગવનાર માટે તો ધોળા કાગળ ઉપર કોતરાએલા કાળા અક્ષરો પણ અસ્પૃશ્ય પડયા રહેશે ! ધન્ય ભારતના સુસંતાનો !

**સમય :** બે પ્રહર રાત્રિ વીતી ગયા પછીનો યોગ્ય સમય છે. રાત્રિના બીજા પ્રહરમાં પણ બીજારોપણ કરવામાં વાંધો નથી. પરંતુ જગતનાં પ્રાણીઓ આ જમાનામાં બીજા પ્રહર સુધી પ્રવૃત્તિ કરતાં હોય છે, અને એ પ્રવૃત્તિનો ઘોંઘાટ, બોલચાલ, શોરબકોર બીજારોપણ જેવી ઐક્ય સાધનારી પ્રવૃત્તિને બાધક થઈ પડે છે. ચોથો પ્રહર સમાગમ પછીની પ્રગાઢ નિદ્રા માટે બાકી રાખવો ઠીક છે, તેમ જ બ્રાહ્મમુહૂર્ત ચોથા પ્રહરને ગણવામાં આવતું હોવાથી તે સમયે સમાગમ ધર્મથી વિરૂદ્ધ ગણાય છે. એટલે બીજા પ્રહરની શરૂઆતે પ્રેમોપચારમાં યુગલ મગ્ન બને, એ પ્રેમોપચાર એક પ્રહર લંબાય અને ત્રીજા પ્રહરે સમાગમ શરૂ થાય તો એ ખોટું નથી.

બીજારોપણ અર્થે શયનખંડમાં પ્રવેશતાં નરનારી માટે સુંદર વસ્ત્રાલંકારોની જરૂર છે. કેટલીક જગ્યાએ આ ક્રિયામાં વસ્ત્રો બગડે અને ચુંથાય એવા ભયથી મેલાં, ગંદાં, ફાટેલાં અને નિરૂપયોગી પહેરવામાં આવે છે. પરંતુ એ રીત ઠીક નથી, પરસ્પર આહ્લાદ ઉપજાવનાર વસ્ત્રોનું પરિધાન કરવું અવશ્ય જરૂરી છે. તેમાં પણ સ્ત્રીએ તો શયનખંડમાં પ્રવેશતાં પહેલાં શરીરને શણગારથી આકર્ષક બનાવવું જોઈએ.

શાસ્ત્ર તો શ્વેત વસ્ત્ર અને શ્વેત પુષ્પની માળાઓ ધારણ કરવાનું કહે છે. પરંતુ અમે એ મતથી સહેજ જુદા પડીએ છીએ. માત્ર શ્યામ તથા અત્યંત લાલ વસ્ત્રોને બાદ કરીને જેમાંથી રંગ ઉડી જતા ન હોય તેવા પાકા રંગોથી રંગાયેલાં સ્વચ્છ અને ખુશબોથી ભરપૂર વસ્ત્રો પહેરેલી, પુષ્પોની વેણીથી શોભિતી અને અત્તર-તેલથી મધમધતી પત્ની પ્રિય થઈ પડે છે, અને પ્રેમોપચારમાં સુસજાવટ મદદ કરે છે. પછી ભલે એકાદ વસ્ત્રની સગવડ શૈયા ઉપર એવી પણ અગાઉથી કરી રાખી હોય કે આવશ્યક સમયે એ વસ્ત્ર સુંદર વસ્ત્રોને બગડતાં બચાવે.

શરૂઆતમાં શયનગૃહપ્રવેશ સમયે શ્વેત પ્રકાશ બત્તીમાંથી પ્રસરતો હોય, પ્રેમોપચારની શરૂઆતમાં લીલી બત્તી હોય અને કામના ધનુષ્ય પરથી મોહનાં છૂટેલાં તીરો દિલને ભોંકાય તે સમયે લાલ, તથા કામ-ક્રિડાની શરૂઆતે ઓછો તેજપુંજ પ્રકાશ જોઈએ.

આ બધી તો વીજળીના દીવાની સગવડો છે. એને અભાવે તેલ, દીવેલના દીવાઓમાં થોડાંક સુગંધી દ્રવ્યો પૂરી, એને એવી જગ્યાએ ગોઠવવા જોઈએ કે જેની સીધી જ્યોત બંનેમાંથી એકેની આંખ ઉપર પડતી ન હોય, પણ આડકતરો પ્રકાશ ફેલાવતી હોય. ઘાસ-લેટના ખુલ્લા દીવા તો આવા સમયે ખૂબ જ હાનિકારક નીવડે છે.

બુદ્ધિમાન અને ચતુર પુરુષ પ્રેમોપચારની એકેક ભૂમિકા વટાવતો વટાવતો, એ સમય ઉપર આવી પહોંચે કે હવે એક ક્ષણ પણ સ્ત્રી વિહ્વળતાને જીરવી શકે તેમ નથી, કામની માદકતા તેના અંગે-અંગને પરવશ બનાવી રહી છે, અને એ કામભરતીની સંપૂર્ણ ટોચે આવી રહી છે, ત્યારે હર્ષ સાથે સીધા આસને, સંકલ્પબળને મક્કમ કરી, પુત્ર અથવા પુત્રીની ભાવના સહીત કામક્રિડાની શરૂઆત કરે, અને ઉત્તમ બીજ સ્ત્રીરૂપી ભૂમિકામાં રોપે એનું નામ બીજારોપણ.



# પ્રકરણ ૫૧ મું

## શું જોઈએ : પુત્ર કે પુત્રી ?

ત્રણ ત્રણ રાણીઓ પણ સંતાન નહિ. મોટા રાજ્યનો એ માલિક. ચિંતા વધુ ને વધુ સતાવતી હતી: 'મારા પછી રાજ્યનો માલિક કોણ થશે ? એ લાવણ્યવતી ચોથી રાણીને પરણ્યો. પુરુષ તો એમ જ સમજે છે કે બાળક ન થવામાં કેવળ સ્ત્રીનો જ દોષ હોય છે. પુરુષ બિચારા કાંઇ થોડા જ ગુન્હેગાર હોય છે !

એ રાજાની ચોથી રાણી સમજતી હતી કે પોતાને લાવવાનું કારણ સંતાનની ઉત્કટ ઇચ્છા છે. એમાં પણ ભગવાન દીકરો આપે તો જ. દીકરો કે દીકરી એ તો શ્રી હરિની માયા છે ને ! પણ હાથ જોનાર (પામીસ્ટો) હસ્તરેખામાં કેટલાં સંતાનો છે અને તેમાંય પુત્ર છે કે પુત્રી તે રેખાથી કહી આપે છે ! જો કોઇક હસ્તરેખા જોનાર જ્યોતિષી મળી જાય તો રાણીની ભાવના હતી કે હાથ જરૂર જોવડાવી લેઉં.

અને બન્યું પણ એમ. શહેરમાં હસ્તરેખા જોનાર હોશિયાર જ્યોતિષી આવી ચડયો. રાણીએ રણવાસમાં આવવા તેને આમંત્રણ આપ્યું.

દુનિયાની હવાને પિછાણનાર રેખાશાસ્ત્રી ભણ્યા તો ગમે તેટલું હોય, પણ પાવરધા પૂરા હતા. વળી રાણીસાહેબની હસ્તરેખા જોવાની હતી, એટલે એની દાઢ ડળકી.

રાણીએ પ્રશ્ન કર્યો: 'તમે કહેશો, મારા નસીબમાં સંતાનો છે કે નહિ ?'

'ઓહો, એ શું બોલ્યાં, રાણી સાહેબ ! આપ તો ભારે પ્રારબ્ધશાળી છો. જુઓ રેખાઓની રમઝટ ! સંતાનપ્રાપ્તિ તો જરૂર થવાની અને તે ટુંક સમયમાં જ.'

'તમારા મોઢામાં ગોળ, મહારાજ ! ત્યારે કહો, મને પ્રથમ પુત્ર જ થશે ના ?'

'ઊભાં રહો, માડી! બહુ ભારી પ્રશ્ન કર્યો, મા! આવા પ્રશ્નનો ઉત્તર આપનાર મહાન જ્ઞાનવાન જોઈએ. પણ મારા માટે એ અઘરૂં નથી. મેં તો ષટ્શાસ્ત્ર અને અઢાર પુરાણ આરપાર કર્યાં છે. સહદેવ જોશી શું કહે છે :

'આભ, ગાભને વર્ષાકાળ, પેટપીડન ને રોતાં બાળ,
સ્ત્રીચરિત્રની પરીક્ષા કરે, તે ઘેર સહદેવ પાણી ભરે.'

'માડી! એ કહેવું બીજાઓને મુશ્કેલ, પણ મારે માટે સહેલું છે. પરંતુ તમને મોઢે નહિ કહું, મા! કાગળમાં વિધિના આંક લખીને મુકું બંધ કવરમાં. તે સાચવી રાખો. સંતાનપ્રાપ્તિ થયા પછી એ કવર ફોડીને વાંચો. અને પછી આ સમર્થ વિદ્વાનની પરીક્ષા કરીને ખુશ થાઓ. તમે તો સાક્ષાત લક્ષ્મી છો લક્ષ્મી. પછી મને એક સહસ્ત્ર સુવર્ણમુદ્રાનું દાન આપજો, મા!'

'ભલે મહારાજ! મને સંતાન થશે તે સાંભળીને પણ મારૂં દિલ તો ફુલ્યું નથી સમાતું. તેમાં પણ આપનું વચન સત્ય નીવડશે તો દક્ષિણા ઉપરાંત એક દુશાલો પણ આપીશ.'

અને મહારાજે પત્રમાં લખ્યું :

'પુત્ર ન પુત્રી'

બંધ કવરમાં ભવિષ્યવાણી પૂરીને સીલ કરી કવર રાણીને સોંપ્યું.

મહારાજનું ભવિષ્ય જૂઠું પડે એમ નહોતું, તેમાં કોઈ જ્યોતિષ કે ગણિતાંકનો આધાર નહેનો, કે નહોતો રમતના પાસાનો પૂરાનો. માત્ર તેમાં યુક્તિ ભરી હતી.

રાણીને પુત્ર આવે તો મહારાજ લખેલા પત્રને સામે રાખી સમજાવી શકવાના હતા કે 'પુત્ર—ન પુત્રી' એટલે કે પુત્રી નહિ. અને જો પુત્રી આવે તો. 'પુત્ર ન—પુત્રી' એ રીતે પત્રમાં લખેલો મધ્ય 'ન'–કાર મહારાજની વિદ્યાનો સાચો સાથીદાર અને ભાંગ્યાનો ભેરૂ હતો.

આ દૃષ્ટાંતથી કહેવાનો મારો હેતુ એ છે કે વર્ષો થયાં તકસાધુ વિદ્વાનોએ દુનિયાને આવી અંધશ્રદ્ધાના રવાડે ચડાવી દીધી છે કે જેથી સાચા શાસ્ત્રજ્ઞાનનું રહસ્ય માનવીઓની જાણ બહાર રહી ગયું છે.

વેદોની સાથે સંબંધ ધરાવતું આયુર્વેદશાસ્ત્ર કહે છે કે: 'પુત્ર અથવા પુત્રી માનવીઓ પોતાની ઇચ્છા પ્રમાણે પ્રગટાવી શકે છે. જોઇએ તો પુત્ર પેદા કરો, જોઇએ તો પુત્રી.'

સુશ્રુતાચાર્યનો મત છે:

**युग्मेषु तु पुमान प्रोक्तो दिवसेष्वन्यथाऽबला ।**
**पुष्पकाले शुचोस्तस्मादपास्यार्थी स्त्रीयं व्रजेत् ॥**

અર્થાત્ ઋતુસ્નાન થયા પછી યુગ્મ રાત્રિઓ એટલે છઠ્ઠી, આઠમી, દશમી, બારમી, ચૌદમી, સોળમી રાત્રિએ કરેલા સમાગમથી પુત્ર ઉત્પન્ન થાય છે અને પાંચમી, સાતમી, નવમી અને પંદરમી રાત્રિનો સમાગમ પુત્રી ઉત્પન્ન કરે છે.

વિચાર થાય છે કે આ રાત્રિઓનો મહિમા છે કે કોઇ શારીરિક કારણ છે? તેમાં મહિમા કરતાં શારીરિક કારણ તરફ આપણે વધારે ખેંચાઇએ છીએ. યુગ્મ રાત્રિ એટલે છઠ્ઠી, આઠમી: એ બેકી રાત્રિઓમાં સ્ત્રીના રજની તાકાત ઓછી હોવાથી પુરુષવીર્ય પ્રબળ થઈ જવાથી પુત્ર થાય છે અને એકી રાત્રિ અર્થાત્ પાંચમી, સાતમી: એ રાત્રિએ સ્ત્રીરજ વધુ શક્તિમાન હોવાથી પુત્રી પેદા થાય છે.

**आधिक्ये रजसः कन्या पुत्रः शुक्राधिके भवेत्**

અર્થાત્–રજની અધિકતાથી કન્યા અને વીર્યની અધિકતાથી પુત્ર પેદા થાય છે.

અનેક જોડાંઓ સંતાનની ઇચ્છાવાળાં અમારી પાસે આવેલાં અને અમોને એ વાતનો ચોક્કસ અનુભવ છે કે પુરુષ કરતાં સ્ત્રી અધિક બળવાન અને હૃષ્ટપુષ્ટ હોવાથી તેમ જ સાથે પુરુષ વીર્યબળે

અને શારીરિક બળે નબળો હોવાથી કન્યાઓ ઉત્પન્ન થતી. એવા કેસોમાં સ્ત્રીઓને ઉપવાસ કરાવી, મગના પાણીનો પ્રયોગ કરાવી, નબળી બનાવી, બીજી તરફ પુરુષને વીર્યવર્ધક અને પૌષ્ટિક ખોરાકો આપી, બળવાન બનાવી, એમને સંતાનોત્પત્તિ માટે જોડવામાં આવતાં. પાંચ સાત કન્યાઓની માતા હતી તે પુત્રની માતા બનેલી; જ્યારે પુરુષ અધિક બળવાન જણાતાં તેને દુર્બલ બનાવી સ્ત્રીના રજને પુષ્ટિ મળે તેવા ખોરાકો આપવામાં આવતા, તેથી કન્યા પેદા થયેલી.

આ તો જાણે વૈદકશાસ્ત્રનો મત છે. પરંતુ યોગશાસ્ત્ર પણ આ વિષયમાં અજવાળું પાડે છે. યોગનું અવાંતર સ્વરશાસ્ત્ર એમ કહે છે કે જ્યારે પુરુષની સૂર્યનાડી ચાલતી હોય ત્યારે સ્ત્રીસમાગમ કરવામાં આવે અને એથી ગર્ભ રહે તો પુત્ર પેદા થાય છે. ચંદ્રનાડી ચાલતી હોય ત્યારે સમાગમથી પુત્રી પેદા થાય છે. સુષુમ્ણાથી ગર્ભ રહેતો નથી, અને રહે છે તો નપુંસક જન્મે છે.

ચંદ્રનાડી એટલે ડાબા નસકોરાથી શ્વાસ ચાલવો અને સૂર્યનાડી એટલે જમણા નસકોરાથી શ્વાસ ચાલવો. સુષુમ્ણા એટલે બન્ને નસકોરાંથી શ્વાસ ચાલવો. અર્થાત્ બન્ને નસકોરાં ખુલ્લાં હોવાં. ચંદ્ર અને સૂર્યનાડી કરતાં કયા નસકોરાથી શ્વાસ ચાલે છે તે હરકોઇ માણસ સાદી ભાષામાં સમજી શકે.

હવે અમુક નસકોરામાંથી શ્વાસ ચાલવાથી શરીર ઉપર શી અસર થાય છે એ માટે જરા શરીરનાં યંત્રો તરફ આપણે નજર કરીએ તો સમજી શકાય તેવી બાબત સ્પષ્ટ નજરે પડે છે.

જે તરફનું નસકોરૂં તદ્દન ખુલ્લું હોય અને આસાનીથી શ્વાસ ચાલતો હોય તે તરફનું અંગ બીજા અંગની અપેક્ષાએ ઝડપભેર કામ કરતું હોય છે. અર્થાત્ જમણું નસકોરૂં બંધ હોય અને ડાબું નસકોરૂં શ્વાસને યત્કિંચિત રૂકાવટ વિના વહન કરતું હોય ત્યારે શરીરનું ડાબું આખું અંગ જમણા અંગ કરતાં વધુ ઝડપભેર કામ

કરતું હોય છે. ડાબું અંગ એટલે મસ્તકથી માંડીને પગના નખ સુધી ચાલે છે. એ વખતે સમાગમ કરવામાં આવે તો ઘણું કરીને તે વખતમાં જે વીર્યપાત થાય તે ડાબા વૃષણમાંથી આવેલું વીર્ય ઠલવાય છે અને પુત્રી પેદા થાય છે.

સ્ત્રી પુરૂષને બે બે અંડ છેઃ ડાબું અને જમણું. બન્ને અંડમાં રહેલાં જીવાણુંઓ એક સરખાં નથી, પરંતુ ડાબા અંડમાં પેદા થતાં જીવાણુંઓ સ્ત્રીજાતિ ઉત્પન્ન કરવાને માટે છે, જમણાં અંડમાં પુરુષજાતિય જીવાણુંઓ છે, અને હરેક સમાગમ વખતે એકેક જુદા અંડમાંથી એ જીવાણુઓ ધસી આવે છે.

અર્થાત્ એકી સાથે બન્ને અંડો જીવાણું વહેવડાવતા નથી, પરંતુ વારાફરતી અંડો વહેવડાવે છે.

આ વાતને પાશ્ચિમાત્ય શારીરનિષ્ણાત ડૉ. પી. એન. રકસ્ટ, એમ. ડી. પુષ્ટિ આપે છે. એક પુરુષનો કેસ એવો આવેલો કે મકાન ઉપરથી પડી જવાને લીધે ચોટ લાગવાને કારણે ડાબો અંડ કામ કરતો બંધ થયેલો, જેને લઈ તેણે જે સ્ત્રી સાથે લગ્ન કરેલાં તેને પાંચ પુત્ર થયા પણ એકે છોકરી ન થઇ. એ માણસનું મૃત્યુ થયા પછી તેના ડાબા અંડને ચીરીને તપાસ કરતાં એ કેટલાક વર્ષથી બેકાર બની ગયો હતો એમ જણાયું. એ માણસની સ્ત્રીએ ફરી લગ્ન કર્યું અને તે પછી તેને પુત્રી થઈ. આ તો જાણે પરદેશનો દાખલો છે. મારા અનુભવનો એક દાખલો આપું:

ખંભાતનું એક પતિ-પત્નીનું જોડું મારી પાસે આવ્યું. બાઇને ચાર પુત્રીઓ હતી. પુરુષ કરતાં સ્ત્રીની તીવ્ર ઇચ્છા હતી કે એકાદ પુત્ર જોઇએ. અને એ માટે એ બહેન એટલાં વિહ્વળ હતાં કે ગમે તે ભોગે પુત્રપ્રાપ્તિ થવી જોઇએ. મારી પાસે આવ્યા પછી હું એમના શરીરની પૂછગાછ કરતો હતો. એ રડી પડયાં. મેં કહ્યું : 'બહેન ! શા માટે દિલગીર બનો છો ?'

બહેન કહે: 'વૈદ્યરાજ! બધું છે, બે પૈસે સુખી છીએ. પણ વારસદાર નથી. પુત્રીઓ પારકા ઘરનું ધન. પાંખો આવશે અને એ ઉડી જશે. પછી ઘર સ્મશાન સમું. આપ વિદ્વાન છો, તો એ પણ કહેશો કે મારા નસીબમાં દીકરો છે કે નહિ? જોઇએ તો મારા હાથની રેખા જુવો.'

એ સ્ત્રી પુરુષને કોઈ ખાસ રોગ નહોતો, બન્ને સરખાં તંદુરસ્ત હતાં, છતાં બાઈને પુત્રીઓ થતી.

હિંદુસ્તાનનો મોટો ભાગ ધર્મપ્રિય છે અને તેમાંથી ધીરે ધીરે એ ધર્મઘેલો બનતો જાય છે. એમનામાં પ્રથમ ધર્મભાવના પ્રગટ કરવામાં ન આવે તો તે શ્રદ્ધા રાખી શકતાં નથી.

એટલે એમને ખુશ કરવાની ખાતર પણ હસ્તરેખા મારે જોવી પડી. ખરું કહું તો હસ્તરેખા વિષેનું મારું જ્ઞાન સ્વલ્પ છે. છતાં મેં કહ્યું: 'બહેન, મારી વાત તમે માનશો? તમોને નસીબમાં પુત્ર છે, પરંતુ રેખામાં એક દોષ પડયો છે અને તેને માટે એક વિધિ તમે કરો તો આ વખતે તમને પુત્ર થાય.'

એમણે કહ્યું: 'તમે કહો તો હોમ, હવન, મંત્રજાપ, દવા એ બધું કરવા અમે તૈયાર છીએ.'

'એ બધો વિધિ કર્મકાન્ડનો છે. તે નથી કરવાનો. આ તો મારો ગુરૂમુખી વિધિ છે. માત્ર તમને જે જે પૃછું, જે ક્રિયા બાબત હું જાણવા માગું તે તમારે મને પિતા સમજીને જરીયે સંકોચ રાખ્યા સિવાય જણાવવું પડશે, અને ત્યારપછી હું કહું એ રીતે કરવું પડશે. તેમાં દલીલ નહિ ચાલે અને પ્રશ્નો નહિ પુછાય. આટલું તમે કબૂલ કરતાં હો તો પછી તમારા જીવનમાં હું ઉંડો ઉતરૂં.' અને એ પતિ–પત્ની અવશ્યથી જ મારી ઉપરના પૂજ્યભાવ અને ભરોંસાથી આવેલાં; એટલે બન્નેને સાથે બેસારીને મેં કેટલીક બાબતો પૂછવા જેવી પૂછી લીધી અને એમણે વિનાસંકોચે જવાબ પણ આપ્યો. એથી મને લાગ્યું કે મારે તેમના નિવાસસ્થાને જવું જોઈશે.

ત્યાં જઈ તેમના શૈય્યાગૃહમાં પતિપત્નીને લીધાં અને સમાગમની પૂર્વભૂમિકા હમેશાં તેઓ કેવી રાખે છે તે જાણવા માટે પૂછ્યું.

દીવાલની બાજુમાં પલંગ હતો. દીવાલને અડકી પત્ની સૂતી એટલે પુરુષ સ્ત્રીની ડાબી બાજુ રહી, પત્ની તરફ ફરીને પડખાભેર સૂતો.

એથી અસર એ થતી કે જમણા પડખે પુરુષ સૂતાથી તેની ચંદ્રનાડી એટલે ડાબું નસકોરૂં વહન થતું અને સૂર્યનાડી બંધ થતી.

શરીરનો એવો ધર્મ છે કે તમે ડાબા પડખે સૂવો એટલે જમણું નસકોરૂં ચાલવા લાગશે અને જમણા પડખે સૂવો એટલે ડાબું નસકોરૂં ચાલવા લાગશે. આ ક્રિયા દરેક માનવીને થાય છે. જેમને અનુભવ કરવો હોય તે કરી શકે છે.

એટલે આ કેસમાં હર વખત એમ બનતું (ગર્ભ રહેવાના સમયે) કે ડાબી નાસિકાના વહન સમયે અર્થાત્ ડાબા અંડના બીજાણુંઓથી બાઈ સગર્ભા થતી.

કેસની યોગ્ય તપાસ થઈ ગઈ હતી. મેં શું જાણ્યું કે નક્કી કર્યું તે કહેવાની મેં ના કહી હતી. એક મહિનો બેઉને પૂર્ણ બ્રહ્મચર્ય પળાવ્યું. પુરુષને દૂધ, ઘી, મલાઈ, માખણ, છૂટથી આપી, એક મહિનો શતગુણજારિત ચંદ્રોદય ગુટિકાનું સેવન કરાવ્યું. બાઈને ઘી, માખણ, મલાઈ બંધ કરીને વાવડીંગ તો. રાા તથા જેઠીમધ તો. રાા ખાંડી તેનો પાઉડર કરી દિવસમાં ત્રણ વખત પાવલીભાર સુવાના પાણી સાથે આપી, મગ અને ભાત સરખા વજને રાંધી ખોરાક તરીકે અપાવ્યા. એક મહિનો પૂરો થયો એટલે એમના શયનખંડમાં પલંગને સામેની દીવાલ ઉપર લઈ જવામાં આવ્યો કે જ્યાં પુરુષને સ્ત્રીના ડાબા નહિ પણ જમણા પડખે સૂવું પડે.

બીજી યુક્તિ અર્ધલંગોટની કરાવી. એની અંદર જમણા વૃષણને લટકતો રહેવા દઈ, ડાબો વૃષણ ઉંચે ઉચકી લઇ બાંધી દેવામાં આવ્યો કે જેથી આખા દિવસમાં જમણો વૃષણ વધુમાં વધુ કામ કરી શકે અને ડાબા અંડને ઘણું ઓછું કામ મળે.

દિવસે બેઉ પતિપત્નીને પાસે બેસારી કહ્યું કે મનની શક્તિ અતિ બળવાન છે, ઇચ્છાશક્તિથી માનવી ધારે તે કામ કરી શકે છે અને પુત્ર અથવા પુત્રી પોતાની જો સાચી ભાવના હોય અને સાચું સંકલ્પબળ હોય તો ઇચ્છાનુસાર ઉપજાવી શકે છે. માટે તમારે આજનો સમાગમ સંપૂર્ણ પુત્રપ્રાપ્તિની ઇચ્છાએ કરવાનો છે. તમો જો દિલમાંથી શંકા દૂર કરી પુત્રની ઇચ્છાએ પ્રવૃત્ત થશો તો આજનું ગર્ભાધાન સૂર્યસમાન દેદીપ્યમાન પુત્ર પેદા કરનારૂં નીવડશે.

આજે ઋતુપ્રાપ્તિનો છઠ્ઠો દિવસ હતો. બે પ્રહર પછી સ્વસ્થ ચિત્તે અને સંકલ્પબળને સબળ બનાવી સમાગમ કરવાની આજ્ઞા આપી. માત્ર એ વખતે સમાગમ કર્યા પછી ફરી ઋતુપ્રાપ્તિ થાય ત્યાંસુધી રાહ જોવાની, અને જો ગર્ભાધાન ન થાય તો બીજા મહિને કહેલ વિધિથી ફરી ગર્ભાધાન માટે પ્રયત્ન કરવાની સૂચના આપી મેં વિદાય લીધી.

બીજા મહિને એ બાઇ કોરે ન બેઠી અને સગર્ભાવસ્થા પ્રાપ્ત થવાના સમાચાર મળ્યા.

સાચા પુરુષાર્થને ઇશ્વર ફળ આપ્યા વગર રહેતો નથી. કારણ કે ઇશ્વર દયામય છે. 'જો ઇચ્છા કરી હું મનમાંહી, રામ કૃપાસે દુર્લભ નાહીં.' દશ માસે રત્ન જેવો સુંદર પુત્ર પ્રાપ્ત થયો, આજે તે ચાર વરસનો છે અને તંદુરસ્તીના નમૂના જેવો આંગણે નાચે છે.

પેપરમાં આવતા સમાચારોનો આજની દુનિયાને જેટલો વિશ્વાસ છે તેટલો વિશ્વાસ શાસ્ત્રમાં બતાવેલાં સૂત્રોમાં નથી. એ પણ નવી દુનિયાની કમનસીબી છે.

મેં તો આવા અનેક દાખલાઓમાં અનુભવ મેળવ્યો છે અને પુત્ર યા પુત્રી ઇશ્વરઇચ્છાએ નહિ પણ માનવીઓ પોતાની ઇચ્છાનુસાર પ્રગટાવી શકે છે.

ડો. ટ્રોલનું માનવું છે કે ઋતુપ્રાપ્તિના આઠેક દિવસ સુધીમાં જે વખતે સ્ત્રીરજ બળવાન હોય છે તે વખતે ગર્ભાધાન થાય તો

પુત્રી ઉત્પન્ન થાય છે. આઠ દિવસ બાદ ઋતુશક્તિ નબળી બને છે. અને પછીના દિવસોમાં ગર્ભાધાન થાય તો પુત્ર પેદા થાય છે.

કેટલાક વિજ્ઞાનવેત્તાઓ માને છે કે સ્ત્રીને ગર્ભ રહ્યા પછી ગર્ભનાં અંગો ઘડાવા લાગે છે. તે વખતે સ્ત્રીનું મન પુત્ર ઉપર વધારે કેન્દ્રિત થયું હોય તો પુત્ર રૂપે બાળક તૈયાર થાય છે, કન્યારૂપે કેન્દ્રિત થયું હોય તો કન્યારૂપે ઘડાય છે.

ડૉ. લીયોપોલ્ડનો સિદ્ધાંત છે કે જે સ્ત્રીને પેશાબની અંદર સાકર ઓછી જતી હોય તેને પુત્ર અને વધુ જતી હોય તેને પુત્રી પેદા થાય છે કારણ કે સાકર વધુ જવાના કારણે પુત્રનું શરીર-બંધારણ થઈ શકતું નથી.

આવી રીતે પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય વિદ્વાનોના મત એકઠા કરવા બેસીએ તો સેંકડો મળી આવે તેમ છે, પરંતુ અમે ખાસ કરીને ચાર બાબતો ઉપર આયુર્વેદ મતની સબળતા જોઇ શકયા છીએ:

(૧) સંકલ્પબળ પતિ–પત્નીએ એટલું મજબૂત કેળવવું જોઈએ અને પોતાનું ધ્યાન વધુમાં વધુ શક્તિથી કેન્દ્રિત કરવું જોઇએ કે ઇચ્છાનુસાર બાળક અથવા બાળકી થાય.

(૨) બેકી રાત્રિએ પુત્ર અને એકી રાત્રિએ પુત્રી થાય છે, માટે સમાગમકાળની રાત્રીઓ ઉપર ધ્યાન રાખવું ઘટે.

(૩) જેમને પુત્રી થતી હોય તેવા જોડામાંથી સ્ત્રીને નિર્બળ બનાવી, પુરુષને બળવાન બનાવી લેવો. જેને પુત્રો જ થતા હોય તેવા જોડામાં પુરુષને નિર્બળ બનાવી સ્ત્રીને બળવાન બનાવી લેવી.

(૪) ચંદ્રનાડી અર્થાત્ ડાબા નસકોરાથી શ્વાસ વહન થતી વખતે સમાગમ કરનાર પુરુષ પુત્રી પેદા કરે છે, સૂર્યનાડી અર્થાત્ જમણા નસકોરાથી શ્વાસ વહન કરનાર પુરુષ પુત્ર પેદા કરે છે. માટે આસનની પૂરતી જમાવટ કરી ઇચ્છાનુસાર કેટલોક વખત શ્વાસવહન શરૂ કરી, પારખીને પછી ગર્ભાધાન કરવું, જેથી મરજી મુનાસબ પુત્ર યા પુત્રી મેળવી શકાય.



## પ્રકરણ ૫૨મું

### પિંડબંધારણ : કુદરતની અજબ કળા

વિદેશીઓ અને સ્વદેશીઓમાં વધી રહેલું વિજ્ઞાન ઝડપભેર ચમત્કારિક શોધો ફેલાવી આપણને દિગ્મૂઢ બનાવી રહ્યું છે, પરંતુ કુદરતની એક અજબ કળા-પિંડબંધારણ-મનુષ્યમાં-મનુષ્યસૃષ્ટિના ક્રમવિકાસમાં, હજી યે એ વિજ્ઞાન હસ્તાક્ષેપ કરી શકયું નથી, યાને એ કરામત-એ કળાને હાથ ઉપર લઈ શકાઈ નથી.

અર્થાત્ પિંડબંધારણમાં કુદરતે કેવી ઝીણવટભરી રચના કરી છે? એક બિન્દુમાંથી-એક અણુમાંથી એક શરીર બંધાઈને કેવી ખૂબીથી એ સર્વશ્રેષ્ઠ શરીર ધારણ કરે છે? તમે વડનું એક બીજ ઉંચકી હાથમાં મૂકી જુઓ. બીલકુલ ઝીણામાં ઝીણા એ દાણામાં, આખું વડવૃક્ષ પડયું છે. ચોતરફ ફેલાઇ, અનેક મૂળ નાંખી યોજન સુધી વિસ્તાર પામેલો વડ, તેની સ્થૂળ કાયા અને તેના જન્મ પહેલાં બીજમાં જે સૂક્ષ્મ સ્વરૂપે હતો તે સ્વરૂપમાં અને તેના અત્યારના સ્વરૂપમાં કેટલું અંતર છે?

તેમ સંસારમાં પિંડનું રૂપ ધારણ કરતાં પહેલાં જે એક સૂક્ષ્મ-રૂપે જણાઇ આવે છે એ કોષને 'અમીવા' નામ આપવામાં આવ્યું છે. આ 'અમીવા' હાથ અને પગ કે કોઇ પણ અવયવ વિનાનો પાણી ઉપર તરી શકે તેવો સૂક્ષ્મ સેલ (કોષ) છે. એ નરી આંખે જોઇ શકાતો નથી, પરંતુ સૂક્ષ્મદર્શક યંત્રથી જોઈ શકાય છે. માત્ર તેનામાં એક જ શક્તિ છે. તે દ્રવ પદાર્થ ઉપર તરીને આગળ વધે છે અને ખાદ્ય વસ્તુ તરફ દોરાઈ જાય છે તથા ખાદ્ય વસ્તુને ઘેરી લે છે; અને પછી એ ખાદ્ય વસ્તુને પોતાનામાં હજમ કરી શકાય તેટલી શોષી લઇ, ત્યાંથી ફરી તરવા લાગી આગળ ચાલ્યો જાય છે. જ્યારે

એ ખાદ્ય વસ્તુને હજમ કરી લે છે તે વખતે તે વધવા લાગે છે અને આકારમાં મોટો થાય છે.

આ અણુને જો ખાદ્ય પદાર્થ નથી મળતો તો તે અમુક કાળ પછી ઘટવા લાગી નાશ પામી જાય છે.

પરંતુ પ્રકૃતિમાતા કોઈ પણ જીવનો સમૂળ નાશ નથી કરતી, તેનું રૂપાંતર કરે છે. અર્થાત્ જ્યારે એ અણુને ખાદ્ય વસ્તુ નથી મળતી ત્યારે એક અણુમાંથી બે રૂપમાં વિભક્ત બનીને પોતાનું જીવન સ્થિર કરવા માટે તે પ્રવૃત્તિ આદરે છે. અને એ રીતે કે.પ-સમૂહ વૃદ્ધિ પામતો રહે છે.

ઉપરની ક્રિયા એ સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવાણુઓમાં છે. આ ઉપરથી નક્કી થાય છે કે શરીરબંધારણ પહેલાંનાં જીવાણુઓમાં બે કાર્ય જણાઈ આવે છે: (૧) ખાદ્ય પદાર્થ મેળવી, પોષણ પામી, શરીરની વૃદ્ધિ કરવી. (૨) પોતાના શરીરનો ક્ષય કરીને બે નવા જીવાણુનું શરીર ધારણ કરી લેવું. અર્થાત એક શારીરિક વૃદ્ધિ, બીજી ઉત્પાદન-શક્તિ. બીજા રૂપમાં કહીએ તો એક રચનાત્મક ક્રિયા, બીજી વધ-વાની ક્રિયા.

આ બંને શક્તિઓ હરેક જીવોમાં રહેલી છે. એ જીવ પછી ગમે તે રૂપમાં હોય. પહેલી શક્તિ માટે વધુ ચર્ચાની જરૂર નથી. કારણ એ શક્તિ તો હરેક જીવનમાં સ્પષ્ટ રૂપે જણાઈ આવે છે. આપણે જોઈએ છીએ કે હરેક જીવધારી ઓછા પ્રમાણમાં આહાર અવશ્ય કરે છે. પછી તે સૂક્ષ્મ રૂપે કે સ્થૂલ રૂપે, અને એ રીતે પોતાના શરીર અને બળને વધારે છે તથા સ્થિર કરે છે.

બીજી શક્તિ—ઉત્પાદન શક્તિ અનેક પ્રકારના જીવોમાં ભિન્ન ભિન્ન રૂપે જોવામાં આવે છે. અણુનિરીક્ષણ યંત્રથી જોવામાં આવે તો કેટલાક જીવો એવા છે કે જેમાં પોતાના સમાન બીજો એવો જ જીવ મળી આવતાં નવીન જીવ ઉત્પન્ન થાય છે, અને કેટલાક જીવો

એવા છે કે ફૂલની કળા માફક બીજાનો આશ્રય લઇને વધે છે, અને જ્યાંસુધી પૂર્ણપણે વૃદ્ધિ નથી પામતા ત્યાંસુધી આશ્રય લઈ રહે છે. પરંતુ મનુષ્યશરીરને અન્ય જીવો કરતાં વધુ શ્રેષ્ટ કેમ જાણે કુદરત માનતી હોય, તેમ તેનો વિકાસક્રમ ખૂબ યુક્તિપૂર્વક કરેલો જણાય છે.

ઉદ્યોગશીલ દેશમાં જ્યાં યંત્રો બનાવવાનાં કારખાનાં છે ત્યાં કોઈ કારખાનું એવું નથી કે એક મશીનરીના બધા પાર્ટ એક જ જગ્યાએ એક જ ખાતામાં બનતા હોય.

એક મોટરગાડી બનતા પહેલાં એનાં ટાયર–પૈડાં, બેઠક–બોડી, એન્જીન, બ્રેક, સ્ટીયરીંગ વ્હીલ, એમ દરેક જુદા જુદા કારખાનામાં બનેલાં છે. એ બધાં વળી એક ત્રીજા ખાતામાં આપવાથી એ બધાંને વ્યવસ્થિત રીતે જોડીને મોટર બનાવી આપે છે. તેમ મનુષ્યશરીરમાં જુદી જુદી ક્રિયાઓ જુદા જુદા વિભાગમાં થઈ રહી હોય છે.

મનુષ્યશરીરમાં કેટલાક સેલ એવા છે કે જે ભોજન પ્રાપ્ત કરે છે, કેટલાક એને પચાવવાનું કાર્ય કરે છે, કેટલાક વિકૃત પદાર્થને બહાર ફેંકવાનું કાર્ય કરે છે, અને એ રીતે પ્રત્યેક સેલ જીવન સ્થિર કરવા માટે પોષણને મેળવે છે અને હજમ કરે છે. એનું નામ **રચનાત્મક ક્રિયા** કહેવાય છે.

અને હરહમેશને માટે આ રચનાત્મક ક્રિયા બનતી રહે છે. કારણ કે શારીરિક પરિશ્રમથી શરીરને ઘસારો લાગતો રહે છે અને સેલ નાબૂદ થાય છે. એટલે રચનાત્મક ક્રિયા જેમ હમેશને માટે બનતી રહે છે તેમ **વિનાશાત્મક ક્રિયા** પણ નિરંતર બનતી રહે છે.

એટલે એક તરફ નવા સેલની રચના, બીજી તરફ સંચિત શક્તિને ઉપયોગમાં લાવવા માટે એ સેલનો વિનાશ-એ બન્ને ક્રિયાઓ આપણા શરીરનાં જીવંત પરમાણુઓમાં હરદમ યાને અહર્નિશ ચાલુ રહે છે.

બીજા જીવોની ઉપેક્ષાએ મનુષ્યશરીરમાં આ ક્રિયા ઘણી ઝડપ-ભેર થાય છે અને કુદરતે મનુષ્યશરીર માટે વિવિધ સેલોનું નિર્માણ કર્યું છે. આ સેલોમાં અગાઉ જણાવાઈ ગયું છે તેમ કેટલાક વિનાશાત્મક અને કેટલાક રચનાત્મક કાર્ય કરતા રહે છે અને બન્ને સેલોને અલગ અલગ કરી દેવામાં આવે તો તેઓ પૂર્ણ શક્તિથી બળ પ્રાપ્ત કરે છે.

જે સેલો વિશેષપણે રચનાત્મક ક્રિયાના સ્વભાવવાળા છે તે સેલો ઓછા પ્રયત્નશીલ છે અને લગભગ વિનાશાત્મક સેલોની દૃષ્ટિએ નિષ્ક્રિયાત્મક જણાય છે. એથી એની શક્તિનો ક્ષય ઓછા અંશે થાય છે અને ખાદ્ય મેળવી વૃદ્ધિ સારી રીતે પામે છે. બીજા પ્રકારના સેલ વિનાશાત્મક ક્રિયાવાળા છે, વધુ પ્રયત્નશીલ છે અને એ અધિક પ્રયત્નને કારણે એનો ક્ષય પણ વધુ થાય છે. પહેલા પ્રકારના સેલની ઉપેક્ષાએ આ જાતના સેલ કંઈક અંશે વધુ સૂક્ષ્મ પણ હોય છે.

આ બન્ને પ્રકારના સેલ જ્યારે એકબીજાને મળી જાય છે ત્યારે તેમાંથી એક નવો જીવ પેદા થાય છે અને એ નવા જીવમાં બન્ને પ્રકારની શક્તિઓ મોજુદ હોય છે. એ નવો જીવ રચનાત્મક શક્તિથી વૃદ્ધિ પામે છે. બન્ને પ્રકારના સેલની મિલાવટ સિવાય કદાપિ નવો જીવ બંધાતો નથી.

ઉપરની બન્ને પ્રકારની શક્તિ (રચનાત્મક) અને (વિનાશાત્મક)ને પુરુષ અને સ્ત્રી કહેવામાં આવે છે. મનુષ્યની અપેક્ષાએ કેટલાક સૂક્ષ્મ જીવોમાં આ બન્ને શક્તિ એક જ પ્રમાણમાં જોવામાં આવે છે. જ્યારે મનુષ્ય અને અન્ય જીવોમાં સ્ત્રી-પુરુષ યાને નર-માદા રૂપે બન્ને શક્તિઓ ભિન્ન ભિન્ન રૂપે જણાઈ આવે છે.

જે જીવમાં રચનાત્મક શક્તિ વિશેષ રૂપમાં છે તેને સ્ત્રી કહેવામાં આવે છે અથવા નારીજાતિ કહેવાય છે અને જેનામાં વિનાશાત્મક શક્તિ વધુ પ્રમાણમાં પડી છે તેને પુરુષ અથવા નરજાતિ કહેવાય છે.

અને જ્યારે નરજાતિના સેલનો સંયોગ સ્ત્રીજાતિના સેલની સાથે થાય છે ત્યારે નવો અથવા ત્રીજો જીવ ઉત્પન્ન થાય છે, તેનું નામ આપણે સૃષ્ટિક્રમ, પિંડબંધારણ અથવા ગર્ભાધાન કહીએ છીએ.

અમૈથુની સૃષ્ટિ કે જેમાં નર અને માદા સમાગમ નથી કરતાં તેમાં પણ સેલો એકબીજાને મળે છે ત્યારે જ ત્રીજો જીવ ઉત્પન્ન થઈ શકે છે. ઉદાહરણ તરીકે આપણે મેડક (દેડકાં)ને લઇએ. એ પ્રાણીનાં નરમાદા સમાગમ કરતાં નથી; તેઓમાં સ્ત્રી જાતિનું દેડકું પોતાનું ઇંડું (સેલ) બહાર મૂકે છે અને પછી નર જાતિનું દેડકું પોતાનું વીર્ય (સેલ) એ ઇંડાં ઉપર છોડી દે છે. એ વીર્ય મળવાથી સ્ત્રી જાતિનું સેલ એને મળી સગર્ભા બને છે અને તેમાંથી એક ત્રીજા દેડકાની ઉત્પત્તિ થાય છે. એ રીતે તેઓનો સમાગમ નથી થતો, પરંતુ રચનાત્મક અને વિનાશાત્મક શક્તિનો સંયોગ તો આ પ્રમાણે જરૂર થાય છે.

મનુષ્યોમાં પણ એ જ રીતે બન્ને શક્તિનો સંયોગ ગર્ભસ્થાનમાં થાય છે. વિનાશાત્મક શક્તિધારી પુરુષ પોતાના સેલને સ્ત્રીઅવયવમાં છોડે છે, અને ગર્ભસ્થાનમાં સ્ત્રીના રચનાત્મક સેલને મેળવી લઈ, એક નવા જીવની ઉત્પત્તિ થાય છે અને એ રીતે પિંડબંધારણની ક્રિયાની શરૂઆત થાય છે.

શરીરની શરૂઆતથી જ સ્ત્રી અને પુરુષમાં આ બન્ને શક્તિઓ વૃદ્ધિ પામતી રહે છે. પુરુષ વિનાશાત્મક શક્તિરૂપ હોવાને કારણે બાલ્યાવસ્થાથી જ પુરુષશરીર ઘણું મોડું તૈયાર થતું જોવામાં આવે છે; જ્યારે રચનાત્મક શક્તિને લઇને સ્ત્રીશરીર વહેલું તૈયાર થતું જણાય છે. એટલે છોકરાઓ કરતાં છોકરીઓ વહેલી વધવા લાગે છે, વધારે સ્વસ્થતા ધારણ કરે છે અને વહેલી સંસારલાયક બને છે. તેની સાથે રચનાત્મક શક્તિને લઇને પુરુષ કરતાં તે વધારે સહનશીલ અને ઓછી પ્રયત્નવાન જણાય છે. માત્ર સોળ વરસની ઉમરમાં તેનું શરીર જેટલી તૈયારી કરી લે છે તેટલી તૈયારી છોક-

રાની પચીસ વરસની ઉમરે થતી જણાય છે. સ્ત્રીનાં બીજાણુઓ રચનાત્મક શક્તિવાળાં છે અને પુરુષનાં બીજાણુઓ વિનાશાત્મક શક્તિવાળાં છે. પુરુષ આપે છે અને સ્ત્રી ધારણ કરે છે. પુરુષ ગુમાવે છે અને સ્ત્રી જમાવે છે. તેની રચનાત્મક શક્તિને કારણે તેને નવ માસ ઉદરમાં ગર્ભને પોષણ આપવાનું કાર્ય સોંપ્યું છે. જન્મ આપ્યા પછી પણ સ્તનમાંથી ઉત્પન્ન થયેલા દૂધ રૂપી સેલોથી પણ તે બાળકને પોષણ આપે છે અને એ રીતે પોતાનામાં રહેલી રચનાત્મક શક્તિની વિશિષ્ટતાને મૂર્તિમંત પ્રગટ કરે છે. એટલે જ ઘરની અધિષ્ઠાત્રીનું પદ યાને ગ્રામ્ય ભાષામાં કહીએ તો 'ઘરવાળી'નું બિરૂદ સ્ત્રીને સોંપાયું છે. કુદરતને એ મુનાસબ છે અને એની અવલથી એ જ યોજના છે. એ યોજનાને આજે કોઈ ફેરવી શકે તેમ નથી.

એની રચનાત્મક શક્તિના અનુસંધાનમાં જ બાળઉછેર, કૌટુમ્બિક સારવાર, ઘરની રચના અને વ્યવસ્થા એ એના સ્વભાવમાં મુકાએલાં છે. પુરુષસ્વભાવ દોડધામવાળો અને સદા પ્રયત્નશીલ છે, એટલે જે સાવધાનીથી, જે ધીરજ અને સુંદરતાથી, ઘરનો પ્રબંધ અને બચ્ચાંઓનું પાલન સ્ત્રી કરી શકે છે એ રીતે પુરુષ કરી શકતો નથી. આપત્તિ અને વિપત્તિમાં ધીરજ રાખી પુરુષને સાંત્વન આપવામાં સ્ત્રીઓ જે કાર્ય કરી શકે છે તે પુરુષ નથી કરી શકતો, અને એથી જ પરિચારિકાનું કાર્ય સ્ત્રીને સોંપાયું છે. એ એની રચનાત્મક શક્તિને આભારી છે.

પ્રયત્નશીલતા અને વિનાશાત્મક શક્તિની સાથે સાથે પુરુષોમાં ધનવિદ્યુત વિશેષ રૂપમાં વિદ્યમાન હોય છે, જ્યારે સ્ત્રીઓમાં ઋણ-વિદ્યુત વિદ્યમાન હોવાને કારણે જે સ્ત્રીમાં છે તે પુરુષમાં નથી અને પુરુષમાં છે તે સ્ત્રીમાં નથી. અને એથી જ સામાના ગુણની પસંદગીને ખાતર સ્ત્રી પુરુષ પ્રત્યે તથા પુરુષ સ્ત્રી પ્રત્યે આકર્ષાય છે, જોડાય છે, અને એથી જ નવી સૃષ્ટિ બંધાય છે. કુદરતને તે મંજૂર છે.



## પ્રકરણ ૫૩મું
## તૃપ્તિ અને પછી—

**પંચ** વિષયને ભોગવ્યા પછી તૃપ્તિ થાય છે. ક્ષુધાતુર માણસને મનમાન્યું મિષ્ટાન્ન મળે, પરંતુ રૂચીપૂર્વક જમી લીધા પછી એ મિષ્ટાન્ન તરફથી તેની વૃત્તિ સંકેલાઈ જાય છે, તેમ સુરતસમાગમ પછી ઉભયને પરાકાષ્ટા પ્રાપ્ત થાય છે અને એ તરફથી વૃત્તિ સંકેલાઈ જાય છે.

ડા. મેરી સ્ટોપ કહે છે: 'આનંદ, સંતોષ અને ત્યારપછીની પ્રગાઢ નિદ્રા એ તૃપ્તિ પછીના આનંદના અતિરેકનાં લક્ષણ છે.' ડો. મેરી સ્ટોપ સ્ત્રીજાતિ છે. અને એ કહે છે: 'સમાગમવાળા કાળમાં સ્ત્રીને તૃપ્તિ નહિ થવાથી એને અનિદ્રા, મગજનો દુઃખાવો, સ્વભાવનું ચીડીયાપણું અને હીસ્ટીરીયા જેવા રોગો થાય છે. અને ઘણા ગૃહકલેશોમાં સ્ત્રી વધુ પડતી ઉદાસ, ચીડીયલ અને અસંતોષીશી ત્યારે જ જણાય છે કે જ્યારે તેને સમાગમમાં સંતોષ મળતો નથી.'

આ વિષય અગાઉ પ્રથમમિલન અને પ્રેમોપચારનાં પ્રકરણોમાં વધુ છૂટથી ચર્ચ્યો છે એટલે અહીં પિષ્ટપેષણ કરવાની જરૂર રહેતી નથી, છતાં એટલું ધ્યાન દોરવાની જરૂર છે કે આજકાલ અત્યંત દાહક પદાર્થોના સેવનથી પુરુષોમાં ઉષ્ણવીર્યતા એટલી હદ સુધી વધી ગયેલી જણાય છે કે તેઓ સ્ત્રીઓની વાસનાતૃપ્તિ પૂરી પાડી શકતા નથી. સમાગમકાળ અમુક મિનિટો સુધી લંબાવવો તે અતિ આવશ્યક હોય છે. અને તો જ ઉભયને એક પ્રકારના પૂર્ણ આનંદ અને પરાકાષ્ટાની હદે પહોંચાડી શકે છે. અલ્પવીર્ય અને ઉષ્ણવીર્ય પ્રકૃતિના પુરુષો ક્ષણમાત્રમાં વીર્યક્ષલિત થઈ જાય છે, જ્યારે સ્ત્રીને અતૃપ્તિનો અસંતોષ ઉભો જ હોય છે. અને પછી તો એની કામવાસનાને વિચારોના દબાણથી મારી નાંખવી પડે છે.

શય્યામાં ક્ષણિક સુખ ભોગવી નિરાંતે ઘસઘસાટ ઉંઘ લેનાર પતિને ખ્યાલમાં પણ નથી હોતું કે પડખામાં પડેલી પત્ની અસંતોષની

આગમાં જલતી, પાસાં બદલતી અને ઊના નિઃશ્વાસ છોડતી અંતરમાં સળગી રહી છે, રાત્રિ તેની બેચેન બની રહી છે અને એના દિલના ટુકડા થઈ રહ્યા છે!

અકાળે વીર્યનો ક્ષય કરી તામસી આહારો અને ચહા, બીડી, સીગારેટોથી વીર્યને પાણી જેવું બનાવી ઉપરથી હષ્ટપુષ્ટ જણાતા પણ સમાગમકાળમાં ક્ષણવીર્ય પુરુષો ભલે બીજી રીતે પત્નીને ખુશ કરવા ચેષ્ટા કરતા હોય, પરંતુ તેમનો સમાગમકાળ ખરેખર પત્ની તરફની નફરત વરસાવનારો હોય છે. એવા ઘણાયે પુરુષોની ફરિયાદો કાને અથડાયા કરી છે કે જે સ્ત્રીસમાગમ કરવાની તત્પરતામાં જ સ્ખલિત બનીને પત્નીને જલાવી જલાવી રીબાવી મારતા હોય છે. બહુ તો તેઓ સ્થંભનની દવા શોધવા દોડે છે અને તે ખાઈ વળે છે, છતાં એ ચૂલાના અંગારા ઉપર ચઢાવેલા પાત્રના જેવું તેમનું વીર્યાશય વીર્ય સંગ્રહી શકતું નથી. એવા મરદોએ આયુર્વેદિક સાચાં અને પદ્ધતિસરનાં શીતવીર્ય ઔષધો તથા પદાર્થોનું સેવન કરી, વીર્યને પાણી જેવું બનાવનાર ચહા, બીડી, તમાકુનો ત્યાગ કરી, શરીરને સાચા વીર્યથી વિભૂષિત બનાવી, સ્વપત્નીને સંતોષ ઉપજાવવો જોઈએ અને જાણી લેવું પણ જોઇએ કે આ પ્રકારના અસંતોષમાં અશાંતિ, વ્યાધિ, કલહ, વ્યભિચારનાં બીજ પડેલાં હોય છે.

પાતળા વીર્યમાં વીર્યકીટાણુઓ ઘણાં ઓછાં હોય છે અને એવા પુરુષો સંતાનોત્પત્તિ માટે પણ નાલાયક બને છે. 'પખાલીના વાંકે પાડાને ડામ' જેવું થતાં પહેલાં પોતાની ઉણપ સામે પુરુષો જોતા થાય તો જ સ્ત્રીઓને ન્યાય મળે.

બીજી એક બાબત તરફ લક્ષ ગયા વગર રહેતું નથી. સમાગમ-કાળની પણ હદ હોય છે. એ કાળનું લંબાણ કેટલું હોવું જોઇએ તેનું ખાસ નિયમન આંકી શકાય નહિ. છતાં શક્તિની પણ મર્યાદા છે. કેટલીક સ્ત્રીઓમાં હદથી જ્યાદા કામવાસના હોવાનું જાણ્યું છે અને પુરુષની ગમે તેવી શક્તિ હોવા છતાં તેની કામવૃત્તિ સંતોષાતી નથી.

આવી સ્ત્રીઓની શારીરિક તપાસ કરતાં એમનામાં સાચી કામ-વાસના હોતી નથી, પરંતુ ગુપ્તમાર્ગના છેડે ગર્ભાશયની ગ્રીવા ઉપર અથવા આજુબાજુમાં શરીર ઉપર જેમ ખરજવું અથવા દાદર થાય છે તેવો જ વ્યાધિ એવી સ્ત્રીઓને ગુપ્તમાર્ગની અંદરની દીવાલોમાં થયેલો જણાયો છે અને સમાગમકાળમાં એ ભાગ ઉપર ઘર્ષણ થવાથી એ ભાગ ઉસ્કેરાય છે અને મીઠી ખુજલી આવવા લાગે છે. તેથી આવી સ્ત્રીઓ સમાગમકાળ વખતે શરીરને વધુ હલાવતી જણાય છે. પુરુષને તૃપ્તિકાળ આવી જવા છતાં એ પરાણે સમાગમને ચલાય છે, અને લજ્જાનો ત્યાગ કરીને પણ સમાગમ લંબાવવા માગણી કરે છે. જૂના પ્રદરથી રીબાતી અને શરીરે કૃશ જણાતી આવી ઘણીક સ્ત્રીઓ સમાગમ સિવાય રહી શકતી નથી. અને જયારે પુરુષની ગેરહાજરી હોય છે ત્યારે હસ્તમૈથુનથી હવસને સંતોષવાનો પ્રયત્ન કરનારી સ્ત્રીઓના દાખલા પણ મારી પાસે છે.

આવી સ્ત્રીઓને ખોટા ઉસ્કેરાટ યાને ખુજલી માટે સ્થાનિક ઉપચાર કરવામાં નથી આવતા ત્યાંસુધી તેનો કામવેગ મંદ પડતો નથી. અને જંતુનાશક દવાઓ (ઝીંક, બોરીક, પોટાશ પરમેંગનેટ, ફટકડી, માયુ), વેસેલાઇન, ઘી અથવા ગ્લીસેરાઇન સાથે મેળવીને ગુપ્તભાગમાં પહેરવા માટે તથા પોટાશ બ્રોમાઇડ, હાઇડ્રોક્લોરીક, ટીંચર હાયોસ્યામી, અથવા ભાંગ, અફીણ, સર્પગંધા. લીંબડાનાં ફૂલ, કેળના રસના ઘનની ગોળી જેવી દવાઓ યોગ્ય પ્રમાણમાં ખવરાવવાથી તેની ખોટી વાસના નાબૂદ થાય છે અને સાચા સમાગમથી એને તૃપ્તિ થાય છે.

સમાગમસુખ એ પંચવિષયનું એક સુખ છે. એ વગર દરેક માનવી રહી શકતો નથી. પરંતુ તેને સમજી–વિચારી યોગ્ય રીતે મર્યાદા સાચવીને સાચું સુખ મેળવવા પ્રયત્ન કરવામાં આવે તો તેમાં રહેલો આનંદ મેળવી શકાય અને સાચી તૃપ્તિનો અનુભવ પણ થાય. હવસ-ખોરી અને લોલુપતા અથવા લાલસાથી સાચા આનંદની મોજ

માણી શકતી નથી. અજીર્ણનો દરદી સાચી ભૂખ પિછાની શકતો નથી તેમ તૃપ્તિનો અનુભવ સમજી શકતો નથી. ઇંદ્રિયોની ચંચળતા સાથે મનને મોકળાશ આપી, મનસ્વી રીતે કામના વેગ સાથે દોડનાર વહેલા હાંફી જાય છે અને શરીરને ખુવાર કરી જીંદગીને એક પામર પતંગ જેવી બનાવી દે છે. માટે મર્યાદામાં રહી સાચી મોજનો આસ્વાદ લેવા સારૂ જ માનવજીવનની લાઈનદોરી બાંધી છે, જેને આપણે 'સંયમ' તરીકે ઓળખી શકીએ.

સાચી તૃપ્તિનાં કારણો થોડાંક અહીં રજુ કર્યા પછી હવે આપણે મૂળ વિષય ઉપર આવીએ. સમાગમકાળ વ્યતીત થયા પછી પતિ-પત્નીએ શું કરવું જોઇએ? મારા માનવા પ્રમાણે તો થોડીક મીનીટો સુધી એ જ હાલતમાં પડી રહેવું જોઇએ, કે જે હાલતમાં સમાગમ ચાલતો હોય; અને જ્યારે જ્ઞાનતંતુ અને મગજ ઉપરની માદકતા ઓછી થાય ત્યારે ઉભયે છૂટું પડવું જોઇએ. સમાગમ સમય પછી શું કરવું જોઇએ તે માટે, વાત્સ્યાયન મુનિ પોતાના કામસૂત્રમાં ઠીક પ્રકાશ પાડે છે. એ સંસ્કૃત હોવાથી તેનું ભાષાંતર આપું છું : ' સમાગમ સમાપ્ત થયા પછી દંપતી અપરિચિત સ્ત્રીપુરુષની માફક અલગ અલગ સ્થાન ઉપર ચાલ્યાં જાય, અને ત્યાં જઈને પોતાની જનનેન્દ્રિયની સ્વચ્છતા કરે.' આ જગ્યાએ થોડીક સ્પષ્ટતા કરવાની જરૂર છે. ઘણીક મુસલમાન જાતિમાં સમાગમ પછી સ્નાન કરી લે છે જ્યારે અનેક દંપતીઓ સાદા પાણીથી તુરતાતુરત જનનેન્દ્રિયને ધોઈ નાંખી સફાઈ કરી લે છે. આ બાબતમાં નવપરિણિત જોડાંઓને કોઈ સ્પષ્ટ રીતે સમજાવતું નથી. પોતાની મનસ્વી રીતે ગંદા ભાગને સાફ કરવાનું સમજી, ગમે તે રીતે સાફ કરે છે અને એથી ઘણી હાનિ થતી જોઈ છે. સમાગમકાળ વખતે જનનેન્દ્રિયમાં ઉશ્કેરાટ અને લોહીનો પૂરા વેગથી ધસારો હોય છે તેમ જ તે અવયવો ઉશ્કેરાટભર્યાં હોવા ઉપરાંત તેવા વખતે તે અવયવ ઉપર ઠંડું પાણી રેડવાથી તેના સ્નાયુમંડળ

અને રક્તવાહિનીઓને સખત આંચકા લાગે છે અને થોડી સેકંડો સુધી એ પોતાના કાર્યમાં સ્થંભી જાય છે. સમાગમ પછી ઠંડા પાણીથી જનનેન્દ્રિય ધોનાર પુરુષની ઈંદ્રિય ઉપર નસો તરી આવે છે અને ધીરે ધીરે એ નસો નબળી બની ઉત્થાનકાર્યમાં શિથિલતાવાળી થતી જાય છે. લાંબા કાળે ઇચ્છા હોવા છતાં પણ ઈંદ્રિયમાં ચેતના આવતી નથી. પુરુષને ખબર પણ હોતી નથી કે એ ભાગની ચેતનક્રિયાને ઠંડા પાણીથી પોતે મારી નાંખી હોય છે. જેવી રીતે પુરુષને ઠંડું પાણી નુકસાન કરે છે તેવી જ રીતે સ્ત્રીઓને પણ ઠંડું પાણી હાનિ કરે છે અને એનાં ગુપ્ત અવયવને શિથિલ તથા ચેતનારહિત બનાવે છે. એટલા માટે સારો રસ્તો એ છે કે સ્વચ્છ કપડાંથી પ્રથમ તે તે અવયવોને લૂછીને સાફ કરી લેવાં જોઇએ અને ત્યારપછી જ્યારે એ અવયવો મૂળ સ્થિતિ ધારણ કરે અર્થાત્ તેમાંથી ઉશ્કેરાટ અને લોહીનો ધસારો ઓટ કરી ગયાં હોય ત્યારે સાધારણ ઉષ્ણ (ગરમ) પાણીથી સફાઇ કરી લેવી. ગરમ પાણી એટલું ગરમ પણ ન હોવું જોઈએ કે જેની ગરમીથી કોમળ ચામડીને ત્રાસ થાય. સમાગમ પછી સ્નાન કરી લેનારે જરા થોભી જઈ અવયવો પૂરાં ઓટમાં આવ્યા પછી સ્નાન કરવું ઠીક છે.

ત્યારપછી દંપતી એવા સ્થાન ઉપર જાય, જ્યાં વાયુની મંદ મંદ લહરી આવતી હોય; અથવા જ્યાં ચંદ્ર શ્વેત જ્યોત્સ્ના પ્રસારીને ધવલતા બિછાવી રહ્યો હોય, એવી ચાંદનીમાં જઈ બેસવું અને શરીર ઉપર પવનની મંદ સુગંધ અને શીતળ લહરીઓ આવવા દેવી. જો ઋતુ અનુકૂળ હોય તો સ્ત્રીએ પોતાના મસ્તક ઉપર સુગંધીવાળું શ્વેત ચંદન લગાડવું અને પુરુષે ડાબા હાથે આલિંગન આપી સ્ત્રીની એટલા નિકટમાં બેસવું કે અંગેઅંગ અડકીને રહે.

દૂધની બનેલી થોડી મીઠાઈ, સૂકો મેવો અને દૂધને ગરમ કરી અંદર સાકર, એલાયચી, પીસ્તા કે કેશર નાંખી તૈયાર કરી ઠારેલું અરધો શેર જેટલું પતિ પત્ની બન્ને જણે પીવું.

સમાગમકાળમાં શરીરને, મનને અને જ્ઞાનતંતુઓને પરિશ્રમ અવશ્ય પડે છે. શરીરમાંનાં ઉપયોગી તત્ત્વોનો હ્રાસ થાય છે. એને પહોંચી વળવા સૂકો મેવો અને દૂધ ઘણાં જ ઉપયોગી થઇ પડે છે.

જો બની શકે તો અને ઋતુને અનુકૂળ હોય તો પાકી કેરી કાપીને પુરુષે જ પોતાના હાથથી સ્ત્રીને ખવડાવવી, અને સૂકો મેવો હોય તો તે ફોલતાં જઈ પત્નીને આપવો. ત્યારપછી ઇચ્છા હોય અને આતશ સહન થઈ ન શકે તો થોડું પાણી પીવામાં પણ વાંધો નથી.

સમાગમના ઘર્ષણથી શરીરમાં ઉત્પન્ન થયેલી ગરમીના પરિણામે તરસ ઘણું કરીને જોરથી લાગે છે અને સમાગમનો ત્યાગ કર્યા પછી તરત ઉઠીને પાણી પી લેવું એ ઘણું જ હાનિકર્તા છે. આતશ કેટલીક વખતે એટલી વધી પડે છે કે પાણી પીવા માટે મનને રોકી શકાતું નથી. તે વખતે વધુ નહિ તો એકાદ ગ્લાસ દૂધ ભલે તદ્દન સાદું પણ લેવામાં આવે તો સુંદર પોષણ મળે છે અને પ્યાસ છીપે છે. એકાદ કલાક નિર્ગમન થયા પછી પાણી થોડુંક લેવામાં વાંધો નથી.

દૂધ, મેવો લીધા પછી પત્નીએ પોતાના હાથે પાનની બીડી બનાવી એક પોતે ખાઇ બીજી પતિને ખવડાવવી. પતિના હાથથી ફળાદિ ખાવામાં જેમ પત્નીને અતિ ઉલ્લાસ વધે છે તેમ પત્નીના હાથે બનેલી પાનબીડી ખાવાથી પુરુષનું દિલ બાગ બાગ ખીલે છે

ખૂબ ઠંડી ન હોય તો જ ચાંદનીમાં બેસી શકાય છે; અને ચાંદનીનો મોકો મળ્યો હોય તો પછી પતિ પત્નીએ એવો વાર્તાલાપ કરવો જોઈએ કે મન પ્રફુલ્લિત બને. કોઈની ખોદણી, ટીકા, દ્વેષ અને કલહનાં બીજ પડયાં હોય તેવો વાર્તાલાપ સમાગમ પછી કરવો ન જોઈએ, તેમ જ કદાપિ સ્ત્રી કોઇ અન્ય પુરુષના રૂપ ગુણનાં વખાણ કરી તેની વિશિષ્ટતાના ગુણાનુવાદ પતિ સન્મુખ આ પ્રસંગે ન કરે, તેમ જ પુરુષ પણ અન્ય રૂપલાવણ્યવતી સુંદર સ્ત્રીનાં વખાણ પોતાની પત્ની પાસે આ વખતે ન કરે, પરંતુ પોતાની જ સ્ત્રીમાં રહેલા સદ્દગુણ,

સુરૂપતા, તેની વિશિષ્ટતાનાં વખાણ ધીરે ધીરે મધુરતાપૂર્વક ઘણી જ સુંદર અને રસાળી ભાષાથી વાતોની સાથે મેળવી લે.

થોડો કાળ આ પ્રમાણે વિતાવ્યા પછી શયન માટે અલગ અલગ રૂમમાં ચાલ્યાં જાય અથવા કદાચ એક જ રૂમમાં સૂવાનું હોય તો પણ જુદા જુદા પલંગ કે પથારીમાં શાન્તિપૂર્વકની નિદ્રા લે.

કેટલાક પ્રદેશોમાં સહશયન અર્થાત આખી રાત્રિ ભેગા સૂઈ રહેવાની પ્રથા છે અને અત્યારે પણ જૂની પ્રથાને માનનારાં વડીલો પતિ-પત્નીને સાથે સૂઈ રહેવાની જોગવાઇ કરી આપે છે. પરંતુ આખી રાત્રિ સાથે સૂઈ રહેવાથી સાચી નિદ્રા આવતી નથી, વિના-કારણે રાત્રિમાં એકબીજાનાં અંગોનો સ્પર્શ થતાં જ્ઞાનતંતુને ખોટો ઉશ્કેરાટ અનુભવવો પડે છે. તેમ જ એ સ્પર્શના કારણે મનની દૃઢના રહેતી નથી અને જુવાન જોડાંઓ એકથી વધુ વખત સહવાસસુખ ભોગવવા તરફ વળે છે, અને એ રીતે શરીરને વધુ હાનિ પહોંચાડે છે. સમાગમકાળની ભૂમિકા પછી જ્યારે થાકેલા શરીરને આરામની, અગાઢ નિદ્રાની અને શૈય્યામાં મોકળા દિલે આળોટવાની જરૂર હોય છે તે વખતે બીજા શરીરની હાજરીની કોઈ જરૂર નથી. પછી એ પ્રિયતમાનું હોય કે પ્રિયતમનું હોય.

મર્યાદિત અને નિશ્ચયપૂર્વક સમાગમ સેવનાર માટેના જ આ નીતિનિયમો છે. અત્યંત કામી અને વાસનાથી જેની બુદ્ધિ બહેર મારી ગઈ હોય અને જેઓ વિષયલોલુપતામાં જ મસ્ત રહેનાર છે તેમને માટે આ બધી ઉચ્ચ રીતો અને નિયમો બંધનકર્તા નથી રહેતાં !. સ્વચ્છતાપૂર્વક રસોઈ નીપજી હોય ત્યાં ભોજન લેનાર જ પોતાના ભાણાનાં વાસણને સ્વચ્છ કર્યું છે કે કેમ તેની ઈંતેજારી રાખી શકે. શ્વાનો જ્યાં ઘર ઘરનો એઠવાડ એક જ ચાટમાં નાંખવામાં આવ્યો હોય ત્યાં ભેગા મળી પેટ ભરવાની મારઝૂડમાં પડયા હોય તેમને નીતિનિયમોની શી પડી હોય ?



# પ્રકરણ ૫૪મું

## ગર્ભનાં ચિન્હો

निष्ठो विका गौरव भङ्गसादः
तन्द्रा प्रहर्षौ हृदयव्यथा च ।
तृप्तिश्च बीजग्रहणं च योन्या
गर्भस्य सद्योऽनुगतस्य लिंगम् ।

(ચ. સં. શરીરસ્થાન)

**મા**તૃત્વની પ્રાથમિક અવસ્થા એટલે સ્વગર્ભાવસ્થા અર્થાત ગર્ભ રહેવાનાં ચિહ્નો જાણવાની ખાસ જરૂર છે. અનુભવી સ્ત્રીઓ, દાયણો અને કેટલીક વખત ચિકિત્સકોની ઉપર સ્ત્રીને ગર્ભ છે કે નહિ તેની પરીક્ષા કરવાનું આવી પડે છે. ચરકાચાર્ય ગર્ભ રહેવાનાં ચિહ્નો વિષે ઉપર બતાવેલા શ્લોકમાં ખુલાસો કરે છે.

અર્થાત્ ગર્ભ રહ્યા બાદ તે સ્ત્રીને પહેલા મહિને જ મોઢામાં વારંવાર થૂંક આવે છે, જેને આપણામાં મોળ આવવાનું કહેવાય છે. તેમ જ પહેલાં કરતાં આખું અંગ ભારે લાગે છે, પગની જાંગો જાણે ભરાઈ ગઈ હોય તેવું જણાય છે. ગ્લાનિ, તંદ્રા, સુસ્તી, હર્ષરહીતપણું, હૃદયમાં મીઠું દર્દ, ભોજન કર્યા વગર તૃપ્તિ, સમાગમ તરફ અરૂચી અને યોનીનું ફરકવું, આવાં ચિહ્નો જણાય છે.

સ્વાભાવિક રીતે પ્રચલિત પ્રથા પ્રમાણે ગર્ભ રહ્યા પછી ઋતુસ્રાવ યાને અટકાવ બંધ થવો એ પ્રથમ ગર્ભ રહેવાના ચિહ્ન તરીકે આપણે માનીએ છીએ, અને ઘણું કરીને સેંકડે પંચોતેર ટકા એમ જ બને છે. પરંતુ ગર્ભ રહેવા છતાં અટકાવ ચાલુ રહેવાના કેસો પણ જોવામાં આવ્યા છે અને આવી રીતે ત્રણ મહિના સુધી ગર્ભ રહેવા છતાં ઋતુકાળના સમયે ઋતુ દેખાય છે. અલબત્ત તેનું પ્રમાણ ઓછું હોય છે અથવા હમેશની મુજબ પણ હોય છે. ઘણા દાખલામાં પાંચ મહિના સુધી પણ ઋતુ નિયમસર આવતું હોય છે અને બીજી

તરફ ગર્ભવૃદ્ધિ થતી જાય છે. તેની સાથે ઉપર બતાવેલાં ચિહ્નો જણાય છે ત્યારે એ અનુભવી માણસને પણ સંભ્રમમાં નાંખી દે છે.

ઘણી વખત ઉપરનાં ચિહ્નો પ્રગટ થાય છે, ઋતુ બંધ હોય છે, છતાં ગર્ભ હોતો નથી. આવી સ્થિતિ રક્તગુલ્મનો રોગ થવાથી થાય છે, અને એટલે જ રક્તગુલ્મ છે કે ગર્ભ છે તેની યથાર્થ પરીક્ષા થઈ શકતી નથી. એથી રક્તગુલ્મ હોય તો પણ તેની ચિકિત્સા નવ મહિના પછી કરવાનું ફરમાન છે. આ વિષય અગાઉ ગુલ્મના પ્રકારમાં સ્પષ્ટતાથી પરીક્ષા કરવાની રીત સાથે વર્ણવ્યો છે. તો પણ નાડીપરીક્ષાનો અનુભવી ચિકિત્સક નાડીના સ્પંદ ઉપરથી સગર્ભાની પરીક્ષા કરી શકે છે.

ગર્ભ રહ્યા પછી એકાદ મહિનો વિતી જાય અને જ્યારે ઋતુપ્રાપ્તિ ન થાય તે વખતે તેની નાડી જોવામાં આવે તો સ્વાભાવિક નાડી કરતાં સગર્ભાની નાડી ભારે માલૂમ પડે છે. ઉપરાંત નાડીનો થડકો વધુ સ્પષ્ટ અને વધુ તીણો હોય છે, અર્થાત્ આંગળી ઉપર પોલાદનો વાળો અથડાતો હોય એવી ભારે નાડી જણાઇ આવે છે. પરંતુ વારંવાર સગર્ભાની અનેક વખત નાડી જોઇ ચૂકેલા ચિકિત્સકો જ આ પરીક્ષા કરી શકે છે.

બીજા ચિહ્ન તરીકે ઘણીખરી સ્ત્રીઓને અભાવો થાય છે અને કેટલીક સ્ત્રીઓને સવારમાં વમન–ઉલટી થઈ જાય છે. પહેલવહી સ્ત્રીઓને આ ચિહ્ન વધુ પ્રમાણમાં જણાય છે અને કેટલાક કેસો એવા જોયા છે કે જેમને પેટમાં અન્ન કે પાણી પણ ટકતું નથી.

આ ઉપાધિ ગર્ભના પાંચમા અઠવાડિયાથી ત્રીજો મહિનો પૂરો થતાં સુધી લંબાય છે. જેમને સ્નાયુમંડળનો વ્યાધિ અથવા હીસ્ટીરીયા જેવો વ્યાધિ હોય છે તેમને આ હેળની ઉલટી વધુ થાય છે. પરંતુ યોગ્ય સારવાર અને ઉપચાર કરવામાં આવે તો ઉલટી બંધ થઈ જાય છે. આ વમનના અનુભવી ઉપાયો આગળ ઉપર સગર્ભાનાં દરદોમાં આપીશું.

જેને ઉલટી નથી થતી તેમને અભાવો તો જરૂર થાય છે. કેટલીક સ્ત્રીઓને ચોક્કસ અનાજ (દાળ, ભાત, ખીચડી, દૂધ,) ઉપર એટલો અભાવો પેદા થાય છે કે રસોડામાં બનતી એ ચીજની વાસ એને આવી ગઈ તો આખો દિવસ એ કાંઈ પણ ખાઈ શકતી નથી.

ત્રીજા લક્ષણ તરીકે પેટ વધવા લાગે છે. કારણ કે અંદર ગર્ભ મોટો થતો હોય છે. ગર્ભાશયનું સ્વાભાવિક અંદરનું લંબાણ અઢી ઈંચનું હોય છે, પણ ગર્ભ રહ્યા પછી તે વધવા લાગે છે અને પેટ મોટું દેખાતું થાય છે. તેમજ દુંટીની ઉપર ગર્ભાશયનું શિખર વૃદ્ધિ પામતું જાય છે. નવ માસ સુધીમાં તેનું લંબાણ લગભગ બાર ઇંચ જેટલું વધે છે અને ઘણું કરીને એ ઉપરના ભાગમાં વધતું હોય છે. કેટલીક સ્ત્રીઓને ઉદરવૃદ્ધિ ઓછી દેખાય છે પણ પાછળનો નિતંબનો ભાગ વધતો જાય છે અને પડખાં વધુ ફૂલેલાં રહે છે. એ ગર્ભાશયના થતા જતા દબાણ ઉપર આધાર રાખે છે. ખાસ કરીને પેટની વૃદ્ધિ નજર સામે તરી આવે એવી ત્રણ મહિના પછી જ થાય છે.

ચોથા ચિહ્ન તરીકે સ્ત્રીની નાભિથી નીચે બાલનું ઉદ્‌ભવસ્થાન છે ત્યાંસુધી એક રેખા જેવી મૃદુ રોમાવલિ જણાવા લાગે છે. આને સીતારેખા પણ કહે છે. સગર્ભા થયા પછી આવી શ્યામ રંગની રોમાવલિની આ લાઈન જોવાથી નજરે તરી આવે છે અને પહેલવહેલી કરતાં જેને વધારે બાળકો થયાં છે તેને આ રોમાવલિ સ્પષ્ટ ઉપસેલ જણાય છે. તે શરૂઆતમાં જાંબલી રંગની હોઈ ત્યારપછી આછો ગુલાબી રંગ ધારણ કરે છે અને પ્રસવ થઈ ગયા પછી એ સફેદીનું રૂપ ધારણ કરે છે.

પાંચમા ચિહ્ન તરીકે સ્તનનું પરિવર્તન થાય છે. પહેલા મહિને જ સ્તનની મૂળ હાલત કરતાં તે વધુ ભારે અને મોટાં જણાય છે. એટલું જ નહિ પણ સ્તન સાધારણ સ્થિતિમાં જે રીતે માંસલ જણાય છે, તેને બદલે ગર્ભ રહ્યા પછી સ્તનની અંદર જુદી જુદી

ગ્રંથીઓ હોય તેવું લાગે છે, અને તે પહેલાં કરતાં વધુ કડક જણાય છે. ઉપરાંત દીંટડીનો ભાગ શ્યામ પરીધના ઘાટથી જુદો ઉપસેલો હોય છે. આછી લાલાશ લેતો શ્યામ પરીધ બીજા મહિને જ વધુ કાળાશ લે છે. ત્રીજે મહિને તો ચોકખા શ્યામ રંગનો પરીધ બીજી ચામડીથી જુદો તરી આવે છે, અને ચોથો મહિનો બેસતાં દીંટડીને દબાવવામાં આવે-તો સફેદી લેતું ચીકણું પ્રવાહી બહાર આવે છે. ત્રણ મહિના દરમ્યાન ગ્રંથીઓમાંની શિરાઓ દૂધ બનાવવાના કાર્યની શરૂઆત કરે છે. અર્થાત્ આ પહેલાં જે કાર્ય શરીરમાં નહોતું થયું તેની ઓફીસ કુદરત ખોલી દે છે અને ભાવિ બાળક ઉદરમાંથી બહાર આવ્યા પછી તેના પોષણ માટે માતાના સ્તનમાં દૂધ બનાવનાર સંચાકામ શરૂ કરી દે છે. ઉપરાંત દીંટડીની આજુબાજુ શ્યામ પરીધમાં અળાઇઓથી મોટા કેટલાક ઉપસેલા દાણા જણાય છે અને તે નાની ફોલ્લીઓ જેવા થાય છે. આવી ફોલ્લી-સ્તનમાં વસા-ગ્રંથીઓ વધવા લાગે છે તેને લઇને હોય છે. તદુપરાંત સ્તન ઉપરની રેખાઓ (નસો) ઉપર તરી આવેલી જણાય છે. આવી નસો સ્તન નીચેના ભાગ કરતાં ઉપરના ભાગ ઉપર ચોક્કસ જણાય છે.

છઠ્ઠા લક્ષણ તરીકે યોનીમાર્ગ સાધારણ શોથવાળો રહે છે. એનો મૂળ ગુલાબી રંગ પાંચમા મહિના પછી બદલાઈ આછો ઘેરો મજીઠીયો બને છે, તેમ જ ભગોષ્ટનો ભાગ વજનદાર બને છે અને પાંચ મહિના પછી તે ભાગ ઉપર સ્પર્શ કરવો ગમતો નથી. પાંચ મહિના પછી સમાગમની ઇચ્છા ઘણી સ્ત્રીઓને તદ્દન ઓછી થઈ જાય છે.

યોનીમુખની અંદર અંગુલી મૂકી ગર્ભાશયની ગ્રીવાને આઘાત કરવાથી એ ઉચકાઇને પાછું આંગળી ઉપર અથડાય છે. આ પરીક્ષા ચોથા મહિને થઈ શકે છે. કારણ કે ગર્ભને ફરતું ગર્ભોદક ભરાતું જતું હોય છે અને તેને આઘાત લાગવાથી પાછું ખસીને આંગળી ઉપર પ્રત્યાઘાત આપે છે, આને ભ્રણોતક્ષેપણ કહેવાય છે.

સાતમું ચિહ્ન-ગર્ભહૃદયસ્પંદ. ચોથા મહિનાને અંતે અને પાંચમા મહિનાની શરૂઆતે ગર્ભના હૃદયના સ્પંદ ચાલુ થાય છે અને તે સ્ટેથેસ્કોપ પેટ ઉપર મૂકવાથી સાંભળી શકાય છે. તકીયા નીચે ઘડિયાળ મૂકી તકીયા ઉપર કાન રાખવાથી આછો ટકટકાટ સંભળાય છે, તે પ્રમાણે ગર્ભના હૃદયના થડકા સંભળાય છે. કેટલીક વખત તે સ્ત્રીના હૃદયનો પ્રતિધ્વનિ પણ હોય છે. પરંતુ અનુભવી ચિકિત્સક સ્ત્રીહૃદયના થડકાની તપાસ કરીને પછી ગર્ભના હૃદયને તપાસે તો જુદા ધબકારા જણાય છે. અર્થાત્ સગર્ભા સ્ત્રીને બે હૃદય ચાલતાં હોય છે. એક પોતાનું અને બીજું ગર્ભનું. એટલા જ માટે તેને 'દ્વૌહૃદી'નું વિશેષણ અપાય છે. ગર્ભહૃદયના થડકા સાંભળવાનું કાર્ય વિચિક્ષણ બુદ્ધિમાન જ કરી શકે છે. કેટલીક વખત આંતરડાનો અવાજ, ગર્ભના હલનચલનની ક્રિયા (ફરકવું), રક્તાભિસરણ જેવી ક્રિયાઓ ચાલતી હોવાથી સ્પંદન પારખવામાં ભૂલ થાય છે. ગર્ભસ્થ હૃદય એક મિનિટમાં ૧૩૦ થી ૧૫૦ થડકા લે છે.

આઠમું ચિહ્ન—રૂચીવિકાર. લગભગ બધી સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં રૂચીવિકાર અથવા ભાવો પેદા થાય છે, અર્થાત્ કેટલીક નહિ ખાવા જેવી વસ્તુને ખાવાની ઇચ્છા થાય છે. આવી રીતના ભાવા નિર્બળ સ્ત્રીઓને વધુ થાય છે અને તેઓ માટી, કોયલા, રાખની ઢેફલી, કાચા પત્થર (મૈડીયા–કાંકરા), માટીના વાસણના ટુકડા, શેકેલી માટી, મુલતાની માટી, વગેરે અવારનવાર ખાય છે. ભૂતડો નામની માટી બજારમાં વેચાતી મળે છે તે મગાવીને સોપારીના ટૂકડાની માફક ઘણી સગર્ભા સ્ત્રીઓને ખાતી જોઈ છે. વાસણ માંજતાં રાખની ઢેફલી, ઘઉં વીણતાં માટીનું ગડખું, માટીખાણે માટી ખોદતાં નીકળતી સફેદ માટીના ટુકડા એ અવારનવાર ખાય છે. આ ઉપરાંત કેટલીક સ્ત્રીઓને જુદાં જુદાં ફરસાણ, નવી નવી જાતની મીઠાઈ તેમ જ કોઈક ઉમદા ફળ ખાવાની ઇચ્છા પ્રગટે છે, અને એ ઇચ્છા એટલી તીવ્ર હોય છે કે તેને એ લાવી નથી આપવામાં આવતું તો તેનું દિલ તેમાં જ

ભટક્યા કરવું હોય છે. ભાવા થવાની કેટલીક વિચિત્રતા પણ હોય છે. હામ્લેટ નામનો એક અંગ્રેજી વિદ્વાન લખે છે કે એક સ્ત્રીને સગર્ભાવસ્થામાં પોતાના પતિના દાઢીના બાલ પોતાના હાથથી ઉખાડીને ખાવાની ઈચ્છા થતી હતી !

ભલા ભગવાન ! જે દેશમાં સ્ત્રીઓ પતિની દાઢી ઉખેડી ખાવાની ઈચ્છા ધરાવે તો પછી એ દેશમાં સ્ત્રીઓ પતિને કાચો કરડી ખાવાની ઈચ્છાવાળી પણ કેમ ન નિપજે ? બીજા જન્મે હિંદુસ્તાની પુરુષોને યુરોપીયન ન બનાવે, એવી મરતી વખતે માગણી કરી લેવી જોઈએ.

કાળીદાસ કવિના રચેલા મહાકાવ્ય રઘુવંશમાં એક ઠેકાણે કથન મળે છે કે રાજા દિલિપની રાણીને ગર્ભાવસ્થામાં માટી ખાવાની ઈચ્છા થઈ અને એણે માટી ખાધી, એટલે તેના મોઢામાંથી માટીની ગંધ આવવા લાગી. એથી રાજા દિલિપે કલ્પના કરી કે ભાવિ બાળક આખી પૃથ્વીને જીતવાને સમર્થ થશે !

લોકોક્તિ પણ તેની તરફેણ કરે છે કે સ્ત્રીને ગર્ભાવસ્થામાં જે જે ખાવાની ઈચ્છા થાય છે તેવી જાતનો પુત્ર યા પુત્રી પેદા થાય છે. વળી વાગ્ભટ પણ સ્ત્રીઓની ભાવનાની તરફેણ કરતા જણાય છેઃ

**दोहृद विमनात कुब्जं कुर्णी षंढं वामनं विक्रिताक्षं वा नाही सुतं जनयति तस्मात्सा यदीच्छेत् तत्यैदेयं लब्ध दोहदा वीर्यवंतं चिरायुषं पुत्रं जनयति ।**

અર્થાત્ ગર્ભવતી સ્ત્રીની ઈચ્છાઓ પૂરી નહિ કરવાથી બાળક કુબડું, કાણું, બોબડું અથવા લંગડું થાય છે. પરંતુ તેની ઈચ્છાઓ પૂરી કરવાથી બાળક દીર્ઘાયુઃ અને પરાક્રમી પેદા થાય છે.

એનાથી વિરુદ્ધ ડો. બ્લેક કહે છે કે ગર્ભવતી સ્ત્રીને રૂચીવિકાર પેદા થાય છે તે વખતે એવો પ્રયત્ન કરવો જોઈએ કે તે ઈચ્છાનુસાર અખાદ્ય (નુકસાનકારક) વસ્તુ ન ખાય; પરંતુ એવી ઈચ્છા થતાં તેને ત્યાંથી હઠાવીને ફળ, મેવા, લીલાં શાકો, ઘી દૂધ, માખણ, સાકર

તરફ લગાવવું જોઈએ કે એ ઉત્તમ આહારથી બાળક સુંદર તથા તેજસ્વી જન્મે.

સદરહુ ડોકટરનું કહેવું ખોટું નથી. અખાદ્ય પદાર્થો પેટમાં જઈને નુકસાન કરે છે અને તેની અસર ગર્ભ ઉપર પણ થાય છે. છતાં સગર્ભાનો ભાવ, ઇચ્છા રોકી શકાય એવાં હોતાં નથી. એટલે એ જે વસ્તુ ખાતી હોય અથવા ખાવા માગતી હોય, તેના મીઠાશથી ગુણાવગુણ સમજાવી, એ પોતાની ઇચ્છાઓને રોકી લે તે રીતે પ્રતિબંધ મૂકવો સારો છે. ધાકધમકી કે તિરસ્કારથી તેના મન ઉપર ખોટી અસર થાય છે, અને તેમ કરવામાં આવવાથી તે ચોરીછૂપીથી પણ ખાધા વગર રહેતી નથી.

એક વિધવા સ્ત્રીના યુવાન છોકરાને દહીં ખાવાની ખૂબ જ આદત પડી ગયેલી. સૂર્ય ઉગ્યા વગર રહે તો આ યુવાન દહીં ખાધા વગર રહે. ઋતુકાળ અને હવાનો વિચાર કર્યા વગર હરદમ પેટ ભરીને દહીં ખાનાર છોકરાને ખાંસી, દમ અને અશક્તિ વધવા લાગી. ચિકિત્સકો કહેતા કે દહીંની આદત જ આ યુવાનને રોગ પેદા કરનાર છે અને રોગને સંગ્રહી રાખનાર છે. એ છોડી દે તો શરીર સુધરે. પણ આદત એક એવી બૂરી વસ્તુ છે કે નિર્બળ મનનાં માણસો તેને છોડી શકતા નથી.

આ બાઇ છોકરાના ભલા ખાતર ગામના સારા, ભલા, મોટા મોટા માણસો પાસે છોકરાને લઈ જઈને દહીં નહિ ખાવા માટે શિખામણ અપાવતી. એ મોટેરાઓ કહેતા : 'અલ્યા મૂરખા, તારૂં શરીર જો ! દહીં ખાઇ ખાઈને ખરાબ થયો, છતાં પણ તેને છોડતો નથી ? ગધેડા, માંદો ને માંદો રહ્યા કરવાનો. તારી મા તારી વેઠ કર્યા કરે છે, એનું તને ભાન કયાં છે ? જરાક અક્કલ રાખીને ચાલ.'

આવા ઉપદેશની અસર છોકરા ઉપર બૂરી થતી અને ચૂપચાપ સાંભળીને એ ચાલ્યો જતો. ફરી મનમાં ને મનમાં ગાલીપ્રદાન કરી ઉપદેશ દેનારનું મોઢું જોવાની બાધા રાખી એ દહીં ઝાપટે રાખતો.

એક વખત એક વિચિક્ષણ બુદ્ધિમાન વૈદ્યની પાસે છોકરાને લઈ જઈને તેની માતાએ બધી હકીકત કહી.

અને વૈદ્યરાજે કહ્યું : 'ઓહો ! ભાઈ દહીં ખાય છે? ઘણું મજાનું. દહીં તો હું રોજ ખાઉં છું. દહીં ખાવાથી એને દમ અને ખાંસી થાય એમ કહેનાર કોણ છે? બધા ભીંત ભૂલે છે. દહીં એ તો માનવલોકનું અમૃત છે અમૃત. શિવે જમતી વખતે પાર્વતીને કહ્યું : 'હે પ્રિયે ! છાશ ભાવતી નથી, દૂધ ગળચટું અને ફીકું ફીકું લાગે છે. માટે અનાજનું પાચન કરનાર ને રૂચી પેદા કરનાર દહીં લાવ. હે સુંદર મુખવાળી ! દહીં લાવ.' [ સારસ્વત વ્યાકરણ ]

'જો દહીં ન ખવાતું હોય તો શિવ જેવા કાંઈ માગે ? જાઓ મા ! ઘેર જાઓ, ભાઈ ભલે મારે ત્યાં રહ્યા આજે. અમે જમીશું સાથે અને બન્ને મળીને ખૂબ દહીં ઝાપટીશું.'

ડોસીમા ગયાં. તે પછી વૈદરાજે કહ્યું : 'લોકોને પદાર્થ-વિજ્ઞાનની ખબર કયાં છે? કેટલાક પદાર્થોમાં છૂપા ગુણો સમાયેલા છે. ભાઈ, દહીં ખાનારને-નિયમિત ભરપેટે દહીં ખાનારને કેટકેટલા ગુણ થાય છે?'

'કયા કયા ફાયદા છે, વૈદ્યરાજ ?' યુવાને ખુશ થતાં પૂછ્યું.

'એક તો દહીં ખાનારને ત્યાં ચોરી નથી થતી. બીજું તેને હડકાયું કૂતરૂં કરડતું નથી. ત્રીજું માથામાં ધોળા વાળ આવતા નથી. ચોથું હાથમાં નખ વધતા નથી.'

'એમ કેમ બનતું હશે !' દહીંના ચમત્કારિક ગુણો સાંભળી દહીંના રસિયા યુવાને પૂછ્યું.

'બને તો એમ ભાઈ, કે દુનિયાના સરસ પદાર્થો પણ સમજી-વિચારીને ખાવામાં આવે તો શરીરને પોષણ આપે. અવિચારીપણે તો અમૃત પણ ઝેર બને છે ને. એટલે હમેશાં દહીં અકરાંતીયા બનીને ખાનારને પ્રથમ થાય ખાંસી, અને પછી કફ લાગે વધવા. રાત્રિ પડે એટલે એને દાડો ઉગે. આખી રાત ખોં...ખોં...ખોં...ખોં...કરે અને

કફનાં કુંડાં ભરે. એટલે રાત્રિભર ખાટલામાં ચાડીઆની માફક જાગનારના ઘરમાં ચોર આવી શી રીતે શકે? અને પછી ચોરી થાય પણ શેની?

'રાત્રિભર ખાંસી ખાઈ થાકેલો દમલો દહીં ખાનાર દહાડે બહાર નીકળે, પણ એને ચાલવાના હોશ તો હોય નહિ, એટલે હાથમાં લાકડી પકડી ટેકે ચાલવું જોઇએ. આવા જેષ્ટિકાધારક મહા પુરુષને જોઈ શ્વાન તેની પાસે આવે જ નહિ, એટલે કરડે કઈ રીતે?

'ખાધેલા ખોરાકનો દહીંને પ્રતાપે કફ બનવા લાગે અને શરીરને પોષણ મળતું બંધ થાય, પછી એમના વૈકુંઠપ્રયાણની તયારીઓ થાય. તે બુઢ્ઢો બને ત્યારે જ તેને ધોળા વાળ આવે ને! પણ ધોળા વાળ આવતાં પહેલાં તો સ્વર્ગનિઃસરણીનાં સાતે પગથીયાં તે ચડી જાય.

'અને થોડેક વધુ વખત જીવતો રહ્યો તો દહીંની ખટાશ લોહીમાં વધે અને લૂખસ થાય. પછી તો બન્ને હાથે રાત દહાડો શરીર ખણ્યા કરવાનું અને વધતા જતા નખ શરીર ખણવાના શુભ કાર્યમાં વપરાતા રહેવાના એટલે ઘસાતા જવાના.'

'ત્યારે વૈદ્યરાજ! મારી પણ ધીરે ધીરે આ જ દશા થાય ને?'

'થઈ જ રહી છે ને ભાઇ, હજી ચેતાય ને દહીં મુકાય તો શરીર જરૂર સુધરી જાય.'

'ભલે બાપજી! આજથી હું એવું નીમ લઉં છું કે દહીં કદિ નહિ ખાઉં.'

ગુણાવગુણ સમજાવવાની પણ રીતો છે. માનવી માત્રના હૃદયમાં પેસી તેના પ્રવાહમાં વહીને હાથ પકડી લ્યો તો તમે તેને વહેતો અટકાવી શકો.

એમ સગર્ભાના ભાવા–ઇચ્છાઓને રોકવી હોય તો યુક્તિપૂર્વક રોકી શકાય અને ઉત્તમ આહાર અને મધુર પદાર્થોની ઇચ્છા તરફ પણ તેને વાળી શકાય.

## પ્રકરણ ૫૫મું

### વંધ્યત્વ-વાંઝિયાપણું

કેતકી ને ચંપો, જાઈ, જુઈ ને ગુલાબ, આંબો તથા અનેનાસ, ફુલવેલીઓ અને મહાવૃક્ષોથી હરિયાળી દીસતી વાડીમાં જ્યારે ફુલો અને ફળો લાગે છે ત્યારે જ એ વાડી સભરભરી જણાય છે ને ? સંસારવાડીમાં પણ સંતાનોરૂપી ફળપ્રાપ્તિ નથી હોતી ત્યાંસુધી હરિયાળો લાગતો બગીચો લૂખ્ખો જરૂર લાગે છે.

સૃષ્ટિનિર્માતાની ભાવના પણ સંવર્ધનની જ છે. કુદરતને એ મંજૂર છે કે પ્રકૃતિ અને પુરુષમાંથી ત્રીજી વ્યક્તિ બની રહે; અને એટલા જ માટે ગૃહસ્થાશ્રમની યોજના છે, સ્ત્રી પુરુષનું જોડાણ છે, લગ્નની વેદી છે.

જ્યારે લગ્ન થઈ જાય છે અને વર્ષો વીતે છે, ત્યારે ઉષા પછીના સૂર્યરથની વાટડી ચક્ષુધારી માનવીઓ જુએ છે, તેમ ગૃહસ્થાશ્રમના ફળ રૂપ સંતાનની ઇચ્છા દરેક સંસારી, પ્રત્યક્ષ કે અંતરના ઉંડાણથી પણ કરી રહેલ હોય છે. ફલદાત્રી સહધર્મચારિણી ! તું માતા કયારે બને એ તરફ તારૂં જગત મીટ માંડી રહેલ હોય છે. રત્નોની ખાણ નારી પાસેથી જગત એકાદ રત્નની ભાવના જરૂર રાખે છે.

દેવી તુમ્હીને નર નારાયણ શૂરવીર અવતાર
કીતને પ્રસવ કીએ જગતીમેં એક એક વિખ્યાત ?
બની પહેલીસી દુનિયામેં તુહી નારી કહાતી,
નિરાકારકો હે જગદીશ્વરી તૂ સાકાર બનાતી;
'મા' બન કરકે પાલા પોષા, દીયા જગતકો સદ્ઉપદેશ
પ્રાણ પ્રેયસી બાલા બનકર તુમ્હી સહે અનેકોં કલેશ.

બ્રહ્માંડને ઉદરમાં ધારણ કરનારી માતા–નારી, ઓહો ! તું માતા બને એ કેટલું ગૌરવભર્યું, કેટલું ઉલ્હાસભર્યું ! માતા બનવાના તારા

કોડ, તારા રક્તકણો, ભારોભાર ભોગ, અને અનંત વિટંબણાઓના ભોગે પણ જ્યારે તું માતા બને ત્યારે તારા હૃદયાકાશમાં ભરેલી ભાવનાની ધવલતા કોની તાકાત છે કે પિછાની શકે? તારા ઉલ્લાસથી ઉદ્‌ભવેલાં દિલનાં સ્પંદનોને કોણ પારખી શકે?

પ્રણયનાદમાં સંપ્રવેશ કરી જતો હોય એવો ગહન અને ગંભીર છતાંય મીઠાશભર્યો, નાજુક અને નિર્મળો છતાંય દર્દભર્યો શબ્દ 'માતા'–'મા'! સમર્થ અને મહાન આત્માઓનાં દિલને પીગળાવી, માખણ જેવું કોમળ બનાવનાર, પહાડ જેવાં શરીરો અને ખડતલ પ્રૌઢોને બાલીશતાની યાદ આપનાર, મસ્તકને નમાવનાર 'માતા!' તું ન હોત, તું 'માતા' ન હોત તો 'જગત' ક્યાં હતું, જગદંબા?

પરંતુ તને જો–જ્યારે વંધ્યા–વાંઝણીનું વિશેષણ લાગે છે તો–ત્યારે સાત પાતાળ ભેદીને તું ઊંડે પ્રવેશી જતી હોય એટલું દુઃખ તને થાય છે. ઓ મા, અન્ય દેશોની વાત તો નહિ કરું, પણ મારા દેશમાં 'વાંઝણી' શબ્દ એ ગાલીપ્રદાન ગણાય છે. ગુજરાતની સ્ત્રીઓના જીભને ટેરવે સહેલી અને સસ્તી ગાળ 'વાંઝણી'ની છે. એ ગાળની પાછળ વાંઝણીના દિલનું દર્દ ભર્યું છે. વાંઝિયામેણા જેટલી કડવાશ કોઈ શબ્દોમાં નથી ભરી.

મારા બાલ્યકાળમાં જ્યારે અમે બટુકડા હતા ત્યારે માતા અનેક વાતો માંડતાં. તેમાંની એક હજીયે યાદ છે. એક મહાન રાજા હતો. વૈભવનો તો એને પાર નહિ. સાત સાત રાણીઓ પણ સંતાન નહિ. વાંઝિયો રાજા ચકલાને ચણ નાંખે, ચકલાં ખાય નહિ, વાંઝિયા રાજાનાં શુકન કોઈ લે નહિ. સવારના પહોરે ઉઠતાંની સાથે કોઈ તેનું મ્હોં જુએ નહિ. રસ્તે ચાલતાં રસ્તો વાળનાર ચાંડાલિની-(ભંગડી)એ, રાજા નીકળ્યો અને મોઢા આડો સાવરણો ધર્યો. અને પછી તો રાજા વનવગડે ચાલી નીકળ્યો. સંતાનપ્રાપ્તિ માટે એણે શિવ ઉપર તપ કર્યાં...વગેરે.

ભારતવાસી આદિકાળથી વંશની બહુ ઉત્કટ ભાવના રાખે છે. સંતાનોત્પત્તિ એ ગૃહસ્થાશ્રમનું કર્તવ્ય સમજે છે. સ્ત્રી–પુરુષનું જોડાણ એ વિષયવાંચ્છના નહિ પરંતુ સૃષ્ટિસંવર્ધન અને સંતાનપ્રાપ્તિ રૂપી સત્કર્મ હોવાનું શાસ્ત્રનિર્માતાઓએ એને ગળથુથીમાં પાયું છે.

દૈવેચ્છાએ જન્મવંધ્યા જ જે સ્ત્રી જન્મી છે, તેને માટે તો આપણે ચર્ચા કરીને ય શું કરી શકીશું ? એને તો માતા બનાવવાનું કુદરતને જ મંજૂર નથી. પરંતુ કેટલુંક સુકા ભેગું લીલું યે બળી જાય છે. કેટલાક વાંઝિયા પુરુષોના જ પાપે સ્ત્રીઓ વાંઝણી રહે છે અને અન્યાયની ભોક્તા બની રહે છે. એ સત્ય ઘટના ઉપર દીવો ધરીશું તો જ આજના જાતીય જીવન સંબંધમાં વ્યાપેલો અંધકાર ઉલેચાશે અને આછો આછો યે પ્રકાશ પથરાશે.

વંધ્યાની વ્યાખ્યા–શાસ્ત્રીય રીતે કરીએ તો આપણને ઘણું થોડું જાણવાનું મળે તેમ છે. એ ચર્ચા સૂત્રરૂપે અને મર્યાદિત વ્યાખ્યામાં જ પડી છે. અને તે જેમ છે તેમની તેમ આજસુધીના અભ્યાસકોએ તેને રહેવા દીધી છે. કેટલાક સમજ્યા પણ હશે, પણ એમણે મનની મનમાં રહેવા દઈને 'મૂગે કો સપનો ભયો, સમજ સમજ પસ્તાય'ની માફક ગળે ઉતારી દઈ, એ ઘુંટડાનો અવાજ પણ બીજાને સંભળાવા નથી દીધો.

આજ તો હું વંધ્યાની ચિકિત્સાને શાસ્ત્રને સાથે રાખી, તેમાં મારા અનુભવનો પ્રાણ પૂરી, જરીયે અતિશયોક્તિ સિવાય રજુ કરૂં છું. વાચકો, વિચારકો અને અભ્યાસકોને તેમાંથી કોઈ માર્ગ મળે, ખુશબો લાધે તો તે ખુશબો આપણા આયુર્વેદપ્રણેતાની પ્રેરક છે. તેમાં ઉણપ અને ખામી જણાય તો એ મારી છે. હું એક માનવી જ છું, અને માનવી મહાન હોય તો યે તે માનવી જ છે ને ?

વંધ્યાને મેં ત્રણ ભાગમાં વહેંચી છે : (૧) જન્મવંધ્યા, (૨) વ્યાધિવંધ્યા, (૩) કારણવંધ્યા.

જન્મવંધ્યા સ્ત્રી જન્મથી જ માતા બનવાને લાયક હોતી નથી. અર્થાત્ તેનાં પ્રજનન અવયવો—ગર્ભાશય, ઓવરી, ફલકોશ, ફલવાહિની-એ પૂરાં ખીલ્યાં હોતાં નથી અથવા અપૂર્ણ ખીલ્યાં હોય છે અને રહે છે. જો કે આવી સ્ત્રીઓને વરાંગપથ જરૂર હોય છે. એ સમાગમધર્મ પણ ભોગવી શકે છે, પણ ત્યાંથી આગળ વધીને ગર્ભ ધારણ કરી શકતી નથી.

કોઈ સ્ત્રી જન્મવંધ્યા છે કે કેમ એ જાણવા માટે અંદરનાં અવયવો કે જેની અપૂર્ણતા અમે બતાવી છે, તે સાધારણ રીતે જોઈ શકાતી નથી. પરતુ એવી સ્ત્રીઓનાં બાહ્ય ચિહ્ન તરીકે એનો આકાર અને બાંધો સાધારણ સ્ત્રીઓથી જુદો તરી આવે છે. અવાજમાં કર્કશતા, શરીરમાં કોમળતાને બદલે કઠોરતા, તેમ જ સ્તનની અત્યંત નાજુકતા અર્થાત્ સૂકાયેલા સ્તન હોય છે, અટકાવ ઘણું કરીને દેખાતો નથી, અને કદાપિ દેખાય છે તો બે ચાર મહિને એકાદ દિવસ બહુ જ ઓછા પ્રમાણમાં દેખાઇને બંધ થાય છે.

આવી સ્ત્રીઓને ઔષધોના ઉપચારથી સારી કરવાની આશા રાખવી નકામી છે, પરંતુ કદાપિ શસ્ત્રોપચારકર્મથી કોઇ સ્ત્રીવ્યાધિ-નિષ્ણાત ડોકટર અનેક કેસોમાંથી એકાદ સુધારી શકતા હોય તો ઇશ્વર જાણે. અને તેમાં પણ અપૂર્ણ અવયવોને પૂર્ણ કરી આપવાની શસ્ત્રોમાં તાકાત નથી જ. હા, કોઇ જનનઅવયવ વિકૃત અવસ્થા ધારણ કરી રહેલું હોય અને તેને કાપવાકુપવાથી સરખાઈ આવી જવાને કારણે ગર્ભ ધારણ થઈ શકતો હોય તો ભલે. છતાં અમે આવી સ્ત્રીઓ માટે નવાણુ ટકા નિષ્ફળતા જોઇ છે, એટલે જન્મ-વંધ્યા ઉપર મહેનત કરીને ખોટી આશામાં દિવસો નિર્ગમન કરવા ન જોઇએ.

બીજો પ્રકાર વ્યાધિવંધ્યાનો છે. ઘણું કરીને વંધ્યાચિકિત્સા આ બીજા પ્રકારમાં જ આવી જાય છે.

આગળ ઉપર આપણે વારંવાર ચર્ચા કરી ગયા છીએ કે જો બીજ અપરિપક્વ હોય, તેમાં કોઈ દોષ ન હોય અને ભૂમિ પણ ક્ષારરહીત અને પૂર્ણ હોય તો તેમાં રોપેલું બીજ નિષ્ફળ જતું નથી પરંતુ તે જરૂર ઉગી નીકળે છે.

તેમાં સોળ વરસ ઉપરની ઉમરની સ્ત્રી અને ૨૫ વર્ષની ઉપરની ઉમરનો પુરુષ બન્ને દોષરહીત, પુર્ણ તંદુરસ્ત હોય છે તો તેઓના સમાગમથી ગર્ભધારણ થયા વગર રહેતો નથી.

આ વખતે એક બાબત તરફ ધ્યાન ખેંચવાની જરૂર રહે છે કે આટલી મોટી ઉમરનાં સ્ત્રી-પુરુષ લગ્નથી જોડાયા પછી તેમનાં વડીલો એકાદ વર્ષમાં તેઓ સંતાનવાળાં થાય એવી ભાવના રાખે છે અને દૈવેચ્છાએ જો એકાદ બે વર્ષ નિષ્ફળ ગયાં તો પછી હતાશ બનીને ભાવનાનો પલટો કરી એ લોકો એવું વાતાવરણ સરજે છે કે એની અસર એ પતિ-પત્ની ઉપર એવી થાય છે કે તેમનું મન ખિન્ન બની, વિવિધ તર્કવિતર્કમાં ઉતરી પડે છે. માટે વડીલોએ પણ જરા શાંતિ જાળવી થોડા વધુ વખતની રાહ જોવી જોઇએ.

બીજી મારા અનુભવની એક ખાસ બાબત હું જણાવ્યા સિવાય રહી શકતો નથી. આપણા સામાજીક જીવનમાં ઘણું કરીને બાળકો ન થવાં અથવા વાંઝિયા રહેવું એમાં કેવળ દોષ સ્ત્રીનો જ માનવામાં આવે છે.

શારીરિક અભ્યાસમાં સમજનાર હરેક વ્યક્તિને કબૂલ કરવું જ પડશે કે સંતાનપ્રાપ્તિમાં જેટલી જવાબદારી સ્ત્રીની છે તેટલી જ પુરુષની છે, અને એ તો સ્વાભાવિક છે કે પુરુષવીર્યનાં જીવાણુઓથી જ સ્ત્રી ગર્ભવતી થાય છે.

સમજો કે એક ક્ષેત્ર ખેડીને તેને ખાતરપાણીથી તૈયાર કીધું છે. તેમાં બીજને બદલે રેત વાવવામાં આવે તો રોપા ઉગતા નથી; એટલે રોપો નહિ ઉગવાનું કારણ ખેતરને માની, તેની ખેતીની ઉણપ

તપાસવાની સાથે એવું એ વાવણીયામાં પડેલાં તે બીજ છે કે રેતી છે તે પણ જોઈ વળવું જોઈએ.

જુવાર, બાજરી કે ઘઉંનાં બીજને વાવતાં પહેલાં તવામાં નાંખીને શેકી નાંખવામાં આવે અને પછી એનો જમીનમાં રોપવા માટે ઉપયોગ કરો !

ભલે એ બીજ નજરે જોઇ શકાશે, તે જમીનમાં રોપાશે, પરંતુ તે ઉગશે નહિ. કારણ કે એ શેકાઈ ગયું છે. એમ પુરુષ પુરુષત્વવાળો હોવા છતાં તેના વીર્યમાં રહેલાં સંતાનોત્પાદક જીવાણુઓ અમુક કારણ કે વ્યાધિને લઇને નાબુદ થઇ ગયાં હોય છે.

પ્રમેહ, ઉપદંશ, ક્ષય, કેન્સર, કંઠમાળ જેવા વ્યાધિ જે પુરુષના શરીરમાં થયા હોય છે અથવા થઈ ગયા હોય છે, તેમાંના ઘણાખરા પુરુષોના વીર્યનાં જીવાણુઓ બીલકુલ કમજોર અથવા મૃતપ્રાય: થઈ ગયાં હોય છે. અને આવા પુરુષોના બીજથી સ્ત્રી તંદુરસ્ત હોવા છતાં ગર્ભ ધારણ કરી શકતી નથી.

જો કે આ બાબતમાં કેટલીક વખત અપવાદ પણ જોયા છે. અર્થાત્ પ્રમેહ, ઉપદંશ કે ક્ષયના દરદીથી સ્ત્રીને પ્રજા થાય છે, પરંતુ એ પ્રજા એવી રોગીષ્ટ અને અલ્પાયુષી હોય છે કે ગર્ભ રહ્યા પછી, અધૂરા દિવસે ગર્ભસ્રાવ અથવા ગર્ભપાત થઈ જાય છે, અથવા તો પછી અધૂરીયાં બાળક આવી, અલ્પ કાળમાં મરી જાય છે કિંવા જન્મીને ઘણા કાયમ રોગી પણ રહે છે.

વંધ્યાચિકિત્સા, નિદાન અને ક્રમની વ્યાખ્યા શરૂ કરતાં પહેલા તુલાની બન્ને બાજુ તપાસી જવાની અમે આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ. અને કોઇ પણ જોડું (પતિ-પત્ની) સંતાનપ્રાપ્તિ માટે ખ્વાયેશ ધરાવતું હોય ત્યારે સ્ત્રીશરીરની તપાસની સાથે પુરુષ-શરીર, તેની રહેણીકરણી અને એના ગત જીવન ઉપર પૂરેપૂરી નજર ફેરવી લેવી જોઇએ; તો જ ચિકિત્સામાં સફળ થવાય છે.

પુરુષને કોઈ પણ વ્યાધિ ન હોય અથવા ન થઈ ગયો હોય, છતાં એ પુરુષે બાલ્યકાળમાં હસ્તમૈથુનથી અથવા અતિ મૈથુનથી, વીર્યનો હદ વટાવીને વ્યય કરી નાંખ્યો હોય તેવા પુરુષના વીર્યમાંનાં જંતુઓ એટલાં બધાં નબળાં હોય છે કે તે સમાગમકાળમાં વરાંગ-પથમાં ગયા પછી તરત જ મરણ પામે છે. અર્થાત્ સ્ત્રીબીજ સાથે સંયોગ કરવા સુધીનું એમનું જીવન હોતું નથી.

ઉપર બતાવેલા વ્યાધિગ્રસ્ત પુરુષો કે જેમના વીર્યમાં એક નહિ અને બીજા કારણે નિર્બળતા કે વ્યાધિગ્રસ્તપણું છે તેવા પુરુષોને હાથ ઉપર લઈ યોગ્ય દવાઓ ને સારવાર કરવામાં આવે તો તેઓ ફરી પૂર્ણ બની શકે છે. આવા પુરુષો માટે ખાસ ચિકિત્સા અત્રે આપ-વામાં આવતી નથી. કારણ કે આ એક સ્ત્રીવિષયક પુસ્તક છે; પરંતુ પુરુષને ફરી તૈયાર કરી લેવા માટે અમારા લખેલા 'રખે વહેમાતા' પુસ્તકમાં સ્વપ્નદોષ, નપુંસકતા, પ્રમેહ અને ઉપદંશમાંનાં પ્રકરણો કે જે પ્રકરણોમાં વ્યાધિના નિદાન અને ઉપાયોની ઘણી જ સુંદર અને અનુભવી રીતે ચર્ચા કરી છે, તે વાંચી અમલમાં મૂકવાની હું સર્વ વૈદ્યો-ચિકિત્સકોને ભલામણ કરું છું.

હવે મૂળ વિષય ઉપર આપણે આવીએ. તે બીજા પ્રકારની વ્યાધિગ્રસ્ત વંધ્યા સંબંધે છે. અભ્યાસ કરતાં જણાયું છે કે જુદા જુદા વ્યાધિઓને કારણે સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી અને વંધ્યા રહે છે.

શાસ્ત્રકારોએ કાકવંધ્યા (એક જ બાળક થઈ ગયા પછી ફરી ન થાય તેને કાકવંધ્યા કહે છે), મૃતવત્સા (બાળક થઈને તરત મરી જાય તે) જેવા પ્રકારો બહુ જ ટુંકાણમાં બતાવ્યા છે. ત્યારપછી ત્રિપક્ષી વંધ્યા, સુભ્રતિ વંધ્યા, સજ્જા વંધ્યા, ત્રિમુખી વંધ્યા, વ્યાધિણી વંધ્યા, બકી વંધ્યા, કમલિની વંધ્યા, વ્યક્તિની વંધ્યા જેવાં નામો આપી પોતાના અનુભવમાં આવેલી વંધ્યા સ્ત્રીઓની સ્વાભા-

વિક પ્રકૃતિનો અભ્યાસ કરી, તેની ઉપરથી નામોની યોજના કરી પ્રકાર બનાવ્યા છે. છતાં એમની લેખનશૈલી અને વંધ્યાના પ્રકારની પદ્ધતિ જરા અટપટી અને ચિકિત્સકોને પણ બરાબર નહિ સમજાય એવી હોવાથી એ રીતે લખવાનું હું પસંદ નથી કરતો. મારૂં આ પુસ્તક તો સાધારણ જનસમાજ માટે છે. એટલે અનેક પુષ્પોના રસ સાથે પોતાની લાળને મેળવી મધમાખી જેમ મધ બનાવે છે, અને એ જેટલું મધુરૂં મીઠું મીઠું લાગે છે, તેમ મારી આ પદ્ધતિ પણ અનેક શાસ્ત્રપુષ્પોના પરાગ સાથે દિલના નીચોડથી પેદા કીધેલી મધુરતાવાળી અને અનુભવસિદ્ધ છે.

વ્યાધિવંધ્યાનાં દશ કારણો મારા જોવામાં આવ્યાં છેઃ (૧) રજ-વીર્યદોષ, (૨) બહુમૈથુન, (૩) વિપરીત આસન, (૪) ગર્ભાધાન મુખ અને તેની વિકૃતિ (૫) પ્રદર, (૬) વ્યભિચાર–પાપાચરણ, (૭) મેદ–બાઝી જવું, (૮) ગર્ભપાતને કારણે, (૯) કૃશતા–વ્રતોપવાસ, (૧૦) યોનીમાર્ગમાં પેદા થતાં વિરૂદ્ધ દ્રવ્યો.

ઉપરનાં દશ કારણોને લઈ સ્ત્રી વંધ્યા રહે છે. છતાં આ વંધ્યા ચિકિત્સાથી સાધ્ય બને છે. અર્થાત્ તેને માટે સમજી–વિચારી બુદ્ધિ-પૂર્વક ઉપાયો કરવામાં આવે છે તો સુધારો થઈને આવી વંધ્યા ગર્ભ ધારણ કરી શકે છે એવો અમારો અનુભવ છે. એટલે હવે પછી દરેક પ્રકારને જાણવાની રીત (નિદાન) તથા તેને માટે સફળ થયેલા ઉપાયો કે જે સેંકડો સ્ત્રીઓ ઉપર અજમાવી અનુભવતાં સિદ્ધ નિવડયા છે તે હવે અમે ખુલ્લા દિલે બતાવીશું.

ઉપર આપણે જોઈ ગયા, તેમાં બીજા પ્રકારના વંધ્યત્વનાં દશ કારણો સંબંધમાં આપણે વિચારીએઃ પ્રથમ કારણ રજ–વીર્ય દોષ બતાવ્યું છે,

ગર્ભ રહેવાનો અથવા પ્રજા થવાનો મુખ્ય આધાર રજ (સ્ત્રીના આર્તવ) અને વીર્ય ઉપર હોય છે. પરિપક્વ પુરુષવીર્ય હોય અને

તે વીર્યમાં કોઈ પણ ખામી નથી હોતી તો શુદ્ધ રજ સાથે તેનો સુમેળ થવાથી ગર્ભ સ્થિત થાય છે. શુદ્ધ વીર્ય બાબત અહીં ચર્ચા કરવાની નથી, પણ શુદ્ધ રજ સંબંધમાં વિચાર કરવાનો છે.

શુદ્ધ રજ એને કહેવામાં આવે છે કે જે રજનો રંગ લાખના રંગ જેવો અથવા સસલાના લોહી જેવો હોય છે, જેનો કપડા ઉપર ડાઘ પડેલો હોય તે સાધારણ પાણીથી ધોવામાં આવે તો નીકળી જાય છે. અત્યંત પાતળું નહિ તેમ ઘાટું જાડું પણ નહિ તેવું રજ ત્રણ દિવસ સુધી દેખાઈ ચોથા દિવસે આપોઆપ બંધ થઈ જાય છે. (અપવાદરૂપે ચાર દિવસ પણ ચાલુ રહે છે.) અટકાવ આવવાથી ખાસ વ્યાધિ જેવી તકલીફ થતી નથી. અટકાવ દરમ્યાન ઉત્સાહ વધે છે અને બળનો ક્ષય થતો નથી. અટકાવ બંધ થઈ ગયા પછીના દિવસોમાં મન પ્રફુલ્લિત રહે છે. આ બધાં લક્ષણો જણાય ત્યારે તેને શુદ્ધાર્તવ કહી શકાય છે અને આવી શુદ્ધ આર્તવવાળી સ્ત્રી ગર્ભ ધારણ કર્યા વગર રહી શકતી નથી.

અશુદ્ધ આર્તવ અને પીડાકારક આર્તવ માટે અહીં ચર્ચા કરવાની જરૂર નથી. અગાઉ કષ્ટાર્તવ, પીડિતાર્તવ, નષ્ટાર્તવ, વગેરે આર્તવના દોષો સંબંધમાં ખાસ પ્રકરણો રોકી તેની પરીક્ષા અને અનુભવી ઉપાય આપેલા છે. જેને બાળક ન થતું હોય તેવી સ્ત્રી બાબતમાં જો કોઈ આર્તવદોષ એટલે અટકાવની ફરિયાદ જણાતી હોય તો તેનું રજ સુધારવાના ઉપાયો પ્રથમ કરવા જોઈએ. પ્રજા થવાનો આધાર શુદ્ધ રજ ઉપર જ છે. નહિ સમજણ પડે તેવા અટકાવના દોષને કારણે જ પ્રજા ન થતી હોય, એટલે કે જે સ્ત્રીને કોઈ વખત મોડો, કોઈ વખત વહેલો અટકાવ આવતો હોય, ક્યારેક દર્દ થાય અને કોઈ વખત ન થાય, ઘણી વખત ખુલાસાથી આવે અને ક્યારેક ઓછું પણ દેખાય. આવાં સ્પષ્ટ ચિહ્નોવાળી સ્ત્રીઓ જેમને અટકાવ વખતે દર્દ પણ હોય છે તેવી સ્ત્રીઓ માટે અટકાવ

શુદ્ધ કરવાનો નીચેનો કોર્સ ઘણો જ અસરકારક અને ફાયદામંદ છે. પ્રથમ દવાના પાઠ અર્થાત્ બનાવટો લખીને પછી ઉપયોગ કરવાની રીત આપીશું :

### ઋતુકરી વટી

શુદ્ધ મંડુર ભસ્મ તો. ૮, ગોમૂત્ર મણ ૧.

લોઢાના તાવડામાં ગોમૂત્રને રાખીને તેની અંદર મંડુર નાંખી દઈ નીચે અગ્નિ પ્રગટાવી ઉકાળવું. ગોમૂત્ર બીલકુલ બળી જઈ, મંડુર પાછળ બાકી રહે ત્યારે તેને તદ્દન કોરો કરી નાંખી, તેમાં આઠ તોલા જૂનો ગોળ તથા ત્રિફળાં તો. ૩, તજ તો. ૩. ચિત્રક તો. ૩, ચવક તો. ૩, ટંકણખાર ફુલાવેલો તો. ૧, સારી હીંગ તો. ૧.

આ બધું મેળવી, ચણીબોર જેવડી ગોળી બનાવી સૂકવીને બાટલી ભરી રાખવી. આ અમારી પોતાની કલ્પનાની ગોળી છે. તે શાસ્ત્રીય પાઠ નથી. અમે તેનું નામ **ઋતુકરી વટી** રાખ્યું છે.

### ઋતુકર ક્વાથ

અઘાડાનાં બીજ તો. ૧, મૂળાનાં બીજ તો. ૧, અમલવેતસ તો. ૧, વાવડીંગ તો. ૧, ચિત્રકમૂળ તો. ૧, હંસરાજ તો. ૧, અજમોદ તો. ૧, મજીઠ તો. ૧, સુવા તો. ૧, ગાજરનાં બીજ તો. ૪ અને જૂનો ગોળ તો. ૮.

ખાંડવા જેવી વસ્તુ ખાંડી તેમાં ગોળ મેળવીને રાખવું. દરદીને આપવાનું હોય ત્યારે તેમાંથી અઢી રૂપીઆભાર ક્વાથ ૧ શેર પાણીમાં રાત્રે ભીંજાવી રાખી, સવારમાં તેને ઉકાળી પાંચ તોલા રહેતાં દરદીને અપાય છે.

આ ક્વાથમાં એ ખૂબી છે કે એ ગરમ છે છતાં તેની ગરમાઇ બીજે નહિ લાગતાં અટકાવ સાફ, નિયમિત અને શુદ્ધ કરવામાં રોકાય છે, જ્યારે બીજા ઉપાયો અન્ય અવયવો ઉપર ગરમાઇ કરે છે.

### ઋતુકર લેપ

ઇંદ્રામણાંનું ચૂર્ણ, કુષ્ટ, સીંધાલુણ, એ ત્રણે પાંચ પાંચ તોલા, સરસવનો ખોળ શેર ૧ અને ખજૂર શેર ૧, ઉપરની વસ્તુ મેળવીને રાખવી. જ્યારે પેડુ ઉપર લેપ કરવાની જરૂર પડે ત્યારે આ વસ્તુમાંથી દશ તોલા લઇ પાણીમાં લેપ થઇ શકે તેવું ગરમ કરી, પેડુની આસપાસના ભાગ ઉપર લેપ કરવો. આ લેપ ગરમ કરતી વખતે પાણીને બદલે કુંવારનો રસ નાંખવામાં આવે તો લેપના ગુણમાં વૃદ્ધિ થાય છે.

### ઋતુકરી વર્તી

કુકડવેલનાં અંદરનાં બીજ તથા જાળી તો. ૨ાા, ઇંદ્રિજવ તો. ૧ એરંડબીજ તો. ૧, બીજેરું સૂકું તો. ૩, મહુડાનાં બીજનો ગર્ભ તો. ૧, અંબર સાચું વાલ ૧; જુનો ગોળ તો. ૨.

બધાંને મેળવી પાણી નાંખી, લાંબી દીવેટ જેવી સળીઓ બનાવી સૂકવી રાખવી.

### પુત્રપ્રદ રસ

હીંગળોકમાંથી કાઢીને શુદ્ધ કરેલો પારો તો. ૧ કપડાની પોટલીમાં બાંધી, ભેંશના દૂધનું દહીં રતલ ૨૭ એક માટીના હાંડામાં ભરી તેની ઉપર દોલાયંત્રથી લટકાવવો, (માટીના હાંડા ઉપર એક માટીનું સરાવલું ઢંકાય તેવું લેવું. તેને વચમાં છિદ્ર પાડવું. બાદ કપડામાં બાંધેલી પારદની પોટલીને એક લાંબો દોરો બાંધી તે પેલા ઢાંકણમાં પરોવી હાંડાની અંદર પારાની પોટલી લટકતી રહે તે રીતે છિદ્ર ઉપર લાકડાનો ટુકડો મૂકી તેની સાથે બાંધવી. આને દોલાયંત્ર કહેવાય છે,)

એને ચૂલે ચઢાવી નીચે અગ્નિ આપવો. આ રીતે ચોવીસ કલાક સુધી અગ્નિ આપ્યા કરવો અને દહીં અંદર બળતું જાય તે બીજું ઉમેરતા જવું. ત્યારબાદ પારદને કાઢી લઇ, પાણીથી ધોઈ નાંખી, ખરલમાં નાંખવો અને તેમાં સોનાનો વરખ તો. ૦ા નાંખવાથી પારદ સોનાને ગળી જશે, એટલે પારદમાં વરખ મળી જશે. ત્યારબાદ લીંબુનો રસ બે રૂપિયાભાર નાંખી ઘુંટવું. ત્યારપછી સોનુ મેળવેલ પારદની ફરી કપડાની પોટલી બાંધવી, અને પ્રથમની માફક માટીના હાંડામાં ૫૦૦ પાન નાગરવેલનાં છુંદી, બીજું પાણી નાંખી ફરી બાફ ૨૪ કલાક આપવો. ત્યારબાદ આંકડાનાં ફૂલ શેર સવા છુંદી ઉપર પ્રમાણે પાણી નાખી, ત્રીજી વખત ૨૪ કલાકનો બાફ આપીને પારદ કાઢી લેવો અને પછી બીજા એક મણ ચોખા પાણીમાં પારદની પોટલીને ૨૪ કલાક ડુબાડી રાખવી. ત્યારપછી તેને બહાર કાઢી, પારદના વજન જેટલો શુદ્ધ આમલસારો ગંધક મેળવી, એક દિવસ ખરલમાં ઘુંટી પાઉડર તૈયાર કરી શીશીમાં ભરી રાખવો. આનું નામ **પુત્રપ્રદ રસ છે.**

## ઉપાય અને સમજણ

જે સ્ત્રી ઉમર લાયક થઈ હોય પરંતુ તેને ગર્ભ રહેતો ન હોય તેમ જ ખાસ કરી અટકાવનો જ દોષ હોય—અર્થાત અટકાવ સાફ ન આવતો હોય, કાળો આવતો હોય, દુર્ગંધવાળો આવતો હોય સમયસર ન આવતો હોય, દુઃખાવો થતો હોય, અટકાવમાં ગડબા પડતા હોય—આવા અટકાવના કોઈ પણ દર્દવાળી સ્ત્રીને અટકાવના આઠ દિવસ બાકી હોય એટલે દવા આપવાની શરૂ કરવી.

પ્રથમ આગળ બતાવેલી ઋતુકરી વટીની બબે ગોળી દિવસમાં ત્રણ વખત પાણી સાથે ગળાવવાનું શરૂ કરવું અને સવાર સાંજ એ ગોળી ઉપર બે વખત ઋતુકર કવાથ આપવો.

જ્યારે અટકાવ દેખાવો શરૂ થાય ત્યારે તેને ઘરનું કામકાજ છોડાવી દઇ એકાંતમાં બનતાં સુધી આરામ આપવો અને ગોળી તથા કવાથ શરૂ રાખી, ઉપરાંત દરરોજ રાત્રે ઋતુકર લેપ તૈયાર કરી પેડુ ઉપર રાત્રે લેપ કરી ઉપર રૂ લગાડી, અરધો કલાક ગરમ પાણીનો રબ્બરની થેલી વડે શેક કરવો. તેમ જ ઋતુ દેખાય તે રાત્રે ઋતુકરી વર્તી–દીવેટ યોનીમુખમાં થઈને ગર્ભાશયના મુખમાં દાખલ કરવી અને રાત્રિભર રહેવા દેવી. સવારમાં તેને કાઢી નાંખવી.

અટકાવ દરમ્યાન ઠંડા પાણીનું સ્નાન અથવા બને તો કોઇ પણ સ્નાન કરવાનું બંધ રાખવું. પીવાનું પાણી અતિશય ઠંડું નહિ આપતાં સાધારણ તાંબા પિત્તળના વાસણમાં ભરી રાખેલું પાણી જ પીવા આપવું. ખોરાકમાંથી ખટાઈ, વાયુ કરનારા પદાર્થો તેમ જ મીઠાઇ બંધ કરી, સાદો ખોરાક આપવો અને અટકાવના ત્રણ દિવસ સુધી ગોળી, કવાથ, લેપ અને દીવેટ નિયમસર ચાલુ રાખવાં. ચોથે દિવસે બધી દવાઓ બંધ કરી દેવી અને ફરી બીજા અટકાવ વખતે આઠ દિવસ અગાઉથી ઉપર લખ્યા પ્રમાણેનો કોર્સ શરૂ કરવો અને દવાઓ આપવી.

અટકાવના દિવસો ન હોય તે વખતે પણ પુરુષસમાગમ કરવો નહિ તેમ જ પરેજી ઉપર બતાવેલી ચાલુ રાખવી. આ કોર્સ શરૂ કર્યા પછી અમારો અનુભવ છે કે સ્ત્રીઓને અટકાવ સાફ આવે છે અને ગર્ભાશયમાં એકઠો થયેલો કચરો બધો નિકળી જાય છે. સોજો હોય તે ઉતરે છે અને ગર્ભાશયનું મુખ નાનું હોય છે તો તે બહાર નીકળી આવી પૂર્ણતારૂપે ખીલે છે, તેમ જ તેના મુખ ઉપર સોજો હોય, મુખ ખુલતું ન હોય, કિંવા વચમાં કોઇ આડખીલી (માંસપેશી યાને પડદા જેવું) હોય કે જેને માટે ડૉકટર કયુરેટિંગ કરાવવાની જરૂરિયાત બનાવે છે તે સઘળા દોષ નાબૂદ થઈ ગર્ભધારણ થવા લાયક ગર્ભાશયના મુખને બનાવે છે.

હવે આ કોર્સ લગભગ ત્રણથી પાંચ વખત અટકાવ આવવાના સમય ઉપર વાપરવો જોઇએ. તે શરીરના દોષસંચય ઉપર આધાર રાખે છે. છતાં પાંચ વખતથી વધુ સમય દવા આપવાની જરૂર રહેતી નથી.

જ્યારે એ વાત ચોક્કસ થાય કે હવે કોઇ પણ જાતની અટકાવની ફરિયાદ રહી નથી અને શુદ્ધ અટકાવ આવે છે, ત્યારે અટકાવના ચોથા દિવસે સવારમાં ઋતુમતી સ્ત્રીને સ્નાન કરાવી, માથાના બાલ ખુલ્લા મૂકી પ્રાતઃકાળે ઘરના ઉંબરા ઉપર ઉભી રાખી, ત્રણ રતીનું પુત્રપ્રદ રસનું એક પડીકું કાળા રંગની વાછડીવાળી ગાયના પાશેર દૂધ સાથે ફકાવવું અને તે દિવસે દૂધમાં ભાત રાંધી તેમાં અરધા રૂપીઆભાર ગાયનું ઘી નાંખી, એ ખીર ખાવા આપવી. તે જ રીતે સાંજે આપીને પુરુષસમાગમ સેવવો. પરંતુ એક વાત યાદ રાખવી કે ચોથે દિવસે અટકાવ બંધ થઇ ગયો હોય તો જ પુત્રપ્રદરસ લઇ સમાગમ સેવવો. જો અટકાવ આવતો હોય તો જ્યાંસુધી બંધ થાય ત્યાંસુધી રાહ જોવી. અને આ રસ અટકાવ બંધ થયા પછી જ આપવો જોઇએ.

આ રસ લાગટ એક અઠવાડિયું દરરોજ સવારમાં લેવો અને અઠવાડિયાનો વિધિ સમજીને અનુકૂળ દિવસોમાં સમાગમ સેવવો. કયા દિવસે, કેવી રીતે સમાગમ સેવવો તે અમે અગાઉ બતાવી ગયા છીએ.

બીજી એક વાત યાદ રાખવી જોઇએ કે જે સ્ત્રીને અત્યંત અટકાવ છે અને જે સ્ત્રી લોહીવાના જ દર્દથી પીડાય છે તેમને માટે આ આખો પ્રયોગ નકામો છે, બલકે નુકસાનકર્તા છે. એટલે એમને આ કોર્સ આપવો ન જોઇએ.

આખા પ્રયોગ ઉપર આંખ ફેરવી જતાં એક બાબત જણાય છે કે સાધારણ ધંધાધારી માણસો આ દવાઓ તૈયાર કરી ઉપયોગ

કરે કે કેમ તે શંકા જેવું છે. દેશી દવાઓ અને તેની બનાવટો કડાકૂટવાળી જરૂર છે, પરંતુ તેટલી જ તે અસરકારક અને ફળપ્રદ છે. આજના જમાનામાં જ્યાં દરેક પદાર્થો તૈયાર મળવા લાગ્યા છે ત્યાં દવાઓ જાતે બનાવવી, તેનો ઉપયોગ કરવો, તેમાં માણસો કંટાળો અનુભવે છે અને એ કંટાળાએ જ આજે દેશની પરાધીન હાલત ઉપજાવી છે.

આખો દિવસ તાબોટા કૂટવામાંથી નવરી નહિ થનારી મહિલાઓ પતિ ઘેર આવે ત્યારે લૉજમાંથી ભાણું મંગાવવા દોડી જાય છે. અને એ રીતે પોતાની જવાબદારી અને ભોજનની મજા ગુમાવે છે. તેમ આવા સુંદર પ્રયોગોમાં રહેલી માથાકૂટથી કંટાળી તેનાથી છેટા રહીને આયુર્વેદનાં દ્રવ્યોમાં ભરેલી તાકાત નષ્ટપ્રાયઃ થતી જાય છે. સાધારણ માનવીઓની બાબત બાજુ ઉપર રાખીએ તો પણ આજનો પ્રમાદી ચિકિત્સક નાણું અને કીર્તિ કમાવા માટે જેટલો તૈયાર જણાય છે તેટલો ઉત્તમ ઔષધો જાતે બનાવી પોતાનાં દરદીઓને સુખ નીપજાવવામાં તૈયાર નથી હોતો, એ પણ એક શોક કરવા જેવી બિના છે.

પ્રયોગમાં કાળી ગાય અને વાછડીવાળી, ઉંબરમાં ઉભાં રહીને, પ્રાતઃકાળે–વગેરે વિધાનો હેતુપુરઃસરનાં છે. તેની પાછળ આયુર્વેદનું વિજ્ઞાન ભર્યું છે. તેને અહીં સમજાવવા બેસું તો લંબાણ થાય. એટલે સ્થળસંકોચને ભયે એ હું કરી શકતો નથી. પણ આગ્રહપૂર્વક સંસારથી નિરાશ થયેલી બહેનો માટે ઉત્તમ અને ફળપ્રાપ્તિવાળા આ પ્રયોગો કરવા ભલામણ કરું છું.



# પ્રકરણ ૫૯મું

## વંધ્યત્વ-વાંઝીયાપણું (ચાલુ)

દશ પ્રકાર વાંઝીયાપણાના અગાઉ નિર્દિષ્ટ કર્યા છે. તેમાંથી રજ–વીર્યદોષ–સંબંધે ચર્ચા થઇ ગઇ છે. હવે ત્યારપછી આગળ વધીએ. બીજો પ્રકાર બહુમૈથુનનો છે. સ્ત્રી–પુરુષ સંસાર માંડયા

પછી સંસારસુખ હદ વટાવીને વધુ પડતું ભોગવતાં થઇ જાય છે તો તે કારણે તેમનાં ગુપ્તાંગો અત્યંત શિથિળ બને છે. તેની સાથે રજ–વીર્યનાં પરમાણુઓ પણ અશક્ત અથવા ઓછી તાકાતવાળાં થઇ જવાને કારણે ગર્ભ રહેતો નથી. આવું જ કોઈ કારણ જણાય તો તેવાં પતિ–પત્નીમાં સ્ત્રીને પતિથી છ કે બાર મહિના સુધી દૂર રાખવામાં આવે અથવા પીયર મોકલી આપવામાં આવે, તો ત્યાંથી ઘણા દિવસે આવ્યા પછી તરત ગર્ભ રહે છે. અતિ મૈથુનના કારણે શિથિલ બનેલાં અવયવો ફરી સંપૂર્ણ બની જાય છે. જુની પ્રણાલિમાં દીકરીને થોડા મહિના સાસરે રાખ્યા પછી ફરી પીયર તેડી લાવવામાં આવે છે. વળી ચાર, છ કે બાર મહિને મોકલવામાં આવે છે અને ફરી તેડી લાવે છે. એમ લગ્ન થયા પછી કેટલાંક વરસ સુધી તેડવા મૂકવાની રૂઢી જોવામાં આવે છે, અને તેને માટે પરણ્યાનું આણું, દીવાળીનું આણું એમ જુદાં જુદાં નામો રાખવામાં આવે છે. સ્ત્રીને શરૂઆતથી ઘણો સહવાસ નહિ કરવા દેવાના હેતુથી જ આવાં તેડવા મેલવાનાં આણાંનો ચાલ પાડવામાં આવ્યો હતો. હાલ પણ એ રિવાજ કેટલાક પ્રદેશોમાં છે.

સંસાર–સમાગમની મર્યાદા રાખવાનું વડીલોથી જોરપૂર્વક દબાણ તો લાવી ન શકાય, પરંતુ આમ આડકતરી રીતે નવાં બનેલાં પતિપત્નીને સંયોગ–વિયોગ કરાવીને પણ 'અતિશયના'ના દોષથી બચાવી લેવામાં આવતાં અને એકંદર એથી એમનાં અંગોની આ રીતે રક્ષા પણ થતી

એટલે અમારૂં માનવું છે કે જ્યાં બીજું કોઈ પણ કારણ વંધ્યત્વનું માલૂમ ન પડતું હોય એવા જોડામાં બેઉને બાર માસ છૂટાં પાડવામાં આવે તો ગર્ભ ધારણ થયાના ઘણા દાખલા બને છે.

એક લુવાણા કોમનાં પતિ–પત્ની લગ્ન થયા પછી દશ વરસ સુધી એક સાથે જ રહેલાં, ક્યારેય પણ જુદાં ન પડે. દશ વરસ સુધીમાં તેઓ એક પણ રાત્રિ જુદાં નહિ પડેલાં, તેમ જ એમણે કરેલા એકરાર

ઉપરથી જણાયું કે મહિનામાં ભાગ્યે જ પાંચ રાત્રિઓ સમાગમ વગર જતી હશે, છતાં તેમને સંતાન નહિ થયેલું. પછી બીજી સ્ત્રી લાવવા માટે વિચારણા થતાં બાઇને આઘાત થયો. તે પીયર ચાલી ગઈ. લગભગ દશ મહિના સુધી એ પીયરમાં રહી તે પછી પુરુષે બીજી પત્ની કરી; ઉપરાંત તે જૂની સ્ત્રીને પણ સમજાવીને ઘેર લઈ આવ્યો. અને પછી એ જ અરસામાં જૂનીને ગર્ભ રહ્યો, પુત્રપ્રાપ્તિ થઈ. લોકો કહેવા લાગ્યા કે 'એના નસીબમાં શોકય આવેથી છોકરું લખેલું.' પણ મારું માનવું એ હતું કે એમને જુદાં પાડવાની જરૂર હતી.

મારા અભ્યાસી સ્વભાવ પ્રમાણે આવા કિસ્સાઓ મેં અનેક જોયા છે. લોકો જ્યાં શારીરિક વિજ્ઞાનમાં નથી સમજતા ત્યાં 'ભૂલ્યો ઘા એરણનો' જેમ લુહાર કરે છે, તેમ 'નસીબમાં લખ્યું હતું' તે તરફ વળી જાય છે, જ્યારે ખરું કારણ મેં ઉપર જણાવ્યું તે જ હોય છે.

હવે ત્રીજું વંધ્યત્વનું કારણ વિપરીત આસનનું બતાવ્યું છે. સીધા આસન સિવાય વિપરીત આસનથી સમાગમ કરનાર સ્ત્રીને ગર્ભ રહેતો નથી; કારણ કે ગર્ભાશયમાં જે રીતસર પશ્ચાતનમન રહીને ગર્ભોત્પાદક બીજને સહેલાઇથી ધારણ કરવાની શક્તિ હોય છે તે વિપરીત આસનને લીધે ચાલી જાય છે; કારણ કે બીજાં આસનોમાં ગર્ભાશયને ઉંધું રહેવું પડે છે, અથવા ગર્ભાશયમુખ ઉંચું નીચું નમી જાય છે, વાયુ પ્રબળ બની શરીરમાં પ્રવેશ કરીને પુરુષના વીર્યને પીચકારીની માફક શરીરમાંથી બહાર ફગાવી દે છે અને આવી રીતે ઘણી વખત વિપરીત આસનથી સમાગમ કરવાને કારણે અગાઉ બતાવ્યા પ્રમાણે ગર્ભાશયનું પશ્ચાતનમન, ઉર્ધ્વનમન, અધોનમન થઇ જાય છે. અને એ રીતે ગર્ભાશય ફેરવાઈ ગયા પછી સીધા આસનેથી પણ ગર્ભ રહેવા સંભવ નથી. માટે અગાઉ જણાવેલા ગર્ભાશયપરિવર્તનના ઉપાયો કરવાથી ગર્ભાશય સીધું બને છે અને પછી ગર્ભ રહે છે.

ચોથું કારણ ગર્ભાશયની વિકૃતિનું છે :

ગર્ભ ધારણ કરાવવામાં ગર્ભાશયનું મુખ-ગ્રીવા અથવા કમળ મુખ્ય ભાગ ભજવે છે. સ્ત્રીનાં વિશિષ્ટ અવયવોનું વર્ણન અગાઉ સંપૂર્ણપણે આપ્યું છે. ઘણું કરીને આ ગર્ભાશયનું મુખ ઋતુકાળ પછી કેટલોક વખત સુધી હમેશાં કરતાં વધુ ઉઘડેલું હોય છે. કારણ કે ઋતુસ્રાવ એ મુખ મારફત જ થતો હોવાથી સાધારણ રીતે મુખ ખુલેલું રહે છે અને ગર્ભ ધારણ થાય છે. જ્યારે પૂરા કદ કરતાં નાનું ગ્રીવામુખ હોય છે અથવા ચીમળાઇ ગયેલું રહે છે તો ગર્ભ ધારણ થતો નથી. આવી સ્થિતિમાં મીંઢળનાં બીજ તો. ૧ અને ગોળ તો. ૪ લઈ, મીંઢળનાં બીજનો ભૂકો બનાવી, તેમાં ગોળ મેળવી, બોર જેવડી ગોળી કરી. સુકવીને આ ગોળી ગુપ્ત ભાગમાં કેટલાક દિવસ સુધી પહેરવા આપવાથી તે ગર્ભાશયના મુખને વિસ્તૃત બનાવે છે અને મુખ અંદર ઊંડું થઇ ગયેલું હોય તો ઉપર ખેંચી લાવી ટટ્ટાર કરે છે. આ ગોળી પહેરવા આપવાથી ગુપ્તભાગમાંથી પ્રવાહી પદાર્થ જવાનો શરૂ થાય છે અને એ રીતે અંદરના બલગમને ખેંચી સ્વચ્છ બનાવે છે. આ ઉપરાંત આવળનાં લીલાં પાન તો. પાંચ લઇ તેને ચટણી માફક બારીક વાટવાં. તેમાં અરધો તોલો રાયણનાં બીજ નાંખી આડી દીવેટો બનાવીને સુકવી રાખવી અને આ દીવેટો દર ત્રીજે દિવસે ગુપ્તભાગમાં પહેરવાથી પણ કમળમુખને ગર્ભબીજ લેવા લાયક બનાવે છે.

પાંચમું કારણ પ્રદરનું બતાવ્યું છે. હરેક પ્રદરવાળી સ્ત્રીઓ વંધ્યા થાય છે એમ નથી. પરંતુ પ્રદરવાળી સ્ત્રીઓના ઘણાખરા કેસમાં ગર્ભ રહેતો નથી, અને રહે છે તો બે ચાર મહિના રહીને પછી પડી જાય છે. કદાપિ પ્રદરવાળી સ્ત્રી સગર્ભા થઇને બાળકને જન્મ આપે છે તો પણ એ બાળક તંદુરસ્ત જન્મતું નથી, પરંતુ માતાના અનેક રોગ લઇને જન્મ લે છે. એટલે પ્રદર જેવા વ્યાધિને નાબૂદ કરવો એ સંતતિની દૃષ્ટિએ અને તંદુરસ્તીની દૃષ્ટિએ અત્યંત આવશ્યક છે.

પ્રદરના પ્રકારો અને તેની લંબાણ ચર્ચા તથા ઉપાય આગળ વિસ્તારથી અપાઈ ગયા છે. એટલે ફરી એ માટે અહીં ચર્ચા કરવાની રહેતી નથી. માત્ર કાળજીપૂર્વક પ્રદર મટાડવો જોઈએ, એટલો જ નિર્દેષ કરવાની અત્ર આવશ્યકતા છે.

છઠ્ઠું કારણ વ્યભિચાર અને પાપાચરણનું બતાવ્યું છે. કદાચ આ કારણ શાસ્ત્રીય ચર્ચામાં કયાંય નહિ મળતું હોય, પણ અમારે દુઃખપૂર્ણ અંતઃકરણે કહેવું જોઇએ કે ઘણી સ્ત્રીઓ સંતાનની પ્રબળ ઇચ્છાને કારણે વ્યભિચારને રસ્તે ચઢી જાય છે. પોતાના પતિથી સંતાન નથી થતાં એટલે બીજેથી એ લાભ મળી જાય તેવું સમજાવનાર હવસની હરામખોરીવાળાં પુરુષો અને સ્ત્રીઓ તેને અવળું સમજાવી પાપાચારને રસ્તે લઈ જાય છે. અને જીવનનું મહામૂલું સ્થાન જે પવિત્રતા તેને એ ગુમાવી બેસે છે. પછી સીડીનું એક પગથીયું ચૂકવાથી જેમ તળીએ જવાય છે તેમ આડે રસ્તે ગયા પછી પતનની પરાકાષ્ટાએ પહોંચે છે. એની સાથે વ્યભિચારની અસર શરીર અને ગુપ્ત અવયવો ઉપર ઘણી ખરાબ થાય છે. અનેક પ્રકૃતિ, સ્વભાવ, વ્યાધિ તથા અંગોની વિષમતાવાળા પુરુષના સહવાસે કેટલાક રોગોનાં બીજ અને વિજાતીય તત્ત્વોનાં બીજ શરીરમાં દાખલ થાય છે, મન અને બુદ્ધિ ભ્રષ્ટ બને છે અને સંજોગવશાત્ એ રીતે વ્યભિચારથી ગર્ભ રહ્યો તો પણ એ પ્રજા કામી, પાપાચારી અને વર્ણસંકર જન્મે છે. માટે જ વ્યભિચારને શાસ્ત્રોએ, શાણા માણસોએ તથા સમાજે નિંદ્યો છે. તે તરફ ન જવું એ જ હિતકારી છે.

સાતમું કારણ મેદ અથવા બાલી જવું તે છે. આજે શ્રીમંતો અને ગૃહસ્થ કુટુંબોમાં જ્યાં શારીરિક શ્રમ નથી લેવાતો અને માત્ર મોજશોખ તથા એશઆરામથી રહેવાનું હોય છે તેવી સ્ત્રીઓનાં શરીર ફૂલી જાય છે અને શરીર ફૂલ્યા પછી બાળક થતાં નથી. આને બાલી જવાનો રોગ કહે છે.

બાલી ગયેલી સ્ત્રીઓનાં શરીર ઉપર જેવી રીતે માંસના લોચા વધીને તરતા જણાય છે તેવી જ રીતે ગુપ્તભાગમાં માંસપેશીઓ ઉપડી આવે છે, અને ગર્ભાશયનું મુખ ઊંડે ઉતરી જઈ નાનું બનતું જાય છે. આવી સ્ત્રીઓ પુરુષના સંસર્ગમાં આવવા છતાં પુરુષબીજને એ વધેલી માંસપેશીઓ ગર્ભાશયના મુખ સુધી પહોંચવા દેતી નથી. તેની સાથે આવી સ્ત્રીઓને ઘણું કરી અટકાવ ઘણો જ ઓછો થઈ જાય છે, બે ત્રણ મહિને એકાદ વખત આવે છે અથવા બે ત્રણ મહિના સુધી દેખાતો નથી અને પછી એક જ સાથે તુટી પડે છે. અટકાવ બે ત્રણ મહિનાનો ચઢી જવાથી ગર્ભાશય ઉપર ઘણું કરીને શોથ–સોજો આવેલો હોય છે. પુરુષસમાગમમાં તૃપ્તિ થતી નથી, તેમ જ સમાગમ પછી હૃદય દુઃખે છે અથવા છાતીમાં દુઃખાવો જણાય છે. આ મેદલ અથવા બાલી ગયેલી સ્ત્રીઓનાં લક્ષણ હોય છે.

જ્યાં લક્ષ્મીની છોળો ઉડતી હોય છે, વૈભવવિલાસ રમી રહ્યાં હોય છે, તે ઠેકાણે શેર માટીની ખોટ સાલતી હોય છે. આવી શ્રીમંત સ્ત્રીઓ પ્રજા માટે સેંકડો નહિ હજારો રૂપીઆ ખરચવા તૈયાર પણ હોય છે, અને લોકો બતાવે તે રીતે પથરા એટલા દેવ કરી છૂટે છે; પરંતુ તેમને પ્રજા થતી નથી, કારણ કે તેમના પ્રયત્નો બાળકને માટે બહાર શોધવા જવાના છે, જ્યારે દોષ તેમનાં શરીરમાં જ હોય છે. એક તો કઠોળ, ફરસાણ અને દાળભાત ખાઈ, ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે બેસી, શરીર એવું પોમલું જાપાનીસ કચકડાના પુતળા જેવું બનાવી દીધું હોય છે કે તેમનાથી નથી શારીરિક પરિશ્રમ કરી શરીરનાં અવયવોને કામ કરાવી શકાતું, કે નથી પ્રયોગ ઉપર રહી, ભૂખ્યા રહી, અવયવો ઉપરનો મેદ ઓછો કરી શકાતો. એ રીતે બાલી જવાથી વંધ્યા રહેતી સ્ત્રી માટે નીચેનો પ્રયોગ સો ટકા સફળ નીવડે તેવો છેઃ

પ્રમથ બીજી બધી જાતના ખોરાક બંધ કરવા. સવારે અરધો શેર મગ અઢી શેર પાણીમાં થોડું નીમક (મીઠું) નાંખી બાફવા મૂકવા. એ મગ બફાતા હોય તેની સાથે ખેરસારના લાકડાનો વહેર તો. ૧ નાંખી દેવો. અરધો શેર પાણી રહે એટલે નીચે ઉતારી મગને જરીકે ચોળ્યા સિવાય કપડેથી પાણી ગાળી લેવું. એ પાણીમાં જીરૂ, મીઠું, ધાણા, કોથમીર, આદુ વગેરે નાંખી સ્વાદીષ્ટ બનાવી પી જવું. એવી જ રીતે સાંજે પણ બનાવીને અરધો શેર મગનું પાણી પીવું. ફળોમાં અરધો શેર પોપૈયો આખા દિવસમાં લઈ શકાય. આ મગના પાણીનો પ્રયોગ મારા હાથે સેંકડો સ્ત્રીઓ અને પુરુષોને કરાવ્યો છે. કેવળ મગના પાણીથી ન જ ચલાવી શકાય તો જુવારની ધાણી બનાવી બે ત્રણ મૂઠી ધાણી તેના પર નીમક ચડાવી આખા દિવસમાં ચાવીને ખાવી. એથી વધારે ખોરાકમાં કશું ન લેવું. હવે દવાઓ બતાવું :

**મેદાર્ક**

ગાયનું મૂત્ર મણ ૧, સોડા બાય કાર્બ તો. ૧૦, ટાર્ટરીક એસીડ તો. ૧૦. પ્રથમ ત્રણ વસ્તુ એક મોટા વાસણમાં એકઠી કરવી. ત્રણેને એકત્ર કરવાથી ઉભરો આવે છે. ઉભરો શમી ગયા પછી વરાળ યંત્ર (ભપકા)માં ભરીને તેનો અર્ક ખેંચવો.

મગના પાણીનો પ્રયોગ જેને ચાલતો હોય તે સ્ત્રી અથવા પુરુષને (પુરુષોને પણ મેદ થયો હોય તેમને એ મેદ ઉતારવા માટે આ પ્રયોગ કરી શકાય છે.) સવારનું પાણી પીધા પછી આ અર્ક તો. ૫, અંદર ચોકખું મધ તો. ૧ મેળવી પીવા આપવો. તેની સાથે યોગરાજ ગુગળ બબ્બે ગોળી દિવસમાં ત્રણ વખત ગળાવવી. ઉપરાંત રાત્રે સૂતી વખતે નીચેની દવા લેવી :

આરોગ્યવર્ધની વાલ ૨, હરડે વાલ ૪, સોડા બાય કાર્બ વાલ ૨, ત્રણે મેળવી તૈયાર કરેલું એક પડીકું સૂતી વખતે પાશેર

ગાયના દૂધમાં આપવું. આ પડીકાથી સવારે બેથી ત્રણ સુધી ઝાડા થશે. પણ એથી ગભરાવાની જરૂર નથી.

પ્રયોગ ચાલતો હોય તે વખતે મેદલ સ્ત્રીને સફેદ જીરૂ, શીવલીંગીનાં બીજ, શતાવરી અને વિદારીકંદ—આ ચારે ચીજો સરખા વજને લઈ ખાંડી પાઉડર કરી તેની લૂગડામાં એક તોલાની બારીક પોટલી બનાવી, તેલમાં બોળી ગુપ્તભાગમાં રાત્રે મૂકી સવારે કાઢી નાંખવી. દરરોજ ન મુકાય તો દર ત્રીજે દિવસે મૂકવી.

પ્રયોગ એક મહિના, બે મહિના, ત્રણ મહિના સુધી લંબાવાય છે. શરીરમાં મેદ ઉપરાંત લીવર, બરોલ, અને લોહીમાં દોષ હોય છે, તો યોગરાજ ગુગળને બદલે નીચેની દવા ઘણું સરસ કામ કરે છે. તેમ જ યોગરાજ ગુગળ કરતાં દસગણું ઝડપી કામ પણ કરે છેઃ

## લોહ રસાયન

ગુગળ, મુસળી, હરડે, બેડાં, આંબળાં, ખેરસાર, અરડુસી, નસોતર, સુંઠ, નગોડ, ચિત્રો પ્રત્યેક તો. ૪૦ લઇ ૧૨૮૦ તોલા પાણીમાં ઉકાળવાં. ચોથા ભાગે પાણી રહે એટલે ગળીને તે ઉકાળામાં ૪૮ તોલા લોહભસ્મ, જૂનું ઘી ૬૪ તોલા, સાકર ૩૨ તોલા-બધાં સાથે નાંખી તાંબાના વાસણમાં પકાવવું. જાડું થવા આવે એટલે નીચે ઉતારી ઠંડું થાય ત્યારે મધ તો. ૨, શીલાજીત તો. ૮, ત્રિફળાં તો. ૯, હીરાકસીની ભસ્મ તો. ૮, એ બધાંને ઉપરની દવા સાથે મેળવી દેવાં અને તડકે સૂકવી ગાંગડા થઈ જાય પછી વાટી, કપડે ચાળીને પાઉડર બનાવી શીશીમાં ભરી રાખવું.

મગના પાણીના પ્રયોગમાં ૨ થી ૪ રતી મધ સાથે દિવસમાં બે વખત આ લોહ રસાયન આપવાથી તે મેદને ગાળી નાંખે છે. એ ઉપરાંત સોજા, ભગંદર, મૂર્છા, ઉન્માદ દૂર કરવામાં અને વધેલી ચરબીને ઓગાળવામાં એ ઘણું ઉમદા કામ કરે છે.

પ્રયોગ દરમ્યાન અહીં બતાવેલું તેલ બનાવી માલીસ કરવામાં ઉપયોગ કરવો :

## મેદશોષી તેલ

નસોતર, ગળો, સરસડાની છાલ, સરગવાની છાલ, લોદર, સુખડ, અરડુસી, હરડે, લીંબડાનાં પાન, દાડમની છાલ, કુષ્ટ, ચિત્રો, બેડાં, આંબળાં, ગરમાળો, તુલસી, સીંધાલુણ, હળદર, આંબાહળદર, બીલીનો ગર્ભ એ દરેક તો. ૪, અને ધતુરાનાં પાનનો રસ તો. ૩૦ લઈ ઉપરની દવાઓને ધતુરાના રસમાં ચટણીની માફક વાટવી અને લુગદી કરવી. લુગદીના વજનથી ચારગણું પાણી તથા ૨૦૦ તોલા તલનું તેલ લઈ, બધું પાણીમાં એકઠું નાંખી નીચે તાપ કરવો અને તેલ પકાવવું. જ્યારે મસાલો અને પાણી બળી જાય, મસાલાનો રગડો નીચે બેસે ત્યારે તેલને કપડેથી ગાળી લેવું. આ તેલ પ્રયોગ વખતે હમેશાં શરીર ઉપર માલીસ કરાવવું અને બબે ટીપાં કાનમાં તથા નાકમાં નાંખવાં. એનીમા લેવાતી હોય તો આ તેલ પાણી સાથે એકાદ તોલો નાંખી તેની એનીમા લેવી. પાણી જેમ માટીને ગાળે તેમ આ પ્રયોગ ચરબીને ગાળી નાંખે છે.

વિદેશી વિજ્ઞાનીઓ ચરબી ઉતારવા અને શરીરને હલકું બનાવવા અનેક યંત્ર અને જાતજાતની દવાઓ શોધવા પાછળ પડયા છે. તેમનું અમે આ આયુર્વેદના અપ્રતિમ, ગુણકારી અને સો ટકા સફળ નીવડનારા પ્રયોગ તરફ લક્ષ ખેંચીએ છીએ. પુરુષોના વધેલા મેદ અને સ્ત્રીઓને બાલી જવાના વ્યાધિ માટે સેંકડો વખત અનુભવ લઇ, સિદ્ધ કરેલા આ પ્રયોગ તરફ જનતા અને ચિકિત્સકોનું અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

બાલી ગયેલી સ્ત્રીને આ પ્રમાણે ૧ થી ૩ મહિના સુધી મગના પાણીનો પ્રયોગ કરવાથી શરીર અને પેટ દુબળું થઈ, પડખાની પાંસળીઓ દેખાવા લાગે તથા ઉદરપ્રદેશ સીધી સપાટી ઉપર આવી જાય એટલે સમજવું કે હવે એ ગર્ભને ધારણ કરવા લાયક બની છે. ત્યારપછી તેને પ્રથમ મગની દાળ અને ભાતની કણકી ઉપર ચડાવી, બધી જાતનો ખોરાક શરૂ કરી ગર્ભ રહેવા માટેનો પ્રયોગ કરવો.

# પ્રકરણ ૫૭ મું

## વંધ્યત્વ-વાંઝીયાપણું (ચાલુ)

મેદ એટલે કે બાઝી જવાથી ફૂલી ગયેલું શરીર, અગાઉ બતાવેલો પ્રયોગ કરવાથી ઘટી જઈ, દુબળું પાતળું બની જાય, પેટનો ભાગ છાતીના ભાગથી તદ્દન ઘટી જઈ કૃશ બને, પડખાંની પાંસળીઓ દેખાવા લાગે અને અટકાવ મહિને બરાબર આવતો જણાય ત્યારપછી પ્રજા થવા માટે નીચેનો પ્રયોગ કરવો:

**પુત્રદાવટી**

કેશર, નાગકેશર, મુસળી, શેમલ, વિદારી કંદ, જેઠીમધ, બ્રાહ્મી, શીવલીંગીનાં બીજ, જીવંતી, માષવર્ણી, આસંધ, મોતી, પારસ-પીંપળાનાં બીજ, શતાવરી.

બધી ચીજો સરખા વજને લઈને બારીક ચૂર્ણ બનાવવું. એ ચૂર્ણના વજન જેટલી તેમાં ખાંડ મેળવી, જંગલી બોર (ચણીબોર) જેવડી ગોળી બનાવવી. ઋતુસ્રાવ આવી ગયાના ચોથા દિવસથી ૫દર દિવસ સુધી ગાયના દૂધ સાથે એ ગોળી સવારે અને એ ગોળી સાંજે ગળી જાય. અત્યંત તીખા, ક્ષારવાળા, વિદાહી પદાર્થો બંધ કરવા. ગોળી ચાલતી હોય તે દરમ્યાન અનુકૂળ દિવસોએ પુરુષસમાગમ સેવે. આ ઔષધિના પ્રયોગથી અવશ્ય ગર્ભ રહે છે.

અગાઉ આપણે મેદ-બાઝી જવાના કારણે વંધ્યા થવાની ચર્ચા અને ઉપાયો આપી ગયા. હવે આઠમું કારણ ગર્ભપાતનું બતાવ્યું છે.

ગર્ભપાતને ધર્મશાસ્ત્રોએ પાપાચાર માનેલ છે. સમાજમાં એ અતિ નિંદ્ય ગણાય છે અને રાજસત્તા એને ગુન્હો માને છે. છતાં ગર્ભપાતના કિસ્સાઓ બને છે, પકડાય છે અને કેટલાક પડદા પાછ-ળના અંધકારમાં અલોપ પણ થઈ જાય છે.

જે જાતિમાં પુરુષોની ખોટ છે, જે જ્ઞાતિમાં કન્યા પરણાવવા પાછળ કન્યાના પિતાને દશ વીશ હજાર રૂપિયા જોઈએ છે, અથવા

જેમાં કેળવણીના કારણે કે અભ્યાસમાં આગળ વધવા ખાતર ત્રીશ, પાંત્રીશ, ચાલીશ વરસની ઉમર સુધી યુવતીનાં લગ્ન નથી થતાં કિંવા જેમને ઘણી નાની વયમાં વિધવા બનીને ફરજીયાત ભરજુવાનીમાં વૈધવ્ય ગાળવાનું હોય છે, એવા સમાજમાં મોટે ભાગે સ્ત્રીઓ ગર્ભપાતના માર્ગે વળે છે. કારણ કે પંચ વિષયમાં કામવાસના એ પ્રબળ શક્તિમાન છે. સંયમ, નિયમન, મનોબળ, બ્રહ્મચર્ય આદિ શબ્દો ઉચ્ચારવામાં અને લખવામાં જેટલા સહેલા અને સચોટ લાગે છે તેટલા આચારમાં મૂકવા કઠિન અને દુસ્તર છે. એકાદ ભૂલનું પરિણામ જ્યારે અઘરૂં અને અકારૂં આવી લાગે છે ત્યારે પોતાની કહેવાતી આબરૂ બચાવવા માટે ઘણી વાર નિરૂપાયે એવી સ્ત્રીઓને ગર્ભપાતના ગુનાહિત માર્ગે વળવું પડે છે; અને પછી દાહક, વિપારિ, અતિ ગરમ તથા જલદ દવાઓ ખાવામાં અને ગુપ્ત ભાગમાં પહેરવામાં ઉપયોગ કરીને ગર્ભપાત કરાય છે! એનું પરિણામ ગર્ભાશય અને તેની ગ્રીવા તથા યોનીમાર્ગ ઉપર એટલું ભયંકર થાય છે કે એવી સ્ત્રીઓનાં જનનઅવયવની તંદુરસ્તી હમેશને માટે નાબૂદ થઈ જઈને તેમને તેમની જીંદગી સુધી ગુપ્ત વ્યાધિમાં હેરાન થતાં રહેવાનું જ હોય છે.

આવા પ્રકારની સ્ત્રીઓમાં કેટલીક સ્ત્રીઓને કુંવારી અવસ્થામાં ગર્ભપાત કર્યા પછી લગ્ન કરવાનું બને છે અને એ પછી તેમને પ્રજાની પણ ઇચ્છા થાય છે. પરંતુ ગત જીવનના કૃતકર્મના ફળ રૂપે તેને ગર્ભ રહી શકતો નથી, ગર્ભધારણ કરી શકે તેવું ગર્ભાશય રહી શકતું નથી, કારણ કે તેની પાસેથી જોર જૂલમથી કુદરતી રીતે તેણે ધારણ કરેલો ગર્ભ આંચકી લઈને તેને અશક્ત બનાવી પોતાની ફરજ બજાવવા જેવું રહેવા દીધું હોતું નથી. કદાચ આ બાબતમાં અપવાદ રૂપે ગર્ભપાત કર્યા પછી પણ ગર્ભ રહી જવાના દાખલાઓ બનતા હશે. પરંતુ આ વિષય મારે માટે અનુભવરહિત જ રહ્યો છે. ગર્ભપાતને હું પાપ માનું છું. ભલે એક દિવસનો

પણ ગર્ભ હોય તો પણ તેનો નાશ કરવો એ જીવહિંસા છે અને ગંભીર ગુન્હો છે. એટલે કદાચ અગાઉ ગર્ભપાત કર્યા પછી ફરી સંતાનની ઇચ્છા ધરાવનારી સ્ત્રીઓ મારી પાસે આવી હશે, તેમને મેં ગર્ભધારણના ઉપાયો બતાવ્યા હશે, પરંતુ કોઈ પણ સ્ત્રીએ પોતે અગાઉ કુંવારી અવસ્થામાં અથવા બીજી રીતે ગર્ભપાત કર્યા છે અને ત્યારથી સંતાન થતાં નથી એવો એક પણ એકરાર મારી પાસે કર્યો નથી, એટલે આ વિષયમાં મારો અનુભવ શૂન્ય જ ગણાય.

ઘણી બ્હેનોના પત્ર મળે છે. તેઓ બે પાંચ બાળકની માતા હોવાથી ફરી સંતાન રહેવાનો કંટાળો બતાવતા અને તે માટેનો ઉપાય પૂછતા પત્રો આવે છે. તેમને મારે એક જ ભલામણ કરવાની હોય છે કે 'આ બાળક જન્માવી લ્યો, પછી તમે સંતતિ-નિયમન કરો.' સંતતિનિયમનમાં હું માનનારો છું. સનાતન ધર્માવલંબી મારૂં માનસ હોવા છતાં આજની સમાજરચના અને ગાર્હસ્થ્ય જીવનમાં વધતી જતી સંતતિના કારણે કુટુંબોની થતી દુર્દશા જોઇને એ તરફ મારૂં વરસો થયાં લક્ષ ગયું છે. તેને માટે ખાસ પુસ્તકો પણ મેં લખ્યાં છે, અને યોગ્ય સમયે, યોગ્ય વ્યક્તિ પરત્વે સંતતિનિયમન કરવું ખોટું નથી, એમ હું માનતો હોવાથી આ ગ્રંથમાં પણ એકાદ પ્રકરણ સંતતિનિયમનનું રાખીશ. બાકી ગર્ભપાતને હું ધિક્કારૂં છું. ગર્ભપાત કરનાર અને કરાવનાર બન્ને મહા પાતકી છે. એ લોકોને માટે તો રૌ રૌ કરતાં યે ભયંકર નરક નિર્માણ થયેલું છે.

વંધ્યાનું નવમું કારણ કૃશતા (દુર્બળ શરીર) અને વ્રતોપવાસ છે.

સંતાનોની ઇચ્છા કરતાં પહેલાં સ્ત્રીશરીર ગર્ભધારણ થવા લાયક હોવું જોઇએ. આજે પંજાબી, કાઠિયાવાડી અને બીકાનેરી સ્ત્રીઓનાં શરીર જુવો, અને ગુજરાતી, બંગાળી અને દક્ષિણી સ્ત્રીઓનાં શરીર જુવો. પહેલા બતાવેલા પ્રદેશની સ્ત્રીઓ વધારે

મજબૂત બાંધાની અને વધુ શક્તિમાન હોવાથી તેમનાં સંતાનો પણ એટલાં જ સશક્ત અને પૂરાં કદનાં પાકે છે. બીજા પ્રદેશોની સ્ત્રીઓ દિવસે દિવસે નાજુક બનતી જાય છે. મેં કેટલીક આવી અઢાર વીશ વરસની છોકરીઓ જોઈ છે કે જેમનાં શરીરના બાંધા–ઢીંગલી જેવા હોય છે. તેઓ સંસાર માંડે છે એટલે સંતાનની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. પરંતુ એમની કેડો, ઉદર અને ગર્ભાશયની ખીલાવટ એટલી નબળી હોય છે કે ગર્ભ રહી શકતો નથી, અને ભોગજોગે રહે છે તો એનું બાળક જુવો અને બિલાડીનું બચ્ચું જુવો ! બન્ને સરખાં લાગે. જૂમાંથી લીંખ પાકે, વનરાજ અને ગજ-રાજ માટે તો સિંહણો, અને હાથણીઓ જ જોઈએ ના !

ઘણી સ્ત્રીઓ વ્રતો, ઉપવાસ, બાધા, આખડીઓ વડે શરીર એવું બનાવી નાંખે છે કે શરીરમાંનું લોહી શોષાઈ તદ્દન કૃશતા આવી ગઈ હોય છે. ગૃહસ્થાશ્રમીને ભલે ચોક્કસ ઉદ્દેશને અંગે વ્રત–ઉપવાસ કરવા પડે, પરંતુ ગૃહસ્થાશ્રમને યોગ્ય શરીર હોવું જોઈએ, અને તંદુરસ્ત તથા સશક્ત શરીર સિવાય ગૃહસ્થાશ્રમની ફરજ બજાવી શકાતી નથી.

મફતનાં માલપાણી ઝાપટી મસ્ત અને લાલબુંદ બની બેઠેલા કેટલાક ધર્મના આચાર્યો પોતાના સેવકોને ત્યાગ વૈરાગ્યના એવા કડવા ઘુંટડા જેવા 'જ્ઞાનોપદેશ' આપતા જણાય છે કે ત્રણુસો ને સાઠ દિવસમાં એક પણ દિવસ એવો ન મળે કે જેમાં મુમુક્ષુ પેટ ભરીને અન્ન જમી શકે ! ધર્મઘેલછા અને અંધશ્રદ્ધાના પ્રવાહમાં વહેતી કેટલીક ભોળી બહેનોને મેં જોઈ છે. તેમને માત્ર આ બાબતમાં એટલું જ કહેવાનું રહે છે કે તમે પણ એક માનવી છો. બુદ્ધિને ગીરો નહિ મૂકતાં થોડોક વિચાર કરી લઈ, જરીક આંખ ખોલી, સારાસારનો વિચાર કરવાની તક લઈ લેશો. આમ લખીને તમારે માટે તૈયાર થતા વિમાનને અટકાવી કાઢવાનો મારો જરીકે ઉદ્દેશ નથી. માત્ર ગતાનુગતિક ન બનો એટલું જ કહેવાનું છે.

શરીરખીલાવટની ખાસીયતવાળી બહેનો અથવા વધુ પડતા વ્રત—ઉપવાસના કારણે કૃશ શરીર અને એને અંગે ગર્ભ નહિ ધારણ થવાને કારણે આવેલા વંધ્યત્વ માટે નીચેનો અવલેહ વાપરવાની ભલામણ હું કરૂં છું. દુબળી, અશક્ત, ઘણી પ્રજા થવાથી નીચોવાઈ ગયેલી, પ્રદરથી થાકી ગયેલી, પીળી, ફીક્કી અને મરવાની આળસે જીવનાર હરકોઈ સ્ત્રી માટે આ અવલેહ અત્યંત ગુણકારી છે. તે શરીરને ભરી, નવું લોહી, માંસ, મજ્જા, બુદ્ધિ અને શક્તિને વધારે છે, જીવનતત્ત્વ લાવે છે અને દુબળી છોકરીઓના બાંધા ખીલવે છે. પરણાવવા લાયક બનેલી હોવા છતાં સંસારના ધક્કાને નહિ સહન કરી શકે એમ લાગતું હોય, તેમ જ નાની છોકરીઓ જે દુબળી, પાતળી અશક્ત જણાય છે, તેવી નાની ઉમરની બાળકીઓ માટે આ અવલેહ અત્યંત ઉપયોગી છે. તેનું નામ અમૃત ચાટણ:

**અમૃત ચાટણ**

| | | |
|---|---|---|
| આંબળાનો મુરબ્બો | તો. | ૧૦ |
| સફરજનનો મુરબ્બો | તો. | ૫૦ |
| ગુલકંદ | તો. | ૧૦ |
| ગુલાબજળમાં ઘુંટેલાં મોતી | રતી | ૧૪ |
| સુખડનો વહેર | તો. | ૨॥ |
| રતાંજળી | તો. | ૨॥ |
| વાંસકપુર | તો. | ૨॥ |
| દરૂનજ અકબરી | તો. | ૧॥ |
| ઉદસલીવ | તો. | ૧॥ |
| અમરેશમ | તો. | ૦॥ |
| વેખ અંજવાર | તો. | ૧ |
| ગુલે અરમાની | તો. | ૨॥ |
| તરબુચનાં બીજ | તો. | ૨॥ |

| | | |
|---|---|---|
| કમળાકાકડીનાં બીજ | તો. | ૫ |
| સાચું અંબર વાટેલું | રતી | ૧૪ |
| ચાંદીના વરખ | તો. | ૦॥ |
| સોનાના વરખ | તો. | ૦॥ |
| ચોકખું મધ | તો. | ૨૦ |
| સાકર | તો. | ૪૦ |

પ્રથમ આંબળાં, સફરજન અને ગુલકંદને બારીક છુંદી ચટણી જેવાં બનાવી નાંખવાં. ચાંદી—સોનાના વરખ તથા અંબર અને ઘુંટેલાં મોતીને અલગ રાખી, બીજી વસ્તુએ ખાંડી નાંખવી. સાકરને તવીમાં ચૂલે ચઢાવી ચાસણી બનાવવી. ચાસણીમાં મધ તથા બીજી બધી દવાઓ ઉમેરી હલાવી બરણીમાં ભરવી દવાઓ મેળવતી વખતે મોતી, સોના—ચાંદીના વરખ અને અંબર તેમાં નાંખી દેવાં.

અરધો તોલો સવારે તથા અરધો તોલો સાંજે ચાટીને ઉપર અરધો શેર દૂધ ગરમ કરી, સાકર, એલચી નાંખી ઠારીને પીવું. સ્ત્રીઓના બાંધા ખીલે છે, લોહીમાંસ વધે છે, રાતી રાયણ જેવું શરીર બની ગર્ભ ધારણ થાય છે. આ અવલેહ અપાતો હોય ત્યારે વધારે તેલ, મરચાં અને અતિ તીખા ખાટા પદાર્થો આપવા નહિ જોઇએ. અવલેહમાં દરૂનજ અકબરીથી ગુલેઅરમાની સુધીની યુનાની દવાઓ છે અને તે દવાઓ હકીમી દવાઓ વેચનાર ગાંધીને ત્યાંથી મળી શકે છે. અવલેહની મોંઘી બનાવટ છે, છતાં એ ગુણમાં અત્યંત ઉત્તમ છે. હરકોઈ બાળક, યુવાન, વૃદ્ધ સ્ત્રીઓને આપવાથી નુકસાન કોઈ પણ જાતનું થતું નથી. સ્ત્રીઓની સઘળા પ્રકારની નબળાઈ, અશક્તિ અને ક્ષીણુતા-ક્ષયમાં સારૂં કામ કરે છે.

વંધ્યાનું દશમું કારણ યોનીમાર્ગમાં પેદા થતાં વિરૂદ્ધ દ્રવ્યો છે.

ઉપરથી તંદુરસ્ત જણાતી તથા ગર્ભાશયની કોઈ પણ ખોડખાપણ નહિ હોવા છતાં યોનીમાર્ગમાં કેટલાંક એવાં વિરૂદ્ધ દ્રવ્યો

પેદા થાય છે કે તે પુરૂષબીજ તેમાં પડતાંની સાથે તેને મારી નાંખે છે. ઘણો ક્ષારનો ભાગ, ઘણી ખટાશ અને ઘણો તેજાબ જેવો પદાર્થ–આવા પદાર્થો સ્ત્રીના ગુપ્ત માર્ગમાં પેદા થાય છે. આવા પદાર્થો પેદા થવાનું કારણ ખરી રીતે તો તે સ્ત્રીનું શરીર જ હોય છે, એવો મારો અનુભવ છે.

માત્ર બીજી થીયેરી કરતાં આયુર્વેદ શાસ્ત્ર આહાર અને વિહારને મુખ્ય ગણે છે, તેનું કારણ એ જ છે કે જે જાતના આહારો કરવામાં આવે છે તેવું જ શરીરબંધારણ થાય છે, અને તેવા જ દોષો શરીરમાં સમવિષમે વધે ઘટે છે. એક યુરોપીયન સ્ત્રી કે જે હમેશાં ડઝનબંધ ઈંડાં, એટલું જ માંસ, અને મદિરાભક્ષણ કરનારી હોય તેનું શરીર જેટલું અને જેવું જલદ હોય તેવું અને તેટલું કોઈ પણ અનામિષ હિંદુ પુરુષનું શરીર ન હોય. જો એ હિંદુ પુરુષ એ યુરોપીયન સ્ત્રી સાથે સમાગમ કરવા જાય તો તે સ્ત્રીને ગર્ભ ન રહે. એ વાત બાજુ ઉપર રાખીએ તો પણ એ પુરુષ ગરમીનો ભોગ થઇ ને જ આવે. એકની ઉષ્ણતામાં બીજું શેકાઈ જ જાય.

એટલે વંધ્યા જણાતી સ્ત્રીનો ગુપ્તમાર્ગ, તેમાંથી આવતી વાસ, ઝરતા પ્રવાહીનો રંગ, ગુપ્તમાર્ગનો દેખાવ, તેમાં રહેલી ગરમાઈ તથા પ્રવાહીમાં ક્ષાર કે ખટાશ કેટલા ટકા છે તે તપાસી લઈ, જો ઉપાયો કરવામાં આવે તો તેવી સ્ત્રીઓ સગર્ભા બની શકે છે. આ કેસોમાં ખાવાના ખોરાકોમાં ફેરફાર કરાવીને ખાટી છાશ, ત્રિફળાનું પાણી, બાવળનો ઉકાળો, પોટાશ પરમેંગ્નેટ વગેરેના પાણી સાથે કેટલાક માસ સુધી ડુશ આપીને અંદરથી આવતાં વિરૂદ્ધ દ્રવ્યો નાબુદ કરવાથી ગર્ભ રહી શકે છે. આ વસ્તુનો નિર્ણય અનુભવી વૈદ્ય કે નર્સ સિવાય થઈ શકતો નથી. એટલે આવી બાબતોમાં એમની સલાહ લેવાની અમે ભલામણ કરીએ છીએ.



# પ્રકરણ ૫૮મું

## વંધ્યત્વ–વાંઝીયાપણું (ચલુ)

**આગળનાં** પ્રકરણોમાં વંધ્યત્વનાં દશ કારણો અને તેના ઉપચારો બતાવ્યા. એ મારા અનુભવની દૃષ્ટિએ મેં લખ્યું છે. તે ઉપરાંત એક સંપ્રદાય એવો છે કે વંધ્યત્વની ચિકિત્સાની સમજણ ઘણી ટુંકી આપે છે અને તેના ઉપાયો બતાવે છે. કેટલીક વખત આ નજીવા લાગતા ઉપાયો પણ સફળ બને છે. તેમ જ સાધારણ શારીરિક પીડાથી શરીરમાં રહેલા દોષને જાણી શકાય છે. એટલે સાધારણ જનસમાજને ઉપયોગી થઈ પડે એ માટે એ ઉપાયો છોડી શકાય તેમ નથી. નીચે પ્રમાણે તેની જાંચ અને ઉપચાર થઈ શકે છે :

(૧) પુરુષસમાગમ કરી રહ્યા પછી જ્યારે સ્ત્રીનું શરીર કંપવા લાગે (ધ્રુજારી) ત્યારે સમજવું જોઇએ કે તેના ગર્ભાશયમાં વાયુ ભરાયો છે. તે વાયુ નાબૂદ કરવામાં આવે તો તેને ગર્ભધારણ થઈ શકે છે. તેનો ઉપાય :

કાળા તલનું તેલ પાવલીભાર લઈ તેની અંદર સાચી હીંગ એક વાલ ઘુંટી તે તૈયાર થયેલા પદાર્થમાં રૂનો પોલ ભરી રાત્રિના વખતે ત્રણ કલાક યોનીની અંદર રાખવો અને પછી કાઢી નાંખવો. આ પ્રમાણે ત્રણ દિવસ સુધી કરવાથી ગર્ભાશયમાંનો વાયુ નાબૂદ થાય છે અને ગર્ભાશય શુદ્ધ થવાથી ગર્ભ ધારણ થાય છે.

(૨) જ્યારે સ્ત્રીને સમાગમ બાદ તુરત કેડના ભાગમાં સખ્ત દર્દ થવા લાગે ત્યારે સમજવું જોઈએ કે તેના ગર્ભાશય ઉપર માંસવૃદ્ધિ થયેલી છે અને તે કારણે ગર્ભ રહેતો નથી. તેને માટે ઉપાય :

હાથીદાંતનો બારીક વહેર અને શાહજીરૂ, બન્ને અરધો તોલો અને તે બરાબર પલળે તેટલું એરંડીયું તેલ (કેસ્ટર ઓઈલ) મેળવી,

રૂના પોલ વચ્ચે એ દવા મૂકી, પોટલી જેવું બનાવી, ગુપ્તભાગમાં છેક છેડે મૂકવું. રાત્રિને વખતે મૂકી છ કલાક રહેવા દઈને કાઢી નાંખવું. ત્રણ દિવસ આ પ્રમાણે કરવાથી ગર્ભ ધારણ કરવાને લાયક સ્ત્રી બને છે.

(૩) જ્યારે સ્ત્રીને સમાગમ બાદ પેડુમાં પીડા ઉત્પન્ન થાય ત્યારે સમજવું કે એના ગુપ્ત ભાગમાં કૃમી પડી ગયાં છે અને એ કૃમિ ગર્ભને રહેવા દેતાં નથી. તેનો ઉપાય :

હરડે, બેડાં, કાયફળ, ત્રણે અઍ રતી તથા સારી જાતનો સાબુ પાવલીભાર લેવો.

પ્રથમ સાબુને પાણીમાં પીગળાવી તેમાં બીજી ત્રણ દવાઓ મેળવી, તેની અંદર રૂનો પોલ ભીંજવીને એ પોલ ગુપ્તભાગમાં ગર્ભાશયના મુખની આગળ રાખી મૂકવો. રાત્રિના ભાગમાં છ કલાક સુધી રાખીને કાઢી નાંખવો; અને એ પ્રમાણે ત્રણ વખત લાગટ કરવાથી કૃમી નાશ પામી ગર્ભ ધારણ થાય છે.

(૪) જ્યારે સ્ત્રીને સમાગમ બાદ છાતીમાં દર્દ થાય ત્યારે સમજવું કે તેના ગર્ભાશયમાં શીતળતા (વધુ પડતી ઠંડક) છે અને એથી ગર્ભ રહેતો નથી. તેનો ઉપાય :

આફિન, શાહજીરૂ, વજ—આ ત્રણે વસ્તુ ત્રણ ત્રણ રતી લઈ તેનો બારીક પાઉડર કરી લેવો અને ટંકણખાર બે રતી પાણીમાં પીગળાવી તેની સાથે ઉપરની દવાઓ મેળવી, તેમાં રૂનો પોલ ભીંજવી, ગુપ્તભાગમાં ત્રણ કલાક રાત્રિના વખતે રાખવો. ત્રણ દિવસ લાગટ કરવાથી શીતળતા નાબૂદ થાય છે અને ગર્ભ રહે છે.

(૫) જ્યારે સ્ત્રીને સમાગમ બાદ મસ્તકમાં પીડા થવા લાગે ત્યારે સમજવું કે તેનું ગર્ભાશય દગ્ધ થએલું છે. (જડતા)—તેનો ઉપાય :

સમુદ્રફળ ૨ રતી, સીંધાલુણ ૨ રતી, રસવંતી ૨ રતી, ત્રણેને પાણીમાં બારીક વાટી, રૂનો પોલ ભીંજવી, ગુપ્તભાગમાં રાખવો. એક કલાક રાખી કાઢી નાંખવો. આ દવા રાખવાથી ગુપ્તભાગમાં આગ બળે અથવા જલન થવા લાગે તો તે કાઢી લીધાં પછી અંદર માખણ લગાવવું. આ દવા કર્યા પછી ગર્ભ રહે છે.

(૬) જ્યારે સ્ત્રીને સમાગમ બાદ જાંગમાં સખત દુઃખાવો થવા લાગે ત્યારે સમજવું કે એનું ગર્ભાશય ઉલટાઇ ગયેલું છે. (અર્થાત્ ગર્ભાશયનું મુખ સમાંતરે જોઇએ તેમ નથી.) તેનો ઉપાય :

કેશર તો. ૦।, કસ્તુરી તો. ૦। બન્ને વસ્તુને પાણીમાં ઘુંટીને ચણા જેવડી ગોળી બનાવી લેવી. તે ગોળી એક બારીક કપડાના બેરનમાં રાખી ગુપ્ત ભાગમાં પહેરવા આપવી–છેક ગર્ભાશયના મુખ આગળ મૂકવી. સાત દિવસ લાગઠ રાત્રે એ પ્રમાણે મૂકવાથી ગર્ભાશયનું મુખ સીધું બની ગર્ભધારણ થઇ શકે છે.

વંધ્યાચિકિત્સા અથવા વાંઝણી સ્ત્રીને પુત્રની પ્રાપ્તિ થવા માટે અનેક ઉપાયો છે. પદ્ધતિસર ચિકિત્સા કરનાર વૈદ્યો અને ડાકટરોને બાજુ ઉપર રાખીએ તો પણ સંતાનપ્રાપ્તિ માટે ઉપાયો જાણનારી ઘણી સુયાણીઓ અને વૃદ્ધાઓ પણ ગામડાંમાં અને શહેરોમાં જોવામાં આવે છે. તેઓ પોતાના ઉપાયોને શાસ્ત્રીય દૃષ્ટિથી અથવા શરીરવિજ્ઞાન કે પદાર્થવિજ્ઞાનની દૃષ્ટિથી સમજાવી શકતી નથી તેમ જ લખી શકતી નથી હોતી, પરંતુ ગુરૂપરંપરાએ જેમ કેટલાક પ્રયોગો અને યોગો પ્રચલિત બની સુંદર કામ કરે છે, તેમ આવી સ્ત્રીઓ કેટલીક વખતે પોતાની પદ્ધતિ પ્રમાણે વંધ્યાઓને તપાસી લઇ ઉપાયો કરે છે અને ઘણી વખત એમના ઉપાયો નજીવા લાગતા હોવા છતાં સફળ નીવડેલા છે, એમ આપણે કબૂલ કરવું પડે છે. આવી સ્ત્રીઓ ઘણું કરીને કેટલીક વનસ્પતિના જ ઉપાયો

કરતી હોય છે. એનો મેં ઘણી વખત અભ્યાસ કર્યો છે અને આયુર્વેદની દૃષ્ટિએ પદાર્થોના ગુણુ દોષ તપાસતાં જણાય છે કે એ ઉપાયો પણુ આયુર્વેદમાંથી જ હસ્તગત કરી લીધેલા અને મૌખિક પ્રયોગો તરીકે જીવંત રહેલા છે. જ્યારે સ્ત્રીના વંધ્યત્વનું કોઇ પણ દેખીતું કારણ જણાતું નથી ત્યારે આવા ઉપચારો જો કરવામાં આવે છે તો તેમાં સફળતા જરૂર મળે છે. આવા થોડાક સફળ ઉપાયો વનસ્પતિના છે. તે અનેક વખત અનુભવમાં લીધેલા હોઇ આ નીચે આપું છું. વંધ્યાના દિલનું દર્દ વંધ્યા જ જાણી શકે છે અને એમને આ મારા પરિશ્રમથી જો લાભ થાય તો તે પરિશ્રમ સાર્થક થશે એમ હું માનું છું :

## મીંઢળ

મીંઢળ એ બહુ પ્રચલિત વસ્તુ છે. લગ્ન વખતે વર-કન્યાને હાથે મીંઢળ બાંધવામાં આવે છે. તેનું સંસ્કૃતમાં 'મદનફળ' અર્થસૂચક નામ છે. આ મીંઢળ બહુ જૂના કાળથી વંધ્યાને પુત્ર અથવા સંતાનપ્રાપ્તિ માટે ઘરગથુ ઉપાય તરીકે વપરાતું આવ્યું છે અને એના પ્રતાપે ઘણી સ્ત્રીઓ ગર્ભવંતી બની છે એ મારી જાણુ અને અનુભવની વાત છે. જો કે આને માટે 'વર-કન્યાના હાથે મીંઢળ કેમ ?' એ મથાળા નીચે એક સ્વતંત્ર લેખ અગાઉ મેં 'બહુરૂપી'માં આપેલો છે, જે મારી તરફથી પ્રગટ થયેલ પુસ્તક 'વીણેલાં'માં જોઇ શકશો. તેમાં સંતાનપ્રાપ્તિ માટે મીંઢળનો પ્રયોગ બતાવેલો તે અત્ર બતાવી દઉં છું:

### પહેરવા માટે

મીંઢળના બીજનો ભૂકો ત્રણુ વાલ અને તેથી બમણો ગોળ મેળવી, તેની સોગઠી બનાવી, સ્ત્રીના ગુપ્ત ભાગમાં પહેરવા આપવી. દરરોજ રાત્રે આ સોગઠી પહેરવી. આ સોગઠી પહેરવાથી ગુપ્ત ભાગમાંથી પાણી ઝરે છે અને ગર્ભસ્થાનના વાયુ, સોજો, માંસવૃદ્ધિ

અને કૃમિને નાબૂદ કરે છે. લાગઠ. બાર દિવસ કે પંદર દિવસ આપવાથી ગર્ભસ્થાન શુદ્ધ થાય છે. ત્યારબાદ ઋતુ આવી જાય એટલે ઋતુસ્નાનના ચોથા દિવસેઃ

મીંઢળનો ગર્ભ તો. ૦। તથા કેશર સાચું ર રતી, એ બન્ને સાકરના શીરા સાથે મેળવીને ગ્રાસમાં ગળી જવું. તેની ઉપર સાકરનો શીરો ખાવો અને બીજું ભોજન કરવું નહિ.

દૂધ સાથે પણ એ જ રીતે કેશર અને મીંઢળ પી જવાય. અરધો શેર દૂધમાં સાકર નાંખી, ઉકાળી, ઠંડું કરી, જીભ ઉપર મીંઢળ અને કેશરનો ભૂકો મૂકી ઉપર દૂધ પીવું.

આ પ્રયોગ બે ત્રણ દિવસ કરવાથી ગર્ભ ધારણ થાય છે. મીંઢળને કારણે કેટલીક સ્ત્રીઓને ઉલટી થાય છે, પરંતુ એથી ગભરાવાની જરૂર નથી. કેટલીક વખત આ ઉલટી ગર્ભધારણમાં મદદરૂપે નીવડે છે. ઉલટી થવાથી શરીરનાં અવયવો ઉર્ધ્વ ખેંચાણનો આંચકો અનુભવે છે. તેમાં ગર્ભાશયને પણ આંચકો લાગે છે અને ગર્ભાશયનું મુખ સમાન કક્ષામાં આવીને ખુલી જાય છે, અને ઉલટી થાય તો પણ કેટલીક વાર ગર્ભ ધારણ થાય છે.

**લક્ષ્મણા**

આ વનસ્પતિને સંસ્કૃત, ગુજરાતી, હિન્દી, દરેક ભાષામાં લક્ષ્મણા જ કહે છે. દૈવી વૈદ્યકની અપ્રાપ્ય વનસ્પતિમાં એક આ લક્ષ્મણા છે. વૈદકીય નિઘંટુમાં એનું વર્ણન મળે છે, પરંતુ હાલમાં વૈદ્યોમાં લક્ષ્મણા કોને કહેવી એનો નિર્ણય થયો છે. બંગાળી વૈદ્યો આ વનસ્પતિના ચમત્કારની ઘણી વાતો કરે છે.

'ભાષાવિધાન' નામના ગ્રંથમાં લક્ષ્મણાનું વર્ણન કરતાં એ ગ્રંથના વિદ્વાન લેખક જણાવે છે કે આ વનસ્પતિ હિમાલયના

પહાડ ઉપર થાય છે. રાત્રિની શરૂઆતમાં તેને પાન આવે છે અને દિવસે ખરી જાય છે. રાત્રે જ્યારે તેનાં પાન આવે ત્યારે ચમકતા દીવાની માફક પ્રકાશ જણાય છે. તેનાં પાન ઉપર લાલ ટપકાં હોય છે. તેના મૂળમાંથી બકરીના મૂત્ર જેવી વાસ આવે છે.

આ કંદ પુત્રપ્રાપ્તિ માટે સફળ છે, તેને ઘસીને ઋતુમતી સ્ત્રીને પીવડાવવામાં આવે તો સોએ સો ટકા સંતાનપ્રાપ્તિ થાય છે. પરંતુ દિલગીરીની વાત એ છે કે સાચી લક્ષ્મણા હજી હસ્તગત થઈ નથી. લક્ષ્મણાને બદલે સફેદ ભોરીંગણીનું મૂળ પણ લગભગ તેવું જ કામ કરે છે. :ઋતુમતી સ્ત્રીને સૂર્યોદય સમયે બે આનીભાર એ મૂળ દૂધ સાથે ઘસીને પીવડાવવાથી અને આઠ દિવસ એ રીતે આપવાથી સ્ત્રી સગર્ભા બને છે.

## શીવલીંગી

શીવલીંગીનાં બીજ ગાંધીને ત્યાંથી વેચાતાં મળે છે. એ બીજનો આકાર શીવની જલાધારી અને તેની વચ્ચે લીંગ હોય તેવો હોય છે. તેનાં શ્યામ રંગનાં બીજ આવે છે તે વધુ ગુણકારી હોય છે. આ બીજનાં સાત નંગ ઋતુમતી સ્ત્રીને ચોથે દિવસે ગાયના દૂધ સાથે ચાવ્યા વગર ગળાવી દેવાથી વંધ્યા સ્ત્રી ગર્ભવંતી થાય છે. સાત દિવસ સુધી દરરોજ સાત બીજ ગળાવવાં જોઈએ. કેટલાક સ્વાર્થ-સાધુઓ શીવલીંગીના બીજને ચમત્કારિક બુટ્ટી ગણાવી, એક બીજનો એક રૂપીઓ પડાવે છે અને સંતાનની પ્રબળ ઇચ્છા ધરાવનારી બહેનો પોતાના કલ્યાણ ખાતર આવી રકમો આપી દે છે. તેમને ચેતાવવાની જરૂર છે કે આ બીજ ઘણાં સસ્તાં ચાર—છ આને શેર મળે છે. માટે પ્રયોગ કરવો હોય તેણે સારા પ્રામાણિક ગાંધીને ત્યાંથી મંગાવી લેવાં.

## પારસપીંપળાનાં બીજ

આપણા પ્રદેશમાં એટલે ગુજરાતમાં તથા બીજા દેશોમાં પીંપળા બે જાતના થાય છે. પારસપીંપળો એને કહે છે કે જેનાં પાન વધુ કરકરવાળાં હોય છે અને તેના ફળરૂપે ડોડવા તેનાં પાનની સાથે લટકતા હોય છે: કાચા હોય ત્યારે આ ફળ લીલા રંગનાં હોય છે, સુકાય ત્યારે કાળાં પડી જાય છે, તેને ફોડવાથી તેની અંદરથી બીજ નિકળે છે.

આ બીજ ઋતુમતી સ્ત્રીને ગાયના દૂધ સાથે સાત નંગ ગળાવવાથી, સ્ત્રી ગર્ભવતી થાય છે. આ પ્રયોગ પણ શીવલીંગીના બીજની માફક સાત દિવસ કરવો જોઇએ.

## પુત્રજીવક

પુત્રજીવકનાં ઝાડ થાય છે. સંસ્કૃતમાં એનું 'પુત્રજીવક' નામ છે. હિંદી અને બંગાલીમાં એને 'જીયાપોતા,' ગુજરાતીમાં 'પાતરજીવો,' લાટીન ભાષામાં એનું નામ 'પુત્રંજીવા રોકસબર્ગિયા' આપેલું છે.

આ ઝાડ જંગલમાં કુદરતી રીતે ઉગે છે અને કેટલીક જગ્યાએ તેને ઉછેરવામાં આવે છે. મુંબઇમાં રાણીબાગમાં અને પુનામાં પેશ્વા સરકારના વાડામાં એનાં ઝાડ છે. પરંતુ બંગાળ અને બનારસ તરફ આ ઝાડ ઘણાં થાય છે.

આ ઝાડનાં બીજ, મૂળ અને પાંદડાંમાં સંતાનોત્પત્તિનો મોટો ગુણ સમાયો છે, એટલું જ નહિ પરંતુ મૃતવત્સા (જેનાં બાળક અવતરીને મરણ પામે છે) અને કાકવંધ્યા (એક બાળક થયા પછી બીજું થતું નથી તેવી) સ્ત્રીઓને માટે ઘણું ગુણકારી છે. અમોએ બંગાળા તરફથી તથા મધ્યપ્રાંતમાંથી મગાવીને તેનો ઉપયોગ કરી જોયો છે. એનાં મૂળને ઋતુમતી સ્ત્રી થઇ ગયા

પછી દૂધ સાથે ઘસી એકાદ મહિનો આપી જોયેલ છે. આ ઔષધથી સ્ત્રીઓના ગર્ભસ્થાનના દોષો સુધરે છે. એ ઉપરાંત નીચેની ગોળીઓ બનાવી ગર્ભાશયના દોષોમાં તેમ જ વંધ્યાને પણ આપવાથી તે ઘણી ગુણકારી નીવડવાનો અમારો અનુભવ છે :

## લાડકી ગોળી

પુત્રજીવકનાં ફળનો ગર્ભ, શીવલીંગીનાં બીજ, પારસપીંપળાંનાં બીજ, નાગકેશર, આસંધ, સરપંખાનાં મૂળ, જેઠીમધ, હરડેદળ, બેડાંદળ, આંબળાં, દેવદાર, ઉત્પલકમળનાં મૂળ, કમળકાકડી, બળ-બીજ, સુખડ, રતાંજલી, દારૂહળદર, વાંસકપુર, ઉંચી બંગભસ્મ (મેંદીનાં પાનમાં મારેલી), લોહભસ્મ (આંબળાના રસમાં મારેલી).

પ્રથમ કાષ્ઠિક ઔષધોને બારીક ખાંડી ચૂર્ણ બનાવી પછી ભસ્મો મેળવી, ધોળી ભોરીંગણીના રસમાં એક દિવસ, આશોપા-લવની છાલના ઉકાળામાં એક દિવસ, પુત્રજીવકના ફળના ગર્ભના ક્વાથમાં એક દિવસ અને લીલી મુસળીના રસમાં એક દિવસ ઘુંટી બબ્બે વાલની ગોળી વાળી છાંયે સૂકવવી.

સવારે ત્રણ ગોળી અને સાંજે ત્રણ ગોળી સ્ત્રીને દૂધ સાથે ગળાવવી.

આ ગોળી એવી મહાન ચમત્કારિક છે કે સ્ત્રીઓનાં જનન-અવયવોના દોષને નાબૂદ કરી, ઋતુદોષને જીતી, વાંઝણીનું મેણું નાબુદ કરાવી, એને લાડકી બનાવે છે. ગોળી ચાલતી હોય ત્યારે ગરમ, વિદાહી પદાર્થ બંધ કરાવી, બ્રહ્મચર્ય પળાવવું. એકાદ બે મહિના ગોળી આપવી. મહેનત કરી આ ગોળી બનાવનારને અવશ્ય યશ, કીર્તિ અને ધનની પ્રાપ્તિ થાય છે.



# પ્રકરણ ૫૯મું

## કારણવંધ્યા

**વંધ્યત્વની** ચર્ચા શરી કરી ત્યારે તેને ત્રણ ભાગમાં વહેંચી નાંખવામાં આવેલ હતી: જન્મવંધ્યા, વ્યાધિવંધ્યા, કારણવંધ્યા.

જન્મવંધ્યાને માટે કોઈ સચોટ ઉપાય છે જ નહિ, અને ગયા પ્રકરણ સુધીમાં વ્યાધિવંધ્યા સંબંધમાં મારો અનુભવ સાથે રાખી શાસ્ત્રીય દૃષ્ટિથી તેની સમાલોચના અને વિવિધ ઉપાયો બતાવ્યા. હવે ત્રીજા પ્રકાર કારણવંધ્યાના સંબંધમાં ચર્ચા કરવાની બાકી રહી છે.

કારણવંધ્યા અર્થાત શરીરમાં કોઈ પણ રોગ ન હોય, શરીરનાં જનનઅવયવો પૂર્ણ રીતે ખીલાવટ પામેલાં હોય, યુવાની તસતસતી હોય, છતાં કેટલીક સ્ત્રીઓને સંતાન થતાં નથી એ તો જાણે નજરે જોયું છે, અને એવી કેટલી યે સ્ત્રીઓનો મને અનુભવ પણ છે કે જેમને શારીરિક કોઇ ખામી હોતી નથી, પતિમાં કોઈ ખોડખાંપણ કે પુરુષત્વહીનતા હોતી નથી, છતાં તેમને પ્રજા થતી નથી.

આવી સ્ત્રીઓને કાંઈક કારણ છે એમ જૂનવાણી વિચાર ધરાવનાર માને છે, અને એ વિચારોને પુષ્ટિ આપનાર સમાજમાંથી ભૂવા, જતિઓ, દોરા-ધાગાવાળાઓ, બાધા આપનારાઓ અને જયોતિષીઓ તથા હસ્તરેખા જાણનારાઓ સેંકડો મળી આવે છે. શારીરિક તપાસ કરી, યોગ્ય ઔષધોના ઉપચાર કરવા, સંતાનપ્રાપ્તિ માટે મહેનત કરનારાઓ કરતાં આ રીતે શોધ કરાવી, સંતાનપ્રાપ્તિ માટે મહેનત કરનાર અનેક કુટુંબો આજે હયાતિ ધરાવે છે; ત્યારે પ્રશ્ન એ ઉઠે છે કે કોઈ કારણને લઈને સંતાન થતાં અટકતાં હશે ખરાં ? આવાં કારણો સ્ત્રીપુરુષનાં બીજનો સમન્વય સાધવામાં કઈ રીતે વચમાં આડખીલી કરતાં હશે ? જેને આર્યધર્મશાસ્ત્રો પાપ માને છે, તેવાં પૂર્વનાં કે આ જન્મનાં પાપ સંતાન ન થવામાં,

વંશ વધતો અટકાવવામાં, વાંઝીયાં રાખવામાં ભાવ ભજવી શકે ખરાં?

આ વિષયની ઊંડી ચર્ચામાં ઉતરતા જતાં પૂર્વજન્મ અને પૂર્વ-સંચિત કર્મને ભોગવવાને લગતી બાબત માટેનાં પુરાણો અને ધર્મ-શાસ્ત્રો ઉકેલવાં પડે, એટલે વિષયાંતર બની જવાનો ભય રહે છે. છતાં આ પ્રશ્નની એ દિશા પણ જોઈ છે કે ધર્મ, કર્મ, પાપ, પુન્ય, પૂર્વજ અને પિતૃદેવને માનનારાઓ એ જરૂર માને છે, અને એ માટે ઉપાય પણ કરે છે. વળી એ ઉપાયોથી સફળતા મળેલી જોઈ છે. પરંતુ એ સફળતા કઈ રીતે મળે છે તે હું કહી શકું તેમ નથી. છતાં સેંકડો કુટુમ્બોમાં જ્યારે પુખ્ત ઉમરનાં સ્ત્રી-પુરુષ થાય છે અને તેમને બિલકુલ પ્રજા નથી જ થતી, ત્યારે તેને કારણ માની લઈને જ્યોતિષ, રમળ, હસ્તરેખા જાણનાર, મંત્રશાસ્ત્રીઓ અને ભૂવા પાસે દોડે છે. શિક્ષિત અને ભણેલગણેલ તથા જેમને સંસ્કારી માનવામાં આવે છે તેવા સમાજની બહેનો પણ કુટુમ્બની ઇચ્છાથી અથવા છાનીછપની, પ્રજાની ઉત્કટ તમન્નાને લઈને વિચારો અને સમજણ બાજુ ઉપર મૂકી, પાંચ પાડોશી, સગાં, સાહેલી, સ્નેહીસંબંધીની સલાહ માનીને પણ મંત્ર, જંત્ર, દોરા, ધાગા કરાવે છે કે બાધા-આખડી રાખે છે.

બાધા-આખડી બધાંને ફળતી હશે કે કેમ તે તો હું ન કહી શકું, પણ જેને જેને ફળતી હોય છે તે તો બાધા આપનારની બોલતી જાહેર ખબર યાને વાગતો ઘંટ બને છે, અને પછી એ તરફ સેંકડોનું લક્ષ દોરાય છે. આજથી અઢાર-વીશ વર્ષ ઉપર વઢવાણ શહેરમાં બુટમાતાનો નવરાત્રિનો મેળો ખુબ જોરથી ભરાવા લાગ્યો, ઘણે દૂર દૂરથી ભૂત, પ્રેત, વળગાડ, નડતરને કાઢવા અને ધનેચ્છા, પુત્રેચ્છા, સુખેચ્છાની અનેક કામનાઓથી ભરપૂર માનીવંઓ આવતાં થયાં. દર નવરાત્રિએ આવાં હજારો માનવીઓ

ત્યાં ઉતરી પડતાં. બૂટમાનો ભૂવો જુદી જુદી બાધા આપને અને ફરી બીજી નવરાત્રિમાં કેટલાંક લીધેલી બાધાઓ પૂરી કરવા અને કેટલાંક નવી લેવા આવતાં. લગભગ બાર વરસ સુધી તો એટલા જોરથી આ પ્રવાહ ચાલેલો કે નવરાત્રિના વખતમાં વઢવાણ શહેરની એ સાંકડી ગલીઓના રસ્તા ઉપર સુખવસ્તુ અને શ્રીમંત લોકો માતાજીના બોલાવવાની રાહ જોતા આખી રાત બેસી રહેતા. એથી તે રસ્તા પર એટલી ગીરદી જામતી કે ચાલવાની જગ્યા પણ રહેતી નહિ. તે દિવસોમાં વઢવાણમાં મહામેળો ભરાતો.

મારી આજુબાજુની અનેક બહેનોએ ત્યાં જઇ બાધાઓ રાખેલી અને અમુક અંશે તે ફળી પણ છે. આ તો માત્ર એક દાખલો છે. આ રીતે તો હિંદુસ્તાનમાં અનેક માતાઓ, મેલડીઓ, પીરો અને અન્ય દેવોના સ્થાનકે બાધાઓ રખાય છે અને છોડાય છે. સોમનાથ મહાદેવ, બહુચરાજી, અંબાજી, પાવાગઢનાં મહાકાળી વગેરે દેવદેવીઓના સ્થાનકે સંતાનપ્રાપ્તિ માટે જ દર વરસે હજારો નહિ પણ લાખો માનતાઓ અને બાધાઓ રખાય છે અને તેમાં કેટલીક ફળે પણ છે.

આ વિષયમાં આપણે ઊંડા ન ઉતરીએ તો પણ એક વાત ઘણી જ સ્પષ્ટ સમજાય છે કે બાધા અને આખડી યા માનતા રાખનાર વ્યક્તિનું અવલંબન એ દેવ-દેવી પ્રત્યે એટલું બલવાન બને છે—એ દેવ-દેવીના ગુણાનુવાદ અને ચમત્કાર સાંભળી એની મનોકામના એટલા સબળ નિશ્ચય ઉપર આવી જાય છે કે 'જરૂર મને આ બાધા ફળશે.' તેના આંતરમને કરેલા એ પ્રકારના દૃઢ સંકલ્પથી ચિત્ત, બુદ્ધિ અને અહંકાર એ અંતઃકરણચતુષ્ટય સઘળા નિર્બળ વિચારો છોડીને બાધા ફળવાના નિશ્ચય ઉપર આવી જાય છે.

અને મનનો નિશ્ચય—સંકલ્પબળ—ઇચ્છાશક્તિ શું કામ કરી નથી શકતાં ? મને આ બાધા—આખડી અને માનતાની પાછળ

સ્થાપિત દેવોનાં પૃથ્વીતત્ત્વવાળાં શરીર કરતાં માનવીઓનાં દિલમાં રહેલી પ્રબળ ઇચ્છાશક્તિ સમજણનું રૂપાંતર પામી કામ કરી રહી હોય છે એમ લાગે છે. દૃઢ નિશ્ચયથી મનોબળ વધે છે, મનોબળ વધવાથી ચિત્ત પ્રફુલ્લિત થાય છે, અને ચિત્તની પ્રસન્નતાથી અવિકસિત શરીરનાં અંગો વિકસી–ખીલી ઉઠે છે. અને એ રીતે ખીલવાથી બીજ ગ્રહણ થઈને સગર્ભાવસ્થા પ્રાપ્ત થાય છે.

હવે રહી અનુષ્ઠાનોની બાબત. અનુષ્ઠાનની પ્રથા તો વર્ષોથી ચાલતી આવે છે. પુત્ર ન હોય તેવા માણસોએ અનુષ્ઠાન શિવ ઉપર, ગણપતિ ઉપર, સૂર્ય ઉપર કે વિષ્ણુ ઉપર કરવાનો રીવાજ છે. અનેક દેવદેવીઓનાં મંત્રો, સૂક્તો અને કવચોમાં ધન આપવાની, રૂપ આપવાની, વૈભવ આપવાની ફલશ્રુતિઓ હોય છે, તેમ પુત્ર આપવાની ફલશ્રુતિ પણ હોય છે. પુરાણોમાં પ્રકટ થયેલો જુદા જુદા રાજાઓનો ઇતિહાસ વાંચતાં, પુત્ર નહિ હોવાને કારણે વેદ જાણનાર બ્રાહ્મણો પાસે અનુષ્ઠાન કરાવ્યાની અથવા યજ્ઞ કરાવ્યાની અનેક વાતો આવે છે. દશરથ રાજાએ પુત્રેષ્ટિ યજ્ઞ કરાવ્યો ત્યારે જ રામ, લક્ષ્મણ, ભરત શત્રુઘ્ન એમ ચાર પુત્રો થયા. ચિત્રકેતુ રાજાને એક હજાર રાણીઓ હતી, છતાં તેને સંતાન નહોતું, નારદ અને તુંબરૂ ઋષીના આશીર્વાદથી તેને પુત્ર પ્રાપ્ત થયો. શ્રીમદ્‌ભાગવતના મહાત્મ્યમાં જણાવ્યું છે કે એક બ્રાહ્મણને સંતાન ન હોવાથી તેણે શિવની ઉપાસના કરી. શિવે ફળ આપ્યું તે ફળ તેણે પોતાની સ્ત્રીને આપ્યું, સ્ત્રી કોઇ કુભારજા હતી, એને દીકરો–સંતાન થાય એ સારૂં ન લાગ્યું, જુવાની ચાલી જાય, પેટ વધે, પ્રસુતિની પીડા ભોગવવી પડે–આવા આવા વિચારોથી એ ફળ એણે પોતાના આંગણે રહેતી ગાયને ખવરાવ્યું અને તે ફળપ્રાશનને પરિણામે ગાયને ગોકર્ણ નામક મહા સમર્થ જ્ઞાની પુત્ર થયો !



## પ્રકરણ ૬૦મું

### કારણવંધ્યા (ચાલુ)

જ્યારે ઇતિહાસ અને પુરાણોમાં આટલી આટલી બાબતો જોરશોરથી લખવામાં આવી છે ત્યારે એક વાત જરૂર માનવી જ પડે છે કે મંત્રજાપ અને અનુષ્ઠાનો કરાવવામાં કાંઈક તત્ત્વ સમાયેલું છે ખરૂં. આ તો જાણે અગાઉના દાખલાઓની બાબત છે. પરંતુ મારા અનુભવની વાત જરીકે અતિશયોક્તિ વગર સીધી વિગતમાં જ જણાવું છું :

મારા સ્વર્ગસ્થ પૂજ્ય કાકા પ્રાણજીવન (માતા પિતા મને આઠ વરસનો મૂકી ગુજરી જતાં આ મહા પુરુષે મને ઉછેરી, વિદ્યા આપી, મારામાં સંસ્કારો રોપેલા.) સંસ્કૃતનો સારો અભ્યાસ કરી. શીયાણીમાં રહી તેમના ગુરૂ હરજીવન શુકલ પાસે શ્રીમદ ભાગવત શીખેલા. તે ગુરૂ પાસેથી પ્રસાદી રૂપે તેમને ભાગવતના આઠ પ્રયોગો મળેલા. ધનપ્રાપ્તિ, ઈશ્વરપ્રાપ્તિ, વગેરેમાં પુત્રપ્રાપ્તિનો પ્રયોગ પણ મળેલો. આ પ્રયોગો કોઈ ગ્રંથમાં નથી. પરંતુ ગુરૂપરંપરાએ પ્રાપ્ત થયેલા. એ પ્રયોગો મને પણ મારા કાકા તરફથી મળ્યા છે એટલે હું જાણું છું પુત્રપ્રાપ્તિનો પ્રયોગ મારા કાકાએ લગભગ નવ જગ્યાએ કરેલો. ત્રણ મહિના સુધી એક જ આસને બેસી, પૃથ્વીશયન, એક ભોજન, અખંડ બ્રહ્મચર્ય, અયાચક વૃત્તિ અને શમ, દમ, તિતીક્ષા રાખી એ પ્રયોગ કરતાં નવ સ્થળે કરેલા પ્રયોગોમાં એક પણ જગ્યાએ તે અફળ નથી ગયા. એ પૈકી બે તો રજવાડામાં કરેલા. છતાં એ પ્રયોગોના બદલામાં તેમણે બિલકુલ દક્ષિણા નથી લીધી. પૂજ્ય પ્રાણજીવન કાકાની એક વિશિષ્ટતા જોયેલી. એમની ૭૫ વર્ષની ઉમરમાં એમને કોઈ વ્યસન નહોતું. ખાંડ અને સાકર એમણે ખાધેલી જ નહિ, કદિ પણ અસત્ય વદેલા નહિ, પાપાચાર મન

અને હેડથી કહેલું નહિ. અયાચક વૃત્તિ રાખી, ઈશ્વરેચ્છા ઉપર ભરોસો રાખી, દૈવાધીન પોતાનો વહેવાર રાખેલો. ઈશ્વરે એમની આજીવિકા છેક સુધી નિભાવી. હું તેમના ભાઈનો પુત્ર. ભાઈએ મરતી વખતે મારો હાથ એમના હાથમાં સોંપી કહેલું : 'ભાઈ! આ પુત્ર તને સોંપું છું, એની બાંહ્ય નિભાવજે.' એ આઠ વરસના બાળકને પોતાના બાળકથી આગળ વધારવામાં એમણે પ્રાણ પૂર્યાં, સતત પ્રયાસ કર્યાં. એક એવો સમય આવ્યો કે શ્રીમદ્ ભાગવતની સપ્તાહ હજારો શ્રોતાઓ સમક્ષ હું વાંચી રહ્યો હતો. એ વખતે જર્જરિત શરીરવાળા પૂજ્ય પ્રાણજીવનકાકા શ્રોતાગણમાં બેઠેલા. એમની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. શ્રોતાઓએ એમને એકાંતમાં લીધા-પૂછ્યું : 'કાકા, કેમ રડી પડ્યા ?' 'નહિ, ભાઈ, રડતો નથી, એ તો મારા હર્ષાશ્રુ છે. ભાઈએ સોંપેલો આઠ વર્ષનો બાળક શુકદેવજીની ગાદી ઉપર આજે મારાથી સવાયો થઈ, હજારો શ્રોતાનાં દિલને આકર્ષી રહ્યો છે, એ જોઈ, મારો આત્મા હર્ષઘેલો બને છે.'

ધન્ય કાકા ! માફ કરજે વાચક, વિષયાન્તર કરી રહ્યો છું, પણ આજે સત્ ચિત્ત આનંદ સ્વરૂપમાં લીન થયેલા એ મહા પુરુષની યાદ મને ગદગદકંઠ કરી મૂકે છે. એવા પુરુષોનાં કથેલાં અનુષ્ઠાનો ફળે છે એમ હું મારા અનુભવથી સાક્ષી પૂરૂં છું. વળી અનુષ્ઠાનનિર્માતા જેટલો પ્રબળ હોય છે તેટલો જ તેનો વિધાયક પણ પ્રબળ હોવો જોઈએ એવી મારી માન્યતા છે. વિષયી, લંપટ, લાલચુ, અસત્યવાદી અને કાપટ્યપ્રિય ભલે વિદ્વાન હોય, પ્રયોગો, અનુષ્ઠાનો અને શાસ્ત્રનો જ્ઞાતા હોય, તો પણ તેની ક્રિયાઓ અને કર્મકાન્ડો ફળતા નથી, એમ ધર્મશાસ્ત્ર કહે છે. એટલે આ વિષયનાં અનુષ્ઠાનો, મંત્રો કે ક્રિયાઓ અહીં લખવાનું મને વાજબી લાગતું નથી. પરંતુ મારા અનુભવે એક વાતને હું માનતો થયો છું કે દૈવી પ્રયોગો અને અનુષ્ઠાનો, મંત્રો અથવા યન્ત્રોમાં કોઈ તત્ત્વ જરૂર છે. માત્ર તેના વિધાયક,

વિવેચ, આ જમાનામાં શોધવા અને યોજના કરવી જરા દુર્લભ થઈ પડે એવી છે દંભ, અને સ્વપણાએ ધીરે ધીરે શાસ્ત્રજ્ઞાતાઓ અને આચાર્યોનાં દિલ ભેળી નાંખ્યા, તેમાં રહેલું ચૈતન્ય ચૂસી લીધું છે. હવે તો માત્ર શબ્દાડંબર અને વાક્જાળ રહેલાં જોવામાં આવે છે.

ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, ઝાલાવાડ, અને હાલાર તરફ પ્રજા નહિ થવાનું એક કારણ પોતાના પિતૃ નડવાનું ગણાય છે એ બાબત જ્યોતિષ જાણનાર જ્યોતિષી જોઈને કહે છે કે તમને પિતૃ નડે છે, અને તે માટે પ્રભાસપાટણ જઈ, ત્રિવેણીના તીરે પિંડદાન કરવાથી તથા નારાયણબલિ શ્રાદ્ધ સરાવવાથી પિતૃઓનો ઉદ્ધાર થાય છે, તેઓ નડતાં બંધ થાય છે. આ પ્રભાસપાટણ દરિયાકિનારે આવેલા વેરાવળ બંદર પાસેનું પુરાતન તીર્થનું સ્થળ છે. ચૈત્ર અને કાર્તિક મહિના પિતૃઓના મહિના ગણાય છે. તે વખતે ત્યાં સેંકડો કુટુંબ શ્રાદ્ધ કરવા અને પિતૃઓની સદ્ગતિ કરવા માટે જાય છે. અને એ કરી આવ્યા પછી વાંઝીયાને સંતાન થતાં જોયાં છે. જો કે બધાંને થતાં નથી, પરંતુ કેટલાક દાખલાઓ મારી જાણમાં છે કે તેમણે પિતૃશ્રાદ્ધ કરાવ્યા પછી જ વંશવેલો વધવા લાગ્યો હતો.

વંધ્યત્વના પ્રકરણની શરૂઆતમાં ત્રણ પ્રકાર પાડેલા તે પૈકીના આ કારણવંધ્યા સબંધમાં મેં મારો અનુભવ લખ્યો છે. એ રીતે હવે વંધ્યા પ્રકરણ પૂરૂ થાય છે. અન્ય વિષયો કરતાં વંધ્યત્વનાં કારણ અને ચિકિત્સા માટે આ ગ્રંથનાં વધુ પ્રકરણો રોકાયાં છે. છતાં આ વિષય સ્ત્રીસમાજને વધુ મુંઝવનારો છે. એ મુંઝવણમાં મારી દોરેલી રૂપરેખા દ્વારા થોડો માર્ગ પણ મળશે તો મારો પ્રયાસ સફળ થયો હું સમજીશ.



# પ્રકરણ ૬૧ મું

## ગર્ભનિરોધ–સંતતિનિયમન

**આર્ય** ધર્મનીતિજ્ઞો 'સંતતિનિયમન' નું નામ સાંભળી ભડકી ઉઠે છે. પાશ્ચાત્ય મતને પ્રશંસનારા સુધારકો સંતતિનિયમનની જરૂરીઆત સ્વીકારી તેનો પક્ષ કરે છે, અને એકનું ખંડન–બીજાનું મંડન, આ રીતે સંતતિનિયમન માટે આજે ઘણું લખાય છે, બોલાય છે અને સાહિત્યના રૂપમાં પ્રગટ થાય છે. તેમાં બે પક્ષ અને બે મત જરૂર છે. દરેક પોતે પોતાની દૃષ્ટિથી જુએ છે અને તે સિદ્ધ કરવા વાણીરૂપી હથિયારથી મેદાને પડે છે.

ચર્ચાના વિષયરૂપે આ સંતતિનિયમન સંબંધમાં મારી લખવાની ઇચ્છા નથી. માત્ર અનુભવની દૃષ્ટિએ આજસુધીમાં મારા સંપર્કમાં આવેલાં અનેક કુટુંબોના માનવીઓના હૃદયમાં રહેલી ભાવના મેં જે રીતે નિહાળી છે તે રીતે જ લખવા માગું છું.

હું કબૂલ પણ કરૂં છું કે જે કુદરતની કૃતિ છે તેની આડે આવવું એ પાપ નહિ તો કુદરતનો અપરાધ જરૂર છે, અને તેવું કૃત્ય કરતાં કેટલીક વખત આપણું હૃદય થંભી જાય છે. પરંતુ બીજી જ પળે નજર સામે આવીને ઉભી રહેલી જવાબદારી, મુશ્કેલી, મુસીબતો અને પ્રત્યાઘાતોનો સામનો કરવા માટે આપણું મન આપણને ન સમજાય તે રીતે તેનો ઉકેલ શોધતું હોય એમ પણ જણાય છે. સંપૂર્ણ સનાતન ધર્માવલંબી અને સંપૂર્ણપણે પાપ–પુણ્યને માનનારો માનવી પૂરેપૂરો સંયમ જાળવી શકે–વાસનાઓને કાબૂમાં રાખી જ શકે, એમ માનવા હું તૈયાર નથી. સનાતન ધર્મનું અવલંબન કરનારૂં માનસ એ એક જુદી વસ્તુ છે, જ્યારે ઈંદ્રિયોના ઘોડાને રોકી લઇ ઇંદ્રિયનિગ્રહ કરવો એ પણ એક જુદી વસ્તુ છે. જો કે તેમાં અપવાદ જરૂર હશે. પરંતુ દરેક માનવી હર પળે આસાનીથી ઇંદ્રિયનિગ્રહ કરી શકે એટલો એ નિગ્રહ સહેલો અને સસ્તો નથી. ત્યારે દર વરસે થતું

બાળક, તેને અંગે આવી પડતી જવાબદારી અને નવી પ્રજા માટેની જરૂરીઆતો હરકોઈને મુંઝવે તે સ્વાભાવિક છે. તે પછી પૌર્વાત્ય કે પાશ્ચિમાત્ય વિચાર ધરાવનાર કેમ ન હોય! એના દિલમાં ઊંડે ઊંડે પણ એક વિચાર વહેલો મોડો જરૂર આવે છે કે આ આકસ્મિક રીતે થતાં બાળકો ન થાય તો સારૂં. બાળકો ન થાય તે માટે સહેલો, સરતો અને સચોટ ઉપાય એ છે કે સ્ત્રી પુરુષે બ્રહ્મચર્ય પાળવું. આ રીતે બ્રહ્મચર્ય પાળવું એ ખોટી વાત નથી, સંતતિ-નિયમન માટે એ ઉપાય પણ ખોટો નથી, સો એ સો ટકા તે સફળ ઉપાય છે એની કોઇથી ના નહિ જ કહી શકાય. પરંતુ બાવીસ–પચીસ વર્ષની ઉમરમાં બે ત્રણ બાળકો થઇ ગયાં, શરીર સશક્ત છે, યુવાનીના ઓઘ હજી બન્નેમાંથી એકેને ઓસર્યા નથી, એવાં સ્ત્રી અને પુરુષ બેઉ સાથે એક જ મકાનમાં, એક જ ખંડમાં રહીને આજીવન બ્રહ્મચર્ય પાળી શકે? જવાબ આપનાર પૂરતો વિચાર કરી, હૃદય ઉપર હાથ મુકી, વ્યક્તિગત વાત નહિ કરતાં, સારી, દુનિયાના આજના રંગરાગ અને માનવીનાં મન ઉપર આવી પડતાં વિવિધ આંદોલનોનો પૂરો વિચાર કરીને નિખાલસ જવાબ આપે.

બ્રહ્મચર્યની વાત કરવી જેટલી સહેલી છે, ઉપદેશ આપવો જેટલો સુરમ્ય છે, તેટલું આજીવન અખંડ બ્રહ્મચર્ય પાળવું માત્ર કઠિન જ નહિ પણ દુસ્તર છે. અને એકાદ વખતનું એનું ખંડન–એકાદ વર્ષમાં એક વખતનું પણ ખંડન પ્રજા પેદા કરવાના કારણ રૂપ બને છે, એથી સંતતિનો વધારો થાય છે.

જ્યારે ઋતુમતી સ્ત્રી તેના પતિ પાસે જાય છે ત્યારે તેના દિલમાં એવો ભયંકર ભય પેદા થઈ રહેલો હોય છે: 'મારે આ ટોળું એક છોકરાં તો છે જ, અને વળી પાછો જરૂર તેમાં એકનો વધારો થશે!' કુદરત પણ કોઈ અજબ કરામતી છે: 'માગે ઇનિસે ભાગે; ત્યાગે ઇનકે આગે!' અને પછી અરધો ડઝન બાળકની માતા ફરી ગર્ભવતી બને છે.

એ અણધાર્યો બાળકોનો વધારો માનવજાતિ ઉપર આર્થિક નજરે, શારીરિક તંદુરસ્તીની નજરે અને જવાબદારીની રીતે ભારે મુશ્કેલી લાવી મૂકે છે અને બિચારી સ્ત્રી હર સમયે પ્રભુ પાસે હાથ જોડી, ખોળો પાથરી, અરજ કરતી રહે છેઃ 'ભગવાન! ખમૈયા કરો!'

વધારે પડતી સંતતિ થવાથી સ્ત્રીઓનાં શરીર ઘસાવા લાગે છે અને તેના શરીરનાં પિંડોમાંથી નવાં શરીર બંધાતાં બંધાતાં માતા ઘસાઈને ખતમ થાય છે. છતાં પણ બ્રહ્મચર્ય તથા સંયમ જેવા રૂડા રૂપાળા શબ્દો આચારમાં મુકાતા નથી. કોઈ ગમે તે કહે, પણ એ આચારમાં નથી મુકાતા એ નક્કર સત્ય છે.

સંસારસુખ ભોગવવા છતાં ગર્ભ રહેવા ન પામે એ વિચારણાને વર્ષો પહેલાં વાચા નહોતી એ કબૂલ કરી લેવામાં વાંધો નથી; પરંતુ એ વિચારણા અંતરમાં પણ નહોતી એમ હું નથી માનતો. આ ગુંગળાવનાર વિચારો તો સેંકડો વર્ષથી આપણી આર્યભૂમિમાં પેદા થતા આવ્યા છે અને હજી થાય છે. પરંતુ 'મૂંગે કો સ્વપ્ન ભયો, સમજ સમજ પસ્તાય!' એમ પ્રસ્તુત વિચારને વાચાના રૂપમાં મૂકવામાં તથા એને માટે શોધ કરવામાં હિંદ પાછળ રહ્યો છે અને વિદેશીઓએ **સંતતિનિયમન** (બર્થકન્ટ્રોલ)ના વિચારો વાણી દ્વારા પ્રકટ કરીને પછી તેની શોધો માટે પહેલ કરી છે. એટલે કે સંતતિનિયમન અને તેના ઉપાયો માટેનો વિચાર કાંઈ વિદેશથી નથી આવ્યો, પણ વિદેશથી તો તેની ચર્ચા અને શોધ આવી રહી છે અને એને હિંદે ઉચકી લીધી છે.

આ માટે અનેક પુસ્તકો લખાયાં છે. સંતતિનિયમનની જરૂરીઆત છે યા નહિ, એ બાબતની ચર્ચા કરવામાં ઘણા લેખકોએ કલમને ઘસી નાંખી, પોથાં અને થોથાં ભર્યાં છે. એ પોથાંથોથાંની વિરૂદ્ધ પણ ઘણું લખાયું છે અને લખાયે જાય છે; જ્યારે આ મુશ્કેલીઓને પહોંચી વળવા માટે જનસમાજ એ ચર્ચામાં વધુ રસ નથી લેતો. એ તો એવી ચર્ચા એના લેખકો માટે અનામત રહેવા દઈને એટલું જ

જાણવા, જોવા, અને અનુસરવા માગે છે કે બ્રહ્મચર્ય સિવાય કોઈ એવો–ઉપાય, ઉપચાર છે કે જેને ક્રિયામાં મૂકવાથી, થતી પ્રજાને અટકાવી શકાય! અને એ ઉપાય એવો હોવો જોઇએ કે શરીરને કશું પણ નુકસાન ન કરે, જનનઅવયવોની હમેશની તંદુરસ્તીને નુકસાન ન પહોંચાડે અને ગર્ભ રહેતો અટકે.

આ શોધ માટે બહાવરો બનેલો પુરુષ અને ભયથી વ્યાકુળ બનેલી સ્ત્રી એ બેઉ એટલાં આતુર છે કે ગર્ભને ભોગે પણ તેઓ એ ઉપાય કરવા મથે છે!

સાચી જરૂરીઆત એક એવી વસ્તુ છે કે 'કાળ પડે ત્યારે કોદરાયે કામના.' એ કહેવત પ્રમાણે તેની દવાઓ અને તેનાં સાધનો પણ બજારોમાં વધવા લાગ્યાં છે. ગમે તે જાતની બે ચાર ચીજોની એકાદ ગોળી બનાવી, તેનું ગમે તે પ્રકારનું અર્થસૂચક કિંવા આકર્ષક નામ રાખી, દોઢીયાની દવાના પાંચ–દશ રૂપીઆ ઉપજાવનાર બુદ્ધિમાન ધૂતારાઓએ આજનો હિંદુસ્તાનનો બજાર રોકી લેવા માંડયો છે. એ દવાના જે વેપારીઓ છે, તે નથી હોતા વિજ્ઞાનીઓ, નથી એમણે કોઈ પદાર્થવિજ્ઞાન કે જીવાણુવાદનો અભ્યાસ કર્યો હોતો! એમણે તો માત્ર રસ્તે ચાલતાં લોકોની રૂચી જાણી લઇને પેટંટ ઉભી કરી લીધી હોય છે. એ દવા ગર્ભ રહેતો અટકાવે છે એની ચોક્ક- સાઇની પાકી ખાતરી આપવાની એમને નવરાશ નથી. એ દવાના વેપારીઓ જ જાણતા નથી કે આ ગોળી શરીરમાં એવું કયા પ્રકા- રનું કાર્ય કરે છે કે તેથી હમેશને માટે, થતાં બાળકો અટકી જાય છે? શું કમળનું (ગર્ભાશયગ્રીવા) મુખ એ ગોળી બંધ કરી દે છે કે જ્યાંથી પુરુષબીજ પ્રવેશ કરીને સ્ત્રીબીજ સાથે સંયોગ ન કરી શકે? તેઓ જો હા કહે તો સાથે એ પણ સમજી લેવું કે એ દવાથી અટકાવ પણ બંધ થાય અને પરિણામે એ સ્ત્રી એકાદ બે વરસમાં રક્તગુલ્મની પીડા પામી કમોતે મરવાની!



## પ્રકરણ ૬૨ મું

### ગર્ભનિરોધ–સંતતિનિયમન (ચાલુ)

ત્યારે શું એ દવા બીજવાહિની નળીને કાપી નાંખે છે? નહિ જ. કારણ કે માત્ર ગોળી ખાવાથી અંદરના કોઈ પણ અવયવનું ઓપરેશન થઈ શકે નહિ. ત્યારે એ ગોળી શું કરે છે?

એ ગોળી કરે છે એ કે જરૂરીઆતવાળા માનવીઓની આતુરતાભરી આંખોનું પોતાના શરીર ઉપર પહેરેલાં કપડાં (લેબલ–જાહેરાત–બોક્ષ–પેકીંગ) તરફ આકર્ષણ કરે છે, અને પછી તેમના ખીસાંનું વજન હલકું કરી ગોળી ઘેર પહોંચીને પત્નીના ઉદરમાં પ્રવેશ કરે છે. પતિ–પત્ની એ ગોળીના વિશ્વાસે મન છૂટાં મૂકી સમાગમ સેવે છે, અને પછી ગર્ભ રહે છે ત્યારે બેચાર ગાલીપ્રદાન ગોળીના વિધાયકો તરફ વહેવરાવી, ફરી મનની મૂંઝવણ ટાળવા સંતતિનિયમનની કોઈ બીજી નવી ગોળી તરફ દોટ લગાવે છે!

બીજું કાંઈ જ નહિ, પણ આ રીતે દેશી દવાઓએ પેટંટરૂપમાં પ્રગટ પામી, દેશી દવા ઉપર અવિશ્વાસ, અણગમો અને છેતરપીંડીના આરોપોનો વધારો કર્યો છે.

આ તો જાણે દેશી ઉપાયો સંતતિનિયમન માટે કે જે આ દેશમાં જાહેર થઈ રહ્યા છે તે બાબત થોડીક લખી, પરંતુ વિદેશી પદ્ધતિના સંબંધમાં વિચાર કરતાં કાંઈક આંખ ઠરે તેવું જણાઈ આવે છે ખરું. વિદેશી શોધો સંતતિનિયમન માટે ખાવાની દવાઓમાં વધુ માનતી હોય એમ જણાતું નથી, પરંતુ સ્થાનિક ઉપચારો માટે બુદ્ધિપૂર્વક ઘણા ઉપાયો એમણે શોધીને બજારોમાં મૂક્યા છે.

તેઓ ત્રણ રીતે ઉપાયો બતાવે છે: (૧) સ્ત્રી–પુરુષનાં બીજનો સંયોગ જ ન થવા દેવો. એ માટે જંતુનાશક દવાઓના લોશનની પીચકારીઓ, જન્તુનાશક દવાની સોગટીઓ અથવા મલમોનો, સમાગમ અગાઉ અને સમાગમ બાદ ઉપયોગ કરવાની ભલામણ તેઓ

કરે છે. આવી દવાઓ જેલી, સાબુ, લોશનના નામે તૈયાર મળે છે. અને હરેક સમાગમ વખતે તેનો ઉપયોગ કરવો પડે છે. જો તેમાં ગફલત ખાધી તો ગર્ભ રહી જવા સંભવ રહે છે. ( ૨ ) બીજું સ્ત્રીઓને ગર્ભાશયના મુખ ઉપર પહેરાવવાની પારસી ટોપીના ઘાટની પ્રેસરીઓ જુદી જુદી જાતની તૈયાર બજારમાં કેમીસ્ટોને ત્યાં મળે છે. આવી પ્રેસરીઓ ગર્ભાશયના મુખ ઉપર બેસારી આપવામાં આવે છે. એટલે તે એક ઢાંકણું બની જાય છે અને સ્ત્રી–પુરુષના બીજના સંયોગને અટકાવે છે. ( ૩ ) ત્રીજી શોધ તરીકે પુરુષના ગુપ્તભાગ ઉપર બંધ બેસતી ઘણી જ બારીક કોથળી જેવી 'ફ્રેંચલેટર' નામની રબ્બરની કોથળીઓ મળે છે. એ સમાગમ અગાઉ પુરુષને પહેરી લેવી પડે છે. એથી પછી વીર્યપાત સ્ત્રીઅવયવમાં નહિ થતાં એ કોથળીમાં રહી જાય છે.

આવાં સાધનો અનેક મળે છે અને એનો ઉપયોગ થાય છે. ઘણું કરીને એથી સંતતિ અટકાવી શકાય છે. વિદેશીઓની આ શોધ કાંઈક અંશે સફળ થઈ છે. આવી જ રીતે જો કોઈ ખાવાની દવાઓ પણ શોધાઈ હોય અને તે સફળ નીવડતી હોય તો તેનો મને ખ્યાલ નથી.

કારણ કે દવા ખાનાર કદાચ એ દવાથી નિષ્ફળ જાય છે તો કોઇને કહેતા હોતા નથી, એટલે ખાવાની કઇ દવા કેટલા અંશે સાચી અને સારી છે, તેના સંબંધમાં તુલનાત્મક દૃષ્ટિએ કાંઈ પણ લખવું એ મને ઠીક નથી લાગતું. પણ મારી એ માન્યતા દૃઢ છે કે કોઈ પણ એક જ દવા ખાઈ લેવાથી સંપૂર્ણ અને કાયમને માટે સ્ત્રીને વંધ્યા–વાંઝણી બનાવી નાંખે અને કોઈ પણ જાતનું નુકસાન ન કરે એવું બની શકતું નથી. થોડા વખતને માટે દવાની અસર રહે ત્યાંસુધી કદાચ સ્ત્રીબીજાણુઓ બીનતાકાત બનીને પુરુષનાં બીજ સાથે સંયોગ કરી શકતાં ન હોય, એટલું કદાચ બની શકે ખરૂં. પરંતુ એ દવાની અસર નાબૂદ થતાં સ્ત્રીબીજો પુનઃ તૈયાર થાય છે.

એટલે વારંવાર આ દવા ખાવી પડે છે અને એથી ચોક્કસ નુકસાન થતું હોય તેમ પણ જણાય છે.

છેલ્લી શોધ તરીકે સ્ત્રી અને પુરુષ ઉપર ઓપરેશન કરી બીજવાહિની નાડીઓને કાપી કાઢવામાં આવે છે. પરંતુ આવાં ઓપરેશન વધુ ખરચાળ હોવાને કારણે બધાં માનવીઓ કરાવી શકતાં નથી, ઉપરાંત એથી હમેશને માટે વાંઝીયા થઈ જવાનું હોવાથી કેટલાક આ ઉપાય પસંદ કરતા પણ નથી, તેમ જ આવાં ઓપરેશન વધી જાય તો તેના કાયદેસરપણા માટે પણ વિરોધ ઉઠવા સંભવ રહે છે.

સંતતિનિયમનનો પ્રશ્ન જેટલો ગુંચવણભર્યો છે તેટલો જ વિવાદસ્પદ છે. આ પ્રકરણમાં એ વિવાદો અને ગુંચવાડાને સ્પર્શ કર્યો નથી. માત્ર એટલું હું સ્વીકારું છું કે સંજોગો, સ્થિતિ અને સમયના કારણે સંતતિનિયમનની જરૂર છે ખરી, અને એને માટે સોએ સો ટકા સફળ ઉપાય શોધી જનકલ્યાણની ખાતર જાહેર કરવાની પણ જરૂર છે. સંતતિનિયમનનો વર્ષો થયાં હું પક્ષપાતી છું. તે વિષયમાં મારી માન્યતા, મારી શોધ, અનુભવ અને દેશી વિદેશી પ્રયોગો દૃષ્ટિ સામે રાખી તે માટેનાં સ્વતંત્ર પુસ્તકો મેં 'સંતતિનિયમન' અને 'નવદંપતીને–' લખ્યાં પણ છે. તે પ્રગટ થઈ બહોળો ફેલાવો પામી રહ્યાં છે. એટલે સંતતિનિયમન માટે વિચાર કરનાર અથવા નિયમન માટે દવાઓ અને ઉપાયો કરવા ઇચ્છા ધરાવનારે એ બન્ને પુસ્તકો મગાવી, વાંચી, આચારમાં મૂકવા હું ભલામણ કરું છું. એ પુસ્તકોમાં દેશી વિદેશી અનેક દવાઓ–સાધનો–નૈસર્ગિક ઉપચારોનો ઉપયોગ અને તેનાં પરિણામો ખૂબ ખુલ્લા દિલે બતાવ્યાં છે. એટલે નિયમનની ઇચ્છાવાળાં ભાઈ–બહેન કોઈ પણ એ માટેની દવા ખરીદતાં પહેલાં એ બન્ને પુસ્તકો વાંચી જશે તો તેમને પુષ્કળ જાણવાનું મળશે અને સાચો માર્ગ હાથ લાગશે.



# પ્રકરણ ૬૩ મું

## ગર્ભિણીનાં દર્દો-વમન-ઉલટી

**માતાની** પૂર્વભૂમિકામાં પ્રવેશ કરતી સ્ત્રી અર્થાત્ સગર્ભા બનેલી સ્ત્રીના શરીરનું પરિવર્તન થઇ જાય છે તેમ તેના મનનું, વિચારોનું અને તેની ભૂમિકાનું પણ પરિવર્તન થઇ જાય છે. ચંચળ, ચપળ, આનંદી, અને ઉત્સાહી જણાતી સ્ત્રી સગર્ભા થયા પછી જાણે તદ્દન બદલાઇ ગઇ હોય એમ લાગે છે, એની ચાલમાં મંદતા આવે છે, હસવામાં ઠાવકાઇ આવે છે, બોલવામાં ગંભીરતા આવે છે, ભોજનમાં અરૂચી આવે છે અને શરીર પૂર્વે નહિ અનુભવેલી સ્થિતિ ધારણ કરી લે છે. અને અસ્પષ્ટ તથા નહિ કળી શકાતાં લક્ષણો જ્યારે તેને જણાવા લાગે છે ત્યારે સમજાય છે કે તેની ક્યારીમાં બીજારોપણ થઇ ગયું છે અને અંકુર-કલમ વધવા લાગી છે.

અને એ બીજારોપણની સાથે તેની-તેના શરીરની જવાબદારી વધે છે. તેના રક્ષણની, તેને સાચવવાની તકેદારી રાખવી પડે છે અને તેની હમેશની દિનચર્યા તથા રાત્રિચર્યામાં ફેરફાર કરવો પડે છે. તેની સાથે ગર્ભવાળી સ્ત્રીઓને ખાસ વ્યાધિઓ થઇ આવે છે ત્યારે તે વ્યાધિ સ્ત્રીશરીરને નુકસાન ન કરે, તેના ઉદરમાં રહેલા ગર્ભને હાનિ ન થાય અને તે વ્યાધિ નાબૂદ થાય એવી વ્યવસ્થા કરવાની પણ રહે છે.

સાધારણ સ્ત્રીઓના વ્યાધિની ચિકિત્સા કરવી એ કરતાં ગર્ભિણી સ્ત્રીની ચિકિત્સા કરવી તેમાં વધુ સાવચેતી રાખવાની હોય છે અને એ સાવચેતી રાખવામાં ન આવે તો ગર્ભને જરૂર નુકસાન થાય છે. એમાં થયેલી ગંભીર ભૂલોના પરિણામે કયારેક ગર્ભપાત થઇ જાય છે, યા તો ગર્ભ શુષ્ક બની છોડ બાઝી જાય છે અથવા ગર્ભ અને માતાનો અંતકાળ આવી લાગે છે. આ સ્થિતિને લઇને જ ઘણું કરીને ગર્ભવાળી સ્ત્રીઓ દવા-ઔષધો કરતાં ડરે છે.

પરંતુ ખરી રીતે ગર્ભિણી સ્ત્રીની ચિકિત્સા કરવામાં કોઇ ડર રાખવાની જરૂર નથી, સાવચેતી રાખવાની જરૂર છે. બુદ્ધિમાન વૈદ્ય–ડોકટરના હાથે સગર્ભા સ્ત્રીની ચિકિત્સા કરવામાં કોઇ વાંધો હોતો નથી. આયુર્વેદ શાસ્ત્રમાં તો સગર્ભાવસ્થાનાં દર્દો અને તેની સારવાર માટેનો ક્રમ જ જુદો બતાવ્યો છે. અને એ રીતે ગર્ભવતીના પ્રથમ માસથી આરંભી નવ માસ સુધી દવા આપવામાં વાંધો નથી, બલકે દર માસે જુદા જુદા પાઠથી બનાવેલા પ્રયોગો, તૈયાર કરેલી દવાઓ જો તેને આપવામાં આવે તો પેદા થનાર બાળક અતીવ સુંદર, નમણું, તંદુરસ્ત, બુદ્ધિમાન અને દીર્ઘાયુષી બની શકે છે. એટલે સગર્ભાવસ્થામાં અનુભવી, વિદ્વાન અને જેણે અનેક ગર્ભિણીની સારવાર કરી છે તેવા વૈદ્ય–ડોકટરની દવા લેવામાં જરીએ શંકા રાખવાની કે ભય પામવાની જરૂર નથી.

ગર્ભ રહ્યા પછી પહેલે માસે ખાસ કરીને નવાં ચિહ્નો પ્રગટતાં નથી. હા, માત્ર સાધારણ મંદાગ્નિ જેવું લાગે છે, શરીર સુસ્તીવાળું જણાય છે, જરી પડી રહેવાનું મન થાય છે, હરવાફરવામાં, કૂદવા–ખેલવામાં, ચંચળતા અને ચપળતામાં જરીક આળસ જણાય છે. અને સવારમાં ઉઠતાંની સાથે મોળ આવે છે. હમેશના વહાલા લાગતા પદાર્થો–ભાવતા પદાર્થો તરફ અણગમો અને અરૂચી જેવું લાગે છે. એટલે વહેમ પડે છે કે જરૂર 'દાડા રહ્યા છે.'

નાની વહુવારૂઓ શરમની મારી આવું કાંઇ બોલતી નથી હોતી, પણ તેના શરીરનાં પરિવર્તન પામેલાં લક્ષણો જોઇને જ ઘરમાં વડીલ વૃદ્ધા અથવા આધેડ સાસુ–જેઠાણી જાણી લે છે કે વહુ ભારેખમ બન્યાં લાગે છે. પરંતુ આ શંકા વધુ વખત રાહ જોવરાવતી નથી. ઘણું કરીને પંચોતેર ટકા સ્ત્રીઓને ટાઇમસરનું આવતું દસ્તાન (માસિક ધર્મ) બંધ થઇ જાય છે અને બીજા મહિનાની શરૂઆત થાય છે. આ બીજા મહિનાની શરૂઆત સ્ત્રીઓને ભારે દુ:ખ

આપે છે. કારણ કે ગર્ભાશયમાં ઓર જેટલો પિંડ બંધાય છે અને એ બંધારણના હિસાબે સ્નાયુમંડળ પ્રાણુરંધ્ર (મેડયુલા ઓબ્લોગેટા)માં શ્વાસોચ્છવાસની ક્રિયા ઉપર અસર કરે છે અને એ અસરથી સ્નાયુ ચલાયમાન થઈ ઉલટી કરાવનાર બે કેંદ્રો ઉશ્કેરાય છે. સગર્ભાને બીજા મહિને ઉલટી થવા લાગે છે. આ ઉપરાંત ઉલટી થવાનું બીજું કારણ છે: ગર્ભાશયની ગ્રીવામાં લોહીનો ભરાવો થવાથી તેમાં દાહ થાય છે અને ક્યારેક એ દાહના પરિણામે ક્ષત જેવું થાય છે. ક્યારેક ગર્ભાશય ગર્ભ રહેવાને કારણે અનુમાન થાય છે અને તેના પરિણામે પણ ઉલટીઓ થાય છે. પણ ઘણું કરીને આ સ્થાનિક જગ્યામાં થયેલા ફેરફાર તરફ તરત લક્ષ જતું નથી, તેના ઉપચારો પણ કરવામાં આવતા નથી, અને ખાવાની દવાઓ આપવાથી ઉલટી બંધ થઈ જાય તો સ્થાનિક જગ્યાએ સારવાર કરવાની જરૂર પણ નથી.

સગર્ભાની ઉલટીની ખૂબી એ છે કે તેને જે વસ્તુની વાસ આવતી હોય તે વસ્તુ ખાવાને આપવામાં આવે તો ખાસ ઉલટી થાય છે, જ્યારે કોઈક એવી પણ વસ્તુ હોય છે કે જે લેવાથી એને ઉલટી થતી નથી આ ઉલટીને સાધારણ રીતે સ્ત્રીઓ 'હેળ' છે એમ કહીને ચલાવ્યે રાખે છે, અને એકાદ બે મહિના આવું દુઃખ સહન કરીને ચલાવે જાય છે. ઘણું કરીને ચોથા કે પાંચમા મહિના પછી એ ઉલટી આપોઆપ બંધ થઈ જાય છે. છતાં આવી ઉલટીથી પ્રાણઘાત થયેલા પણ જોયા છે. કેટલીક સ્ત્રીઓને પાણી પણ ટકતું નથી અને સતત ઉલટી થયા જ કરે છે. તેને માટે માત્ર, હેળ-હેળ, કરીને બેસી રહેવું વાજબી નથી, ઉપાયો કરવાની ખાસ જરૂર છે. કેટલાક એવા ઉપાયો હું બતાવીશ કે જે ઉપાયો વૈદ્ય કે ડોકટર વગર પણ જાતે નિર્ભય રીતે કરી શકાય છે અને તે ઘણું કરીને સફળ નીવડે છે. પ્રથમ આવા ઉપાયો અજમાવવા છતાં પણ ઉલટી બંધ ન થાય તો પછી વૈદ્ય ડોકટર પાસે એ

બાઇને સારવારમાં મૂકવી જોઇએ. જો સતત ઉલટીઓ ચાલુ રહે છે તો દરદીની આંખમાં ખાડા પડવા લાગે છે, ચહેરો બેસી જાય છે અને શ્યામ થતો જાય છે, જીભ સૂકી પડતી જાય છે, પેટમાં પીપડી પાસે સખત દરદ થવા લાગે છે, ઉંઘ ઉડી જઈને ચિત્ત અસ્થિર બને છે, તાવ શરૂ થાય છે, નાડી પાતળી બને છે અને ક્ષીણ થતી જાય છે, મોઢું વાસ મારવા માંડે છે, જીભ કાળી પડીને આખરે મૃત્યુ થાય છે. પરંતુ હેળની ઉલટીનું આ છેવટનું પરિણામ ઘણા ઓછા કેસોમાં આવે છે. એટલે ઉલટી થાય એથી આ છેવટના પરિણામને કલ્પી લઈ ભય પામવાની કે દોડાદોડ કરવાની કોઈ જરૂર નથી. ધીરજથી ઉપાય કરવા જોઈએ.

હેળની ઉલટીનો એક ઘણો જ અસરકારક, નિર્ભય અને વગર પૈસાનો પ્રયોગ હું જાણું છું. એ પ્રયોગ મેં ત્રણેક હજાર સ્ત્રીઓને બતાવ્યો છે. પરંતુ એમાં દુઃખ એ છે કે જો પ્રયોગ દરદીને બતાવવામાં આવે છે તો આવા નજીવા પ્રયોગ ઉપર દરદીને વિશ્વાસ બેસતો નથી. એટલે એ જ પ્રયોગની દવાને મારે ઘેર તૈયાર કરી શીશીમાં ભરી એને રંગીન બનાવી. દવાના નામે કેટલીક વખત આપવી પડી છે. એ દવા બનાવવામાં માત્ર એક પૈસાનું ખરચ હોવા છતાં દરરોજની દવાના ચાર આના મેં લીધા છે, અને એ રીતે દવા, શીશી, રંગ, આપનાર વૈદ્ય—આ બધું દરદીના દિલ પર 'રોગ મટી જશે' એવો વિશ્વાસ ઉત્પન્ન કરે છે. એટલે તે હેળની ઉલટી બંધ કરવા માટે કારણભૂત બને છે. માટે આ પ્રયોગ જાણી લેનારને પ્રથમ વિનતિ એ કરવાની છે કે તેણે એ મોઢે કરી રાખવો અને સગર્ભા સ્ત્રીની દુઃખી અવસ્થામાં એ પ્રયોગ બતાવવો, અથવા પોતાને ત્યાં તૈયાર કરીને દવા આપવાથી દરદી વધુ વિશ્વાસ કરે છે એ મારો અનુભવ છે. અને એથી જ કેટલીક વાર આવા સાદા પ્રયોગની ફરતાં પણ ગુપ્તતાનાં ચીંથરાં વીંટવાં પડે છે.

આ પ્રયોગ છે તો બિલકુલ નજીવો. તમે એ વાંચીને પણ વિચારમાં પડી જશો. પણ મારી ઉપર વિશ્વાસ રાખી જરૂર પહેલી તકે અને વહેલી સારવારમાં તે કરજો. લ્યો એ પ્રયોગ :

એને માટે ખાટાં લીંબુ લાવવાં. તે લગભગ ચાર હોવાં જોઇએ. મોંઘવારીને કારણે વધુ પૈસા બેસે તો ચિંતા નહિ પણ ચાર લીંબુ લાવો. તેને પંદર તોલા પાણીમાં કાપીને નીચોવી નાંખો અને ગાળી લ્યો. એને એક બાટલીમાં ભરી દો. સગર્ભાની હેળની ઉલટીમાં એ પાણી કહો યા દવા કે પ્રયોગ કહો—તે પ્રવાહી આખા દિવસમાં આપી દેવાનું છે. ત્રણ ભાગે આપો. તેને રંગીન કરવું હોય તો 'કોચીનલ'નું એક ટીપું નાંખો, લાલ સુરેખ રંગ બનશે. પહેલા જ દિવસે ઉલટી બંધ થશે, ખાવામાં રૂચી થશે, ભૂખ લાગશે, મોળ આવતી બંધ થશે, ચાર છ દિવસ સુધી જરીકે ભય પામ્યા વિના આપો. લીંબુની ખટાશ ગર્ભવાળી સ્ત્રીને કેમ અપાય ? સોજા ચડે તો ? આવો વહેમ લાવશો નહિ. તાજા લીંબુનો રસ કદાપિ સોજા કરતો નથી, એથી સાંધા રહી જતા નથી, તેમ જ કોઇ કષ્ટ થતું નથી. કારણ કે ખાટો રસ સ્વભાવે ગરમ છે. એમાં ગળપણ મેળવવામાં આવે તો એ શરદી કરે છે અને સાંધા પકડે છે. જો કે ખાટો રસ એટલે તેમાં આંબલી કે કોકમને ભેળવી દેવાં નહિ. હું તો તાજા લીંબુના રસની વાત કરૂં છું. આંબલીમાં તો ગળપણ છે અને કોકમમાં તૈલી પદાર્થ છે. એટલે એ જુદા જુદા પદાર્થોના સ્વભાવ પણ જુદા જ હોય છે. પિતામહના ફરજંદમાં મૂછવાળો તે કાકો ને નમૂછીઆં એ ફોઈ, એટલું તો સમજવું જ જોઇ ને ! તેમ ખાટા પદાર્થ બધા સરખા નથી હોતા. લીંબુની ખટાશમાં ખાટો, કડવો, તુરો, ખારો, અને મધુર, પંચ રસ રહ્યા છે, અને એ પંચામૃત જેવું કામ કરે છે. જરૂરથી આપો— સગર્ભાની ઉલટી, મોળ, અને અરૂચીમાં નિડરપણે લીંબુનો રસ પ્રત્યક્ષ બતાવો કે ગુપ્તતાનાં ચીંથરાં વીંટીને આપો.

જે સ્ત્રીઓના શરીરમાં વાયુ પ્રધાન હોય છે, અને વારંવાર ઓડકાર કે દબદબો રહ્યા કરતો હોય છે, તેવી સ્ત્રીઓ સગર્ભા થાય છે ત્યારે તેમની હેળની ઉલટીમાં વાયુનું પ્રાધાન્ય હોય છે, તેવી સ્ત્રીને લીંબુના પાણી કરતાં મોરના પીંછાના ચાંદલાને બાળી તેની બનાવેલી રાખોડી બે ચણાના દાણા જેટલી ( બે રતી ) મધમાં કાલવીને ચટાડવાથી ઉલટી અને મોળ બંધ થાય છે. કેટલીક સ્ત્રીઓને ડાંગરની ધાણી વાટી તેને મધ સાથે ચટાડવાથી ઉલટી અને મોળ બંધ થાય છે. કેટલીક સ્ત્રીઓને સવારમાં પ્રથમ શેકેલા ચણા એક મૂઠી ધીમે ધીમે ચાવીને ખાવા આપવાથી અને ઉપર પાણી નહિ પીવરાવવાથી તે દિવસે બીજો ખોરાક પેટમાં રહે છે અને ઉલટી થતી નથી. સુખડ પાવલીભાર જેટલી પાણીમાં ઘસીને પીવરાવવાથી તથા ઘી તો. ૦ા અને સીંધવ બે વાલ વાટી, મેળવી, ચટાડવાથી પણ ઉલટી બંધ થાય છે. અથવા ડાંગરની ધાણી તો. ૨ ને પાંચ તોલા પાણીમાં પલાળી, બે કલાક પછી બીલીનો ગર્ભ ઘસી તેમાં તે બે વાલ અને પાવલીભાર મધ નાંખી, એ બધું પાઈ દેવાથી પેટમાં રહે છે અને ઉલટી બંધ થાય છે. કેટલીક સ્ત્રીઓને ચીતી સુવડાવી દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લેવરાવવાથી પણ પ્રાણરંધ્ર ઉપર તેની અસર થાય છે અને ઉશ્કેરાયેલું સ્નાયુમંડળ શાંત થઈને ઉલટી બંધ થાય છે.

આ બધા ઉપાયો નિર્ભય અને હરકોઈ માણસ પોતાના હાથે કરી શકે એવા છે. આ ઉપાયો કરવા છતાં ઉલટી બંધ ન થાય અને તેનું જોર વધતું જતું હોય, દરદી ક્ષીણ બનતી જતી હોય તો પછી કુશળ વૈદ્ય–ડૉકટરની સલાહ લઈને તેના ઉપાય અથવા ઉપચાર કરવાની જરૂર છે.

કેટલીક વખત આંતરડાંમાં મળનો સખત ભરાવો અથવા જૂના વખતની કબજીયાત હોય છે અને તેને પરિણામે ઉલટી થતી હોય છે. તેવા દરદીને કોઈ પણ ઉપાય કે ઉપચાર આપતા

પહેલાં તેની મળશુદ્ધિ થવા માટે સૂક્ષ્મ રેચક દવા આપીને મળશુદ્ધિ કરી લેવી હિતકારક છે. સગર્ભાવસ્થાવાળી સ્ત્રીને રેચક દવા આપવા માટે ઘણી જ કાળજી રાખવી જોઇએ છે. નેપાળા જેવી ગરમ અને દાહક તથા મીંઢીયાવળ જેવી ચૂંક લાવનાર દવા સગર્ભાને ભારે નુકસાન કરે છે. આવી દવાથી કેટલીક વખત મરડો થઈ આવે છે અને ગર્ભસ્રાવ કે ગર્ભપાત પણ થઈ જાય છે. એટલે એવી સ્ત્રીને એરંડીયું તેલ (કેસ્ટર ઓઇલ) આપવું સારૂં છે, અથવા ગરમાળો, કાળી દ્રાક્ષ, ગુલાબનાં ફૂલ અને હરડે એ સરખા વજને મેળવી, તેમાંથી એક તોલો લઇને ચહાની માફક ઉકાળો કરી લેવાથી, એકાદ બે સારા દસ્ત થઈ જાય છે અથવા એનીમાથી દસ્ત કરાવવો વધુ નિર્ભય અને સલાહકારક છે.

સગર્ભાની ઉલટી માટે જેમ દેશી દવાઓ ખાવામાં આપી ઉલટી બંધ કરાય છે તેમ અંગ્રેજી દવાઓ–બાય કાર્બોનેટ ઓફ સોડા, બાય કાર્બોનેટ ઓફ પોટાશ, ક્રિયાસોટ, ડીલ્યુટ હાઇડ્રોસ્યાનિક એસીડ, એ જુદા જુદા પ્રમાણથી કુશળ ડૉકટરના હાથે આપવામાં આવે તો જરૂર લાભ કરે છે, પરંતુ કોઈ પણ દરદી એને જાતે વાપરી શકતો નથી. એ દવાઓ ડોકટરની પાસેથી જ લેવી જોઇએ, ડ્રગીસ્ટને ત્યાંથી નહિ.

દવા ખવરાવવાના ઉપાયથી ઉલટી જ્યારે બંધ નથી થતી ત્યારે વરાંગપથમાં અંગુલીપ્રવેશ કરીને ગર્ભાશયની હાલત તપાસવી પડે છે અને ત્યાં સ્થાનિક ઉપચારો કરવાથી કેટલીક વખત ઉલટી બંધ થઈ જાય છે.

અંગુલી મૂકતાં ગર્ભાશયની ગ્રીવા સૂજેલી જણાય અથવા સ્પર્શ કરતાં દાહ, બળતરા કે શોથ જણાય તો નાઇટ્રેટ સીલ્વરથી એ ભાગ બાળવામાં આવે છે અને એ માટે 'સ્પેકયુલમ' નામનું યંત્ર ચડાવી નિષ્ણાત ડોકટરો જ એ કામ કરી શકે છે. કેટલાક ડોકટરોનો સ્ટ્રોંગ આયોડીન લગાડવાનો મત છે, જ્યારે મોર્ફીયાની સોગઠી

પહેરાવવાથી પણ એ ભાગોની પીડા બંધ થાય છે અને ઉલટી શાંત થાય છે.

સ્થાનિક જગ્યા માટેના આ ઉપાયો અશિક્ષિત, બિનઅનુભવી વૈદ્ય-ડોકટરોએ કરવા ન જોઇએ. પૂરતા જ્ઞાન અને અનુભવ સિવાયના માણસો આવા ઉપાયથી લાભને બદલે હાનિ કરી બેસે છે. દરદીએ પણ તે માટે જ્ઞાનવાન, અનુભવી વૈદ્ય-ડોકટરની જ સારવાર લેવી જોઇએ.

કેટલીક વખતે સતત ઉલટી થતી રહે છે અને બિલકુલ ઉપાયો સફળ નથી થતા ત્યારે દરદી બહેન અત્યંત ક્ષીણ થતી જાય છે. એવે વખતે તેને પૂંઠ દ્વારા દૂધની એનીમા આપીને તેના શરીર અને શક્તિનું રક્ષણ કરવાનું હોય છે અને કેટલાક દિવસ સુધી એ રીતે પોષણ આપીને બીજા ઉપચારો કામે લગાડવા પડે છે.

બરફ ચૂસવા આપવામાં કે પીપડી ઉપર રાઇનું પ્લાસ્ટર મૂકવામાં કોઈ પણ વાંધો નથી, અને દરદીની પ્રકૃતિ એક સરખી હોતી નથી, એટલે કોઈ વાર આવા નજીવા ઉપાયથી પણ સારો લાભ થાય છે.

જ્યારે એમ લાગે કે સઘળા ઉપાયો નિષ્ફળ જાય છે અને દરદી કોઈ પણ રીતે નિર્ભય નથી, ત્યારે છેલ્લા ઉપાય તરીકે ગર્ભપાત કરાવવો જોઇએ. કુદરતી રીતે ઘણું કરીને આ અસાધ્ય અવસ્થા આવતાં પહેલાં જ ગર્ભપાત થઈ જાય છે. પરંતુ એ ન થાય અને બીજી કોઈ પણ રીતે સગર્ભાની બચવાની આશા ન લાગે તો પછી આખરે ગર્ભપાત કરાવીને પણ બાઈની રક્ષા કરી લેવી જોઇએ.



## પ્રકરણ ૬૪મું

## સગર્ભાનાં દર્દો

**ઘ**ણા ક્ષારવાળા પદાર્થો અથવા આંકડી આવે તેવાં દ્રવ્યો તથા અત્યંત ઉષ્ણ સ્વભાવનાં ઔષધો જેમાં પડતાં હોય એવાં ઔષધો ગર્ભિણીને આપવામાં વાંધો છે. તો પણ ઘણાખરા વ્યાધિઓ ગર્ભિણીને થાય છે અને એ વખતે નિર્ભય ઔષધો અને દ્રવ્યો વાપરવામાં આવે તો રોગમુક્તિ થાય છે. એટલે આ જગ્યાએ સાધારણ રીતે હરેકોઇ માણસ સગર્ભા માટે વાપરી શકે, છતાં કોઈ પણ જાતનું નુકસાન ન થાય તેવા ઉપાયો વ્યાધિના નામ સાથે બતાવું છું. તે દરેક ઉપાય અમારા વાપરેલા અને અજમાવેલા છે. તેમ તેટલા જ તે નિર્ભય પણ છે.

### તાવ માટે

સગર્ભાને કેટલીક વખત આહારવિહારની વિષમતાના પરિણામે તાવ આવે છે. એ તાવ જો લાંબો વખત શરીરમાં રહે છે અને સુવાવડ સુધી લંબાય છે તો તે તાવ ટકી રહી પછી સુવારોગમાં ફેરવાઇ જાય છે. તેમાંથી ક્ષય રોગ જેવાં ચિહ્નો થઇ આવે છે. એટલે જ્યારે ગર્ભિણીનું શરીર તપેલું જણાય અને તાવની શરૂઆત થાય એટલે તેના ખોરાકમાં ભારે પદાર્થો બંધ કરી, ફળોના રસ, દૂધ, સાબુચોખાની કાંજી અને ભાતની કણકી, મગની દાળ, એવા હળવા પદાર્થો આપવા. તેને એકાદ દિવસથી વધુ લાંઘણ કરાવવી નહિ; અને ત્યારપછી ઔષધમાં–

મહુડો, સુખડ, વાળો, ઉપલસરી, જેઠીમધ અને પદ્મકાષ્ટ એ સઘળી વસ્તુ સરખા વજને લઇને ખાંડી રાખી, તેમાંથી સવા રૂપીઆભાર ભૂકાને સવાશેર પાણીમાં ઉકાળી. પાંચ તોલા પાણી રહેતાં ગાળીને પીવરાવવું. દિવસમાં બે વખત આપવું.

અથવા દૂધીનો મગજ, પહાડમૂળ, વાળો, મોથ, ગળો, કરીયાતાની પાંદડી અને ધાણા એ સરખા વજને લઇ તેને ઉપર પ્રમાણે તૈયાર કરી, તેનો પણ ઉપર મુજબ કવાથ બનાવી આપવાથી અને કેટલાક દિવસ ચાલુ રાખવાથી તાવની શાંતિ થાય છે.

તાવ સાથે મંદાગ્નિ રહેતો હોય તો સુદર્શન ચૂર્ણ ૦ા તોલો રાત્રે પાંચ તોલા પાણીમાં માટીના વાસણમાં પલાળી રાખીને સવારમાં ગાળી લઈ તેમાં કોલંભાનું બારીક વાટેલું ચૂર્ણ એ વાલ મેળવી, જરી મધ નાંખી પીવરાવવું, અને એ રીતે સવારનું પલાળેલું સાંજે પીવરાવવું. સુદર્શનની કડવાશ સહન ન થાય તો તેની ઉપર એક મોસંબીનો રસ આપવો કે સંતરૂં ચૂસવા આપવું.

આવો કવાથ પીવામાં જેની અશક્તિ હોય એવી સ્ત્રીઓ માટે નીચે પ્રમાણે ગોળી બનાવી વાપરવી.

સુદર્શન ચૂર્ણ એક શેર લઇને તેને આઠગણા પાણીમાં ઉકાળવું. અરધું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લઈ કૂચા ફેંકી દઇ, એ પાણીને ફરી ઉકાળતાં ઉકાળતાં શીરા જેવું ઘટ્ટ થાય એટલે નીચે ઉતારવું. આનું નામ સુદર્શનનું ઘન કહેવાય. એવી જ રીતે લીલી ગળોને ખાંડી, ઉકાળો કરી તેનું ઘન કાઢવું. આ બંને ઘન પાંચ પાંચ તોલા લેવાં અને દશ તોલાની અંદર કડવી નાઇ (મામેજવો) તો. ૨ાા, અતિવિષયની કળી તો. ૧ અને ફુલાવેલી ફટકડી તો. ૧ મેળવીને ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

આ ગોળી વધુમાં વધુ એક ટંકે ચાર જેટલી પાણી સાથે ગળાવી શકાય. દિવસમાં ત્રણ વખત આ ગોળી આપવાથી જીર્ણ તાવ અથવા વિષમજ્વર અથવા ઠંડી આવીને ચડતા તાવને ઉતારે છે અને અટકાવે પણ છે. એટલે તાવ હોય ત્યારે અને ઉતરી ગયો હોય ત્યારે પણ આ ગોળી સગર્ભાને આપી શકાય, તેમ જ હરકોઈ–માણસ–સ્ત્રી, પુરુષ, બાળકને આ ગોળી આપવામાં લેશ પણ વાંધો નથી.

ક્યારેક મેલેરીયાની મોસમમાં ટાઢ વાઇને આવતો ગર્ભિણીનો તાવ કોઇ દવાથી અટકતો નથી ત્યારે તેને કવીનાઇન આપવાની લાલચ થાય છે, પરંતુ કવીનાઇન અત્યંત ગરમ હોવાથી તેમ જ તે પૂરતા ડોઝમાં આપવાથી ગર્ભપાત અથવા કસુવાવડ થઇ જવાનો ડર રહે છે. તેવા તાવમાં કવીનાઇન આપવાની જરૂરીઆત લાગે તો એકલું કવીનાઇન નહિ આપતાં ઉપર બતાવેલી ગોળી બનાવતી વખતે ઉપર જે ઔષધો લખ્યાં છે તે ઉપરાંત ૧ તોલો કવીનાઇન લેવું અને એક તોલો કાંચકાના ગોળા તાવડી ઉપર શેકી બારીક ભૂકો બનાવીને એ બેઉ તેની અંદર નાંખી ગોળી વાળવી. એટલે મેલેરીયા અથવા પિત્તજ્વરમાં ટાઢને અટકાવી તાવને ઉતારવામાં વાંધો આવતો નથી. આ રીતે બનાવેલી ગોળીમાં પડતું કવીનાઇન નુકસાન કરતું નથી, કારણ કે તેમાં મોટું પ્રમાણ ગળોના ઘનનું છે અને તે ઠંડી તથા ગરમીનું હરણ કરનાર છે. છતાં આ ગોળી ચાલતી હોય તે વખતે સગર્ભાને મોસંબીનો રસ તથા ગાયનું દૂધ અવશ્ય આપવું, કારણ કે કવીનાઇનની ગરમાઈને કાબૂમાં રાખવાનું કામ મોસંબી અને દૂધ કરે છે.

તાવ સાથે અતિસાર (ઝાડા) હોય તો જાંબુના ઠળીયા, આંબાની ગોટલી, મજીઠ, જેઠીમધ, વાળો અને લોદર—એ સરખા વજને લઈ તેનું ચૂર્ણ બનાવવું, ડાંગરની ધાણી ફોડીને એ ધાણીને પાણીમાં રાંધી તેની રાબડી સાથે આ ચૂર્ણ પાવલીભાર આપવાથી તાવ સાથેનો અતિસાર (ઝાડા) મટે છે, તેમ જ ક્યારેક 'ગંગાધર ચૂર્ણ' આપવાથી પણ ફાયદો થાય છે.

**મરડો હોય તો**

ઘણી વાર સગર્ભાને મરડો થઇ જાય છે અને સતત આંકડી આવે છે. એ આંકડીના વળ સાથે ક્યારેક ગર્ભપાત કે કસુવાવડ થઇ જવા પણ સંભવ છે. એટલે જ્યારે મરડો થાય ત્યારે તેને બધી

જાતના ભારે ખોરાકો—રોટલી રોટલા, જમણ વગેરે ત્યાગ કરાવી દેવા અને ભાતની કણકી તથા મોળા દહીંની છાશ આપવી.

મરડામાં ઘણું કરીને ઝાડો થતો નથી હોતો, પરંતુ લોહી ને પરૂ (આમ) પડતાં હોય છે. તે ઘણો ત્રાસ આપે છે. એ વખતે મુખ્ય ફરજ આંતરડાં સડતાં અટકાવવાની અને પડી રહેલા જુના મળનો નિકાલ કરી નાંખવાની રહે છે. તેવે વખતે હીમેજ (બાળહરડે) તો. ૫ ને એરંડીયાના તેલમાં તળી લઇ તેને ખાંડી તેમાં અમથુ જીરૂ (ઓથમી) આખું તો. ૨।। મેળવવું, તેમ જ સાકર તો. ૨।। ખાંડીને મેળવી ફાકી બનાવવી. આ ફાકી દિવસમાં ત્રણ વખત આપવાથી ઝાડો થાય છે અને તેની સાથે જૂના મળની ગાંઠો તથા આમનો નિકાલ થઈ જાય છે. આ ફાકી સગર્ભાને આપવામાં કોઈ જાતની હરકત નથી.

અથવા હીમેજ તો. ૪ એરંડીયામાં તળી લેવી. તેમાં વરીયાળી તો. ૨।।, સાકર તો. ૧। અને સુંઠ તો. ૧। ઘીમાં શેકી લઇ તે બધાંને ખાંડી ફાકી બનાવી લેવી. આ ફાકી પણ દિવસમાં બે વખત પાણી સાથે આપવાથી જૂના મળનો નિકાલ થાય છે અને આતરડાંમાંથી જૂનો મળ નિકળી જવાથી તેમ જ ઉપરથી સખત ખોરાક બંધ હોવાથી આપોઆપ મરડો બંધ થઈ જાય છે.

મળનો નિકાલ થઇ જવા છતાં પણ મરડો ચાલૂ રહે, આંકડી આવતી હોય તો પછી મોળા દહીંમાં કુમળાં બીલાંનો ગર્ભ ચાર વાલ મેળવી, બે ત્રણ દિવસ આપવાથી તથા તેવી જ રીતે દહીં સાથે અમથુ જીરૂ આપવાથી પણ બંધ થાય છે. અથવા 'હ્રીબેરાદિ ક્વાથ'—વાળો, ગળો, અરલુની છાલ, રતાંજળી, ખપાટનાં મૂળ, ધાણા, મોથ, સફેદ વાળો, ધમાસાનાં મૂળ, ખડસલીઓ, અતિ વિષની કળી, આ વસ્તુ સરખા વજને લઈ ખાંડી તેમાંથી સવા તાલો ક્વાથ એક શેર પાણીમાં ઉકાળી, પાંચ તોલા પાણી રહે એટલે

ગાળી ઠંડું પાડી આપવાથી ઝાડા અને મરડો તથા તેની સાથેના ઉપદ્રવોમાં સારો ફાયદો કરે છે અને તેને 'હ્રીબેરાદિ કવાથ' કહે છે.

કેટલીક વખત દાડમના રસ તથા ચોખાના પાણીનું ધોવરામણ બન્ને એકેક તોલો મેળવી તેમાં 'બીસ્મથ' (અંગ્રેજી દવાનો પાઉડર આવે છે) છ રતી જેટલો આપવાથી ઉષ્ણુતા નાબૂદ થઈ મરડો બંધ થઈ જાય છે અને તે ઘણી સારી અસર કરે છે. મરડાની જોરવાળી સ્થિતિમાં દરદીને ખૂબ આરામ આપવાની જરૂર છે અને જ્યારે મરડાની અસહ્ય આંકડી હોય ત્યારે, તેને રોકી લેવા માટે પ્રમાણ સાચવીને, 'લઘુ લાહી ચૂર્ણ' અથવા 'કર્પુરાદિ વટી' આપવામાં આવે છે તો આંકડી (વીટ) બંધ થાય છે અને શરીરમાં સ્ફુર્તિ આવે છે.

ઝાડા–મરડો થાય ત્યારે બીજા વ્યાધિ કરતાં સગર્ભાની વધુ રક્ષા કરવાની ફરજ ઉભી એટલા માટે થાય છે કે મરડાને પરિણામે આંતરડાંમાં ઉત્તેજના વધી જાય છે અને તેના પ્રતિફળ રૂપે ગર્ભાશયનો અત્યંત સંકોચ થાય છે અને ગર્ભસ્રાવ કે ગર્ભપાત થઈ જાય છે. માત્ર એટલું ધ્યાન રાખવું જોઇએ કે મરડાના દરદીને પ્રથમ જૂનો મળ નિકાલ થઈ જાય ત્યારપછી જ મરડો બંધ થવાના ઉપાયો કરવામાં આવે તો જલદી સફળતા મળે છે. ધીરજથી અને બુદ્ધિપૂર્વક સગર્ભાની ચિકિત્સા થવી જોઇએ.

**કબજીયાતમાં**

ઘણી ખરી ગર્ભિણી સ્ત્રીઓને કબજીયાત થઈ આવે છે. શરૂઆતમાં કબજીયાત તકલીફ નથી આપતી, પણ જેમ જેમ ગર્ભ વધતો જાય છે તેમ તેમ કબજીયાત વધતી જાય છે, અને હરદમ કબજીયાત રહેવાથી પેટમાં શૂળ, કમરનો દુઃખાવો અને હાથ પગમાં કળતર રહેવા લાગે છે. અને કયારેક આ કબજીયાતમાંથી મરડો થઈ

જવાનો પણ સંભવ રહે છે. કબજીયાત વધતી જાય છે ત્યારે કેટલીક વખત જાજરૂ જતી વખતે એવી પીડા થાય છે કે જાણે આખું જનનઅવયવ હમણાં તૂટીને નીચે આવશે ! જૂની કબજીયાત વધતી જાય છે, તેમ તેમ મળાશયમાં સૂકો મળ ગંઠાતો રહે છે, અને આવી કબજીયાત તરફ દુર્લક્ષ કરવાથી ઘણી વખત સુવાવડ વખતે પ્રસવકાળમાં માત્ર મળાવરોધને કારણે પ્રસવ દુઃખદાયક થઇ પડે છે અને ખોટી વેણો આવે છે. મળનો નિકાલ કરવાની આંતરડાંમાં શક્તિ હોતી નથી અને પ્રસવની પીડા વધે છે. એટલે પ્રથમથી જ મળાવરોધ ન થાય, તેમ કબજીયાત બીલકુલ ન રહે, તેની કાળજી રાખવાની જરૂર છે.

**ઉપાય :** મળને રોકી રાખનાર હોય તેવો અથવા વિદાહી ખોરાક લેવો બંધ કરવો જોઇએ. કેળાં, માખણ, ઘી, દૂધ, ફળના રસો, વગેરે પદાર્થો આપવાથી કબજીયાત રહેતી નથી અથવા હોય તો દૂર થાય છે. સાધારણ સ્થિતિ કરતાં સગર્ભાવસ્થામાં સ્ત્રીઓને સ્નિગ્ધ પદાર્થો વધુ છૂટથી આપવાની જરૂર છે. કેમકે સ્નિગ્ધતાને લઇ ગર્ભિણીનાં આંતરડાં વધુ કોમળ રહે છે. પાંચમો મહિનો બેઠા પછી ગર્ભિણીને દૂધની અંદર ઘી નાંખીને પીવરાવતી વૃદ્ધાઓને મેં જોઇ છે. ખાસ કરીને પૂરા દિવસો બેઠા પછી એકાદ મહિને ઘી-દૂધ પાવાનો રિવાજ પણ ઘણી જગ્યાએ ચાલૂ છે. આવી રીતે આહારવિહાર ઉપર કાળજી કરવાથી કબજીયાત દૂર થાય એ વધુ ઇચ્છવા યોગ્ય છે. છતાં કબજીયાત દૂર કરવા માટે દવા લેવાની જરૂર પડે તો જેમાં નેપાળો પડતો હોય તેવી દવા તથા જેમાં એળીયો કે ટંકણખાર આવતો હોય તેવી દવા ગર્ભિણીને રેચ તરીકે કદિ પણ આપવી ન જોઇએ. આ દવાઓની અંદર ગર્ભપાત થવામાં મદદ કરે તેવાં ઔષધો હોય છે.

ગર્ભિણીની કબજીયાત માટે આંબળાનો મુરબ્બો, હરડેનો મુરબ્બો અથવા ગુલકંદ દૂધની સાથે સાંજે આપવામાં આવે તો સવારમાં

ખુલાસાથી દસ્ત સાફ થઇ જાય છે. કાળી દ્રાક્ષ અને ગુલાબનાં ફૂલ સરખા વજને એટલે રૂપીઆ રૂપીઆભાર મેળવી, તેમાં અરધાભાર સાકર મેળવી દૂધ અથવા પાણી સાથે લેવાથી એકાદ બે દસ્ત આવે છે, અથવા અગાઉ મરડાના ઉપાયમાં બતાવેલી હીમેજ અને વરીયાળીવાળી ફાકી રાત્રે સૂતી વખતે લેવાથી સવારમાં સાફ દસ્ત થાય છે. સ્વાદીષ્ટ વિરેચન અને ત્રિફળા જેવી ફાકીઓ પણ કોઇ વાર ગર્ભિણી સ્ત્રીની કબજીઆતમાં આપી શકાય. વધુ જરૂરીઆત હોય તો એરંડીયું સુંઠના ઉકાળા સાથે આપવામાં વાંધો નથી. અને મળ ઘણો સખત થઇ ગયો હોય તો ગરમ પાણીમાં એરંડીયું નાંખી તેની એનીમા આપવાથી સફરામાં ભરાઇ રહેલા અને ગંઠાઇ ગયેલા મળનો નિકાલ થઇ, મોટાં આંતરડાં ચોકખાં બને છે. એથી ઘણી જ રાહત મળી જાય છે. સગર્ભાને એનીમા આપવામાં કોઇ જાતની શંકા, ભય કે વહેમ રાખવાનું કારણ નથી. જ્યારે જરૂર જણાય ત્યારે ખુશીથી આપી શકાય છે.

**ખાંસી–ઉધરસ**

સગર્ભાને ઘણું કરીને કફ વગરની ખાંસી (કાસ) થઇ આવે છે અને તે દિવસો સુધી લંબાય છે. આવી ખાંસીમાં કોઇ જાતનું કારણ નહિ હોવા છતાં પણ ગર્ભાશયના સ્નાયુ ઉત્તેજન પામે છે અને શરીરસ્થ બીજા સ્નાયુઓ એ ઉત્તેજનાને ઝડપી લઇ ખાંસી પેદા કરે છે ત્યારે ગર્ભિણી રાત્રિ દિવસ ધાંસી ધાંસીને ત્રાસ અનુભવે છે. ક્યારેક આવી ખાંસી ગર્ભ રહેવાની શરૂઆતમાં થઇને પછી બંધ પડી જાય છે. ફરી પાંચમા મહિને કે નવમા મહિને શરૂ થઇ આવે છે, અને આવી ખાંસીમાંથી કેટલીક ગર્ભિણીઓને, શ્વાસ, દમ, જેવું જણાય છે. એટલે ખાંસીની શરૂઆત થતાં ઉપાયો કરવા જોઇએ કે જેથી લંબાય નહિ તેમ જ તે દમ કે શ્વાસ જેવું સ્વરૂપ પકડે નહિ.

તેલ, મરચાં અને તેલમાં તળેલા પદાર્થો (વિદાહી) બંધ કરવા અને પ્રશ્રીપરણો (સમેરવો), કાંસકીનાં પાતરાં તથા

અરડુશીનાં પાતરાં એ ત્રણેનો રસ કાઢી તેમાં જરાક મધ મેળવી આપવાથી ખાંસી દૂર થાય છે; અથવા ચણીબોરનાં પાતરાં લીલા લાવી તેને ઘીમાં શેકી, તેનું વજન હોય તેથી ચોથા વજને સીંધાલુણ મેળવી, એમાંથી બે વાલ જેટલી દવા મધમાં ચાટવા આપવાથી ઉધરસ પાકીને મટી જાય છે. અથવા એલચીનાં બીજનું ચૂર્ણ તો. ૦।।, તમાલપત્ર ચૂર્ણ તો. ૦।।, તજ તો. ૦।।, પીંપર તો. ૦।।, સાકર તો. ૪, જેઠીમધ તો. ૪, ખજૂર તો. ૪, ધરાખ તો. ૪, આ બધી દવાઓ મેળવી ચણીબોર જેવડી ગોળી બનાવી દરદીને દિવસમાં ત્રણ વખત આપવી, અથવા શીતોપ્લાદિ ચૂર્ણ એક વાલ મધ સાથે આપવું. ખાંસી સાથે ઘણી નબળાઇ હોય તો શિતોપ્લાદિ વાલ બે અને વસંતમાલતી રતી બે મેળવીને આપવાં. તેથી ઉધરસ અને શ્વાસ બેસી જાય છે.

## ઉદરરોગ–સોજા

ગર્ભ રહ્યા પછી ઘણું કરીને સ્ત્રીઓના શરીરમાં ફેરફાર થાય છે. અને સાધારણ પાંડુતા (પીળાશ–ફીકાશ) આવી જાય છે. પરંતુ સાધારણ થયેલા આ જાતના ફેરફારમાં કશું પણ કરવાનું રહેતું નથી. જ્યારે એ ફીકાશ એકદમ વધી રહેલી હોય અને લોહીમાંનાં રક્તકણો નાબૂદ થતાં જતાં હોય તો તે રક્તકણોને મજબૂતી મળે તેવો લોહનાં તત્ત્વોવાળો ખોરાક આપવો પડે છે, અથવા મંડુર, લોહ, સુવર્ણમાક્ષિક, આદિથી મિશ્રિત દવાઓ આપવાની પણ એ વખતે જરૂર રહે છે.

ઘણી વખત દરદીના તંતુમય કોષમાં પાણી જામી જવાથી અથવા લોહીમાં જલીય અંશ વધવાથી સગર્ભાના હાથ, પગ અને મોઢા ઉપર પણ સોજા આવે છે. આવા સોજા વધે તો ડોક ઉપર અને છેવટ દુંટી ઉપર સોજા આવે છે. અને આ પ્રમાણે સોજા આવવાથી શરીરમાંનું લોહી ઓછું થઇ પોષણ ઘટી જાય છે અને

ઘણી વખત સાતમા કે આઠમા મહિને બચ્ચું ગર્ભમાં જ મરણ પામે છે અને મરેલા બચ્ચાના વિષથી માતા પણ મરણ પામે છે, અથવા તો ગર્ભપાત થાય છે. આવા સોજા આવવાનું કારણ શું ? ઘણું કરીને ગર્ભિણી સ્ત્રીના પેશાબમાં આલબ્યુમેન જવાથી સોજા આવે છે અથવા રક્તવાહિનીઓ ઉપર ગર્ભાશયનું દબાણ થવાથી સોજા આવે છે. પરંતુ આલબ્યુમેન જનાર દરદીના સોજા મોઢા ઉપર ઘણા હોય છે, જ્યારે ગર્ભાશયના દબાણથી રક્તવાહિની વિકૃત થવાથી આવેલા સોજા પગ ઉપર વધુ હોય છે.

**ઉપાય**–શરીર ઉપર ફીકાશ વધવા લાગે અને ફેફરાયેલો ચહેરો જણાય એટલે તે માટે દવા શરૂ કરવી જોઇએ. મૂત્રલ દવાઓ તથા શોથઘ્ન દવાઓ આપવામાં વાંધો નથી. કરીયાતુ, કોલંભો, ગળો, એકેક ભાગ અને તેમાં ત્રીફળાં ત્રણ ભાગ મેળવી તેમાંથી રાત્રે ૨ તોલા લઇ દશ તોલા પાણીમાં પલાળી, સવારમાં ચોળી, તે ગળી લેવું અને તેમાં જરી મધ મેળવી ગરમ કરીને દરદીને પાવાથી ઝાડો અને પેશાબ ખુલાસાથી આવે છે અને શોથ તથા ફીકાશ હળવાં પડે છે. અથવા સુંઠ તો. ૧, મરી તો. ૧, પીપર તો. ૧, જવખાર તો. ૧, અને સારી લોહભસ્મ તો. ૪ એ પાંચે ચીજોને સાથે મેળવી ઘુંટી રાખવી. આ દવાનું નામ શોથહર લોહ છે. તેમાંથી એક વાલ અને ત્રિફળાં અરધો તોલો પાણીમાં પલાળીને અઢી તોલા પાણી સાથે દિવસમાં બે વખત આપવાથી અને થોડાક દિવસ ચાલૂ રાખવાથી જલીય તત્ત્વ ઓછું થાય છે, સોજા ઉતરે છે અને લાલાશ આવવા લાગે છે. નવાયસ લોહ ત્રણ રતી સુધી, વિચાર કરી, દરદીનું બળાબળ જોઇને આપી શકાય છે. આટલા ઉપાયો કરવા છતાં સોજા ન ઉતરે તો પેશાબની તપાસ કરાવવી.



# પ્રકરણ ૬૫મું

## ગર્ભસ્રાવ અને ગર્ભપાત

સંતાનને ધારણ કરનારી માતાની જવાબદારી કેટલી કઠિન છે એને સમજીને સગર્ભા નારીની રહેણીકરણી અને દિનચર્યા માટે ખાસ આજ્ઞાઓ આયુર્વેદના નિષ્ણાતોએ ફરમાવી છે. સગર્ભાવસ્થાના આહારવિહાર, ચેષ્ટા અને માનસિક વિચારણા સુધીની પણ અસર બાળકો ઉપર થાય છે, અને ખરી રીતે બાળકની પ્રાથમિક શરીરની મરામત માતા તેના ઉદરમાં કરતી હોવાથી માતાની ક્ષણેક્ષણ અને પલેપલ તેના ગર્ભમાં સર્જાતા બાળકના વિચારમાં જાય છે. મૂર્તિ તૈયાર કરતાં એક કલાવિશારદના હાથમાંના ટાંકણાના ટકોરે મૂર્તિનું એકેક અંગ જેમ તૈયાર થાય છે, તેમ સગર્ભા માતાની હરેક ક્ષણ બાળક-સર્જનમાં મૂર્તિમંત બને છે અને એટલા જ માટે આર્યોએ સગર્ભાની સંરક્ષા કરવાની પૂરી તત્પરતા બતાવેલી છે.

જ્યારે બાળક ઉદરમાં હોય છે અને માતા બેપરવા બને છે, તેને આકસ્મિક કારણો નડે છે, યા તો ગર્ભધારણ કરનારાં અવયવો ગર્ભની ગોષ્ટિ તોડવા, લગાવેલી બાથ છોડી દેવા તૈયાર થાય છે, ત્યારે વૃક્ષ ઉપરથી કાચું ફળ જેમ ખરી પડે છે તેમ ઉદરમાંથી અપરિપક્વ ગર્ભ સરી પડે છે, એને ગર્ભસ્રાવ યા તો ગર્ભપાત કહી શકાય છે. આને ત્રણ વર્ગમાં વહેંચી શકાય છે: (૧) ગર્ભસ્રાવ, (૨) ગર્ભપાત, (૩) અકાલિક પ્રસૂતિ.

જે રાત્રિએ ગર્ભ રહે ત્યારથી માંડીને ચાર મહિનાની અંદર ગર્ભ પડી જાય તો તેને ગર્ભસ્રાવ કહેવામાં આવે છે, કારણ કે ત્યાંસુધી ગર્ભ કોમળ રહે છે. જો કે પિંડાકાર બંધાયેલો ગર્ભ હોય છે, છતાં તેને ગર્ભસ્રાવ નામ આપવામાં આવે છે અને ચોથા મહિનાથી સાતમા મહિના સુધી ગર્ભ પડી જાય છે તો તેને ગર્ભપાત કહેવામાં

આવે છે અને ઘણું કરીને લોકો આ સાત મહિના સુધીમાં થતા ગર્ભપાતને જ 'કસુવાવડ'ના નામથી ઓળખાવે છે. સાતમા મહિના પછી અને ૨૮૦ દિવસ પૂરા થતાં પહેલાં જે ગર્ભ પડી જાય છે તેને અકાલિક પ્રસૂતિ અથવા 'અધૂરીયાં' કહે છે.

ગર્ભપાત અને ગર્ભસ્ત્રાવના કેસો સાધારણ રીતે મધ્યમ વર્ગ કરતાં શ્રીમંતો અને ઉચ્ચ ગણાતા વર્ગમાં વધુ થાય છે અને પ્રથમ વખત કરતાં ત્યારપછીની સગર્ભાવસ્થામાં આવા કેસો વધુ બને છે.

કેટલીક સ્ત્રીઓને એવી આદત પડી જાય છે કે એ વારંવાર ગર્ભધારણ કરે છે અને વારંવાર ગર્ભપાત થઈ જાય છે અને એક બે વખત આ પ્રમાણે અપરિપક્વ ગર્ભનો નાશ થયા પછી ગર્ભાશયની ધારણાશક્તિ બીલકુલ નબળી બની ગયેલી હોય છે. આવી સ્ત્રીઓ ત્રણ અને વધુ તો ચાર મહિનાથી વધારે ગર્ભધારણ કરી શકતી જ નથી. ગર્ભાશય પોતાના જરાયુમંડળની શક્તિથી ગર્ભને બરાબર પકડમાં લે અર્થાત્ પાંચમા મહિનાની શરૂઆત થાય તે પહેલાં ગર્ભ સ્ત્રવી જાય છે.

શરૂઆતના બે ત્રણ મહિનાના ગર્ભસ્ત્રાવનાં લક્ષણો તો કયારેક સ્પષ્ટ હોતાં પણ નથી. બે ત્રણ મહિના થાય છે કે અટકાવ દેખાવ આપે છે અને માંસલ ટુકડા રક્તકણોમિશ્રિત અટકાવની સાથે પડે છે, ત્યારે એવી સ્ત્રીઓ માને છે કે બે ત્રણ મહિના ચડી જવાથી અટકાવનો બિગાડ બહાર પડે છે. પરંતુ ત્રીજો મહિનો પૂરો થાય છે અને ચોથાની શરૂઆતમાં જો ગર્ભસ્ત્રાવ થાય છે તો તેમાં ખાસ જરાયુ તૈયાર થઈ ગયો હોય છે અને ગર્ભાશયની અંદર લપેટાઈ ગયેલો હોય છે. એટલે પ્રથમ ગર્ભોદક કોષ ફૂટી પ્રસૂતાની માફક પ્રથમ ગર્ભ અને પછી જરાયુ બહાર આવે છે.

કેટલીક વખત આ જરાયુ એટલો સખત અંદર ચોટેલો હોય છે કે તેને બહાર લાવવામાં ઘણી મુશ્કેલી પડે છે અને એને

અંગે સ્ત્રીઓને સુતિકાજ્વર પણ આવે છે તથા અત્યંત દુઃખ પેદા થાય છે. એટલે ત્રીજા મહિનાથી છઠ્ઠા મહિના સુધીનો ગર્ભપાત અત્યંત ભયંકર છે. કદાપિ આ ગર્ભપાત પછી જરાયુનો ભાગ અંદર રહી જવા પામે છે તો તે ગર્ભાશયની અંદર રહીને સડે છે અને ગર્ભાશયમાં ભયંકર પીડા કરે છે.

## ગર્ભસ્રાવ થવાનાં કારણ

વિષમ આસને (ઉભડક પગે ઘણી વાર બેસવું) બેસવાથી, અચાનક પડી જવાથી અથવા કોઈ પણ પ્રાણીની હડફેટે ચડીને પડી જવાથી, મળ, મૂત્ર, અને વાયુનો વેગ રોકવાથી, સખત તાવથી, દારૂણ અને કઠિન પરિશ્રમ કરવાથી, ગર્ભ રહેવા છતાં અત્યંત મૈથુન અને વિષમ આસનોએ મૈથુન કરવાથી, ગર્ભાશયમાં જેમને ઘણી ગરમાઇ છે તેવી સ્ત્રીઓને અને રતવાના કોઠાવાળી સ્ત્રીઓને અથવા જેને એકાદ બે વખત ગર્ભસ્રાવ થઇ ગર્ભાશયના સ્નાયુ ઢીલા પડી ગયેલા હોય છે તેવી સ્ત્રીઓને ગર્ભસ્રાવ થાય છે.

## ગર્ભપાત થવાનાં કારણો

પેટ ઉપર ચોટ અથવા માર લાગવાથી, પેટ ઉપર સખત દબાણ થવાથી, ભયંકર દૃશ્યો જોવાથી, ઊંડો કૂવો કે ઉંચે પહાડ ઉપરથી નીચે રહેલી ઊંડી ખીણ જોવાથી, અત્યંત વેગવાળાં વાહન (ઘોડો, ગાડી, ઉંટ) પર સવારી કરવાથી, ભૂકંપ થવાથી, વંટોળ આદિ તોફાન અને મકાનો તૂટી પડવા જેવા અકસ્માત અથવા ગાડીઓના એકસીડેન્ટ જેવાં કારણો પોતાની નજર સામે બનવાથી, સિંહની ગર્જના સાંભળવાથી, મેઘની ભયંકર ગર્જનાથી અને ભારે વીજળી પડવાથી પણ ગર્ભપાત થાય છે.

જે સ્ત્રી હમેશાં ચત્તી સૂઇ રહેવાની ટેવવાળી છે તે સ્ત્રીના ગર્ભની નાડીનો આશ્રય કરેલી નાડી ગર્ભના ગળામાં લપેટાવાથી પણ ગર્ભપાત થવાનો સંભવ છે.

શરીરના કોઈ પણ અંગ ઉપર સખત માર પડવાથી, પાછળના ભાગમાં ઉછળી પડવાથી, અત્યંત ક્રોધ કરવાથી, અત્યંત ચિન્તા કરવાથી, સ્નાનગૃહમાં ઘણો વખત સુધી સ્નાન કરવાથી રક્તવાહિનીઓ સંકોચાય છે અને ગર્ભપાત થવાને કારણ મળે છે.

ઘણી હવા ચાલતી હોય તેમાં રાત્રિને વખતે ખુલ્લામાં સુઇ રહેવાથી, તેમ જ અત્યંત ગરમી લાગવાથી, જેની ઉપર ખૂબ અણગમો હોય તેવા પદાર્થને સુંઘવાથી, ઘણી ભૂખ વેઠવાથી ( વ્રત, ઉપવાસ, તપશ્ચર્યા ), શરીરમાંથી ઘણું લોહી વહી જવાથી, અકરાંતીયા થઈ પેટ અકળાય તેટલું દબાણપૂર્વક ભોજન લેવાથી, દરરોજ પુરુષસમાગમ સેવવાથી ગર્ભાશયનું મુખ ખુલ્લું બની જાય છે અને ગર્ભપાત થાય છે.

કેટલીક વખત રક્તનું દબાણ વધી જઇ, વાયુ અંદર પ્રવેશ કરતો અટકી જાય છે ત્યારે વધુ પડતા પોષણ ઉપરાંતનું રક્ત ગર્ભપાત કરવાને કારણરૂપ બને છે.

ઘણી દુબળી સ્ત્રીને ગર્ભ રહે અને શરીરમાંથી બાળકને પૂરતું પોષણ ન મળે તો ગર્ભપાત થઈ જાય છે.

સખત તાવ આવે અને સતત જ્વર રહે કે જે જ્વરનો વેગ અત્યંત હોવાને પરિણામે ગર્ભપાત થઈ જાય છે.

ઉપદંશ–ચાંદી થયેલી સ્ત્રીને એ રોગની અસર બાકી રહી ગઈ હોય છે અને ગર્ભ રહે છે તો તે ગર્ભને ઉપદંશના વિકારથી દુષિત થયેલું લોહી પોષણ આપી શકતું નથી, ત્યારે ગર્ભ સરી જાય છે અથવા ગર્ભપાત થાય છે.

ગર્ભાશયનો કોઈ રોગ હોય અર્થાત ગર્ભાશય વાંકું હોય, અથવા એની અંદર કોઈ ગ્રંથી થઈ આવી હોય ત્યારે તેવી સ્ત્રીને ગર્ભપાત થઇ જાય છે; કારણ કે ગર્ભને વિસ્તૃત થવાની જગ્યા હોતી નથી.

અત્યંત ઉલટી થઈ આવવાથી, જોરથી ખાંસી થવાથી અથવા પેટમાં અત્યંત શૂળ પેદા થવાથી પણ ગર્ભપાત થઈ જાય છે.

કવીનાઈન, એળીઓ, કેન્થારીડીસ, કપાસનાં મૂળની છાલ, ગાજરનાં બીજ, સાપની કાંચળી, ઇત્યાદિ દેશી–અંગ્રેજી દવાઓ ખાવાથી અથવા નેપાળો, મીંઢીયાવળ, નસોતર, કાળાદાણા જેવા રેચક પદાર્થોનો ભારી રેચ લેવાથી પણ ગર્ભપાત થાય છે.

કેટલીક વખત ભયંકર ચોટ અને સખત દવાઓ તથા ગરમાઇથી પણ ગર્ભપાત નથી થતો, જ્યારે ક્યારેક બહુ જ નજીવા કારણથી ગર્ભપાત થઇ જાય છે, એવી પણ કુદરતની ગર્ભરક્ષાની કરામત અને ઘટના જોઈ છે, અને તેથી મનુષ્યકર્તવ્ય સાથે ઇશ્વરેચ્છા સંકળાયેલી હોય તેમ ભાસે છે.

**લક્ષણ**

ગર્ભસ્રાવ કે ગર્ભપાત થવાનો હોય ત્યારે બે પ્રકારનાં લક્ષણો થાય છે : (૧) રક્તસ્રાવ. (૨) વેદના.

પરંતુ આ રક્તસ્રાવ અને વેદના થતા પહેલાં આવું થવાનું હોય છે ત્યારે સ્ત્રીઓને ચક્કર આવે છે, ગ્લાનિ પેદા થાય છે તથા તેના સ્તનનો ભાગ શિથિળ બની જાય છે અને એ રીતે થયા પછી રક્તસ્રાવ શરૂ થાય છે.

**રક્તસ્રાવ**

ગર્ભાશયથી ગર્ભઅંડ અલગ થવા જાય છે એટલે રક્તસ્રાવ થવા લાગે છે અને તેની વેદના પણ હોય છે.

**વેદના**

ઘણું કરીને ગર્ભાશય સંકોચાવાથી કમર, પીઠ અથવા પેટની નીચેના ભાગમાં વેદના થવા લાગે છે.

ઘણું કરીને તો રક્તસ્રાવ શરૂ થતાંની સાથે વેદના ચાલૂ થાય છે, જ્યારે કેટલાક કેસોમાં પ્રથમ વેદના જણાય છે અને પછી

રક્તસ્રાવ શરૂ થાય છે. કેટલાક કેસોમાં વેદના સિવાય ઘણા દિવસ સુધી રક્તસ્રાવ ચાલુ રહે છે, છતાં ગર્ભપાત થતો નથી. જો કે ગર્ભપાત થવાનાં જે લક્ષણમાં રક્તસ્રાવ અને વેદના બંને સાથે જ ચાલૂ થઈ ગયેલાં હોય છે તેવો ગર્ભપાત રોકી શકવો કઠિન બને છે, જ્યારે કેવળ વેદના અથવા રક્તસ્રાવ એક જ લક્ષણ હોય છે તો એ ગર્ભપાત રોકવો સાધ્ય બને છે.

ઉપચાર અને ઉપાય કરતાં પહેલાં કુશળ ચિકિત્સકે કે દાયણે દરદીને ચત્તા લેટાવી આંગળી ઉપર સ્નિગ્ધ પદાર્થ (દીવેલ અથવા ઘી) લગાડી, વરાંગપથમાં દાખલ કરીને ગર્ભાશયનું મુખ તપાસી લેવાની જરૂર છે. ગર્ભાશયનું મુખ ખુલ્લું થઈ ગયું હોય અને આંગળીથી ગર્ભાંગને સ્પર્શી શકાય તેટલો તે નીચે આવી ગયો હોય તો પછી ગર્ભપાત રોકવાના ઉપાય નિષ્ફળ નીવડે છે, એ પછી તો ગર્ભપાત થયા વગર રહેતો જ નથી. પરંતુ ગર્ભાશયનું મુખ સંકોચાયલું જ હોય તો ઉપાયો કરવાથી સફળતા મળે છે.

## ઉપાય અને ઉપચાર

સગર્ભા સ્ત્રીને બેચેની, ગ્લાનિ વગેરે લક્ષણો જણાય, તેના પેડુમાં દર્દ—વેદના જેવું લાગે તો તત્કાળ સંબંધીની ફરજ છે કે તેને એક કોમળ શય્યા ઉપર સુવરાવી દેવી જોઈએ અને કુશળ ચિકિત્સક અથવા દાયણને બોલાવી લાવી તેના શરીરની તપાસ કરાવીને ઉપાયો શરૂ કરવા અથવા નીચે બતાવેલા ઉપચારો નિર્ભય હોવાથી હરકોઈ બુદ્ધિમાન માણસ કરી શકે છે.

પહેલે મહિને ગર્ભસ્રાવનો સંભવ દેખાય તો દ્રાક્ષ, જેઠીમધ, સુખડ અને રતાંજલી દર ટંકે એક એક આની ભાર જેટલાં દૂધમાં વાટી જરા ઘી નાંખી દર ત્રણ કલાકે પીવરાવવાં. તેમાં ગાયનું દૂધ લેવું. અથવા કમળનાં ફૂલ, વાળો, સીંઘોડાં, પડકચુરો દૂધમાં વાટી ઉપર પ્રમાણે આપવું.

બીજા મહિને ગર્ભસ્રાવનો સંભવ જણાય તો કમળનાં ફૂલ પાવલીભાર અને નાગકેશર પાવલીભાર દર ત્રણ ત્રણ કલાકે ગાયના દૂધની સાથે વાટીને પાવાં.

ત્રીજા મહિને ગર્ભસ્રાવ થવાનો સંભવ હોય તો નાગકેશર પાવલીભાર વાટી દૂધમાં મેળવી તેમાં સાકર નાંખીને દર ત્રણ કલાકે પાવું. પરંતુ તેની સાથે સખત વેદના થતી હોય તો અને શૂળ નિકળતું હોય તો પદમક, સુખડ, વાળો કમળની નાળ, દરેક બે આનીભાર ઠંડા પાણીમાં વાટીને પાવાં.

ચોથા મહિને ગર્ભપાતનો સંભવ જણાય અને તેની સાથે તૃષા, શૂળ, દાહ અને જ્વર પણ હોય તો કેળનો કંદ, નીલકમળ અને વાળો એ બે બે આનીભાર દૂધ સાથે વાટી ત્રણ ત્રણ કલાકે પાવું.

પાંચમા મહિને ગર્ભપાતનો સંભવ જણાય તો દાડમનાં પાન તથા સુખડ વાટીને દૂધની સાથે થોડું દહીં મેળવીને પાવું, અથવા નીલકમળ, કમળકાકડી, બોરનાં પાતરાં, નાગકેશર. પદમકાષ્ટ એને પાણીમાં વાટી, કપડે ગાળી, થોડું દૂધ મેળવીને પાઈ દેવું. દરેક પદાર્થ એક આનીભારને આશરે લેવો.

છઠ્ઠા મહિને ગર્ભપાત થવાનો સંભવ જણાય તો સોનાગેરૂ, ગાયના છાણનાં અડાયાં છાણાંની રાખોડી, પીંપર અને ધુલાવેલી ફટકડી દરેક એકેક આનીભાર અથવા એથી બમણું પ્રમાણ લઈ પાણીમાં ઉકાળો કરી, ગાળી, નીચે ઉતારી તેમાં દૂધ, સાકર અને સુખડનો ઘસારો ઉમેરીને પાઈ દેવું. દૂધ પાશેર, સાકર એક તોલો અને સુખડ બે આનીભાર પ્રમાણમાં લેવું.

સાતમા મહિને ગર્ભપાત થવાનો સંભવ જણાય તો વાળો, ગોખરૂ, મોથ, લજામણી, નાગકેશર, પદમક—દરેક પા તોલો લઈ તેને દશ તોલા પાણીમાં ઉકાળી, ગાળી—સાકર મેળવી, દર ત્રણ કલાકે ઉકાળો આપવો.

આઠમા મહિને ગર્ભપાત થવાનો સંભવ જણાય તો લોદર અને પીંપર તથા ગોદંતીનું ચૂર્ણ એકેક વાલ ઘી અને સાકર સાથે મેળવી દર ત્રણ ત્રણ કલાકે આપવું.

ઉપરના ઉપચારોમાં દવાઓનું પ્રમાણ જણાવ્યું છે, છતાં સગર્ભાનું બળાબળ, શક્તિ, સ્થિતિ અને સંજોગોનો વિચાર કરી આ દવાઓનું પ્રમાણ ઓછું વધતું કરી શકાય છે, અને આ બતાવેલાં ઔષધો વનસ્પતિનાં હોવાથી સંપૂર્ણ નિર્ભય છે. એટલે વગર ચિકિત્સકે ઉપાયો કરવામાં પણ વાંધો નથી. ગર્ભિણીના ગર્ભસ્રાવ અને ગર્ભપાતમાં ઘણું કરીને શીતળ, પરિશેક, અવગાહ અને પ્રદેહાદિક પ્રયોગો કરવાનું શાસ્ત્ર ફરમાન કરે છે. સગર્ભાને હરકોઈ મહિનામાં ગર્ભસ્રાવ કે ગર્ભપાત થવાનું જણાય તો પણ **ઉત્પલાદિગણ** આપવાની આજ્ઞા છે. લીલાં કમળ, લાલ કમળ, કલ્હાર, કુમુદિની (પોયણાં), ધોળાં કમળ અને મધુક નામના કમળને ઉત્પલાદિગણ કહેવાય છે. એમાંથી જેટલાં મળે તેટલાં લઈ દૂધ અથવા પાણીમાં વાટી પાવાથી ગર્ભસ્રાવ અને ગર્ભપાત થતો અટકે છે, અને તેના ઉપદ્રવો, દાહ, તૃષા, રક્તપિત્ત, મૂર્છા, ઉલટી, અને અરૂચીની શાંતિ કરે છે. એવી જ રીતે લજામણી, ધાવડીનાં ફૂલ, લીલાં કમળ, જેઠીમધ, લોદર–એને સરખા વજને લઈ તેમાંથી સવા તોલાને વીશ તોલા પાણીમાં ઉકાળી, પાંચ તોલા બાકી રહેતાં ગર્ભિણીને ઠંડા પાણીના ટબમાં બેસારી પીવરાવવાથી ગર્ભ સ્થિર થાય છે અને ગર્ભપાત અટકે છે.

અથવા કુંભાર ચાકડા વડે વાસણ બનાવતાં જે તેના હાથે માટી ચોટે છે તે માટી અરધાથી એક તોલો જેટલી બકરીના દૂધ સાથે મેળવી પીવરાવવાથી પણ ગર્ભપાત થતો અટકે છે.

ઉપર બતાવેલા ઉપાયો સહેલા અને સરસ છે. અને સાધારણ જણાતા આવા પ્રયોગો ગર્ભપાતને અટકાવે છે. હવે પછી ગર્ભપાત અટકાવવાના ખાસ પ્રયોગો, સ્થાનિક ઉપચારો અને તાંત્રિક ઉપાયો આપીને આ વિષય પૂરો કરીશું.

## પ્રકરણ ૬૬ મું

### ગર્ભસ્રાવ–ગર્ભપાત (ચાલુ)

ગત પ્રકરણમાં હરકોઈ માણસ પોતાની જાતે ઘરગથુ બનાવી શકે તેવા ઉપચાર બતાવી આપ્યા છે. છતાં કેટલીક સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી ત્રીજે અથવા પાંચમે મહિને ચોક્કસ સમય પર ગર્ભસ્રાવ અને ગર્ભપાત થઈ જાય છે. આવી સ્ત્રીઓમાં રજદોષ હોય છે અથવા પુરુષનો વીર્યદોષ પણ હોય છે. પ્રથમ એવી સ્ત્રીઓના પતિની તબીયત તપાસી જોઇ, તેનો ઉપચાર કરી, દૃઢ વીર્ય બને તેવી દવાઓ કેટલોક વખત આપી, વીર્યને દૃઢ બનાવીને પછી જ સ્ત્રીને ગર્ભવતી કરવી ઘટે. તેની સાથે ગર્ભપાત થઇ જતો હોય તેવી સ્ત્રીએ ગર્ભધારણની ઉતાવળ નહિ કરતાં પોતાના રજદોષ અને ગર્ભાશયની નિર્બળતાને સુધારી લઇ તેને બળવાન બનાવવાં જોઇએ, અને ગર્ભ રહ્યા પછી તે સ્ત્રીના ગર્ભનું પોષણ થાય, ગર્ભપાત ન થાય તેવાં ઔષધો પ્રથમ માસથી શરૂ કરી, નવ માસ પૂરા થાય ત્યાંસુધી આપવાની જરૂર છે. આવાં ઔષધો સાધારણ માણસને માટે બનાવવા જરા કટાકૂટવાળાં છે ખરાં, છતાં તે ઘણો જ લાભ આપનાર છે. અમોએ અનેક વખત એ ઔષધો વાપરી અનુભવ કરેલો છે. એટલે દરેક ચિકિત્સકને આ ઔષધો બનાવી રાખી, સગર્ભાને આપવાની ભલામણ કરીએ છીએ.

**ગર્ભામૃતવટી**

સફેદ ચંદન, લાલ ચંદન, શતાવરી, આહન, કૌંચબી વિદારીકંદ, નાગકેશર, નાગરમોથ મોચરસ, કમળકાકડી, પઠાણી લોદર, રૂમી મસ્તકી, ચીકણી સોપારી, વાંસકપુર, આશોપાલવનો સ્વરસ, અરડુ-સાનો સ્વરસ, કચુરો, સોનાગેરૂ, ધાવડાનાં ફૂલ.

આ સઘળી ઔષધી સમાન ભાગે લઇ કપડછાણ કરી એક દિવસ વડના દૂધમાં, એક દિવસ ચોલાઇના રસમાં, એક દિવસ સફેદ

ચંદનના કવાથની અંદર ઘુંટી, ચણા પ્રમાણે ગોળી વાળવી. ગર્ભપાત અગાઉ થઈ ગયો હોય અને વારંવાર ગર્ભસ્રાવ થતો હોય એવી પ્રકૃતિવાળી સ્રીને ગર્ભ રહ્યાની ખાતરી થયા પછી આ ગોળીમાંથી બે સવારે અને બે સાંજે ગાયના દૂધ સાથે આપવાથી, તેના ગર્ભાશયને મજબૂતી મળે છે અને ગર્ભપાત થતો નથી. ગોળી આઠમો માસ બેસે ત્યાંસુધી આપવી જોઇએ.

### ગર્ભામૃત આસવ

સફેદ ચંદન (સુખડ), નાગરમોથ, લાલ કમળ, સફેદ કમળ, કમલિની (પોયણી), પઠાણી લોદર, મજીઠ, રતાંજલી (લાલ ચંદન), કાળીપાટ, કચુરો, વડવાઈ, પીંપળાની છાલ, મજીઠ, રાસ્ના, પરવરનાં પાતરાં, કાંચનારની છાલ, મોચરસ, નાગકેશર, એ દરેક ચીજ એક એક તોલો ખાંડીને ભૂકો કરી રાખવો.

ધાવડીનાં ફૂલ ૧૬ તોલા, કાળી દ્રાક્ષ, ૨૦ તોલા, સારો ગોળ ૫૦ તોલા, સાકર ૬૦૦ તોલા, પાણી ૧૬ શેર, અશોકનો સ્વરસ ૮૦ તોલા, ગુલરનો સ્વરસ ૮૦ તોલા.

એક મજબૂત અને ચીકણા બનાવેલા માટીના વાસણમાં અથવા ચીનાઈ માટીની બરણીમાં સઘળી વસ્તુ એકત્ર કરી, ભરીને મોઢું બાંધી, કપડમટી કરી, પેક કરી રાખવું. એક મહિના પછી તેને ખોલી, ગાળી લઈને શીશીઓમાં ભરી બૂચ મારવો.

નબળી પ્રકૃતિવાળી અથવા જેનું ગર્ભાશય નબળું છે અને વારંવાર ગર્ભપાત યાને ગર્ભસ્રાવ થઈ જાય છે, તેવી સ્રીએ બીજા મહિનાથી જમ્યા બાદ આ આસવ ૧ રૂપિયાભાર લઈ બે રૂપિયાભાર પાણી નાંખીને પી જવું અને દરરોજ આ આસવ લેવો.

એ આસવના સેવનથી ગર્ભપાત તથા ગર્ભસ્રાવ થતો નથી, અથવા ગર્ભપાત થવાનાં ચિહ્નો જણાય ત્યારે આ દવા આપવાથી ગર્ભપાત થતો અટકી જઈ ગર્ભધારણ ટકી રહે છે.

## ગર્ભપાળ રસ

સુંઠ તો. ૧, મરી તો. ૧, પીંપર તો. ૧, તમાલપત્ર તો. ૧, દ્રાક્ષ તો. ૧, દેવદાર તો. ૧, એલચીદાણા તો. ૧, ધાણા તો. ૧, શાહજીરૂ તો. ૧, ચવક તો. ૧, સીસાની ભસ્મ તો. ૧, બંગભસ્મ તો. ૧, શુદ્ધ હીંગળો તો. ાા, લોહભસ્મ તો. ાા.

એ ઔષધો બારીક બનાવી, ધોળી ગરણીના રસથી સાત દિવસ સુધી ઘુંટી, સુકવીને શીશીમાં ભરવું અથવા બે રતીની ગોળી વાળવી.

**પ્રમાણ**—૧ થા ૨ ગોળી.

**અનુપાન**—કાળી દ્રાક્ષને એક તોલો પાણીમાં પલાળી રાખી, તેને ચોળી, ગાળીને એ પાણી સાથે દિવસમાં એક વખત સવારે અથવા સવાર-સાંજ બે વખત પણ આપી શકાય.

ગર્ભપાળ રસ આયુર્વેદની ઘણી જ પ્રમાણભૂત અને વખાણવા-લાયક દવા છે. આ દવા અમે વીસ વરસથી સેંકડો ગર્ભિણી સ્ત્રીને આપી જોઈ છે. ગર્ભ ધારણ થયા પછી ગર્ભપાળ રસ આપવાની શરૂઆત કરીને આઠ માસ પૂરા થાય ત્યાંસુધી આ દવા આપી અનુભવ મેળવેલો છે.

નબળી પ્રકૃતિની, પ્રદર અને ઉપદંશ વડે જેનાં જનનઅવયવો નબળાં પડી ગયાં છે તેવી પિત્તોષ્મા કે જેને લોકોક્તિમાં કોડે રતવા છે એમ કહીને સંબોધવામાં આવે છે તેવી સ્ત્રીઓને ગર્ભસ્રાવ

અને ગર્ભપાત અગાઉ થઇ જવાના કારણે જેમનું ગર્ભાશય અને તેને ધારણ કરનારાં અવયવો–સ્નાયુઓ નબળા પડી ગયાં છે, જે સ્ત્રીને કોઠામાં બાળક સુંદર નથી પાકતું યા તો પેટમાં જ મરી જાય છે, અથવા બાળક આવે છે ત્યારે રોગીષ્ટ, શરીર ઉપર ગરમીનાં ચાઠાંવાળું, ખોડખાંપણવાળું, કદરૂપું યા તો પાશવિક ચિહ્નો યાને અંગોવાળું આવે છે–આવી સ્ત્રીઓ માટે ગર્ભપાળ રસ એક અમૃત સમાન છે.

જેટલો આ રસ ગુણકારી છે તેટલી જ તે દવાની પાછળ બનાવવામાં સાવચેતી રાખવાની જરૂર છે. આ દવામાં સીસાની ભસ્મ પડે છે. મારા અનુભવથી મને ખાતરી થઇ છે કે દરેક ધાતુની ભસ્મ કરતાં સીસું જરા મારવામાં સખત મહેનત આપવાવાળું છે, અને તે જો કાચું રહે છે અને ભસ્મ બનાવવામાં બેદરકારી રાખી હોય છે તો એ પોતાનો સ્વભાવ બતાવ્યા વગર રહેતું નથી અને દરદીને મુશ્કેલીમાં મૂકી દે છે. સગર્ભાવસ્થામાં નવ માસ સુધી જે દવા નિયમિત આપવાની છે તે બિલકુલ નિર્દોષ હોવી જોઇએ અને વેપારી દૃષ્ટિથી બનતી આજની સસ્તી અને દેશી દવાઓ ખરીદતા પહેલાં સસ્તા તરફ નજર નહિ રાખતાં તેની ઉત્તમ બનાવટ તરફ નજર રાખવાની ભલામણ કર્યા વગર રહી શકાતું નથી.

**ફુળઘૃત**

હરડે, બહેડાં, આંબળાં, જેઠીમધ, ઉપલેટ, હળદર, દારૂહળદર, કડુ, વાવડીંગ, પીંપર, મોથ, ઇંદ્રવારૂણીનાં મૂળ, કાયફળ, વજ, મેદા, મહામેદા, કાકોલી, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, ધઉંલા, વરીયાળી, હીંગ, રાસ્ના, સુખડ, રતાંજલી, જાઇનાં ફુલ, વાંસકપુર, કમળ, સાકર, અજમોદ, દંતીમૂળ, સઘળી વસ્તુ એકેક તોલો લઇ, પાણીથી પત્થર ઉપર વાટી ચટણી બનાવવી.

વાછડાવાળી એકવર્ણી ગાયનું ઘી તો. ૬૪ અને ઘીથી ચારગણું એ જ ગાયનું દૂધ અને દૂધ જેટલું પાણી, એ બધું પીતળના કલાઇ કરેલા તપેલામાં એકઠું કરી ચૂલે ચઢાવી, ધીમા તાપે ઉકાળવું. પાણીનો ભાગ બળી જઇ મસાલો નીચે બેસે અને ઘી ઉભરા વગરનું ચોકખું થાય એટલે નીચે ઉતારી, ગાળી લઇ બરણીમાં ભરી રાખવું.

**પ્રમાણ**—૨થી ૪ તોલા સુધી.

દૂધને ગરમ કરીને તેમાં ઘી મેળવી પી જવું. સવાર–સાંજ બેઉ વખત લઇ શકાય. આ પાઠ સારંગધર સંહિતાનો છે. આયુર્વેદના અણમોલ રત્નોમાંનું આ રત્ન એક પ્રકાશમાન અને જળહળતું રત્ન છે, સ્ત્રી અને પુરુષ બન્ને આ ઘીનું સેવન કરી શકે છે.

વાંઝણી સ્ત્રીઓ આ ઘીના સેવનથી સંતાન પ્રાપ્ત કરી શકે છે. વીર્યમાં સંતાનઉત્પત્તિનાં બીજ જેનાં નાબૂદ થયાં છે એવા પુરુષો પણ આ ઘીનું સેવન કરવાથી બલવાન વીર્યવાળા બને છે અને સ્ત્રીને બાળક ધારણ કરાવી શકે છે. અધૂરીયાં બાળક, કસુવાવડ, ગર્ભપાત અને ગર્ભસ્રાવ, મરેલાં બાળકો આવવાં, બાળક જન્મીને તરત મરી જવું, માત્ર એક બાળક થયા પછી ફરીથી નહિ થવું, એકલી છોકરીઓ જ આવવી, ગર્ભ રહ્યા પછી વિવિધ ફરિયાદો રહેવી, ગર્ભાશયની ચૂંક થવી અને ખોટો સ્રાવ થવો, છોડ થઇ જવાની બીક રહેવી, અથવા છોડ થઇ ગયું હોય અને તેને ફરી પાલવવું હોય એટલે કે બાળકને ગર્ભમાં સજીવન બનાવવું હોય, એવી સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી આ ઘીનું આઠ માસ સેવન કરાવવું. ગર્ભ રહ્યા પહેલાં સેવન કરવાથી ગર્ભાશય અને પ્રજનનઅવયવોને પૂરતી મદદ આપે છે, એ ભાગોને મજબૂતી બક્ષે છે, સ્ત્રીત્વનાં ખાસ અવયવોને ખીલવે છે, નાની બાળકીઓને આપવાથી તેના સ્તન અને ગર્ભાશય તથા યોનીમાર્ગને યથાર્થ ખીલવી મજબૂત બનાવે છે. ફળઘૃતનું સેવન કરનારી

આખુંનું ઉદર રત્નની ખાણ બને છે. અને એ ઉદરમાં પાકતાં બાળકો તંદુરસ્ત, સુંદર અને પૂરાં ખીલેલાં અવયવોવાળાં તૈયાર થાય છે.

ફળઘૃત બનાવનારે તેના પાઠમાં અથવા બનાવટમાં જરી પણ ફેરફાર કરવો નહિ જોઇએ. ઘીમાં ગુણ પેદા કરનાર વનસ્પતિઓની પૂરી જાંચ અને તલાશ કરી, ધીરજ અને કાળજીપૂર્વક આ ઘી તૈયાર કરવું, એ સૂચના ભારપૂર્વક અમારે કરવી પડે છે. તેની સાથે એ ઘીનું સેવન કરનાર ધીરજવાન જોઇએ: આ ઉપચાર આયુર્વેદનો છે અને આયુર્વેદ એ હેતુરૂપ ચિકિત્સા છે. આ એલોપથીની કાર્યરૂપ ચિકિત્સા નથી કે આરસેનિકનું ઇંજેકશન આપ્યું અને ત્રણ કલાકમાં પાંદડે પાંદડે દીવા બળે તેવો પ્રકાશ (દાહ) ફેલાવી દે! આવી દવા ખરેખર અમૃત છે, પણ તેમાં દેવની ઉપાસના કરનાર ભક્તના જીગરથી આયુર્વેદની ઉપાસના કરનાર દર્દીએ રહેવું ઘટે. સેંકડો વખત આ ઘી બનાવ્યું છે, અનેક સ્ત્રીઓને અને પુરુષોને સેવન કરાવેલું છે અને અનેક માતાના કોઠા આ ઘીથી સુધરીને પૂર્ણ બનેલા છે.

આ ઘીનું સેવન કરનારે અતિદાહક, વિદાહી, ખાટા ખારા અને તીખા પદાર્થોનો અતિયોગ ત્યાગ કરીને ઘીનું સેવન કરવું. હજારો વર્ષથી મહર્ષિપ્રણિત આવા નુસખાઓ મૂળ રૂપમાં પોતાની તાકાત બતાવતા અને પ્રકાશ ફેલાવતા હજી પણ વિધર્મી પથીઓની સામે પોતાની સનાતન શક્તિ બતાવી રહેલા છે, જે શક્તિની સામે સહધર્મી સ્વભાવની શોધ હજી સુધી કોઇ કરી શકયું નથી.

ગર્ભરક્ષા માટે અનેક ઉપાયો છે, પરંતુ અમારા હાથે જે ઉપાયો અનુભવની છાપ પામી સફળ નીવડયા છે તે જ બતાવવામાં આવ્યા છે. ગર્ભપાત અને ગર્ભસ્ત્રાવને બે રીતે વહેંચી શકાય: ગર્ભપાત યા ગર્ભસ્ત્રાવ થતો અટકાવવો અને ફરી ન થાય તેની અગાઉથી કાળજી રાખવી. મારા માનવા પ્રમાણે જો પ્રથમથી જ કાળજી રાખીને

સગર્ભાની સ્થિતિ જાળવી રાખવામાં આવે તો એ પ્રસંગ—એ કડવો પ્રસંગ આવતો જ નથી કે ગર્ભપાતને અટકાવવાના પ્રયાસમાં ઉતરવું પડે. છતાં એ અવસ્થા માટે આગળ કેટલાક ઉપાયો બતાવ્યા છે અને હવે આ સ્થળે થોડાક સ્થાનિક અને તાંત્રિક ઉપાયો બતાવી આ વિષય પૂરો કરીશું.

આગળ ખાવા આપવાની કેટલીક દવાઓ બતાવી છે. ઉપરાંત સ્થાનિક સારવાર કરવાની પણ જરૂર છે. ગર્ભપાત અને ગર્ભસ્રાવ થશે એમ શંકા ઉપસ્થિત થતાં એવી સ્ત્રીને સઘળું કામકાજ છોડાવી દઇ એકાંત સ્થળમાં ઘોંઘાટ અને ઉપાધિરહીત સ્થળમાં સુવરાવી રાખવી જોઇએ અને તેની સારવારમાં શાંત સ્વભાવની, હસમુખી, દયાળુ અને દૃઢ મનની પ્રૌઢ ઉમરની બાઇને મૂકવી જોઇએ.

પ્રથમ કોઈ વસ્તુ ન મળે તો કાળી માટીને પાણીમાં પલાળી કપડાના બેવડમાં રાખી પેડુ ઉપર, પેટ ઉપર અને પાછળ નિતંબના ભાગ ઉપર પણ લપેટી દેવું.

ત્યાબાદ જેઠીમધને પત્થર ઉપર ગુલાબજળ સાથે ખૂબ બારીક ચટણી જેવું બનાવી તેમાં એક રૂનો પેલ ભીંજવી ગુપ્ત ભાગમાં છેક ગર્ભાશયના મુખ ઉપર મૂકી દેવો.

તેવી જ રીતે ગાયના માખણને સો પાણીથી ધોઈ પેટ ઉપર દુંટીની આસપાસ લેપ કરવાથી ગર્ભસ્રાવ માટે શરૂ થયેલું લોહી બંધ થઇને ગર્ભપાત થતો અટકી જાય છે.

## તાંત્રિક ઉપાયો

આ ઉપાયો કરવાની હું કોઇને જોરદાર ભલામણ ન કરી શકું, પરંતુ એક નહિ તો બીજી દૃષ્ટિએ એને હું માનું છું ખરો, અને તેથી શ્રદ્ધા હોય તેમણે કરવાની અથવા બીજાને બતાવી આપવાની સૂચના કરૂં છું.

## પ્રકરણ ૬૭મું

### છોડ–શુષ્ક ગર્ભ

**સ્ત્રીના** ગર્ભની અંદર રહેલાં બાળકોને કેટલીક વખત સ્વતંત્ર રોગો થાય છે. એવા રોગો ઘણા છે, પરંતુ તેની સમજૂતી અને ચિકિત્સા આપવાનું આ જગ્યાએ સ્થાન નથી. એને તો હવે પછી પ્રગટ થનાર '**બા અને બાળક**' એ પુસ્તકની અંદર આપવાની ઇચ્છા છે. એ પુસ્તકમાં સ્ત્રીની સુવાવડ અને તેની સારવાર તથા બાળઉછેર અને બાળકોના વ્યાધિઓને સ્થાન આપીશું. અત્યારે તો માત્ર શુષ્ક ગર્ભ જે જનતાની ભાષામાં 'છોડ'ના નામે બોલાય છે તેની ચર્ચા કરવામાં આવે છે.

સ્ત્રીને ગર્ભ રહ્યા પછી તેનાં સ્પષ્ટ ચિહ્નો જણાવા લાગે છે અને પ્રતિ દિવસ તે વૃદ્ધિ પામતો જાય છે, તેમ તેમ માતાનાં શરીર, સ્વભાવ અને ચિહ્નો બદલાતાં જાય છે. અને પાંચમા મહિનાની શરૂઆતથી જ સજીવ ગર્ભના હલનચલનનાં ચિહ્નો માતા પોતે પણ ખુલ્લી રીતે સમજી શકે છે.

પરંતુ બહાર કે અંદરનાં નીચે બતાવેલાં કોઇ પણ કારણને લઇને ગર્ભને પોષતું રૂધીરાભિસરણ બંધ પડી, બાળક વધતું અટકી જાય છે, એટલું જ નહિ પરંતુ તે સુકાઈ જઇને ગર્ભનાં લક્ષણો બંધ થાય છે, પેટ હળવું બની જઈ, ફરકતું બાળક બંધ થઈ જાય છે, સ્તન દુબળા બની, લટકતા થઈ જાય છે, અને માત્ર પેટમાં બોજો લાગ્યા સિવાયનાં સગર્ભાનાં બધાં લક્ષણો અદૃશ્ય થઈ જાય છે. આમ શાથી બને છે? વૈદક શાસ્ત્ર કહે છે કે શોક, અપવાસ, લુખ્ખાં અન્ન, અસ્નિગ્ધ પદાર્થ ખાવાથી, વધુ પડતો રૂધીરસ્રાવ થવાથી અથવા ગર્ભધારણ પછી જોરદાર અટકાવ આવવાથી ગર્ભ સુકાવા લાગે છે.

અર્થાત્—બહારનાં આવાં કારણો મળતાં ગર્ભને ફરતી જરાયુ (ઓર), નાડીરસ અને ગર્ભોદક વગેરે ભિન્ન ભિન્ન વસ્તુઓ જે ગર્ભનું

પોષણુ કરવા માટે ઉપયોગી છે, તેમાં વિકાર થવાથી તેની અસર ગર્ભ ઉપર થાય અને પ્રથમ ગર્ભને દરદ થાય છે. એ દરદના ત્રણ પ્રકાર છે: (૧) ગર્ભના પડનાં દરદો, (૨) ઓરનાં દરદો અને (૩) નાડીનાં દરદો.

ગર્ભના પડનાં દરદમાં પણ બે પ્રકાર છે: બહારના પડનાં દરદ, અને આભ્યંતર પડનાં દરદ. આવા પડનાં દરદ થાય છે ત્યારે તેમાં ગર્ભાશયની બાજુમાં કેટલીક ગાંઠો પેદા થાય છે, અને એ વૃદ્ધિ પામવાથી ગર્ભને મળતું પોષણ અટકી પડે છે તથા ગર્ભ સુકાવા લાગે છે, અને પછી માત્ર ગોળા જેવો આકાર થઈને રહે છે. એ પ્રમાણે ગર્ભ સુકાવા લાગવાથી બહાર તરી આવતાં સગર્ભાનાં સ્પષ્ટ લક્ષણો નાબૂદ થવા લાગે છે.

કેટલીક વખત ગર્ભ સુકાવાની સાથે ગર્ભપાતનાં લક્ષણો થઈને એ પિંડ બહાર નિકળી જાય છે તો સ્ત્રી સુખી થાય છે અને તેની તબીયત સુધરી જાય છે. પરંતુ એમ નહિ થતાં છોડ ગર્ભમાં કાયમ રહે છે, વળી વચમાં વચમાં અટકાવ બંધ થઈને ગર્ભ વધતો હોય તેવાં ચિહ્નો પણ થઈ આવે છે અને સ્ત્રીઓ માને છે કે ગર્ભ પાલવ્યો! અને કેટલીક સ્ત્રીઓને આખી જીંદગી આ ગર્ભ પેટમાં કાયમ રહી વારંવાર અટકાવ બંધ કરી, પાલવવાનાં લક્ષણો એકાદ બે મહિના બતાવી, પાછો બંધ પડી, ફરી અટકાવ શરૂ થાય છે!

વળી એ ગર્ભ કેટલાક કાળે વધવા લાગી પૂર્ણ બાળક રૂપે પણ અવતરે છે. આને વૈદક શાસ્ત્ર '**નાગોદર**' નામ આપે છે. એક કેસમાં અઢાર મહિને બાળક અવતરવાનો દાખલો જોયો છે, તેમ જ એક બાઈને ત્રણ વર્ષ સુધી ગર્ભ પેટમાં રહી અવતરવાનો કેસ પણ મારા અનુભવમાં આવ્યો છે. અઢાર માસે બાળક અવતરવાના કેસો તો અગાઉ પણ અનેક બનેલા હોવાનું જાણવામાં છે.

જ્યારે ગર્ભના બાહ્ય પડનો સંકોચ થાય છે ત્યારે પાકો ગર્ભ થવા છતાં ગર્ભજળ સ્રવી જઈ પોષાતો અટકી જાય છે અને તે એ જ સ્થિતિમાં ઘણી વખત ગર્ભાશયમાં પડી રહે છે. પછી લાંબી

મુદતે અવતરે છે. આ દરદને વૈદકશાસ્ત્ર 'ઉપવિષ્ટક' કહે છે. અથવા તો 'લીનગર્ભ' અને ઓરને લગતા અનેક રોગોનાં નામો જુદાં જુદાં આપ્યાં છે. ગર્ભ શુષ્ક બનવાનાં કારણો અનેક છે, પરંતુ એ વિષયની ચર્ચામાં ઉતરવાથી આ લોકગમ્ય વિષય વધુ અઘરો બની જાય તેમ છે. એથી છોડ થવાનાં કારણો અને અંદર થતી ક્રિયાઓની થોડીક સમજૂતી આપી આપણે તેની ચિકિત્સા તરફ વળીએ.

ગર્ભ સુકાય છે અથવા છોડ થઈ ગયું છે એમ જાણવા માટે ખાસ કોઈ સાધન નથી; પરંતુ ગર્ભિણીનાં દૈહિક લક્ષણો ઉપરથી એ જણાઈ આવે છે. સગર્ભાવસ્થામાં જેમને અટકાવ દેખાવ આપે છે તેમને છોડ થઈ જવાની ઘણી ભીતિ રહે છે. જ્યારે ચોથો કે પાંચમો મહિનો ચાલતો હોય છે ત્યારે ગર્ભિણીને અચાનક અટકાવ દેખાવ આપે છે. કોઈકને સાધારણ રક્તના ડાઘ પડી બંધ થઈ જાય છે તેને તો ખાસ ભીતિ રાખવાનું કારણ નથી, પરંતુ જો વધુ રક્તસ્રાવ થાય છે અને પાંચ કે સાત દિવસ સુધી તે ચાલૂ રહે છે તો તેની અંદર ઘણું કરીને ગર્ભપાત થાય છે. પરંતુ ગર્ભપાતનાં લક્ષણો થતાં નથી અને અટકાવ જોરદાર ચાલૂ રહે છે અથવા તેની સાથે ગર્ભોદક પણ સ્રવતું હોય છે તે જ્યારે બંધ પડી જાય છે, ત્યારે ગર્ભ સુકાઈ જવાનાં ચિહ્નો જણાવા લાગે છે અને ગર્ભિણીનું ભારે શરીર હળવું બને છે. સ્તનમાં આવેલી શ્યામલતા ઓછી થઇ જાય છે, ઉપસેલું પેટ બેસી જાય છે અને તે સ્થિતિ અગર્ભાવસ્થા જેવી જણાવા લાગે છે. માત્ર તેનું પેટ તપાસવાથી ખાલી ગર્ભાશયના બદલે મોટું માલૂમ પડે છે. તેની સાથે તેના અટકાવની અચોક્કસાઈ અને અનિયમિતપણું રહે છે તેમ જ પેડુના ભાગનો દુઃખાવો કાયમ રહી જાય છે.

કેટલીક સ્ત્રીઓને રક્તગુલ્મ જેવાં ચિહ્નો જણાય છે. એ ઉપરથી છોડ થઈ ગયું છે એમ સ્ત્રીઓ માનતી થાય છે. પરંતુ તેનું ખુલ્લું દુઃખ એ ઉભું થાય છે કે એવી સ્ત્રીને ગર્ભ ફરી રહેતો નથી અને એ 'સાલ' એને જન્મનું લાગે છે. તે એને છેવટે વાંઝણી કરી મૂકે છે.

વ્યાધિનાં કારણો નહિ સમજનારી સ્ત્રીઓ છોડની બાબતમાં કોઇના કરતુક (કામણટુમણ) સમજી, દોરાધાગા અને બાધા-માનતાના રવાડે ચઢી જતી જોઈ છે, અને વર્ષો સુધી અવળા પ્રયત્ન કરી હમેશને માટે એ નાસીપાસ બની રહે છે.

વૈદકશાસ્ત્ર શુષ્ક ગર્ભ-છોડને માટે બે રસ્તા બતાવે છેઃ (૧) 'બ્રહણ ક્રિયા' એટલે કે શરીરનું પોષણ કરે તેવાં વાતહર ઔષધો આપી ગર્ભને ફરી પાલવવો અર્થાત્ સજીવ બનાવી વધારવો. (૨) અને બીજું શુષ્ક ગર્ભને અંદરથી કાઢી નાંખવો એટલે કે પાત કરવો. પરંતુ મોટે ભાગે શાસ્ત્રવેત્તાઓનો મત છે કે જ્યાંસુધી બને ત્યાંસુધી ગર્ભને સજીવ બનાવી તેને બાળક રૂપે પ્રસવ કરાવવો એ ઇચ્છનીય છે. પ્રયત્ન કરવા છતાં પણ છોડ પાલવે નહિ તો પછી છેવટે તેને પાડી નાંખી, સ્ત્રીને રોગમુક્ત કરવી એના માટે વધુ હિતકર્તા છે. પરંતુ શુષ્ક ગર્ભને ગર્ભાશયમાં રહેવા દઈને આખી જીંદગી બરબાદ કરવી અને અનેક વ્યાધિઓનાં બીજ રોપાવાં દેવાં એ ઠીક નથી.

નીચે આપેલા ઉપાયોમાં ચોક્કસપણે એક અમુક જ ઉપાય ગર્ભને પાલવે છે કે પોષણ આપી વૃદ્ધિ આપે છે તેની સોએ સો ટકા ખાતરી આપી શકાતી નથી. પરંતુ એક ઉપાયથી જેને લાભ નથી થતો તેને બીજો ઉપાય લાભકર્તા થઇ પડે છે. તેની સાથે એક વાત અનુભવથી લખવી પડે છે કે જેને છોડ થયાને પાંચ દશ વર્ષ વીતી ગયાં છે તેવી સ્ત્રીઓને પાલવવાના ઉપાયો લાભકારક થતા નથી, પરંતુ તાજો જ ગર્ભ સુકાઈ ગયો હોય અને કુશળ-તાથી તેની સારવાર હાથ ઉપર લેવામાં આવે તો ગર્ભ ફરીથી પાલવે છે અને એવી સ્ત્રીઓની અનેકની સારવાર મેં કરી પણ છે.

## છોડ પાલવવાના ઉપાયો

### ઉપાય ૧ રોગદાંતક વટી

સુંઠ, પીંપર, મરી, હરડેદળ, બેડાંદળ, આંબળાં, વાવડીંગ, નાગકેશર, શીંગ્રસીંગીનાં બીજ, તજ, તમાલપત્ર, એલચી, મોથ,

જટામાંસી, પીંપર, મરી, સુંઠ, પીપરીમૂળ, સિંધાલુણ, ચિત્રો, ઉપલસરી મૂળ, કચુરો, અતિવિષ, કપુરકાચલી, દૂધીઓ વજ, દેવદાર, વાયવરણો, મજીઠ, સાકર, હળદર, લીંબોળીનાં બીજ, એ દરેક ચાર ચાર તોલા.

શુદ્ધ પારદ, ગંધક, લોહભસ્મ, સુવર્ણ માક્ષિક ભસ્મ, વંસલોચન, અભ્રક ભસ્મ, પ્રવાલપીષ્ટી એ દરેક સોળ સોળ તોલા. શિલાજીત. મધ, વેગળ, ગાયનું ઘી એ દરેક બત્રીસ બત્રીસ તોલા લેવાં.

પ્રથમ ખાંડવા જેવી વસ્તુને ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. ગુગળને પાણીમાં ઉકાળી શીરા જેવો બનાવી, પછી દરેક વસ્તુને મેળવી, કાળા ભાંગરાના રસમાં એક દિવસ ઘુંટીને ચણોઠી જેવડી ગોળી વાળી રાખવી. આ 'શ્રી ગદાંતકવટી' સ્ત્રીઓના ઋતુદોષમાં, ગર્ભાશયના વિકારોમાં; હીસ્ટીરીયામાં, નબળાઈ અને કળતર, માથાનાં ચક્કર, સુવાવડીના રોગોમાં અને ગર્ભિણીને પણ આપી શકાય તેવી ઉત્તમ બનાવટ છે. પરંતુ જેને શુષ્ક ગર્ભ અથવા છોડ થઈ ગયેલ છે તેવી સ્ત્રીને શતાવરીનું ચૂર્ણ તો. ૦। થી ૦॥ તથા ગોળી નંગ ૨ ઘી અને મધ વિષમ ભાગે મેળવીને તેમાં ચટાડીને ઉપર દૂધ પીવરાવવું. દિવસમાં બે વખત દવા આપવી અને એકાદ બે મહિના ચાલુ રાખવી.

**ઉપાય ૨ : મહાકલ્યાણ ઘૃત**

સુંઠ, મરી, પીંપર, હરડે, બેડાં, આંબળાં, મોથ, વાવડીંગ, એલચી, દારૂહળદર, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, નસોતર, નેપાળાંનું મૂળ, જવાસો, પદમક, કૌચા, મજીઠ, જીવક, રૂષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, અતિબલા, નાગબલા, સુખડ, રતાંજલી, દ્રાક્ષ, મહુડાં, બળબીજ, શાલપરપોટી, પીલવર્ણી, વગડાઉ મગ, વગડાઉ અડદ, દેવદાર, કચુરો, કાળીપાટ, નગોડનાં બીજ, જીરૂ, શાહજીરૂ, બોડી અજમો, કડુ, દાડમના દાણા, ઇંદ્રવારૂણી, શંખાવલી, બેઠી ભોરીંગણી, ઉભી ભોરીંગણી, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, વાંસકપુર, સુગંધી વાળો, સરસનાં બીજ, નેત્રવાળો, કાંગ,

માલતીનાં ફૂલ, જાઈનાં ફૂલ, પુષ્કરમૂળ, ભોંયકોળું, કેળનો કંદ, મુસળી, હસ્તીપર્ણી, અતિવિષ, કાકડીનાં બીજ, નગોડનાં બીજ, જટામાંસી.

આ દરેક ઔષધ એક એક તોલો લઈ તેને બારીક ખાંડી, ખરલમાં નાંખી, પાણી સાથે ઘુંટી ચટણી જેવું બનાવવું.

એક પીતળના કલાઈ કરેલા મોટા વાસણમાં ગાયનું દૂધ ૨૫૬ તોલા તથા પાણી ૫૧૨ તોલા તથા ગાયનું ઘી તો. ૬૪ નાંખી, તેમાં આ ચટણી બનેલ વસ્તુઓ નાંખી, ધીમા તાપે ઉકાળવું. ધીરે ધીરે ઉકાળતાં પાણી અને દૂધનો અંશ બળી જાય અને માત્ર ઘી બાકી રહે ત્યારે નીચે ઉતારી કપડેથી ગાળી લેવું.

આ ઘી આયુર્વેદનો એક અમૂલ્ય રત્ન જેવો પાઠ છે અને તેમાં અનેક વનસ્પતિનાં અલૌકીક તત્ત્વો સમાયેલાં છે.

જે સ્ત્રીને ગર્ભ છોડ રૂપમાં થઈ ગયો હોય તેને આ ઘી અરધા તોલાથી એક તોલા સુધી ગાયના ઘીમાં નાંખી પીવરાવવાથી ગર્ભ સજીવ થઈને ઉત્તમ રીતે બાળક અવતરે છે. જેને બાળકો જન્મીને મરી જતાં હોય તેવી સ્ત્રીઓને માટે પણ તે ઉપયોગી છે. એક બાળક થયા પછીથી થતાં ન હોય, બાળક કદરૂપાં અને રોગીઆં આવતાં હોય, કોઠે રતવા હોય, બાળક ઘણું જ દુબળું અને નાનું આવતું હોય, અર્થાત્ ગર્ભમાં બાળક પોષાતું ન હોય, એવી હર-કોઈ સ્ત્રીને આ ઘી એકાદ બે મહિના લાગટ આપવાથી અમૃત સમાન ગુણ કરી, આખા ગર્ભાશય અને જનનઅવયવને પૂરતો લાભ પહોંચાડે છે. આમાં અનેક વનસ્પતિઓ સાચી અને સારી એકત્રિત કરવાની કડાકુટ જરૂર છે, પરંતુ તેટલો જ તે પ્રયોગ ગુણકારી અને આશાતીત ફળ આપનાર છે.

### ઉપાય ૩

આસંધ, રાસ્ના, ગુગળ, એ દરેક એકેક તોલો અને શતાવરી તો. ૩, એ બધાંને સાથે મેળવી, ૦। થી ૦॥ તોલો ગાયના દૂધ સાથે આપવાથી છોડ પાલવે છે.

**ઉપાય ૪**

કાળું જીરૂ, ખાવાનું જીરૂ, નાગકેશર, વરધારો, તજ એ દરેક સાડા ત્રણ તોલા લઈ ખાંડી તેના સરખા ભાગે ચાર પડીકાં કરવાં અને હમેશાં એક પડીકું વાસી પાણી સાથે સવારમાં આપવું. એથી પણ ગર્ભ પાલવે છે.

**ઉપાય ૫**

અડદના અને મૂળાના યુષ (ઓસામણ)ને એકત્ર કરી, પીવરાવવાથી ગર્ભને પોષણ મળે છે અને વૃદ્ધિ થાય છે.

કાચા બીલાનું ચૂર્ણ, તલ, શેકેલા અડદનો આટો અને સાથવો એ સર્વેને મેળવીને દૂધ સાથે, સ્ત્રીને પાવાથી ગર્ભ પાલવે છે. જેને ખપે તેને ચરબીવાળો માંસરસ ઉપયોગી છે. સ્ત્રીને ઉંધી સુવરાવી ધીમા હાથે કેડ ઉપર તલના તેલને માલીસ કરવાથી પણ ગર્ભને પુષ્ટિ મળે છે.

દૂધ, ઘી, મલાઈ, માખણ જેવા પૌષ્ટિક ખોરાકો મનની પ્રસન્નતા, બ્રહ્મચર્ય, ચિંતારહીતપણું વગેરે ગર્ભ ઉપર સારી અસર નીપજાવી, અંતરપડના દ્રવીભાવથી ગર્ભને જે નુકસાન પહોંચ્યું હોય છે તેમાં ફાયદો કરી ગર્ભને ફરી વધવામાં મદદ આપે છે.

**છોડને પકવવાના ઉપાયો**

ગર્ભાશયમાં ચીપટીને ચોટેલા શુષ્ક ગર્ભને પાડી નાંખવો તેમાં જેટલી બુદ્ધિશાળી માણસની જરૂર છે, તેટલું જ તેમાં જોખમ પણ સમાયેલું છે. બિનઅનુભવી માણસો આ ઉપાય કરવા જતાં લાભને બદલે હાનિ વધારે કરે છે અને એક રોગને નાબૂદ કરવા જતાં બીજા રોગોનું બીજ વાવે છે, અને તેથી કેટલીક વખત સંકટમાં આવી પડે છે. માટે સ્ત્રીની શારીરિક સ્થિતિ, બાંધો, તથા વયનો પૂરો

વિચાર કરીને છોડ કાઢવાના ઉપાયો કરવા. એમ નહિ કરવાથી સ્ત્રીના ગર્ભાશયને સખત આંચકો લાગે છે અને લોહી તૂટી પડીને ગર્ભવતી મુશ્કેલીમાં મુકાઈ જાય છે.

**ઉપાય ૧**

સાટોડીનું મૂળ એક વેંત લાંબું લઈ ઉપરથી છોલી સાફ કરી, તેની ઉપર શીકાતરીઓ એળીઓ તથા ખીરણીનાં બીજ ખૂબ બારીક વાટી લેપ કરવો અને સુકવવું. તેની ઉપર કરોળીયાનું પડ ચઢાવવું. સુકાઇ ગયા પછી ફરી એ જ લેપ ચઢાવી કરોળીયાનું પડ ચઢાવવું. આવી રીતે ૨૪ લેપ કરવા અને આગળથી પાતળી તથા પાછળથી જાડી તેવી સળી બનાવી સુકવી તૈયાર કરવી. આ સળીને, ગર્ભાશયમાં તેનો પાતળો ભાગ પહેરાવી પાછળથી દોરો રાખીને બાંધી રાખવો. ત્રણ, પાંચ કે સાત દિવસમાં મરેલું અથવા સુકાઈ ગયેલું છોડ બહાર પડે છે.

**ઉપાય ૨**

ઈંદ્રામણાંનાં મૂળ, સુવાદાણા, મેથી, ગાજરનાં બીજ, લીલા વાંસની ગાંઠ, વડનાં પાંદડાં, સાજીખાર, કુલીંજન અને હરડેદળ દરેક તો. ૨ા લેવાં.

તેને ખાંડી ત્રણ પડીકાં કરવાં. દરરોજ એક પડીકું ઉકાળી તેમાં ગોળ નાંખી પાઇ દેવું. ત્રણ પડીકાં પાવાથી સુકાયેલું છોડ અથવા મરેલું બાળક બહાર નિકળી જાય છે.

**સાવચેતી**

ગુપ્તભાગમાં મૂકવાની દવાથી કયારેક આગ બળે છે, અને અસહ્ય વેદના થાય તો સળી કાઢી નાંખી, ધોયેલું ઘી લગાડવાથી શાંતિ મળે છે. પેટમાં દાહ કે બળતરાં થાય તો ઘી અને દૂધ પાવાથી અથવા કાળી દ્રાક્ષ અને ઘાણા જરીક સાકર નાંખી પીવાથી દાહ મટી જાય છે.



# પ્રકરણ ૬૮ મું

## હીસ્ટીરીયા

**હીસ્ટીરીયા** એ શબ્દ પરભાષાનો છે. જેમ જેમ હિંદ ઉપર પરદેશીઓ રાજકર્તા થતા ગયા તેમ તેમ હિંદી ભાષાની સાથે પરભાષાના શબ્દોનું મિશ્રણ થતું ગયું. મુસલમાનોના બાદશાહી અમલમાં ફારસી અને અરબી શબ્દોએ પગપેસારો કર્યો. એમ યુરોપીય રાજકર્તા આવ્યા પછી ઇંગ્લીશ, ફ્રેન્ચ અને પોર્ટુગીઝ ભાષાના શબ્દો છૂટથી વપરાતા થયા. એવી જ રીતે શારીરિક વૈદક જ્ઞાન પણ પરભાષા દ્વારા આપવાની પ્રથા શરૂ થઈ ત્યારથી હિંદની દેશી ભાષાઓ ઉપર વધારે હુમલો થતો ગયો અને પરભાષા દ્વારા શિક્ષણ મેળવેલા ડોકટરો વાતચીતમાં રોગોનાં નામો ગુજરાતી બોલતા હોય તોય વચમાં ફીવર, વોમીટ, ન્યુમોનીયા, ગોનોરીયા, વગેરે એવી છટાથી બોલે કે દરદી પણ પછી પોતાની વાતોમાં એ શબ્દપ્રયોગ કર્યા જ કરે.

વચમાં એક વાત કહું:—એક તાવના દરદીને હું જોવા ગયેલો. સારવારમાં એની મા તેની પાસે હાજર હતી. મારૂં જવું અને દરદીને પથારીમાંથી બેઠા થઇને કહેવું: 'બા! કાંઇક લાવ. વોમીટ થાય છે.' બિચારી મા ન સમજી કે 'વોમીટ' થાય છે તે શું લાવું! અને દરદીએ પથારી ઉપર 'વોમીટ' કર્યું ત્યારે જ એની મા સમજી કે, ૨ડયાને ઉલટી કરવા વાસણ જોઇતું હતું! એ ભાઈ અંગ્રેજીની 'એ. બી. સી. ડી...' પણ નહિ ભણેલા, પરંતુ કોઇ આકસ્મિક રીતે 'વોમીટ' શબ્દ હૈયે ચઢેલો અને એમણે પચાવેલો.

હીસ્ટીરીયાનો મૂળ શબ્દ 'હીસ્ટેરા' છે. એ ગ્રીક ભાષાનો શબ્દ છે. હીસ્ટીરીયા રોગ નવો છે એમ તો ન કહી શકાય. તેનાં લક્ષણ અને સ્વરૂપ તપાસતાં સુશ્રુત અને વાગભટ્ટાદિમાં તે મળી આવે છે; પરંતુ એટલું તો ચોક્કસ છે કે વીશમી સદી જેટલો એ વ્યાધિ અગાઉ બહુ પ્રચાર પામેલો નહિ હોય. પરંતુ જ્યારથી આ દેશની ઉત્પાદક શક્તિ સંકુ-

ચિત થતી ગઈ, જીવનનાં સાધનો મોંઘાં થતાં ગયાં, રાજ્યના કરો વિવિધ પ્રકારે પ્રગટ થતા ગયા, સંસ્કારના નામે સ્વેચ્છાચારનો બોજો વધ્યો, પરદેશી બનાવટો મોહરૂપ જાળમાં ફસાવતી હોવાથી તેને મેળ-વવા મનુષ્યજીવન ચિંતામય રહેવા લાગ્યું, ત્યારથી શારીરિક અને માનસિક બળ ઘટતાં ગયાં. એટલે આવા વ્યાધિઓ પોતાના હાથ લંબાવી, ચારે બાજુથી મનુષ્યોને સ્વાહા કરવા લાગ્યા. જ્યારે આ વ્યાધિ ખૂબ જોરશોરથી આગળ વધ્યો ત્યારે વૈદ્યોએ હીસ્ટીરીયાને આયુર્વેદના કયા રોગ સાથે સરખાવવો તેની તુલના કરવા માંડી.

હીસ્ટીરીયાની બંગાલી વૈદ્યોએ અપસ્માર (વાઇ–ફેફરા) સાથે તુલના કરીને તેનું નામ યોષાઅપસ્માર રાખ્યું, ત્યારે બીજા પ્રદેશોના વિદ્વાનોમાંથી કોઇએ ભૂતોન્માદ, કોઇએ મૂર્ચ્છા, અપતાનક, આક્ષેપક, ધનુર્વાત, આંચકી વગેરે વ્યાધિ સાથે સરખામણી કરવાનો પ્રયાસ કર્યો. આ બધામાં યોષાઅપસ્માર એ વૈદ્યોને વધારે ઠીક લાગ્યો. પણ જાહેર પ્રજાને તો 'હીસ્ટીરીયા'ના નામના ઘુંટડા ડોકટરોએ, બાળકને જન્મના છઠ્ઠા દિવસે ગળથુથી પાય તેમ ઘુંટીને પાયેલા, એટલે વૈદ્ય પાસે જાય ત્યારે એ હીસ્ટીરીયા કહે અને વૈદ્ય તેને યોષાઅપસ્માર સમજી લે, અસ્તુ.

કોઈ કહેશે કે આ રોગને યોષાઅપસ્માર એટલે સ્રીઓનો જ અપસ્માર શા માટે કહ્યો છે? પુરુષને તે નથી થતો? તેના જવાબમાં કહેવું જોઇએ કે આ રોગ નવાણું ટકા સ્રીઓમાં જ હોય છે. માત્ર અપવાદરૂપે ક્વચિત પુરુષને આ વ્યાધિ થતો હશે, પણ તે સેંકડે એક ટકો. જેવી રીતે હિન્દુસ્તાનમાં સ્રીવર્ગમાં હીસ્ટીરીયાનો વ્યાધિ જોવામાં આવે છે, તેવી જ રીતે અમેરિકન, યુરોપીયન, અને યાહુદી સ્રીઓમાં પણ આ વ્યાધિ મોટા પ્રમાણમાં થાય છે; કારણ કે સ્રીજાતિનો કોઠો પુરુષ કરતાં નાજુક હોય છે. સ્રીનો સ્વભાવ કોમળ, લજ્જાશીલ, લાગણીવશ, તેમાં દૃઢતાનો અભાવ, કષ્ટને સહન કરવાની શક્તિ ઓછી, એ બધું સ્વાભાવિક હોય છે અને એ સ્વભાવને જેટલો વધુ બહેકાવ્યો

હોય છે અથવા વધારે પંપાળ્યો હોય છે, તેટલા જ પ્રમાણમાં આ વ્યાધિ વધુ જોવામાં આવે છે. અત્યારે જુઓ તો ધનાઢ્ય અને મધ્યમ વર્ગની સ્ત્રીઓમાં હીસ્ટીરીયાનું પ્રમાણ અધિક જોવામાં આવે છે. એને બદલે ગરીબ વર્ગમાં એ ઓછો હોય છે. કારણ કે ગર્ભશ્રીમંતો, અમીરો, રાજદ્વારી પુરુષો તથા કેળવાયેલાઓમાં સ્ત્રીઓ અને કન્યાઓને શારીરિક મહેનત મળે અથવા મનસ્વી તરંગોથી છૂટા પડાય એવી કાર્યવાહી જ હોતી નથી; તેમ ઘરખાનગી કામ પણ કંઇ કરવાનાં હોતાં નથી. એટલે તેમનાં તન, મન અને નેત્ર સ્વતંત્રતા ભોગવે છે. તેમને વખત ગાળવો કઠણ થઈ પડે છે. કદિ વિચારોના તરંગો વધે છે. કદિ વિલાસી નવલકથાઓ અને શૃંગારી નાટકો તથા સિનેમા, તેમ જ દીવાનખાનામાં શણગારેલા ફોટાઓ જોવાય, અને તેથી થતી મનની ચંચળતા, અને એ મનથી કલ્પેલા વિષયાનંદની ઉણપે પણ હીસ્ટીરીયાનો પગપેસારો થાય છે. છૂટી રીતે એને આપણે ન જોઇએ તો, ખાસ હીસ્ટીરીયા થવાનાં અગત્યનાં નીચેનાં કારણો જણાયાં છે :

ક્રોધી સ્વભાવ, શોકમાં લીન થવું, ભય પામવો, કુટુંબકલેશ વધવો, ભયંકર આપત્તિ, ગર્ભપાત થવો, ચિંતાગ્રસ્ત રહેવું, દુર્બળપણું, અયોગ્ય ત્રાસ, કજોડું, પ્રજાની હાનિ, પતિનો તિરસ્કાર, પતિનું લાંબે પંથે વસવું, ઋતુદોષ, વંધ્યત્વ, ઘણાં બાળક થવાં, પતિ તરફથી વિષયતૃપ્તિ ન થવી, બળાત્કારે પાળવું પડતું બ્રહ્મચર્ય.

ઉપરથી તો આ કારણો એકબીજાંથી જુદાં જણાય છે, છતાં ખરી રીતે એ એકબીજાંથી સંકળાયેલાં છે તેમ જ એકબીજાંનાં ઉત્પાદક છે.

આ બધી શાસ્ત્રીય ચર્ચાને બાજુએ રાખીએ તો પણ એક વાત ચોક્કસ જણાય છે કે જે સ્ત્રી વધારે કોમળ, વધારે કેળવાયેલી, વધારે શ્રીમંત, વધારે સમજુ અને વધારે વીંટાયેલી એ જ હીસ્ટીરીયાનો વધારે ભોગ બની બેસે છે. આ વ્યાધિનું દુઃખ એ છે કે તેને થવાનું કારણ તેની ભોગ બનેલી સ્ત્રીની નીકટમાં વસતો—રહેતો બાપ, ભાઈ કે પતિ પણ નથી સમજી શકતો; ત્યારે બિચારા ડોકટરના ડોઝ અને વૈદ્યોનાં પડીકાં આ

વ્યાધિને કેમ મટાડી શકે ? છતાંય લોકો નાગદેવતાને પ્રસન્ન કરવા નાગપાંચમે છાણનો નાગ કાઢીને પૂજા કરી લે છે, એમ હીસ્ટીરીયા મટાડવાનાં કારણોની તપાસ કર્યા વગર થોડા દિવસ ગમે તેવી દવા લેવાય છે, એથી દરદીના વાલીને શાંતિ થાય છે કે દરદી માટે હું કાંઈક કરૂં છું; અને વૈદ્ય ડોકટરને એમ લાગે છે કે દરદીના નાણાં હું પચાવું છું! બાકી દરદ અને દરદીને દોસ્તી કાયમ રહે છે. આ વ્યાધિનાં લક્ષણો માટે બહુ ઓળખાણ ન આપીએ કે વર્ણન ન કરીએ તો પણ ચાલી શકે; છતાં હીસ્ટીરીયાનાં બધાં દરદીનાં લક્ષણો એક સરખાં નથી હોતાં, જુદી જુદી પ્રકૃતિ પ્રમાણે જુદા જુદા રૂપમાં એને ખેંચાણ આવે છે. છતાં એ લક્ષણો પ્રમાણે તેનામાં ત્રણ દોષો પૈકી જે દોષનું આધિકય હોય છે તે પ્રમાણે લક્ષણોમાં ફેરફાર થાય છે. જો કે દરેક હીસ્ટીરીયાના દરદીમાં વાતાધિકય દોષ પ્રધાનપણું ભોગવતો જ હોય છે અથવા વાયુ કોપેલો હોય છે: ખરૂં જોતાં તો આ વ્યાધિ માનસિક છે; અને એ પછીથી માનસિક નહિ રહેતાં શારીરિક પણ બને છે. હીસ્ટીરીયાના પૂર્વસ્વરૂપ તરીકે પ્રથમ તો એ દરદીની બુદ્ધિમાં થોડો ફેરફાર જણાય છે. અયોગ્ય પ્રસંગ વખતે ખુશમિજાજમાં રહેવું, ટગર ટગર જોયા કરવું, ખડખડ હસવું, આનંદના પ્રસંગે રડવું, વગર કારણે કલેશ કરવો, નિકટમાં રહેનાર ઉપર ખોટું આળ ચઢાવવું, સાધારણ વાતચીતમાં વહેમી સ્વભાવ, મગજ દુઃખવાની હંમેશાં ફરિયાદ, ઓદયાં, ઓઈયાં–એવા ઓડકાર આવ્યા કરવા, હેડકી આવવી, બગાસાં આવવાં, દિગ્મૂઢ બનવું, પેટમાં ગોળ દડા જેવું દોડતું હોય તેવી ભ્રાંતિ થવી, ઉંઘમાં સ્વપ્નાં આવવાં, શરીર ઉપર કીડીઓ ફરતી હોય એવી શંકા, ઉંઘની તૈયારીમાં હાથ કે પગ અચાનક છટકવો, કોઈ કોઈ પ્રસંગે હ્રદયની ગતિ વધી જવી વગેરે લક્ષણો હીસ્ટીરીયા થવાનો હોય કે આવવાનો હોય તે પહેલાં જણાય છે. કેટલાકને ખેંચતાણ લાગૂ થતાં પહેલાં છાતીમાં થોડું દરદ થવા લાગે છે, અથવા બગામાં કે હેડકી કિંવા ઓડકાર ચઢે છે, હાં–હાં જેવો અવાજ ગળામાં

થવા લાગે છે. મન ધીમે ધીમે ગ્લાનિ પામતું જાય છે, તંદ્રા આવે છે, શ્વતકારપણું પ્રાપ્ત થાય છે અને ચેતનાશક્તિનો લોપ થતાં દરદી બેભાન થઈ પડે છે. અપસ્માર અને યોષાઅપસ્મારમાં માત્ર ભેદ આ જગ્યાએ જ રહે છે કે અપસ્મારનો દરદી બેભાન થયા પછી તેની આત્મજ્ઞાન-શક્તિ નાશ પામી જાય છે અને હીસ્ટીરીયાનો દરદી બેભાન હોવા છતાં તેને તે જાતનું જ્ઞાન રહે છે અને પોતાના ઉપર થતી સારવારનો પણ કેટલાક દરદીઓને ખ્યાલ રહે છે. અપસ્માર અને હીસ્ટીરીયાના બીજા પણ કેટલાક ભેદો ઝીણવટથી તપાસીએ તો માલૂમ પડે છે, પણ એને માટે આ સ્થળે અવકાશ નથી.

હીસ્ટીરીયાની ફીટ વખતે શરીરમાં શો ફેરફાર થાય છે તે આપણે જોઇએ. **ભાવપ્રકાશ** કહે છે કે 'જ્યારે કોપ પામેલો વાયુ સઘળી ધમનીઓમાં આવે છે ત્યારે વારંવાર સંચારણગતિ ઉત્પન્ન થાય છે, જેમ હાથી ઉપર બેઠેલા માણસનું શરીર હાલ્યા કરે છે તે રીતે. કારણ કે કુપિત કરનારાં દ્રવ્યોથી પ્રકોપ પામેલો વાયુ પકવાશયમાંથી ઉંચે ચઢી હૃદયને, માથાને અને લમણાને પીડે છે, હાથ પગ વગેરે અંગોને પ્રચલિત કરે છે તથા ગાત્રોને કમાનની પેઠે વાળે છે, ચિત્તને મોહ-યુક્ત બનાવે છે, જેથી માણસ મીંચાયેલી આંખોવાળો અથવા થર-ડાએલી આંખોવાળો બને છે.'

**સુશ્રુત કહે છે:** 'જ્યારે વાયુ કફથી સંયુક્ત થઇ ધમનીઓમાં જ રહે અને શરીરને લાકડીની પેઠે લંબાયમાન બનાવી સ્તબ્ધ કરી નાંખે, જ્યારે આંગળીઓ, ઘુંટીઓ, પેટ, હૃદય, વક્ષસ્થળ અને ગળું, આદિ સ્થાનમાં રહેલો બળવાન પવન વેગવાળો થઇને સ્નાયુસમુહને, શિરાઓને અને કંઠને પણ કંપાવે તેને દંડાપતાનક જાણવો.'

શાસ્ત્રોની સાક્ષી ન શોધીએ તો પણ નરી આંખે દેખાય છે કે આજે હીસ્ટીરીયાએ નારીસમાજમાં ઊંડા પાયા નાંખ્યા છે. એક તરફ જ્યારે સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયત વધતી જાય છે, પુરુષ સમોવડી બનવા નારી મંથન કરે છે, ત્યારે બીજી બાજુ સ્ત્રીને શાસ્ત્રમાં કોમળાંગી કહી

છે તેની સાથે તે કોમળ મનવાળી પણ જોઇ શકાય છે. સુખદુઃખના આઘાતો અને પ્રત્યાઘાતો તો પુરુષોને પણ સંસારયાત્રામાં અત્યંત ઝીલવા પડે છે; છતાં સ્ત્રીઓને આટલો બધો આ વ્યાધિ શા માટે સતાવે છે? શા માટે સ્ત્રીઓ મજબૂત મનની બનીને આ વ્યાધિને મારી હઠાવતી નથી? માનસશાસ્ત્રની દૃષ્ટિએ હું તો ત્યાંસુધી કહું છું કે યોષાઅપસ્મારમાં–હિસ્ટીરીયામાં જો મનને દૃઢ બનાવવાના અને ઇચ્છાશક્તિ અથવા 'વીલપાવર' ફેંકવાના પ્રયોગો અજમાવવામાં આવે તો તેમાં ઔષધની બહુ જ ઓછી જરૂર રહે છે. મેં તો કેટલીયે વખત જોયું છે કે હીસ્ટીરીયાવાળી સ્ત્રીની ફીટને, જો સંસર્ગમાં રહેતા અને નીકટમાં વસતા આપ્તજનો ધારે તો લાંબા સમય સુધી ટકાવી શકે છે અને જો ધારે તો તેને દિવસમાં બે ચાર વખત પણ લાવી શકે છે. કેટલાયે કેસોમાં જોયું છે કે હીસ્ટીરીયા આવતી સ્ત્રીની સાથે વાર્તાલાપમાં જો તેને હીસ્ટીરીયા આવે છે અને તે એ વ્યાધિથી ઘણી દુઃખી થાય છે, એમ સંભારી દેવામાં આવે તો તે જ વખતે તેને ફીટ આવે છે.

આમ કેમ બનતું હશે? એ તો દરેક સમજુ અને શાણો માણસ સમજી શકે છે કે તેના આનંદિત મન ઉપર વિચારનાં વાદળો વાળી લાવી, એકઠાં કરવાથી એમ બને છે. છતાંય આ દેશની પ્રજામાં દુઃખનાં સંભારણાં કરી વિવેક કરવો એ એક શિષ્ટાચારમાં ગણાય છે!

મારા એક ખાસ સ્નેહીના ચિરંજીવીની જાનમાં હું ગયેલો અને તે જાનમાં ૭૦–૭૫ માણસ હતાં. તેમાં થોડી કન્યાઓ અને થોડી બાળ–વિધવાઓ પણ સાથે ખરી. એકાદ બે દિવસના મિષ્ટાનના ભોજનથી, અથવા વાલ, ભજીયાં, અને અન્ય એવી વિવિધ ગેસ ઉત્પન્ન કરનારી સામગ્રી જમવાથી પણ એક દિવસ હીસ્ટીરીયા રમવા નીકળ્યો અને સ્ત્રીવર્ગમાં વારાફરતી ફીટ શરૂ થઈ. 'દરજીનો દીકરો જીવે ત્યાંસુધી સીવે!' એમ હું તો ગયેલો લગ્ન મહાણવા, છતાં ત્યાં પણ 'વૈદ્યરાજ! ચાલો, ચાલો, તમારી જરૂર છે.' અને

જઈને જોઈએ ત્યારે ફીટમાં બેભાન પડેલી દેવીઓની સેવા મારે માટે હતી ! દવાનો જથ્થો તો બહુ જ ઓછો. પણ કોણ જાણે મારા ઉપર સ્નેહીઓની શ્રદ્ધા હોય કે પછી પ્રબળ ઇચ્છાશક્તિ કામે લાગતી હોય, પણ થોડું માર્જન અને થોડા ત્રાટકથી તદ્દન બેશુદ્ધ બનેલી બહેનો સંપૂર્ણ સુખ અને શાંતિ અનુભવતી જણાઈ.

ત્યારે આ ઉપરથી ખાતરી થાય છે કે વૈદ્યો માત્ર પડીકાં જ વાળે એ કરતાં દૃઢ મનોબળવાળા હોય અને પોતાની ઇચ્છાશક્તિને કામે લગાડવાની કળાને ખીલવી શકયા હોય તો જરૂર કેટલાક વ્યાધિમાં ઔષધની સાથે તે બહુ મદદકર્તા થઈ પડે. છતાં મારે કહેવું જોઈએ કે હીસ્ટીરીયામાં કેટલાંક ઔષધો એવાં છે કે તેઓ અચૂક સંપૂર્ણ અને સચોટ ફાયદો કરી, એ વ્યાધિમાંથી દરદીને સદાને માટે મુક્ત કરે છે.



## પ્રકરણ ૬૯ મું

### હીસ્ટીરીયાનો ઉપાય

સ્ત્રી એ પુરુષને અમોઘ શક્તિ આપનારી શાંતિની કલકલ વહેતી અકલનંદા છે. એના પ્રવાહમાં પુરુષ આનંદહીલોળે વહન કરતો, સંસારના ત્રિવિધિ તાપથી તપાયેલો હોય તો પણ એ વહનમાં હિમગિરિની સુખાવહ શીતળતા અનુભવે છે. જગદ્‌વંદનીય અને જગત્‌જનનીનાં વિશેષણો આપવામાં જરાએ સંકોચ ન થાય એવી સુખદુઃખભાગિની સ્ત્રી જ્યારે હીસ્ટીરીયા જેવા તન અને મનને અશાંતિકારક વ્યાધિથી પીડિત હોય, ત્યારે કોણ એવો પતિ, પુત્ર કે પિતા છે કે તેના અંતઃકરણસામ્રાજ્યમાં દુઃખ ઉત્પન્ન ના થાય ? સ્વર્ગની ઉર્વશીઓને પણ લજાવે એવી થોક થોક રૂપે વીંટાયેલી, પદ્મિનીનાં ગુણલક્ષણયુક્ત બાળા જ્યારે હીસ્ટીરીયાની ફીટે દેહલતાને પરાધીન કરી, પૃથ્વીશય્યા ઉપર કપાયેલા વૃક્ષની ડાળી માફક દેહને

પછાડતી દેખાય, ત્યારે નારીના પેટે અવતરેલો નર શું અંતઃકરણના બે નિસાસા મૂક્યા વિના રહે ખરો ?

હીસ્ટીરીયાના કારણરૂપ જેવી રીતે આધુનિક સ્વચ્છંદતા અને સુધારો છે, તેવી જ રીતે બાળલગ્ન, વૃદ્ધલગ્ન, અને કજોડાં પણ છે. સમાજમાં આવાં લગ્નો સમા ઊંડી જડ ઘાલી બેઠેલા જૂના રિવાજોના ચાહકો હજી પાછું વાળી નથી જોતાં. પરંતુ આવાં કારણોએ જ ઘણી બાળાઓનાં તન અને મનમાં હોળી પ્રગટાવેલી હોય છે, અને રાત્રિ દિવસના અસહ્ય તન-મનના બોજાને પરિણામે આ વ્યાધિ જન્મ લે છે.

હીસ્ટીરીયાના અનુભવસિદ્ધ ઉપાયો કરતાં પહેલાં જો તે જે જે કારણથી ઉત્પન્ન થયો હોય તેને શોધીને તે તે કારણનો નાશ કરવામાં આવે તો મારા માનવા પ્રમાણે આ વ્યાધિનો જલ્દી અંત આવી જાય: (૧) ગર્ભાશયની વિકૃતિ હોય તો તેને દૂર કરવી. (૨) અટકાવ બરાબર ન આવતો હોય તો અટકાવ લાવવા પ્રયાસ આદરવો. (૩) પ્રદર હોય તો પૌષ્ટિક પદાર્થો આપી, બ્રહ્મચર્ય પાળી-પળાવી તેને નાબૂદ કરવો. (૪) ઉમર થઈ જવા છતાં લગ્ન ન થયાં હોય, તો તાત્કાલિક લગ્ન કરી નાંખવાં. (૫) કામવાસના તૃપ્ત થતી ના હોય, તો પતિએ પૌષ્ટિક પદાર્થો અને ઔષધોનો પ્રયોગ કરી પુરુષાતન મેળવવું. (૬) કુટુંબ, પતિ, સાસુ કે શ્વસુર પક્ષનું અયોગ્ય દબાણ અથવા બેહુદું જીવન હોય તેને સુધારી લેવું, થોડી છૂટછાટ આપવી, (૭) વિધવા-યુવાન વિધવાઓએ પોતાનું જીવન પ્રભુમય અને ભક્તિમય બનાવી લેઈ, સંસારથી વિરક્ત બનવું, અથવા તેમ ન જ બની શકે તો છેવટે સમાજ અને રૂઢીને લાત લગાવી, હિંમતભરી રીતે પુનર્લગ્ન કરી લેવું; (૮) ભજીયાં, પાતરાં, વાલ, વટાણા, મમરા, ચવાણાં એવા વિદાહી અને વાયુકર પદાર્થો હંમેશને માટે હીસ્ટીરીયાના દરદીએ ત્યાગ કરવા, તેમજ ખાંડની બનતી મીઠાઈ, રાત્રિનું જમણ, આદિનો તથા ખૂબ ઠાંસીને ખાવાના સ્વભાવનો ત્યાગ કરવો. (૯) દસ્ત ખૂબ ખુલાસાથી આવે તે

માટે કાળજી રાખવી અથવા ચાર રૂપિયાભાર હીમેજ એરંડીયામાં તળેલી, બે રૂપિઆભાર સાકર, એક રૂપિયાભાર વરીયાળી અને અરધા રૂપિયાભાર સુંઠ–એ ચારે ચીજની ફાકી બનાવી, રાત્રે સુતી વખતે ઠંડા પાણી સાથે લેવી. એથી દસ્ત સાફ આવશે, આંતરડાની ગરમાઈ અને વાયુનો નાશ થશે અને પેટ હલકું બનશે. (૧૦) કરૂણારસ જેમાં વધારે હોય તેવાં પુસ્તક, મરી ગયાની પાછળના મરસીયા–છાજીયા, અકસ્માતથી થયેલો ઉલ્કાપાત કે જેથી માણસના મનમાં ધ્રાસકો પડે, લાગણી દુઃખાય, અચંબો ઉત્પન્ન થાય, હર્ષ કે શોકનો ઉભરો વધે, એવા કોઈ કાર્યમાં હીસ્ટીરીયાના દરદીએ ભાગ લેવો નહિ અથવા તેને ભાગ લેવરાવવો નહિ. (૧૧) છાતી ઉપરની ચોળી કિંવા કાંચળી કે કેડ ઉપરના ચણીયાનાં બંધન મજબૂત ન હોવાં જોઈએ. તેને ઢીલાં રાખવાં. જ્યારે અવકાશ મળે ત્યારે લાંબા શ્વાસ દિવસમાં બે ચાર વખત લેવા. મગજ ઉપર બ્રાહ્મીનું તેલ અથવા ધૂપેલ કે ચોકખું આંબળાંનું તેલ ઘસાવવું. પગના તળીએ એરંડીયું તેલ ઘસાવવું. છાતી અને કરોડરજ્જુ ઉપર ટરપીન્ટાઇન કિંવા યુકેલીપ્ટસ તેલ ઘસાવવું, ગુલાબ અથવા ખસના અત્તરની ખુશબોથી મગજ બહેલાવવું. નિખાલસ હાસ્ય, વિશુદ્ધ વિનોદ, નૈસર્ગિક દૃશ્યોમાં પ્રેમથી ભાગ લેવો.

## ઉપાય નં. ૧ : હિમાંશુ

| | | | |
|---|---|---|---|
| સોનાગેરૂ | તો. ૧ | મોતીની પીષ્ટિ | તો. ૧ |
| ગળોસત્વ | તો. ૧ | રૌપ્ય ભસ્મ | તો. ૧ |
| વાંસકપુર | તો. ૧ | પ્રવાલ ભસ્મ | તો. ૧ |
| જસત ભસ્મ | તો. ૧ | સુવર્ણ ભસ્મ | તો. ૧ |
| સુવર્ણ બંગ | તો. ૦॥ | ચંદ્રોદય | તો. ૦॥ |

ઉપરની ચીજોને સારી ખરલમાં નાંખી, સાત ભાવના તાજા આંબળાના રસની અને ત્રણ ભાવના ગુલાબજળની આપી, ઘુંટી, શીશીમાં ભરી રાખવી.

પ્રમાણ એથી ચાર રતી દિવસમાં ત્રણ વખત, આંબળાના મુરબ્બા સાથે અથવા બ્રાહ્મીના શરબત સાથે.

## ઉપાય નં. ૨ : હીસ્ટીરીયાહર ચૂર્ણ

સફેદ વજ તો. ૧, પીંપરીમુળ તો. ૦ાા, માલકાંકણી તો. ૧, વાવડીંગ તો. ૩, શંખાવલીનાં મૂળની છાલ તો. ૩, સાજીખાર તો. ૧, સીંધાલુણ તો. ૧, શાહજીરૂ તો. ૧, પીંપર તો. ૧, અજમોદ તો. ૧, કાળાં મરી તો. ૧, સુંઠ તો. ૧, કાળીપાટ તો. ૧, શેકેલી હીંગ તો. ૧, છાયામાં સુકવી તૈયાર કરેલી બ્રાહ્મી તો. ૧૭, આ બધી વસ્તુને ખાંડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી રાખવું. પેક બાટલીમાં ભરવું. પ્રમાણ ૪ થી ૮ રતીભાર મધ અને ઘી સાથે અથવા એકલા મધ સાથે દિવસમાં ત્રણ વખત.

## ઉપાય નં. ૩ : યોષાઅપસ્મારનાશિની વટી

શુદ્ધ ઝેરકુચલા, મલ્લચંદ્રોદય, કેશર, એ ત્રણે એકેક તોલો, કસ્તુરી ૦ા તોલો. બધી વસ્તુને ખરલમાં નાંખી, પાનના રસમાં મગના જેવડી ગોળી બાંધી બાટલી ભરવી. દરેક વખતે બે ગોળી પાણી સાથે લેવી.

## ઉપાય નં. ૪ : ગર્ભાશયશોધની વટી

હીરાબોળ તો. ૧૦, એળીઓ તો. ૧૦, હીરાકસી તો. ૭ાા, એલચી તો. ૫, સંચળ તો. ૧૦, એ સર્વને બારીક ખાંડી, ગુલાબના ફૂલની પાંખડીમાં ગોળી વાળવી. પ્રમાણ સવાર–સાંજ બબે ગોળી પાણી સાથે લેવી.

## ઉપાય નં. ૫ : હીસ્ટીરીયાહર આસવ

બ્રાહ્મી તોલા ૮૦, શતાવરી તો. ૨૦, વિદારીકંદ તો. ૨૦, વારાહી કંદ તો. ૨૦, હરડેછાલ તો. ૨૦, વાળો તો. ૨૦, આદુ તો. ૨૦, વરીયાળી તો. ૨૦, પાણી તો. ૧૬૦૦, મધ તો. ૧૦૦, સાકર તો. ૧૦૦, ધાવડીનાં ફુલ તો. ૨૦, રેણુંક બીજ, પીપર, વજ,

આસંધ, ગળો, વાવડીંગ, નસોતર. લવીંગ, કુષ્ટ, બહેડાં, એલચી, તજ, સોનાનાં વરખ એ દરેક તોલો એક એક.

**રીત**—પ્રથમની આઠ દવાઓ અધકચરી બનાવી, તેમાં પાણી નાંખી કવાથ બનાવી ચતુર્થાંશ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઈ, તેમાં મધ તથા સાકર મેળવી, પછી તેમાં બાકીની તેર દવાએ નાંખી દઈ તેને દોઢ માસ સુધી બરણીમાં ભરી, મોઢું પેક કરી રાખી મૂકવું. પછી તેને કાઢી, ગાળી લઈ પંદર દિવસ રહેવા દઈ ઉપયોગમાં લેવું. પ્રમાણ તો. ૧। થી ૨।।–દિવસમાં બે વખત લેવું.

### ઉપયોગ અને સમજ

ગર્ભાશયની વિકૃતિના કારણે હીસ્ટીરીયા હોય તેને પ્રથમ ઉપાય નંબર ૪ ચાલૂ પંદર દિવસ આપ્યા બાદ અને અટકાવ સાફ આવ્યા બાદ ઉપાય નંબર ૨ સવાર સાંજ તથા ઉપાય નંબર ૫ જમ્યા પછી નિયમિત બે વખત એક મહિનો આપવો. એથી હીસ્ટીરીયા બિલકુલ નાબૂદ થઈ જશે.

શરીર નબળું પડી ગયું હોય, અશક્તિ વધારે હોય, મગજની અને માનસિક નિર્બળતા ઘર કરી બેઠાં હોય, વાતવાતમાં હીસ્ટીરીયાની ફીટ આવતી હોય તેને હિંમાશુ ઉપાય નં. ૧ બબ્બે રતી સવાર સાંજ, ઉપાય નં. ૨ દર ત્રીજે દિવસે એક વખત, અને જમ્યા પછી ઉપાય નંબર ૫ આપવો. એક મહિનો લાગઠ દવા સેવન કરાવવી. ફીટ ઓછી થઈ ગયા પછી અને તદ્દન બંધ થયા પછી ત્રણ મહિના દવા ચાલૂ રાખવી. સદાકાળને માટે આરામ થઈ જશે.

પ્રદર જેવો વ્યાધિ હોય, ધાતુ જતું હોય, ઘણાં બાળક થવાથી શરીર અશક્ત હોય અને હીસ્ટીરીયા આવતો હોય તેને ઉપાય નંબર ૩ ની ગોળી ૧ સવારે, ઉપાય નંબર ૧ ની ગોળી સાંજે, ઉપાય નંબર ૨ નું ચૂર્ણ બપોરે આપવું. પૌષ્ટિક ખોરાક આપવો, બ્રહ્મચર્ય પળાવવું, સૂતી વખતે ઉપાય નંબર ૫ નો એક ડોઝ આપવો. પ્રદર, હીસ્ટીરીયા અને નબળાઇ દૂર કરી, સંપૂર્ણ શક્તિ, ઓજસ અને માનસિક બળ વધી, શરીર બળવાન થશે.

કામવિકારથી અથવા ભય, શોક કે ઉન્માદમિશ્રિત હીસ્ટીરીયા-વાળાને ઉપાય નંબર ૨ દિવસમાં ત્રણ વખત આપવો. જમ્યા પછી ઉપાય નંબર ૫ આપી, બે મહિના દવા ચાલુ રાખવી. જરૂર ગમે તેવો હીસ્ટીરીયા કાબૂમાં આવી, ધીમે ધીમે ફીટનો સમય ટૂંકો થતો જઇ નાબૂદ થઈ જશે.

કોઇ પણ કારણ ન સમજાય તો પણ ઉપાય નં. ૧ સવાર સાંજ બે બે રતી, ઉપાય નંબર ૨ બપોરે અને રાત્રે અને ઉપાય નંબર ૫ જમ્યા પછી લાગઠ બે મહિના આપવામાં આવે, તેમ જ ઋતુ આવવાના વખતે ઉપાય નં. ૪ આઠ દિવસ લાગઠ અપાય; ફીટ—આવે ત્યારે ઉપાય નં. ૧ એક વખત અપાય અને કાળજી-પૂર્વક સારવાર કરવામાં આવે તો ગમે તેવો જૂનો અને નહિ મટતો વ્યાધિ મટી, શરીર તંદુરસ્ત બની, સંપૂર્ણ નીરોગી બને છે.

ઉપરના ઉપાયો અમારા દવાખાનામાં વીશ વર્ષથી વપરાય છે. મગજનાં દર્દો, હીસ્ટીરીયા, ચિત્તવિભ્રમ અને યાદશક્તિની ખામી-વાળાને ઉપાયો એકથી પાંચ સુધી બરાબર નિદાન કરી બુદ્ધિપૂર્વક આપવામાં આવે છે અને પ્રભુકૃપાથી દરદીઓ સારા થઈ જાય છે, જેથી પરમ કૃપાળુ પરમાત્માનો ઉપકાર માને છે.

આ વખતે મારે જણાવી દેવું જોઇએ કે આવા વ્યાધિઓમાં દરદી અને તેમના સંબંધીઓએ ધીરજ, ખંત, અને વિશ્વાસ રાખી થોડો વધારે સમય દવા લેવી જોઇએ. ચાર-છ દિવસમાં આ વ્યાધિ સારો થતો નથી. નાહક ચાર દિવસ દવાનો ઉપયોગ કરવાથી લાભ થાય નહિ, દવા બરબાદ જાય અને આયુર્વેદ તથા દેશી વૈદક કે વૈદ્યના ગૌરવને હાનિ થાય. એ માટે ઉપચાર કરનાર દરદી ખંતથી વ્યાધિને મટાડવો જ છે એમ સમજી, આવા નિર્ભય ઉપાયો કામે લગાડે તો હું ખાતરીપૂર્વક વિશ્વાસ આપું છું કે મોટાં ઇન્જેકશનો અને મોંઘી સારવારથી નહિ મટેલા આવા વ્યાધિઓ સારા થાય છે.

# પ્રકરણ ૭૦મું

## ઉપસંહાર

'**બહુરૂપી'માં** અગાઉ 'રખે વહેમાતા' લેખમાળા ખલાસ થયેલી તે વખતે વાચકોની રૂચી જાણવાને માટે મારે હવે શું લખવું તે મેં પુછાવેલું. તેમાં ઘણાં વાચકો તરફથી સ્ત્રીસમાજને ઉપયોગી સાહિત્ય વાળી, તેનાં તન-મનની તકલીફમાં માર્ગ મેળવી શકે તેવી એક લેખમળા શરૂ કરવા મને પ્રેરણા થયેલી, અને મેં 'બહુરૂપી'માં 'પુત્રદા અને પારણું' એ મથાળું રાખી, આ લેખમાળા શરૂ કરી. 'બહુરૂપી'ના સાહિત્યરસિક કદરદાન વાચકોનું પહેલેથી જ મારા લખાણ પ્રત્યે મમત્વ હતું. પછી તો લેખમાળા શરૂ થઈ, તેઓ મને પ્રોત્સાહન આપતા ગયા, મારા સ્વભાવ પ્રમાણે આજસુધી કોઈ પણ લખાણ હું અગાઉથી તૈયાર કરી રાખતો નથી, પણ હપને હપતે જરૂરત ઉભી થાય ત્યારે લખવા બેસું અને મોકલું, એ રીતે આ આખી લેખમાળા છપાઈ છે. એમાં મારા સ્વભાવથી મેં કેટલીક વખત તંત્રીજીને ત્રાસ પણ આપેલો. સમય થઈ જવા છતાં છેક છેલ્લી ઘડીએ મારૂં મેટર મળે અને એ મેટરને ખાતર 'બહુરૂપી'નો છેલ્લો ફરમો પ્રેસ ઉપર લટકતો જ રહે. છતાંયે અવિશ્રાંતે અનેકવિધ ધંધાની ઉપાધિઓમાંથી થોડાક કલાકો મેળવી લગભગ દોઢ વરસમાં આ લેખમાળા એકાદ બે અપવાદ સિવાય એક પણ અંક ખાલી રહેવા દીધા સિવાય પૂરી કરી હતી.

'પુત્રદા અને પારણું' લખતાં પહેલાં મનમાં મેં એવી સંકલના કરી મૂકેલી કે એક પાંચ વરસની બાળકીથી માંડી, એ માતા બને અને તેના ખોળામાં દેવનું દીધેલ બાળક રમે ત્યાંસુધીની તેની સર્વ ભૂમિકા ઉચકી લઇને તેને ન્યાય આપવો.

પરંતુ લખવાની શરૂઆત કરીને જેમ જેમ આગળ વધતો ગયો, તેમ તેમ ચોક્કસ વિષયને પૂર્ણ ખીલાવટ આપ્યા સિવાય તે વિષય અધૂરો રહી જાય એમ લાગવાથી, પુષ્કળ સમય અને સ્થાન એ

વિષયે રોકી લીધાં અને હું મારા નિયત સ્થળે (માતા બનવા સુધીની ભૂમિકાએ) ન પહોંચી શકયો. જરૂર આ જ મથાળાથી એ સ્થળ સુધી જઈ શકાત, પણ આ લેખમાળાને પુસ્તક રૂપે પ્રગટ કરવાનો નિશ્ચય તો પહેલેથી જ હતો. અને પુસ્તક બધાં મળી છસો પાનાંથી વધુ મોટું થાય તે આર્થિક દૃષ્ટિએ અને બંધારણની દૃષ્ટિએ ઠીક ન લાગ્યું. એથી આ પુસ્તકની સમાપ્તિ કાંઈક વહેલી કરવી પડી.

હજી સ્ત્રીઓ માટે જેને 'આકરી ઘાટી' કહેવામાં આવે છે તે સુવાવડ, સુવાવડી અને તેની સારવાર બાકી રહી ગઈ છે. તેની સાથે માતા બન્યા પછી બાળકોને ઉછેરવાની, તેમના દેહ અને બુદ્ધિની ખીલાવટ અને એ બાળકોને અપાતી કેળવણી, તેમ જ મોંઘાં અને મજેનાં બાળકોને સતાવના વિવિધ વ્યાધિઓ કે જે વ્યાધિનાં દુઃખને બાળક કહી શકતું નથી અને સહી પણ શકતું નથી, તે માટે લખવાનું બાકી રહી જાય છે. જો વાચકને આ વિષયમાં રૂચી હશે તો હવે પછી '**મા અને બાળક**'ના મથાળા નીચે લેખમાળા શરૂ કરીશું; (એ પણ અત્યારે તો પુસ્તક રૂપે પ્રગટ થઈ ગયું છે.)

આ તો જાણે ભવિષ્યની વાતો કરી, પણ જ્યારે 'પુત્રદા અને પારણું'ની લેખમાળા ચાલતી હતી તે સમયનું મારૂં હૃદયમંથન આપને થોડુંક જણાવીશ.

'પુત્રદા અને પારણું' એ સ્ત્રી વિષયક લેખમાળા અને તેનો લેખક હું પુરુષ. પુરુષે સ્ત્રીઓની બાબતમાં લખવું એ અગ્નિપરીક્ષા નહિ તો પણ અસિધારા વ્રત જેવું છે. તેમાંયે આ લેખમાળામાં કેવળ સ્ત્રીરોગને લગતી જ બાબતો આપીને મેં સંતોષ માન્યો નથી. સ્ત્રીઓની કેળવણી, તેનું શરીર અને શૃંગાર, તેનો બાંધો અને ખીલાવટ, તેના લગ્નની વેદી, અને સાંપ્રદાયિક સમાજબંધનો, પૌર્વાત્ય અને પાશ્ચાત્ય રિવાજોની સમતુલના, કામશાસ્ત્ર અને તેમાં આવતી આપત્તિઓ, જનન-અવયવો, તેનું બંધારણ, ગુણ, ધર્મ, અને તેના ખાસ વ્યાધિઓ, વગેરે વિષયો મેં લખ્યા છે. તેમાં ખરૂં કહું તો જો હું વૈદ્ય ન હોત,

વૈદ્ય ન હોવાને લીધે સેંકડો–હજારો બહેનોના સંપર્કમાં આવી શકયો ન હોત, તો તે વિષયને હું યથાર્થ રીતે ન્યાય આપી શકત નહિ. બીજી રીતે કહું તો આ પુસ્તક મારા વૈદ્યક વિષયનો અનુભવ, અનેક કુટુંબોનો સહવાસ અને વિવિધ વ્યાધિઓની જાતે કરેલી સારવારના પરિણામે પ્રાપ્ત થયેલા જ્ઞાનના નિચોડ રૂપે જ છે.

ઘણા લેખકો પોતે લખવા ધારેલા વિષયને જે જે ગ્રંથો સ્પર્શતા હોય, છેડતા હોય, તે તે ગ્રંથો વાંચી, તેનો અભ્યાસ કરીને પોતે શરૂ કરેલા વિષયમાં આગળ વધે છે; જ્યારે મેં તો મોટે ભાગે મારા અનુભવથી આ પુસ્તક લખ્યું છે. તેમાં આશ્રય તો મારે પણ અનેક ગ્રંથોનો લેવો પડયો છે, પણ તેમાંથી પ્રગટેલા વિચારોના મંથને પેદા થયેલું નવનીત રજૂ કરી, હૃદયના જ્ઞાનને મૂર્તિમાન ઢાલ્યું છે. છતાંયે એથી જ્ઞાન ઓછું નથી થતું, બલકે વધે છે એ હું મારી જાતે અનુભવું છું.

દૂધને જમાવી, તેના નીપજાવેલા દહીંનું મંથન કરવા માટે યોગ્ય પાત્ર પણ જોઇએ. તો જ તેમાંથી માખણ મેળવી શકાય. એટલે કે મારામાં જ્ઞાન છે, પણ તેને જાહેરમાં મૂકવાને જ્યાંસુધી સ્થાન મળે નહિ ત્યાંસુધી હજારો અને લાખો માનવીઓપર્યંત એ જ્ઞાનને હું વહાવી પણ કેમ શકું ? ઇશ્વરેચ્છાથી કે પૂર્વના કોઈ ઋણાનુબંધથી 'બહુરૂપી' જેવું બહોળો ફેલાવો પામેલું, લોકરૂચીને પાત્ર બનેલું અખબાર મને મળ્યું, અને મારા વિચારો, એણે માત્ર હિંદુસ્તાનના છેડા સુધી જ નહીં પરંતુ દરિયાપાર પણ પહોંચતા કર્યા. એ માટે મારે 'બહુરૂપી'નો અને તેના તંત્રી ચંદુભાઇનો ઉપકાર માનવો રહ્યો. પોતાના વિચારો રજુ કરવા માટે મોટા મોટા મંચ ઉભા કરી, લાઉડ-સ્પીકરો ગોઠવી, કેટલાય પ્રયત્ન અને પરિશ્રમ કરવામાં આવે છે, અને ત્યારે જ હજારોને એ વિચારો આપી શકાય છે. છતાં એ અવાજમાં રહેલી વિચારોની ખુશબો કેટલીક વાર ક્ષણજીવી બને છે, જ્યારે અખબાર દ્વાર પહોંચતા વિચારો સ્થિર અને બહુ પ્રચાર પામનાર થાય છે. આ લેખમાળા માટે એમ જ બન્યું છે.

આ લેખમાળામાં મારા વિચારો જેમ જેમ હું રજુ કરતો ગયો તેમ તેમ સ્ત્રીસમાજની વૃત્તિઓ મારા તરફ દોરાતી ગઈ. તેથી આ દોઢ વરસના ગાળામાં સ્ત્રીવિષયક જ્ઞાનનો મારામાં ઓર વધારો થયો. લેખમાળા વાંચી વિવિધ વ્યાધિથી પીડાતી અનેક બહેનો મારી પાસે આવતી ગઈ, અનેક બહેનોએ પત્રવહેવાર કરી પોતાનું માનસ મારી પાસે ઠાલવ્યું, અનેક શિક્ષિત, સદ્‌ગુણી સન્નારીઓ સાથે મારી મુલાકાતો થઈ, અને એ રીતે ઘણાં ઉચ્ચ કુટુમ્બો સાથે મારો સંપર્ક જોડાયો. અને આજે સૂર્યરશ્મિ પણ જ્યાં પ્રવેશવા ન પામે તેવા રાજામહારાજાઓનાં અંતઃપુરમાં, લક્ષાધિપતિઓ અને કરોડાધિપતિઓના મહેલોમાં, સલાહ, સૂચના અને માર્ગ માટે, અગાઉ જેમ પર્ણકુટીવાસી ઋષિમુનિઓને હરકોઈ જગ્યાએ જવાની છૂટ હતી અને કોઈ જાતની રોકટોક નહોતી, તેમ મારે માટે પણ તેવો માર્ગ બનાવવામાં આ લેખમાળા કારણભૂત બની છે. એટલે એ રીતે પણ મારા જ્ઞાને અને 'બહુરૂપી'ના સ્થાને મારૂં માનવી તરીકેનું સ્થાન ઉજ્જવળ બનાવ્યું છે.

સાથે સાથે વાચકોની ગુણગ્રાહી દૃષ્ટિ માટે પણ મારે લખવું જોઇએ. 'પુત્રદા'ના કેટલાક વિષય–કેવળ શાસ્ત્રીય વિષયને પણ હું દાખલા દલીલોથી હળવા બનાવી લઉં છું. તથાપિ વ્યાધિનિદાન માટે આપવા પડતા શાસ્ત્રીય વિષયોમાં ધંધાધારી સિવાયના સામાન્ય વાચકોને રસ ઓછો પડે. છતાં યે મારે કહેવું જોઈએ કે 'બહુરૂપી'નો વાચક ખરેખર સમજુ, મર્મજ્ઞ અને સારાસારનો વિવેક સમજનાર છે. આટલા લાંબા કાળ સુધી ચાલેલો એક જ મથાળાવાળો વિષય એણે તત્ત્વચિંતકની નજરે વાંચ્યો છે. એ વાંચેલ વિષય ઉપર શંકા અને ચર્ચા ઉઠાવનારા પત્રો મારી પાસે થોકબંધ આવી પડેલા. એ ઉપરથી મને એક સંતોષ એ થાય છે કે મારી લેખમાળા પૂરા મનનપૂર્વક અને અભ્યાસપૂર્વક વંચાય છે અને જાહેર જનતાને એ અત્યંત ઉપયોગી અને નિત્યની સાથીદાર થઈ પડી છે.

એ ઉપયોગી થઈ પડી છે તેની બીજી ખાતરી એ છે કે 'પુત્રદા અને પારણું' પુસ્તકરૂપે તૈયાર થવાના સમાચાર પ્રગટ કર્યા તેની સાથે જ તેના ગ્રાહકો નોંધાવા લાગ્યા. તેની પ્રથમ આવૃત્તિ તૈયાર થઈને બહાર પડી ન હતી તે પહેલાં તેના એક હજાર ગ્રાહકો તો નોંધાઈ ચૂકયા હતા. પહેલી આવૃત્તિની ઉપરની સજાવટ શરૂ કરી અને બીજી આવૃત્તિ પ્રેસ ઉપર મૂકી દીધી. એટલે પહેલી આવૃત્તિ ગ્રાહકોના હાથમાં પહોંચી જાય, ત્યાં બીજી આવૃત્તિ પણ બહાર પડી જાય. ત્યારબાદ ત્રીજી અને ચોથી આવૃત્તિ પણ ખલાસ થઈ ગઈ અને આ **પાંચમી** આવૃત્તિ તૈયાર થાય છે.

પ્રથમ જ્યારે 'પુત્રદા અને પારણું' પુસ્તકરૂપે બહાર પાડવાનું નક્કી કર્યું ત્યારે લગભગ છસો પાનાંનું પુસ્તક મૂળ કીંમતે આપીએ તો એક રૂપીએ આપી શકાય એવી ગણતરી કરેલી. ૭ આના બૂકપોસ્ટના ગણી એક રૂપીઓ અને ૭ આનામાં અગાઉથી ગ્રાહક નોંધવાના રાખ્યા. તે વખતે તેમાં વાપરવાના કાગળનો ભાવ લગભગ સાડાચાર રૂપીએ રીમનો હતો, અને તેની કીંમત રાખવામાં એ ભાવની ગણતરી મૂકેલી. એ પછી ગ્રાહક નોંધાવા શરૂ કર્યા, પરંતુ ત્યારપછી તો લડાઇએ ઉગ્ર સ્વરૂપ પકડયું અને હિંદુસ્તાનમાં નોર્વે, હોલેન્ડ, બેલજીયમ તરફથી આવતા કાગળો બંધ થયા, એટલે એ જાતના કાગળો દોઢ રૂપિયાના એક રતલ લેખે ખરીદવા પડયા. આ ઉપરાંત પાકું પુઠું, તેની ઉપર સુંદર જેકેટ અને તેના ઉપર ત્રીરંગી ભાવવાહી ચિત્ર: આ બધો ખરચ 'પુત્રદા' ને માટે ભારે પડી જતો હતો. તેમ જ એક વખત ગ્રાહકો જે રકમથી નોંધ્યા તેમની પાસેથી વધુ રકમ મંગાય પણ નહિ, અને ખોટ ખાઇને પુસ્તકો પ્રગટ કરવામાં કેટલું સહન કરવું? આવી અનેક ઉપાધિ વચ્ચે પરમ કૃપાળુ પરમાત્માએ મારી બાંહ્ય પકડી અને બે ત્રણ સખી ગૃહસ્થોએ સારી જેવી રકમની 'પુત્રદા'ની શરૂઆતની આવૃત્તિના પ્રકાશનમાં મદદ આપીને મારી મુંઝવણમાં માર્ગ મેળવી આપ્યો. એથી જ પુસ્તકરૂપે સુંદર સજાવટ કરવામાં મારું તન, મન, ધન ખરચી વાચકોના કરકમળમાં આ ગ્રંથ મૂકવાને હું ભાગ્યશાળી બની શકયો હતો.

હવે પરિશિષ્ટ–પુરવણીની અંદર ખાસ પ્રયોગો જે આપવા બાકી રહી ગયા છે તેવા પ્રયોગો આપી પુસ્તકની યોગ્યતામાં ઓર વધારો કરી આપવાનો છે.

આ આખી લેખમાળા ચાલી તે દરમ્યાન વખતોવખત 'બહુરૂપી'ના તંત્રીએ તથા તેમના તંત્રીવિભાગમાં કામ કરતા તેમના ચીરંજીવીઓ તથા અન્ય ભાઈઓએ ખૂબ કાળજી રાખી છે. ઉતાવળે લખાયેલા લખાણુ માંહેની અનેક ખામીઓ ટાળી નાંખી, એક દાગીનો તૈયાર થયા પછી તેની ઉપર પાલીશ કરનાર કારીગર જેમ ઓપ ચઢાવે છે તેમ લેખમાળાને વ્યવસ્થિત બનાવવામાં ભાઈ શ્રી ચંદુભાઈએ જહેમત ઉઠાવી છે; તેની સાથે પુસ્તકો પ્રગટ કરવા માટે હું બિનઅનુભવી હોવા છતાં એ વિષયમાં વારંવાર સમજૂતી આપી, પ્રકાશન માટે વ્યવસ્થા કરી આપી છે, એ માટે હું તેમનો સદાનો ઋણી રહીશ.

સ્ત્રીઓ માટે આ લેખમાળા યાને પુસ્તક અપૂર્વ બન્યું છે એમ હું માનું છું. છતાં તે સર્વાંગે પૂર્ણ છે એમ તો હું ન જ કહી શકું. માનવી ગમે તેટલો ડાહ્યો હોય પણ એ માનવી જ છે. 'જ્ઞાન' એ કોઈ અલૌકિક વસ્તુ છે, અને 'ઉણપ' એ તો હરેક માનવીમાં હોય છે. એમ મારા લખાણમાં કોઈ ઉણપ જણાય તો વાચક દરગુજર કરી, ગુણગ્રાહી બની, તત્ત્વચિંતકના ન્યાયે જે સારૂં હોય તેને અપનાવી લઈ, મને કૃતાર્થ કરશે એવી આશાએ હાલ તો લાંબા સહવાસ પછી મારી આ સેવા સહુને ઉપયોગી બનો, એવી આશા સાથે વાચકોની નજર સામેથી 'પુત્રદા ને પારણું' રૂપે હું વિરમું છું.



# પરિશિષ્ટ પુરવણી

## કેટલાક ઉપયોગી પ્રયોગો

### હીસ્ટીરીયાની ગોળી

| | | |
|---|---|---|
| શુદ્ધ ઝેરકોચલાં | તો. | ૪ |
| લોહ ભસ્મ | તો. | ૧ |
| હિંગ કાચી | તો. | ૧ |

કુંવારના રસમાં ઘુંટી મગના દાણા જેવડી ગોળી વાળવી. દિવસમાં ત્રણ વખત બબ્બે ગોળી આપવી. એકાદ મહિનો આપવાથી વાતપ્રકોપ શાંત થઇને હીસ્ટીરીયા નાબૂદ થાય છે. બળવર્ધક, સ્નાયુને મજબુતી આપનાર તથા વાયુહર આ ગોળી હોવાથી, હીસ્ટીરીયામાં ફાયદો કરે છે.

### બૃહત ભૂતભૈરવ રસ

| | | | |
|---|---|---|---|
| સુવર્ણ સિંદુર | તો. ૨ | સુવર્ણ ભસ્મ | તો. ૧ |
| મોતી પિષ્ટિ | તો. ૧ | પ્રવાલ ભસ્મ | તો. ૧ |
| કાન્તિસાર | તો. ૧ | | |

કુંવારના રસમાં એક દિવસ ઘુંટવી તથા એક દિવસ બ્રાહ્મીના રસમાં ઘુંટી, તેનો ગોળો વાળી, ઉપર એરંડાનાં પાન લપેટી, અનાજના ઢગલામાં ત્રણ દિવસ રાખી મુકવું. ત્યારબાદ બહાર કાઢી મગના દાણા જેવડી ગોળી વાળવી. તેમ, મરચાં, ખટાશ બંધ કરી દિવસમાં ત્રણ વખત આની બબ્બે ગોળી આપવાથી હીસ્ટીરીયા નાબૂદ થાય છે. ત્રીફળાનું ચૂર્ણ તથા સાકરના અનુપાનથી આપવી.

## હીસ્ટીરીયા માટે બીજી ગોળી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ક્રૌચ બીજ | તો. | ૧ા | રાસ્ના | તો. | ૧ા |
| સફેદ મરી | તો. | ૧ા | સુવા | તો. | ૧ા |
| શતાવરી | તો. | ૧ા | પીપરીમુળ | તો. | ૧ા |
| મોટીપીંપર | તો. | ૧ા | વરધારો | તો. | ૧ા |
| વાવડીંગ | તો. | ૧ા | આહન | તો. | ૧ા |
| ગોખ્ખરૂ | તો. | ૧ા | ગુગળ | તો. | ૨૦ |
| આકડાનાં ફૂલ | તો. | ૨ાા | શુદ્ધ ઝેરકોચલાં | તો. | ૧૫ |

ગુગળને પાણીમાં ઉકાળી, ગાળી લઇ, બીજી વસ્તુ ખાંડી મેળવી દેવી. ચણી બોર જેવડી ગોળી વાળવી. દિવસમાં ત્રણ વખત આપવી. વાયુકર્તા પદાર્થો બંધ કરવા. એથી હીસ્ટીરીયા બંધ થાય છે, વાયુનો પ્રકોપ દૂર થાય છે, કેડો મજબૂત બને છે અને અટકાવ નિયમિત આવે છે. ગર્ભાશયના દોષે ઉત્પન્ન થયેલા હીસ્ટીરીયામાં આ ગોળી સારૂં કામ કરે છે.

## ફકીરી અજબ નુસખો

ગાંધીલોકોને ત્યાં 'સંગ ગુસફ' નામનો પત્થર મળે છે. સફેદ રંગનો આરસપહાણ જેવો આવે છે. તે એક તોલો લાવી તેને એક રતલ કેવડાજળમાં ઘુંટવો. પછી સુકાઇ જઇ સફેદ પાઉડર બને એટલે બાટલીમાં ભરી રાખવો.

માત્રા–૧ રતી થોડા મધ સાથે સવાર સાંજ ભૂકો ચટાડવો. હીસ્ટીરીયાવાળા દરેક દરદીને રામબાણ અસર કરે છે અને સાત દિવસનાં ચૌદ પડીકાંથી હીસ્ટીરીયા મટી જાય છે.

અમદાવાદમાં રહેતા એક ભાઇને એક ફકીરે આ નુસખો બતાવેલો, જે ભાઈ અમારા દવાખાને પોતાની ચિકિત્સા માટે આવેલા. તેઓ આ દવા બનાવી મફત આપે છે અને સેંકડોને સારૂં થઇ જવાનું જણાવતાં અમે પણ એ દવા બનાવી દરદીઓમાં વાપરી

જોઈ છે. ઘણા કેસોમાં સારી અસર નીપજેલી. માત્ર એક પુરુષ જેમને ધાતુક્ષીણતાને કારણે હીસ્ટીરીયા થતો હતો, તેમને આ દવા આપવાથી ફાયદો થયેલો નહિ. છતાં પંચોતેર ટકા ફાયદો કરે છે એ અમારો અનુભવ છે. દવા ગરમ છે એટલે એનું પ્રમાણ એક રતી બરાબર સાચવવું. એથી કદી વધારવું નહિ.

### હીસ્ટીરીયાનાશક ચૂર્ણ

કુષ્ટ, અતિવિખ, કૌચબીજ, રાસ્ના, જેઠીમધ, ગોખરૂ, ઈંદ્રજવ, શતાવરી, આહન, બાલછડ, બ્રાહ્મી, શંખાવલી, ખુરાસાની અજમો.

બધી ચીજો સરખા વજને લઇ કપડછાણ ચૂર્ણ કરવું. દિવસમાં ત્રણ વખત પા–પા તોલો ઠંડા પાણી સાથે ફાકાવવું. હીસ્ટીરીયા આવતો નથી, નિર્દોષ છે અને એકાદ બે મહિના લાગઠ આપવામાં વાંધો નથી.

### પ્રદારારિ લોહ

કડાછાલ તો. ૪૦૦, મોચરસ તો. ૪, કાળીપાટ તો. ૪, મોથ તો. ૪, અતિવિષ તો. ૪, લોહભસ્મ તો. ૪, મજીઠ તો. ૪, બીલીફળ તો. ૪, ધાવડીનાં ફૂલ તો. ૪, અભ્રકભસ્મ તો. ૪, પાણી તો. ૧૦૦૦ એક હજાર.

પ્રથમ કડાછાલને ખાંડી પાણીમાં ઉકાળો કરવો. આઠમા ભાગે બાકી રહે ત્યારે ગાળી લઇ, કૂચા ફેંકી દઈ, પાણી ચૂલે ચઢાવી, જાડું થાય ત્યારે બીજી વસ્તુ ઉમેરી, ગોળી વાળવા જેવું થતાં ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

**પ્રમાણ** : ૨ થી ૪ ગોળી ચોખાના ધોવરામણ અને મધ સાથે અથવા દાભડાના મૂળના કવાથ સાથે આપવી.

પ્રદર, ગુપ્તભાગમાંથી પાણી પડવું, પ્રદરને અંગે પીડાશ–નબળાઈ, અશક્તિ, પાન્ડુ જેવું થઈ ગયું હોય ત્યારે આ ગોળી શરીરમાં લોહી

વધારે છે અને ગુપ્ત ભાગને મજબૂતી આપવા ઉપરાંત સર્વાંગે શક્તિ પણ ભરે છે.

**પ્રમદાપ્રિય મોદક**

શીલાજીત તો. ૪, સફેદ મુસળી તો. ૨, ઓથમીજીરૂ તો. ૨, વાંસકપુર તો. ૩, એલચી તો. ૭, તજ તો. ૨, સુંઠ તો. ૧, કેશર તો ૧, પ્રવાલભસ્મ તો. ૩, સાલમ તો. ૧૦, કાકડાશીંગી તો. ૨, જાવંત્રી તો. ૩, મરી તો. ૧, ભોરીંગણીનાં મૂળ તો. ૩, ચોપચીની તો. ૩, લોદર તો. ૩, કમરકાકડીનો મગજ તો. ૩, બદામમગજ તો. ૧૦, સાકર તો. ૧૦૦, ઘી તો. ૪૦, સોનાના વરખ નંગ ૫૦, ચાંદીનાં વરખ નંગ ૫૦.

**બનાવટ**—પ્રથમ ખાંડવા જેવી વસ્તુ ખાંડી નાંખવી. સોના-ચાંદીના વરખ, કેશર, શીલાજીત જુદાં રાખવાં.

બદામના મગજના ભૂકાને ઘીમાં લાલ થાય ત્યાંસુધી શેકી નાંખવો. સાકરની ચાસણી કરી મસાલા, બદામ, કેશર, શીલાજીત, સોના-રૂપાના વરખ, એ બધું મેળવી પાંચ પાંચ તોલાના લાડુ વાળવા. સાકરની ચાસણી આકરી કરવી.

ગર્ભાશયની નબળાઇ, અંગ ઢીલું પડી જવું, ઘણાં બાળકો થવાથી ગુપ્ત ભાગ શીથીલ બનવો, સફેદ પાણી આવવું, કેડનો દુઃખાવો અને નબળાઇ, પેસાબની અટકાયત, વગેરે નિબર્ળતા માટે આ લાડુ દરરોજ સવારમાં ધીમે ધીમે ચાવીને ખાવો. ઉપર ગરમ કરીને ઠંડુ કરેલું દૂધ આપવું. દૂધ નહિ લે તો પણ વાંધો નથી. આ મોદક ઘણા ખાટા, તીખા તથા તેલવાળા પદાર્થો બંધ કરી, એક મહિનો અથવા બે મહિના જો સ્ત્રી સેવન કરે તો તેના શરીરના બાંધામાં ફેરફાર થઇને શરીર મજબૂત, દૃઢ અને ગુપ્ત અવયવ પુષ્ટ બને છે. શક્તિની વિદેશી બાટલીઓ પીતાં પહેલાં સ્ત્રીઓને આ મોદક આપવા ભલામણ છે. નાની બાળકીથી માંડી હરેક ઉમરની સ્ત્રી આ મોદક ખુશીથી ખાઈ શકે છે.

**શંશમની નં. ૧**

લીલી ગળો એક મણ લાવી, તેને છુંદી આઠગણા પાણીમાં ઉકાળો કરવો. અરધું પાણી બાકી રહે ત્યારે તેને નીચે ઉતારી ચોળીને ગાળી લેવું. કૂચા ફેંકી દઇ એ પાણી ફરી ઉકાળવું. ધીમે ધીમે ઉકાળતાં પાણી બળી જઇને નીચે શીરા જેવો કાળો પદાર્થ રહે, તેને ધીરે ધીરે જાડો કરી નીચે ઉતારવો. આને ગળોનું ઘન કહે છે. આ ગળો ઘન તો. ૨૦ તથા ચંદ્રપ્રભા નંબર ૧ (પાઠ 'રખે વહેમાતા' પુસ્તકમાં જુઓ.) ગોળી વાળવા તૈયાર કરેલ હોય તે તો. ૨૦ બન્નેને સાથે મેળવી, ઘીવાળો હાથ કરી ખૂબ મસળવું અને ચણીબોર જેવડી ગોળી વાળવી. આ ગોળીનું નામ શંશમની નંબર ૧ છે.

સ્ત્રીઓની, નબળાઇ, પાંડુરોગ, ધીકાશ, પ્રદર, દાહ, જીર્ણજ્વર, મંદાગ્નિ, પ્રદરને અંગે ક્ષય, હૃદયની નબળાઈ, મૂત્રરોગ, સોજા આવવા, પેસાબે આગ બળવી, વગેરેમાં ઘણી ઉત્તમ અને કામની છે. સવાર, બપોર ને સાંજ બબે ગોળી દૂધ, પાણી અથવા ચોખાના ધોવણ સાથે આપવી.

**શંશમની નં. ૨**

ગળોનું ઘન તો. ૨૦, ચંદ્રપ્રભા નંબર ૧ નો તૈયાર મસાલો તો. ૨૦, સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૨ાા.

બધું સાથે મેળવી ઘીવાળો હાથ કરી ચણાના દાણા જેવડી ગોળી વાળવી. સવાર, બપોર, સાંજ બબે ગોળી દૂધ અથવા પાણી સાથે.

સુવર્ણ માક્ષિકમાં લોહનાં સરસ તત્ત્વો છે. સ્ત્રીઓને સુવર્ણમાક્ષિક વધુ માફક આવે છે. એ તેના મગજ ઉપર બહુ અસર કરે છે, લોહનાં તત્ત્વો વધારે છે. એટલે આ ગોળી નબળાઈ, ધીકાશ, મંદાગ્નિ, પ્રદર, સોમરોગ, માથાનો દુઃખાવો, હૃદયની નબળાઈ, રાત્રે ઉંઘ ન આવવી, પેશાબમાં પદાર્થનું જવું, ગર્ભાશયની નિર્બળતા, વગેરેમાં

ઘણું સારૂં કામ કરે છે. લોહીની–શરીરની ફીકાશ દૂર કરીને શક્તિ વધારી ગુપ્તભાગ મજબૂત બનાવે છે.

**શંશમની ગોળી નં. ૩**

નંબર ૧ ની શંશમનીમાં બતાવેલા ગળોના ઘનને તેમાં કાંઇ પણ નાંખ્યા સિવાય ઘીવાળો હાથ કરી મગના દાણા જેવડી ગોળી વાળવી. તેને શંશમની નં. ૩ કહે છે. આ ગોળી આખા દિવસમાં ૧૫ થી ૨૦ સુધી આપી શકાય છે. એક ટંકે પાંચ ગોળી પાણી સાથે ગળાવવી. એવી રીતે દિવસમાં ત્રણ વખત આપવી.

તદ્દન નિર્દોષ અને નિર્ભય આ ગોળી સ્ત્રીઓને માટે તથા બાળકોને માટે પણ ઘણી જ ઉપયોગી છે, તેટલી જ અસરકારક છે. શરીર તપેલું કે તપતું હોય, જીર્ણ જ્વર, નબળાઈ, પ્રદર, મોઢું આવી જવું, ગર્ભાશયની ગરમાઈ, વગેરેમાં અપાય છે. બાળકોના તાવમાં તથા બાળક દુબળું રહેતું હોય તેમાં આપવામાં જરાએ વાંધો નથી.

**શંશમની સ્વકૃતિ**

ગળોનું ઘન તો. ૧૦, પ્રવાલપિષ્ટિ તો. ૨॥, સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૧॥, શીલાજીત તો. ૧॥, અભ્રકભસ્મ તો. ૧, મંડુરભસ્મ તો. ૧॥, કેરબાની પિષ્ટિ તો. ૧॥, ઉલટકંબલનું ચૂર્ણ તો. ૧॥.

ખરલમાં મેળવી એક દિવસ ગુલાબજળ સાથે ઘુંટવું અને ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

સવાર, બપોર, સાંજ બબે ગોળી આંબળાના મુરબ્બા સાથે આપવાથી સ્ત્રીઓનો પ્રદર, અશક્તિ, નબળાઇ, કેડનો દુઃખાવો, અટકાવ વખતનું દર્દ નાબૂદ કરી, ગુપ્તભાગને મજબૂત બનાવે છે. શરીરનો બાંધો સુધારી શક્તિ ભરે છે.

**ચંદનાદિ અવલેહ**

મલયાગીરી અસલ ચંદનનો ભુકો તો. ૫, ઇલાયચી તો. ૧, સફેદ જીરૂ તો. ૧, અસલ નાગકેશર તો. ૧, તજ તો. ૧, પઠાણી

લોદર તો. ૦ાા, પ્રવાલ પિષ્ટિ તો. ૦ાા, સફેદ મરી તો. ૦ા, કમળ-કાકડીનો મગજ તો. ૧, કેશર તો. ૦ા, લીલાં આંબળાંનો રસ તો. ૫, ગુલાબજળ તો. ૧૫, ચાંદીના વરખ નંગ ૨૦, સાકર તો. ૨૦.

**બનાવટ**:—પ્રથમ ગુલાબજળમાં ચંદનનો ભૂકો રાત્રે પલાળી રાખવો. સવારે બીલકુલ મંદ તાપથી ઉકાળવું. એકાદ બે ઉભરા આવે એટલે ગાળી લઈ તેમાં આંબળાંનો રસ નાંખી દેવો અને સાકર નાંખી ચાસણી કરવી. ચાસણી તયાર થયે નીચે ઉતારી બાકીની વસ્તુઓને વસ્ત્રગાળ ચૂર્ણ કરી અંદર મેળવીને બરણી ભરવી

સવારમાં આ દવામાંથી ૧ તોલો ચટાડી ઉપર દૂધ પીવા આપવું.

શ્વેત પ્રદર, નબળાઈ, ખોટી ગરમાઈ, જીર્ણજ્વર, વગેરેથી સ્ત્રી કૃશ બની ગઈ હોય, બીજી દવાઓ ખાઈ શકે તેમ ન હોય, ધનિક સ્ત્રીઓ કે જેમને દવાનાં ચૂર્ણો તથા ગોળીઓ ખાવામાં સૂગ આવે છે, તેમને માટે આ અવલેહ ઘણું સારૂં કામ કરે છે. સ્વાદીષ્ટ અને ખુશબોદાર અમૃત સમાન આ અવલેહ હરકોઈ અવસ્થામાં સગર્ભાને, બાળાને, યુવતીને, કુમારિકાને—હરેકને આપવાથી શરીરનો બાંધો મજબૂત બને છે, પ્રદર નાબૂદ થાય છે, બાળપ્રદર (નાની છોકરીને ધાતુનું જવું)માં અકસીર કામ કરે છે, બાંધો સુધારે છે અને લોહી વધારે છે.

### લોધ્રાસવ

પઠાણી લોદર તો. ૨૦, કચુરો, પુષ્કરમૂળ, એલચી, મોરવેલ, વાવડીંગ, હરડાં, બેડાં, આંબળાં, અજમોદ, ચવક, ધઉંલા, સોપારી, નખલા, મરી, લાંગુલી, કરીયાતુ, કડુ, ભોરંગી, તગર, ગંઠોડા, ચિત્રક, પીપરીમૂળ, કુષ્ટ, અતિવિષ, કાળીપાટ, ઈંદ્રજવ, નાગકેશર, વરીયાળી, તમાલપત્ર, ચંદન, એ ત્રીસ ઔષધ દરેક એકેક તોલો, ચોખું મધ તો. ૨૦૦, પાણી તો. ૫૦૦.

ઉપરની ઔષધીઓને અધઓખરી ખાંડી, પાણી અને મધ સાથે મેળવી, બરણીમાં ભરી મોઢું પેક કરી બે માસ સુધી રાખી મૂકવું. ત્યારપછી ગાળી લઈ પેક બાટલીઓમાં ભરી રાખવું.

સ્ત્રી અથવા પુરુષના પ્રમેહ, ધાતુનું જવું, પેશાબે ગરમાઈ, પ્રદર, લીલાં પીળાં પાણી વહેવાં, સંગ્રહણી, કાચા ઝાડા થવા, એ માટે લોધ્રાસવ ઘણી સારી વસ્તુ છે. પ્રમાણ ૧। થી ૨॥ તોલા તેટલા જ પાણી સાથે દિવસમાં બે વખત.

**ચંદનાસવ**

મલયાગીરી અસલ ચંદન તો. ૨૦, વાળો, નાગરમોથ, કમળનાં ફૂલ, માલકાંકણી, પદમક, લોદર, મજીઠ, રતાંજલી, કાળીપાટ, કરીયાતુ, કડુ, પીંપર, કચુરો, ખડસલીઓ, જેઠીમધ, રાસ્ના, પરવળ, કાંચનાર, મોચરસ, આંબલીની છાલ, શીવણ, એ દરેક ચાર ચાર તોલા.

ધાવડીનાં ફૂલ તો. ૬૪, કાળી દ્રાક્ષ તો. ૮૦, પાણી તો. ૨૦૪૮, સાકર તો. ૪૦૦, ગોળ તો. ૨૦૦.

ઉપરનો મસાલો કુટી બધી વસ્તુ પાણી, ગોળ સાકર સાથે મેળવી બરણીમાં ભરી પેક કરી દોઢ માસ રાખી મૂકવું. ત્યારબાદ ગાળીને બાટલીઓ ભરી રાખવી.

પ્રદર, વીર્યસ્ત્રાવ, શુક્રમેહ, નબળાઈ, ખોટી ગરમી, ગર્ભાશયની ગરમી, રતવા, કોઠે રતવા, બાળકો અધૂરે પડી જવાં, કસુવાવડો થઈ જવી, પેશાબ ગરમ આવવો, ઉનવા, બળતરા, પીળી ધાતુ, પ્રદર વગેરે માટે તો. ૧। થી ૨॥ અથવા લોધ્રાસવ તો. ૧ અને ચંદનાસવ તો. ૧ મેળવી પાણી સાથે દિવસમાં બે વખત આપવું.

**અશોકારિષ્ટ**

અશોક (સાચો આસોપાલવ) તો. ૨૦૦ને કચરી તેમાં પાણી તો. ૨૦૦૦ નાંખી ધીમા તાપે ઉકાળવું. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી કપડે ગાળી લેવું. તેમાં ગોળ તો. ૨૦૦ મેળવી

દેવો. બાદ ધાવડીનાં ફૂલ તો. ૩૨, શાહજીરૂ, મોથ, સુંઠ, દારૂહળદર, કમળકાકડી, હરડેની છાલ, બહેડાં છાલ, આંબળા, આંબાની ગોટલી, જીરૂ, અરડુસાની છાલ, સુખડ, એ દરેક વસ્તુ બબ્બે તોલા લઈ ખાંડી ચૂર્ણ કરી ઉપરના પ્રવાહીમાં મેળવવું. બરણી ભરી બે માસ પેક કરી રાખી મૂકવું. બાદ કાઢીને ઉપયોગમાં લેવું. પ્રમાણુઃ ૧॥ થી ૨॥ તોલા.

શ્વેતપ્રદર, રક્તપ્રદર, તાવ, રક્તપિત્ત, અર્શ. પ્રમેહ, સોજા, સોમરોગ, વગેરે સ્ત્રીઓના તમામ રોગોમાં અત્યંત ગુણુકારી છે.

અમારા દવાખાનામાં લોધ્રાસવ, ચંદનાસવ, અશોકારિષ્ટ યુક્તિપૂર્વક ત્રણેની મેળવણી અરધા અરધા તોલાની આપીએ છીએ. બીજી દવાઓની સાથે પીવાની દવા તરીકે આ આસવો એટલું સરસ કામ કરે છે કે એક જ અઠવાડિયામાં તેની તરત અસર કરી રોગથી મુક્ત કરાવે છે.

પણુ વૈદ્યોની, જનતાની અને આયુર્વેદની એક કમનસીબી અને પનોતી બેઠી છે. દારૂબંધી સાથે આવા નિર્દોષ અને દેશી વૈદકમાં હાડપ્રાણુ સમાં ઉત્તમ ઔષધોને દારૂ ગણી તેની ઉપર ડયુટી બેસારી દીધી છે. કોઈ પણુ માણુસ–વૈદ્ય આ આસવો આસાનીથી બનાવી, વાપરી કે આપી શકતો નથી. તેને માટે દારૂ બનાવવા જેવું જ લાઇસેન્સ લેવું પડે છે. અમે હિંમતપૂર્વક કહીએ છીએ કે ઉપર બતાવેલાં ત્રણુ જાતનાં ઔષધો તદ્દન નિર્દોષ છે. દારૂ જેવી તો શું પણુ તેના સોમા ભાગે પણુ ખરાબ અસર નથી કરતાં. બલકે દારૂના ટેસ્ટની ખાતર કોઇ તેને લઈ પણુ ન શકે. છતાં આંખે પાટા બાંધી, કાનમાં દાટા મારી, અમારી વાત દેશના એ પોતાના મનથી માનતા ઉદ્ધારકોને સાંભળવી નથી. દારૂબંધીના પ્રદેશોમાં દારૂની તો છૂટછાટ લગભગ અપાઈ ગઈ, પણુ આસવોનો પ્રશ્ન લટકતો જ રહેવા દીધો છે. એટલે સત્તાધિકારીઓ તરફથી વૈદ્યોને સતામણી ઉભી છે. અમારી પ્રવાહી ઔષધી એ આસવ અને

અરિષ્ટ છે, તે હાથમાંથી આવી રીતે છૂટી જતાં એલોપથીનાં ટીંચરો કે જે ખાસ રેકટીફાઇડ અને પ્રુફ સ્પીરીટથી જ બને છે તે તરફ વૈદ્યોને વળવું રહ્યું. એ ચોખો દારૂ વાપરવામાં વાંધો નથી, તેની રોકટોક નથી. પરંતુ રોકટોક તો દેશી રીતે નિર્દોષ દવા બનાવી, દેશનું નાણું દેશમાં રહે તે સામે છે ! આ અમારી અરજી દેશનો ઉદ્ધાર કરનારને સાંભળવાની ફુરસદ નથી, વિચાર કરવાને નવરાશ નથી, વિદેશી દવાઓ દેશીને મારી નાંખી કરોડો રૂપિયા પરદેશ લઇ જાય છે, એ જોઇને જ ખુશ થાય છે આપણા દેશના કોહાડાના હાથાઓ ! ભગવાન એમનાં અંધકારીવાળાં ચશ્માના કાચને બદલે અને ચોખું દેખાતાં ચશ્માં આંખે ચડાવવાની સદ્‌બુદ્ધિ આપે.

**દશમૂળ ક્વાથ**

શાલપર્ણીનાં મૂળ, પ્રશ્નપર્ણીનાં મૂળ, બેઠી ભોરીંગણીનાં મૂળ, ઉભી ભોરીંગણીનાં મૂળ, ગોખરૂનાં મૂળ, બીલીનાં મૂળ, અરડુસાનાં મૂળ, સીવણનાં મૂળ, પાટલાનાં મૂળ, અરણીનાં મૂળ.

આ દશે જાતનાં મૂળને ખાંડી રાખી અધકચરો ભૂકો કરી રાખવો, બશેર પાણીમાં સવા તોલો ભૂકો નાંખી, આઠમા ભાગે પાણી રહેતાં ગાળી પીવા આપવું. દિવસમાં બે વખત અપાય. સ્ત્રીઓના ખાંસી, તાવ, સુવાવડનાં દર્દો, કસુવાવડ પછીના તાવમાં, ગર્ભાશયના સોજા, વગેરેમાં આ ક્વાથ પ્રચલિત છે.

આ કવાથનો ભૂકો તો. ૨॥ ને પાણી સાથે ચટણી જેવો વાટી આઠગણા તલના તેલમાં નાંખી, ધીમી આંચે પકાવવું. મસાલો લાલ થઇ જતાં નીચે ઉતારી લઇને ગાળી લેવું. આ તેલનું નામ 'દશમૂળ તેલ' કહેવાય છે. આ તેલ કાનની જૂની બહેરાશમાં ફાયદો કરે છે. સ્ત્રીઓને ગુપ્તભાગમાં સણકા આવતા હોય, પીળા રંગનું પાણી પડતું હોય, સમાગમ કરતી વખતે દર્દ થતું હોય, તેવી સ્ત્રીઓને આ તેલમાં રૂનો પેલ બોળી ગુપ્ત ભાગમાં ૭ કલાક ધારણ

કરાવવાથી અને કેટલાક દિવસ એ રીતે રાખવાથી ગર્ભાશય મજબૂત બને છે, સોજો ઉતારે છે, દુઃખાવો નાબૂદ થાય છે, વાયુ રહેતો હોય તો નાબૂદ કરે છે.

**અબળા બસ્તી [ કવાથ ]**

દાડમની છાલ, બાવળની છાલ, માયાંફળ, ફુલાવેલી ફટકડી, નાની હરડે ( હીમેજ ), કાથો, આ સઘળી વસ્તુ સરખા ભાગે લેવી.

પાણી તો. ૮૦ માં એક તોલો આ કવાથનો ભુકો નાંખી બે ત્રણ ઉભરા આવે તેટલું ઉકાળીને ગાળી લેવું. સ્ત્રીઓને સવારમાં આ ઉકાળાની બસ્તી (ડુશ) ગુપ્ત માર્ગમાં આપવાથી પ્રદર બંધ કરે છે, દુર્ગંધ નાબૂદ થાય છે, ગુપ્તભાગ સંકોચાય છે, સોજો ઉતરે છે અને અંગ નીચે ધસી આવ્યું હોય તો ઉપર ચઢે છે. કેટલાક દિવસ સુધી ચાલુ લેવી જોઇએ.

**રજવાહિની**

એળીઓ તો. ૪, શુદ્ધ હીરાકસી તો. ૨, તજ તો. ૪, કવીનાઇન તો. ૨, હીરાબોળ તો. ૪, ટંકણખાર તો. ૨, સુંઠ તો. ૨, ગાજરનાં બીજ તો. ૧. બધાંને સાથે મેળવી દેવું. મધના પાણીમાં ઘુંટી ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

કોઇ પણ કારણસર અટકાવ બંધ થયો હોય તેને ખોલવા માટે કુમારી આસવ ઔંસ ૧ સાથે દિવસમાં ત્રણ વખત આ ગોળી આપવાથી ચઢી ગયેલો અટકાવ તાત્કાલિક આવે છે. ગોળી ગરમ છે. કદાચ એકાદ ઝાડો આ ગોળીથી થાય છે. એથી ગભરાવાની જરૂર નથી. પાણી સાથે પણ આ ગોળી આપી શકાય છે.

**રજપ્રવર્તક વર્તી**

અજમોદ, વાવડીંગ, ગંધો બેરજો, સોયાબીજ, લવીંગ, નરકચુરો, સીંધાલુણ, સરખા વજને લઈ ખાંડી તે જેટલું હોય તેટલું શુદ્ધ તલનું તેલ મેળવી બરણીમાં ભરી રાખવું.

રૂનો લાંબો પેલ દીવેટ જેવો બનાવી આ દવાની અંદર બોળી, સ્ત્રીઓને ગુપ્તભાગમાં રખાવવાથી અટકેલું ઋતુ (માસિક) આવી જાય છે. ગુપ્તભાગમાં ગરમાઈ જણાય તો ધોયેલું ઘી લગાવવું.

**ગર્ભધારિણી વટી**

શીવલીંગનાં બીજ તો. ૨૦, પૂર્ણ ચંદ્રોદય તો. ૨, સુવર્ણ ભસ્મ, રૌપ્યભસ્મ, પ્રવાલચંદ્રપુટી, મુક્તાપિષ્ટિ, સ્ફાટિકપિષ્ટિ, લોહ-ભસ્મ, અભ્રભસ્મ, ત્રીઅંગભસ્મ, મિંઢળ, શરપંખાનું મૂળ, જેઠીમધનું મૂળ, સુખડ ઘસેલી, એ દરેક તો. ૧.

આસંધ, શતાવરી, વારાહીકંદ, કેળકંદ, બહુફળીનાં પાન, નાગ-કેશર, સંશોડાનાં પાન, પુત્રજીવકનાં પાન, કુષ્ટ, બ્રાહ્મી, તલવણી, અરડુશીનાં ફૂલ દરેક તોલો ૧ાા.

બધી વસ્તુને સાથે મેળવી શતાવરીના રસની અને વિદારી-કંદના રસની એકેક ભાવના આપવી, સુકાવા આવે એટલે તેમાં કસ્તુરી તો ાા તથા કેશર તો. ાા મેળવી જરા મધ નાંખીને દરેક બે રતીભારની ગોળી વાળવી. દિવસમાં ત્રણ વખત બબે ગોળી દૂધ સાથે.

સ્ત્રીના ગર્ભાશયના બધા રોગને નાબૂદ કરી, ગર્ભ ધારણ થાય છે. સગર્ભા સ્ત્રીને દરરોજ એક ગોળી સવારમાં આપી હોય તો તેનું બાળક અત્યંત નીરોગી અને બુદ્ધિમાન જન્મે છે. ઘણી જ કીંમતી ગોળી છે. તેટલી જ મોંઘી અને કડાકુટવાળી પણ છે. ચિકિત્સકો બનાવી વાપરશે તો દામ અને યશના ભાગી બનશે.

**સ્તન કઠિનકર પ્રયોગો**

(૧) ભોરીંગણીનાં બી, બળદાણા, સરસવ, ઉપલેટ, આસંધ, ગજપીંપર.

આ વસ્તુ સરખા વજને ખાંડી ગાયના ઘીમાં મેળવી સ્તન ઉપર ચોળવાથી સ્તન લટકતાં મટે છે, મજબૂત અને ગોળાકાર થાય છે.

(૨) ખરેટીનાં બીજ, ઉપલેટ, બગદાણા, વજ, એ વસ્તુનું બારીક ચૂર્ણ કરી ભેંશના માખણ સાથે મેળવી સ્તન ઉપર માલીસ કરવાથી સ્તન મોટાં બની દૃઢ બને છે અને ખીલે છે.

(૩) હીરાકસી, આસંધ, લોદર, ગજપીંપર તેને પાણીમાં વાટી લુગદી બનાવી, તેનાથી ચારગણા તલના તેલમાં બદામ જેવો રંગ થઈ જાય ત્યાંસુધી પકવવું અને પછી ગાળી લઈ આ તેલનું માલીસ કરવાથી સ્તન મજબૂત થાય છે.

(૪) ગોરખમુંડી તો. ૧૦ પાણી તોલા ૪૦માં ઉકાળવી. અરધું પાણી રહે એટલે ગાળી લેવું. તેમાં તલનું તેલ તોલા ૧૦ નાંખી પાણી બળતાં સુધી ઉકાળી, તેલ બાકી રહે એટલે ગાળી લઈ, તે તેલનાં બબ્બે ટીપાં નાકમાં નાંખવાથી સ્તન મજબૂત, ગોળ અને કઠિન બને છે.

(૫) સુવર, રીંછ, વાઘ, સિંહ એ દરેકની ચરબી તો. ૧ અને હીનાનું અત્તર તો. ૧ મેળવી તે સ્તન ઉપર માલીસ કરવાથી સ્તન મજબૂત, ઉઠાવદાર અને ગોળ બને છે.

## દુર્ગંધનાશક પ્રયોગો

(૧) કેશર, કુષ્ટ, જટામાંસી, એલચી. આ વસ્તુ સરખા વજને ખાંડી દરરોજ તેમાંથી બબ્બે વાલ દૂધ સાથે દિવસમાં બે વખત કેટલાક દિવસ ખાવા આપવાથી મોઢાની વાસ, મુખ ગંધાતું મટે છે.

(૨) હરડે, સુખડ, મોથ, નાગકેશર, વાળો, લોદર, કુષ્ટ અને હળદર ખાંડી રાખવાં. તેને પાણીમાં વાટી શરીરે ચોળી પા કલાક રહેવા દઈ સ્નાન કરવાથી જેનો પસીનો ગંધાતો હોય તે મટી જઈ પસીનો ખુશબોદાર બને છે.

(૩) કુષ્ટ, પદ્મકાષ્ટ, કપુર, વાળો, પુષ્કરમૂળ અને મોથ સરખા ભાગે પાણીમાં વાટી તેના સરખા ભાગે તલનું તેલ, તથા સરસવનું તેલ મેળવી, અગ્નિ ઉપર પકાવી તેલ તૈયાર કરવું. આ તેલને સ્ત્રીએ પોતાના ગુહ્યભાગમાં રૂના પેલ સાથે ધારણ કરવાથી, ગુહ્યભાગની દુર્ગંધ નાબૂદ થઇ, મજબૂત થાય છે અને તે સ્ત્રી સ્વામીપ્રિય થઈ પડે છે.

## કાશ્મીરી કન્યા તૈલ

રતાંજલી, લાખ, કેસુડાં, જેઠીમધ, કસુંબો, ધઉંલા, મેંદી, હળદર, દારૂહળદર, ગોરોચન, મનશીલ, શતાવરી, વિદારીકંદ, પદ્મકાષ્ટ, કમળનાં ફૂલ, વડની વડવાઇ, પીપળનાં મૂળ, કમળનું કેશર, સુખડ, કાંગ, સરસવ, કૃષ્ણાગેરૂ, કેશર એ દરેક વસ્તુ આઠ આઠ તોલા.

એ બધાંથી બમણું બકરીનું દૂધ, લાખ તો. ૨૦, પાણી તો. ૪૦૦, તેમાં બધાંનો ઉકાળો કરવો.

આઠમા ભાગે પાણી રહે એટલે ગાળી લઈ તેમાં તલનું તેલ તો. ૨૦૦ નાંખી ધીમે ધીમે ઉકાળવું. પાણીનો ભાગ બળી જતાં તેલ બાકી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લઈ, ફરી તેલ ચૂલા ઉપર મૂકી અંદર ગુલાબની પાંખડી તો. ૨॥, મેંદીનાં પાન તો. ૨॥, ચંપાની કળી નંગ ૫, જાઇનાં ફુલ તો. ૨॥ નાંખી દેવાં. ભજીયા માફક એ તળાઇ ગયે નીચે ઉતારી, તેલ ગાળી લઇ બાટલીઓ ભરવી.

આ તેલ મોઢે ચોપડવાથી ચામડી ઉજ્જવળ બને છે, ખીલ નાબૂદ થાય છે. હાથપગ ઉપર લગાવવાથી એ ગોરા બને છે, કાળી સ્ત્રી રૂપાળી લાગે છે, ચ્હેરો ચમકદાર બની સુવાસિત થાય છે. સ્ત્રી લગાવે તો પતિને વહાલી બને છે, પુરુષ લગાવે તો પ્રિયાને પ્રીતિપાત્ર થઈ પડે છે. કાશ્મીરી કન્યા જેવાં રૂપ ખીલી ઉઠે છે.

इति शिवम्